

પુસ્તક ૭ મુ   વર્ષ ૪ થું   એપ્રીલ ૧૯૨૫   અંક ૧ લો

# અમારૂં ચોથું વર્ષ

દયામય દીનબંધુની દયાથી 'નવચેતન' આજે ચોથા વર્ષમાં પ્રવેશે છે

વિજળીના ચમકારા ઘનઘોર વાદળાંઓ વચ્ચેજ થાય છે—સ્વચ્છ નિર્મળ વ્યોમપટમાં નહિ. અનેક દુઃખની પરંપરાજ કોઈ નવાં ચેતનને જન્મ આપે છે—સુખનુ શાંત વહન નહિ

એ રીતે ઘોર વિપત્તિસમુદ્રમાંથી 'નવચેતન' જન્મ્યું છે, વિપત્તિમાંજ એની બાલ્યાવસ્થાના લાડકોડ સમાય છે, વિપત્તિઓને ગળી ગળીનેજ એ પોતાનું પોષણ મેળવી મોટું થતું જાય છે.

ઉણપ અમારામાં હજી યે અનેક છે, પણ એ દૂર કરવાની શ્રદ્ધા યે જાગતી છે.

ગત વર્ષમાં જે જે લેખકો, ચિત્રકારો, પાઠકો, મિત્રો, જાહેર ખબર આપનારાઓ વિગેરેએ મદદ કરી છે તે માટે અમે તેમના આભારી છીએ.

ને કલકત્તાની ગુજરાતી પ્રજાના અમે ખાસ આભારી છીએ, કારણ ગત વર્ષમાં એ પ્રજાએ 'નવચેતન'ને નિભાવવા અને વિકસાવવા એક સારી જેવી રકમ ત્રણ વર્ષ માટે ધીરી છે

દરેક વાંચનાર જો આ વર્ષે માત્ર એકેકજ ગ્રાહક વધારી આપશે તો 'નવચેતન'નું બળ અને સૌન્દર્ય બમણાં ખીલશે.

તે સર્વ શક્તિવંત જગદીશ પાસે મનોબળ યાચતાં નવા વર્ષમાં પ્રવેશ કરીએ છીએ. અસ્તુ !



# આર્થર રાજાની પ્રાર્થના

સ્વ કલાપીની નવલકથામાંનું એક અપ્રસિદ્ધ ગીત


સંપાદક :—
રમણીક કીશનલાલ મ્હેતા.
ચિત્રકાર :—રા. લતની.


કદિ જુવે ના મુજ મ્હોં હવે તો,
આ જીવ માટે સ્તવજે પ્રભુને;
સ્તુતિ રચે કૈં અધિકાં હિતો જે,
સંસારના સ્વપ્ન મહીં ય જોતો.

ઘડી ઘડીએ દિન ને નિશામાં,
સ્તુતિ તણો છો તુજ સાદ ઉઠે;
જેવો ફુવારા જલનો સમાજ,
પ્રભામહીં ને તમિરે ઉડે છે.

જાણી પ્રભુ જે ન સ્તવે પ્રભુને,
પોતા તણા-સ્નેહી તણા હિતાર્થે;
અહીં તહીં જીવન અંધ જેનું,
તે માનવી શું અધિકું પશુથી ?



# નમતાં હું નીતરૂં



લખનાર :—
રા. ન્હાનાલાલ દલપતરામ કવિ.

ચિત્રકાર :—રા જાની.



મ્હારી ભરચક હેલ્ય છલકાય રે,
સખી! નમતાં હું નીતરૂં :

મ્હારૂં અડળક ઉર ઢળી જાય રે,
સખી! નમતાં હું નીતરૂં.

મ્હારી હેલ્ય ત્હેવું રૂપ:
મ્હારા રૂપ જેવું ઉર :

મ્હારા હૃદય સમું હશે લલાટ કે ?
સખી ! નમતાં હું નીતરૂં :

મ્હારી ભરચક હેલ્ય છલકાય રે,
સખી! નમતાં હું નીતરૂં







# બાળ કાનુડાનો રાસ

લેખકઃ—રા. અરદેશર. ફ. ખબરદાર.

"ચાલી ચાલી ગોકુળની ગુજરનાર કે મહીડાં વેચવા રે લોલ—" એ ચાલ

કાનુડા! કહે મુજને, તું કદી હતો કે મારા જેવો નાનુડો રે લોલ,
મારા જેવો નાનુડો તે થયો ક્યાંથી કે આવો મોટો કાનુડો રે લોલ?

કાનુડા! કહે દેઉં તુજને ગમતું કે ગોકુળ ગામમાં રે લોલ,
ગમ્યું ત્યાં શું તારસિઆથી વધતું કે ગોપીઓના ધામમાં રે લોલ?

કાનુડા! તે પૂછ્યું કદી તુજ બાને કે
ક્યાં છે મારી બેનીઓ રે લોલ?

રોઈ રોઈ પૂછું હું તો બાને કે
ઢીંગલી ગઈ એવીઓ રે લોલ.

કાનુડા! તું રમતો તારા—લખોટા કે
ચંદા ફેરી ફેરીએ રે લોલ?

મારી મેં ન મુજને દેતી એ તારા કે
રમવા સેરીએ રે લોલ?

કાનુડા! શું રોતો ઘડી ઘડી મોંએ કે
મહીડાં ચાખવા રે લોલ?

બા શું હવે આપી દેતી ખાવા કે
ઘનો રાખવા રે લોલ?



કાનુડા! એ કુળાં કુળાં હૈયાં કે કહિં તે દીકરાં રે લોલ?
બા શું તારી ઘડીએ ઘડીએ લેતી કે ચુંબન મીઠડાં રે લોલ?

કાનુડા! શું જશોદામાતા તારી કે ગાતી રાતે હાલરડાં રે લોલ?
ઉં-ઉં કરી સુણવા એ અમે રોઇએ કે માતાનાં બાલુડાં રે લોલ.

કાનુડા! શું બાપુજી રોજ તારે માટે કે સુખડી લાવતા રે લોલ?
લેવા જાઉં સામે ત્યાં મુને ઉંચકી કે ખાંધે ચઢાવતા રે લોલ

કાનુડા! કહે, સંતાકુકડી રમવા કે હતી તને બેનુડી રે લોલ?
હતી તને ઝમઝમ ઝાંઝર ઝમતી કે ધોળી ધેનુડી રે લોલ?

કાનુડા! તું માખણ ચોરી ખાતો કે અમૃત માતનાં રે લોલ?
બા શું તને ચોંટી ખણતી ગાલે કે માનતી એ વાત ના રે લોલ?

કાનુડા! તેં માટીનાં ઘર આવાં કે કીધાં પાછાં ભાંજવા રે લોલ?
કીધા કદી પત્તાંના ભડ મહેલ કે ઘડી સૌને આંજવા રે લોલ?

કાનુડા! તું પાછો મારી સાથે કે રમવા આવશે રે લોલ?
નાની મારી રંગીન ગાગાનાં દૂધ કે દોહી પીવા ભાવશે રે લોલ?

કાનુડા! જો કાગળહોડી મારી કે તરવા મૂકશું રે લોલ;
જોજે, નહી પાણીમાં ડૂબી જાય કે રખે જરી ચૂકશું રે લોલ!

કાનુડા! ત્યાં બેઠા કાલી કાલી વાત કે કરશું ખેલતાં રે લોલ;
આવશે મેના પોપટ મોર કે બોલ ઉકેલતાં રે લોલ.

કાનુડા! જો જશોદાબા તારી સુણશે કે અમને લોલતાં રે લોલ,
કહેશે, તારા જેવું હજીયે સૌ બાળ કે કાલું કાલું બોલતાં રે લોલ!

કાનુડા! કહે મુજને, તું ફરી બનશે કે મારા જેવો નાનુડો રે લોલ?
મારા જેવો નાનુડો છે તેને કરશે કે તારા જેવો કાનુડો રે લોલ?



અમેરીકાનો એક જ ભયંકર જ્વાળામુખી માઉંટ લેસન હમેશ તપતો હોવાથી ત્યાં જવું અશક્ય થઇ પડતું. આખરે હવાઈ વિમાનમાંથી ફીલ્મ ઉતારી તેની પરિસ્થિતિનું આબેહુબ દ્રશ્ય લેવામાં આવ્યું હતું.

# સીનેમા ફીલ્મ અને કેળવણી.

લેખક —રા. ચીમનલાલ મુલજીભાઇ લુહાર.
સીનેમેટાગ્રાફર અને ફોટોગ્રાફરીટ.

"........For these reasons I believe that moving pictures present the right means in the hands of broad minded, intellectual and informed workers for the word's good, for the innocent amusement, effecient instruction and moral advance of the great masses of the people.

Thomas. A. Edison.

આજે જમાનો એવો આવ્યો છે કે રાષ્ટ્રિય સંગઠન માટે શાસન કેળવવાં જોઇએ. શાસનનો અસરકારક અને બુધ્ધિપૂર્વક વ્યય જીવનમાં પરિવર્તન આણે છે સમસ્ત રાષ્ટ્રને ભેગું અને છિન્ન-ભિન્ન કરી શકે છે. શાસન એક મહાન પ્રેરક બળ છે અને તેનો સદ્ઉપયોગ રાષ્ટ્રિય અસ્મિતા અને સ્વાતંત્ર્ય પ્રેરે છે જીવવા માટે જીવન છે એમ નહિ, પણ રાષ્ટ્રિય સંસ્થાપના કરી, રાષ્ટ્રિય જીવન આરંભી, તેનાં પ્રતિષ્ઠા, ગૌરવ ફેલાવવા અને નિભાવવા માટે જીવવાનું છે એમ માનતાં શીખ્યાએ છીએ: દ્રઢ થયેલ સિધ્ધાંત અને વર્ષો જુનો પ્રણાલિકા વાદ ભેદી ઉપસ્થિત સંજોગો વચ્ચે માર્ગ મેળવો કરવાનો છે એમ ભાન થાય છે, એકજ ધ્યેય માટે જીવનની લડત આરંભાય છે.







(૧) અમેરીકાના કેનીયન પેરેડાઇઝ નામક સ્થળમાંથી ઉપરનું દ્રશ્ય લેવામાં આવ્યું છે.

(૨) એક સુવિખ્યાત અમેરીકન ફીલ્મમાં ઉપલા દ્રશ્યનો દેખાવ આવે છે ચિત્રના ધોરણ તરીકે આ દ્રશ્ય અને તેનો ફોટો લેનારની ઉંચી કીમત નિર્વિવાદ મનાય છે.

(૩) પનામા કેનાલનું હવાઇ જહાજમાંથી લીધેલું દ્રશ્ય. ઇન્જીનીયરીંગ કૌશલ્યનું અદ્ભુત દ્રશ્ય આવી ફીલમ દ્વારા સૌ જોઈ શકે છે.

સુખદુઃખની પરાકાષ્ઠાએ પહોંચી જવાય છે; અંતે ઉચ્ચ શાસન દ્વારા સ્યાત્ નવચેતન ભર્યું નવજીવન પ્રજા પામે છે, અને મૃતઃપ્રાય પડેલી ભૂમિ પર સુસંસ્કાર અને સંસ્કૃતિનો ઉદય થાય છે.

ઇતિહાસના પાના પર શાસનપ્રવૃત્તિની કથા આલેખેલી વંચાય છે. આ કથાના હૃદયંગમ સ્મરણો પ્રેરણા, ઉત્સાહ અને સ્વાત્માભિમાન કેળવે છે. જગતની રંગભૂમિ પર એક અનિશ્ચિત પળે મહાન નટ પ્રગટે છે અને સમસ્ત આલમનું દૃષ્ટિબિંદુ બને છે. તમારી પાસે નથી તે તેની પાસે છે. જે ગૌરવનું ભાન તેને છે તે તમને નથી. જે શાસન કે સત્તા તેને વશ છે તેના સ્વપ્ન સ્મરણો પણ તમને મોંઘાં છે. જે શાસન ચમત્કાર આખી આલમને તે બતાવે છે તેથી તમને આંજી નાંખે છે. આ અદ્ભુત પ્રણાલિકા ઉપર તે તમને ખેંચી જાય છે. તેના વહનમાં તમારે મસડાવું પડે છે. નવસંસ્કૃતિ તેની કર્મભૂમિ પર પથરાતી જુઓ છો તેના બાહોશ અનુયાયીના, તેના દેશના, તેના રાષ્ટ્રના જીવનમાં સંસ્કારી વ્યક્તિત્વ પ્રવેશતું જુઓ છો. આવો એક મહાન નર પોતાના શાસન સંપ્રદાય દ્વારા–પોતે સંયોજેલી કેળવણી દ્વારા રાષ્ટ્રજીવન ઘડવા મથે છે. જાણે અજાણે જે તેના પ્રસંગમાં આવે છે તેને તેનાં શાસન, યોજના અને સંસ્કાર સ્વીકારવાં પડે છે. અને એક દીવસ એવો આવે છે જ્યારે એકત્રિત કરેલા એક વિશાળ રાષ્ટ્રના સંચલનનો તે નેતા બને છે. તેનો વિજયધ્વજ ફરકતો પર રાષ્ટ્રો પણ તેની પાછળ ઘેલાં બની રહે છે. દુનિયાના મહાન નરોની આત્મકથા વાંચો; તમને સ્પષ્ટ જણાશે કે તેનામાં કોઇ અદ્ભૂત શક્તિ છે. આ શાસનશક્તિ વડે તે બધાને નમાવી દે છે–પોતાના કરી લે છે બધુંય ભૂલી આપણે તેની પાસે શિક્ષણ, ઉપદેશ, કેળવણી લેવા જઇએ છીએ. તેને પગલે પગલે જીવનનો માર્ગ રચીએ છીએ. તેનીજ સાથે જીવીએ છીએ કે મરીએ છીએ.

અને તેની સાથે આમ સહચાર ખેડવા છતાં આખી આલમના કાર્યક્રમને આપણે વિસરી નથી શકતા. દુનિયાને યાદ રાખી આપણે આપણો માર્ગ ખોળી લેવો પડે છે. ઉન્નતિના જ્યોતિમય વાતાવરણમાં વિહરતાં તો કંઇ વિટંબણાઓ ખમવી પડે છે. દુનિયાનાં આકર્ષણશકિત, ક્રુરતા ઓછાં નથી. એ બધાની સામે લઢવું કે વંશ થવું પડે છે. આપણુંજ સારૂં અને બહારનું ખોટું એ સૂત્ર હમેશાં સાચું ઠરતું નથી. આત્મઉધ્ધાર કરવા જતાં સમસ્ત આલમનો અભ્યાસ કરવો આવશ્યક લાગે છે. આજના મહાન રાષ્ટ્રોની ઉન્નતિ મહાન શાસન કર્ત્તાઓથી થઇ એ આપણે વિસરી શકીશું? એમનાં રાષ્ટ્રીય સંગઠન, એકતાનતા અને વિજયના સાધનો મ્હોઉં કરવા લાભપ્રદ છે. એમના નીતિરીતિ, સાંસ્કારિક વહન, સ્વતંત્ર કાર્યશીલતા, અને સંસ્કૃતિ પ્રેરક કેળવણીધર્મોનો પૂરો અને ઝીણવટથી અભ્યાસ કરવા શિષ્યવૃત્તિ સેવવી જોઇએ. એમની ઉન્નતિનાં સાધનો પેદા કરવા કે મેળવવા દામ ભીડવી જોઇએ. પાશ્ચાત્ય સંસ્કૃતિએ આપણને બગાડયા છે અને સુધાર્યા પણ છે. સ્વતંત્ર વિચારના અવકાશ વિના આજને દરજ્જે આપણે હોત કે કેમ તે શંકાસ્પદ છે. પરંતુ એટલું તો સ્પષ્ટ છે કે કોઇનો ઘડો લઇ આપણે આપણું કાર્ય પાર પાડી શકીએ એમ છીએ. અલબત્ત આપણો માર્ગ રેલ્વે લાઇન સાફ તૈયાર નથી, પણ તેને નાંખતા પહેલાંની ઉંચી નીચી ધીચ ઝાડી, નદીનાળાં અને પહાડ પર્વતોથી ભરેલી ભૂમિ જેવો છે.

આપણે તો આ જાગૃતિયુગ ચાલે છે. અને એ અવસ્થામાં પડતાં દુઃખો આપણે

નિરંતર કાર્યપ્રેરક અને આશ્વાસક થવા કહે છે. કાયર અને ભીરુ થવાનો જમાનો ગયો. 'તું તારું કામ કર' પ્રભુ તને સહાય કરશે' એ લૈકિક વ્યાખ્યા આપણા સ્મરણ પટ પરથી ભુંસાવી ન જોઇએ. આજે રાષ્ટ્રિયગીતો ઘેરઘેર ગવાઇ રહ્યાં છે. દેશ સેવાના ઉત્સાહ અને ઉમંગ બધેય ફરી વળેલાં છે. રાષ્ટ્રિય સંસ્થાપન, રાષ્ટ્રિય સેવાની યોજનાઓ ચાલી રહી છે. ઠેરઠેર એકજ સારકારિક વ્યકિતત્વ માટે મહાન પ્રયાસો, અને આત્મભોગ અપાતાં ચાલ્યા છે. એક આ રીતે ઉન્નતિનો માર્ગ ઘડી વ્યકિતતંત્ર, કુટુંબતંત્ર અને રાજતંત્ર સુધાર્યું ! આપણે શા માટે જડ બની બેસી રહેવું ?

અને આ મહાપ્રશ્નનો ઉત્તરજ સમસ્ત હીંદને આજે પ્રેરી રહ્યો છે. જડતા ઘાલી બેઠેલો તમારો પ્રણાલિકાવાદ તજો. તમારૂ સમસ્ત તંત્ર સુધારવા મથો. ઉચ્ચતર શાસનો ઘડી તમારૂ વ્યકિતત્વ સ્થાપો. સેવાચાકરીના હીનાયતી થવા કરતાં સ્વતંત્ર મજુર બનો. તમારી બે હથેલી વચ્ચે એકઠી થયેલી નિપુણતા આ જમાનાનું મહાન શાસન છે કે ભીખારી થવા કરતાં કાંઇ કરવું એ વધારે સારું છે.

આપણા બગડેલા તંત્રને સુધારવાના સાધનોનો અભાવ છે એમ માનવાનું નથી. પાયો મજબુત કરતાં ઇમારત પડી ભાંગવાનો ભય ઓછો રહે છે. અત્યારે તો એકજ માર્ગ સ્પષ્ટ છે. અને તે સાંસ્કારિક કેળવણી અને તેનો પ્રચાર. તેને વિસારે મુકી આપણે આત્મઘાત કર્યો છે. હવે પુન: જીવન પામતાં સહિષ્ણુતા અને ધૈર્ય રાખતાં જોઇએ. ભવિષ્યનો માનવી કયું કાર્ય્યું ઘોળ કરશે તો...એ વિચારવાનું છે. સાંસ્કારિક કેળવણી આત્માભિમાન, સ્વદેશપ્રેમ, અને આત્મબલ પ્રગટાવે છે. તેના વડેજ છિન્નભિન્ન પડેલું તંત્ર પુન: સર્જી શકાય એ નિ:સંદેહ છે. સાંસ્કારિક કેળવણી જીવનમાં રસ ઓપે છે, જીવતર સાર્થક કરે છે. વ્યકિતત્વને ઓપ દે છે. આવા એક મહાન સાધનને ભૂલી આપણે જીવનપ્રવાહને આડે માર્ગે દોરી ગયા છીએ. સ્પષ્ટ વાત તો એ છે કે આજ સુધી કેળવણીનો વ્યાપાર બેપરવાઇ ભર્યો થયો છે. આપણી નિર્બળતા, નિરાધારપણું, અને શુષ્કજ્ઞાન એ બેપરવાઇને આભારી છે. આપણે શીખવું શું જોઇએ જોઇએ અને શીખીએ છીએ શું ? સાંસ્કારિક કેળવણી તમને શાસનકર્તા બનાવે એવી હોવી જોઇએ, નહિ કે યંત્રવત્ લખી વાંચી જાણવામાં કેળવણી પૂરી થાય. માત્ર સ્વહસ્તે ખેડાતા કર્મના વ્યાપારમાં તમારૂં જીવન રસપૂર્ણ, પ્રભાવ અને પ્રતિભાશાળી બનાવે એવી કેળવણી માટે શિષ્યવૃતિ પોષવી જોઇએ. અને એવી કેળવણીના આધારે જ આજના કેટલાય હુન્નર ઉદ્યોગો અને કલાક્ષેત્રો વ્યકિત, રાષ્ટ્ર અને આલમનાં પેટ ભરે છે.

કર્મની ભૂમિકા એવી છે કે ત્યાં જ્ઞાન અને કેળવણીની વણમાગી લેવડદેવડ થાય છે, એકના કર્મમાંથી બીજો કાંઇ શીખે છે. તેમાંથી પોતાને ગમતું તારવી કે નીચોવી લે છે, આમ બધે હુનર ઉદ્યોગો, અને કલાઓ વખત જતાં જન્મ પામ્યાં છે. એમ કહેવાય છે કે ફેનોગ્રાફ ઉપરથી સીનેમેટોગ્રાફની કલા ઉદ્દભવી. એક કલા અવાજ માત્રને સંગ્રહમાં રાખી ગમે ત્યાં ગમે તેટલાના કાન પર પુન: અસલ સુરમાં પ્રદિપ્ત કરી શકે છે. બીજી વસ્તુમાત્રના હલનચલનને ચિત્ર દ્વારા સંગ્રહમાં રાખી ગમે ત્યાં, ગમે તેટલાના ચક્ષુ સમક્ષ અસલ ગતિમાં પુન: પ્રકટ કરી શકે છે. આજે ફેનોગ્રાફ ઘેરઘેર અને જાહેર ખાનામાં વપરાઇ રહ્યું છે. સીનેમેટોગ્રાફ દુનિયાની હુનરકલા તરીકે અદ્યાપિ માન ખાટી રહ્યો છે. આ બન્ને સુંદર સાધનો



ઓડીયા નરેશના જન્મોત્સવની ફીલ્મ ઉતારવા આવેલી મી. કાડલીંગ અને મી લુમીજન હેઅર રાજમહેલની આગળ ઉભાં રહી કાર્યક્રમ ગોઠવી રહ્યા છે.

કેળવણી અને પોતાને મનપસંદ હુન્નરકલાના ક્ષેત્રમા નિપૂણ કારીગર તરીકેના કલા જ્ઞાન જેવાં ને તેવાં જ છે. કેળવણી લેનારનું ધ્યેય શું છે

મનુષ્ય કેળવણીના ક્ષેત્રમાં વિજ્ઞાન અને હુન્નરના દીપક તત્વો બની રહે છે એમ કહેવામા અત્યુકિત નથી. આ રંક લેખમા સીનેમા ફીલ્મ અને મનુષ્ય કેળવણીમા તેનો હિસ્સો, તે પરત્વે વિવેચન, અને સાંસ્કારિક કેળવણીના દ્રષ્ટિબિંદુએ તેનું મહત્વ આપવા શકિત જોગ પ્રયાસ થશે.

શાળાપાઠશાળામાં અદ્યાપિ પુસ્તકીય જ્ઞાન અને કેળવણી લઇ આપણે જીવનપ્રવાહમાં પડયા છીએ. કેળવણીખાતાની ધુંકારી અને પણુસિકામાં સપડાઇ આપણે પુસ્તકોના પાનાં હોડે કરી વિદ્યાપીઠનાં પદવીદાન લઇ મોહ પામ્યા છીએ. હીંદના વિશ્વવિદ્યાલયોની સ્થાપનાને આજે વર્ષો થઇ ગયાં. આજે આ અને કાલ નવી પધ્ધતિ એમ પધ્ધતિક્રમ બદલાતો ગયો. કેળવણીના વ્યાપરમાં પરિવર્તન થતાં ગયાં. અને એમ સુધારા ( કે કુધારા ?) પર સુધારા થતા ગયા. છતાં આ મહાવિદ્યાલયો અને કેલવણીમંદિરોના પદવી ધારકોની શારીરિક, માનસિક અને નૈતિક



એક કારીગરે તૈયાર કરેલો સીનેડ્રેસ ઉભેલી બાઇના અંગ ઉપર કેવો દીપે છે એ ફીલ્મ દ્વારા લોકોમાં બતાવાય છે.

મોચી લોકો પોતાના જોડાની પણ જાહેરખબર ફીલ્મ દ્વારા આપે છે.

અને તે શીખે છે શું ? સંસારના વાતાવરણમાં તે રાચે છે કઇ આશા પર ? અને નથી તે સારી રીતે જીવી શકયો કે નથી તે આશા પાર પાડી શકતો. તે થવા શું માગે છે અને થાય છે શું ? આમ તેની શારીરિક, માનસિક અને નૈતિક શકિતનું અધઃપતન થતાં તે જીવવાને બદલે મરતો

જાય છે. દુનિયાની જાણમાં તે જીવતા છતાં પોતાને મરેલો માને છે. જ્યાં ત્યાં સંસાર નું ગાડું ખેંચે છે. આ બધું તેની આશાના— તેના કેન્દ્રના ચુરેચુરા થવાથી થયું છે! જે સાંસ્કારિક કેળવણી અને કલાવિજ્ઞાન તેને ઉન્નગમતા શિખરે પહોંચાડી દેત તેના અભાવે તે ઝરે છે. અને સંસારની ધુંસરી એક આકસ્મિક પળે ગળે લાગતાં નથી તે તેમાંથી મુક્ત થઇ શકતો કે નથી તે બરાબર વેઠી શકતો. તેની શક્તિનો વિકાસ કરવા તેનું ધ્યાન લાગતું નથી. આશાએ જેણે છોડી તેને સુવર્ણમહેલમાં વસવું ભારે લાગે છે

આપણે ત્યાં શિક્ષણ શીખવાય છે પરિક્ષામાં પાસ થવા જેટલું જ. ઇંગ્લાંડના વિદ્યાલયોની માફક આપણા વિદ્યાલયોનો ક્રમ ઘડાયો અને અને ગોઠવાયો. છતાં નિર્માલ્ય, શક્તિહીન અને ગમગતી તંદુરસ્તીવાળા યુવકો શાને માટે જોવામાં આવે છે? ઇંગ્લાંડના યુવકને વિદ્યાલયના પગથીઆ છોડયા પછી સમાજ અને કુટુંબતંત્ર કેળવે છે. સમાજનું બંધારણ તેને બળવાન, હીંમતવાળો, અને ચપળ બનાવે છે. ગમે ત્યાં અને ગમે તે ઘડીએ સંજોગો ને સાચવતાં તે બરાબર શીખે છે. આપણે ત્યાં એમ નથી. વિદ્યાલયનું વાતાવરણ છોડયા પછી આપણા યુવકને ઘેર, સમાજ અને મિત્ર મંડળમા જોઇતું શિક્ષણ નથી મળતું. અથાગ શ્રમ પછી રમતગમત, આનંદોત્સવ કરવો તે મનુષ્યત્વ અને સંસ્કૃતિને દુષણરુપ છે એમ માની રહ્યો છે. તેની વૃત્તિ સંકુચિત થતાં રાખે છે. જીવનની ચઢતીપડતીમાં નથી [illegible]ણાતાં તેનામા આત્મશ્રધ્ધા કે આત્મબલ. સંજોગને વશ કરવાને બદલે તેના ઘોધમાં [illegible]ડી ડુબતો જણાય છે અને છેવટે [illegible]લમના અગોચર જંતુ માફક તે કચરાઇ [illegible]રે છે. જે જ્ઞાન અને કેળવણી આપણુ

તે સુધારી ન શકે, ન આત્મશ્રધ્ધા અને આત્મબલ આપી શકે, ન સ્વાશ્રયી અને સ્વતંત્ર બનાવી શકે તે જ્ઞાન અને કેળવણી લેવામાં જીવનનું અમુલ્ય યૌવન ગુમાવવું એ મનુષ્ય જીવનનું સાર્થક નથી.

એટલા માટે જ શાળા પાઠશાળા નથી શીખવતાં એવું ઘણું શીખવાનું આપણને વિદ્યાભ્યાસ છોડયા પછી રહે છે. જીંદગીની પળેપળ શું આપણને કંઇ નથી શીખવતી? જ્ઞાન અને કેળવણી બંને એક જ વસ્તુ નથી. વ્યોમના તારાઓની ગતિ તપાસી જાણવી એ કોઇ વાર ઉપયોગી થઇ પડે; પરંતુ આપણા જ દેશમા આપણી આસપાસ વસતા દેશી અને પરદેશી લોકોના સમાજબંધારણ, રીત રીવાજ અને સંસ્કૃતિ જાણવાં એ વધુ ઉપયોગી અને ખરી કેળવણી, છે—પણ સવાલ આ ઉઠે છે કે બધાને આવી કેળવણી લેવાની તક ખરી? સાધનોના અભાવને લીધે જોઇતાં કેળવણી અને જ્ઞાન મેળવવાં એ હંમેશ અને દરેકને માટે સંભવિત નથી. ત્યારે કરવું શું? કાં તો સાધનો તૈયાર કરવાં જોઇએ, કાં તો સાંસ્કારિક કેળવણીના બણગાં ફુંકવાનું બાજુએ રાખી ચુપચુપ બેસી રહેવું.

પણ આજે વખત એવો છે કે આળસ અને બેપરવાઇ ખંજરની તીક્ષ્ણ ધાર કરતાં વધુ ભયંકર છે. કેળવણી લઇ ઉચ્ચ સંસ્કાર ખીલવવા ખાતર પ્રયત્ન તો કરવો જ જોઇએ. અને તેટલો આત્મભોગ આપવા તૈયાર રહેવું જોઇએ, જે કેળવણી લેવાથી સંસ્કાર અને સમૃધ્ધિ ન વધે તે પ્રાપ્ત કરવા આયુષ્ય ગુમાવવું એ આત્મઘાત નહિ તો બીજું શું?

આપણે હાલ છીએ તેવા ન રહેતાં વીર્યવાન, સંસ્કારી અને દેશને ખાતર પ્રાણ આપવા જેટલા હીંમતવાન થવાની જરૂર છે. જ્ઞાન માત્ર રસ્તો બતાવે છે, કેળવણી તે ઘડે છે. ત્યારે એમ તો સિધ્ધ થાય છે કે આપણા વર્તમાન કેળવણીતંત્રમાં સુધારો કરવાની

જરૂર છે. ગુલાબનો રંગ ગુલાબી છે અને સફેદ પણ છે એ શીખવાથી જ્ઞાનમાં વધારો થાય છે. પરંતુ ગુલાબી ગુલાબ અને સફેદ ગુલાબને દ્રષ્ટિ સમક્ષ અવલોકનાં એ જ્ઞાનની સચોટ સંસ્થાપના થાય છે. પુસ્તકીય જ્ઞાન અધુરૂં જ્ઞાન છે. એ જ્ઞાનનું સત્ય સ્વયં અનુભવે સિધ્ધ કરવું અનેરૂં છે. પુસ્તકના વાંચન કરતાં હથીઆર લઇ જ્ઞાનસિધ્ધી કરવી—અંતે કારીગર, કલાકાર કે મજુર બનવું હજાર દરજ્જે પ્રસંશનીય અને શોભા આપનારૂં છે.

કાને સાંભળેલું ભૂલી શકાય, વાંચેલું ભૂલી શકાય, પણ નજરો નજર જોયેલું ભૂલી જવા ઓછો સંભવ છે, આફ્રીકાના ઘોર જંગલોમાં એક બીજાનો આહાર કરી જીવનારા જંગલીઓ વસે છે એમ પુસ્તકો કહે છે. પણ દ્રષ્ટિ સમક્ષ એવા એક જંગલીને મનુષ્યનો આહાર કરતો નજરે જોઇએ ત્યારે જ સચોટ ખ્યાલ આવે છે. પણ તમે કંટાળીને ખેદથી પુછો છો "કે બધાંને કાંઇ આમ જ્ઞાનસિધ્ધી કરવાની તક મળે ખરી?" હું પણ ના કહું છું. ત્યારે? આપણે એક એવા વિશિષ્ટ સાધનની જરૂર છે. કે થોડા જ માણસોની મહેનત વડે સંકડો એ સાધનનો હંમેશ માટે લાભ લીધા કરે. જ્ઞાન અને કેળવણી પ્રાપ્ત કરવાની માનવલાલસાએ, કલાસાગરમાં ડુબેલા કલાકારોએ અને દેશોન્નતિ કરવા ધારતા વિજ્ઞાન-શાસ્ત્રીઓના પ્રયાસો વડે આજે કેટલાય હુન્નર ઉદ્યોગો નાને મોટે પાયે આલમ ભરમાં ચાલી રહ્યા છે. સીનેમા ફીલ્મની બનાવટ કેટલાય કલાકાર, વિજ્ઞાનીઓ અને કામદારોનાં જીવન નિભાવી રહી છે, આવા સબળ સાધન વડે ઘેર બેઠાં પૃથ્વીનો ખુણેખુણો જાતે તપાસી શકાય છે. દેશ પરદેશનાં વાતાવરણમાં ફરી શકાય છે. ત્યાંનાં પ્રકૃતિ, હુન્નર ઉદ્યોગનાં કારખાનાં, રીતરીવાજો, રાજ્યબંધારણો, અને શાસનતંત્રો જાતે અવલોકી શકાય છે. આપણા અને તેમનાં સંસ્કૃતિ, સંસ્કાર, વચ્ચેનો તફાવત આંકી શકાય છે.

'નવચેતન' ના આગલા અંકોમાં મારા 'કૉડક સીટી' ના લેખમાં સીનેમા ઉદ્યોગની કથા મેં વર્ણવી છે એટલે તેનું વધુ વિવેચન કરવું અત્રે નિરર્થક ગણું છું. ત્યારે આપણે આગળ ચાલીએ.

એ તો નિર્વિવાદ છે કે કેળવણીના દ્રષ્ટિબિંદુથી સીનેમાનો ઉદ્યોગ આવકારદાયી છે. આ લેખને મથાળે ટાંકેલું એમેરીકન વિજ્ઞાન શાસ્ત્રી થોમસ. એ. એડીસનનું કથન પૂર્તિરૂપ છે. જગતના જે જે દેશોમાં ભાષાભેદ તીવ્ર છે ત્યાં એક બીજાનો વ્યવહાર ગાઢ, સરલ અને સહૃદય નથી હોતો. સીનેમાની ભાષા દુનિયાનો દરેક આદમી વાંચી—સમજી શકે છે. એ શીખવી પડતી નથી, સ્વભાવજન્ય છે. સરજનહારે તે સમજવાની શક્તિ આપેલી જ છે. જે પ્રજામાં એક ભાષા નથી અને મોટે ભાગે જે અશિક્ષિત હોય છે તેને સચોટ અને અસરકારક રીતે માત્ર સીનેમા ફીલ્મ કેળવી શકે છે. જન્મ લીધા પછી આપણો પ્રથમ પાઠ નેત્રો દ્વારા આરંભાય છે. આ પાઠની અસર ન ભૂલાય અને ન ભુંસાય એવી હોય છે. લખેલું, સાંભળેલું આપણે ભૂલી જઇએ, પણ આંખે જોયેલું હૃદયમાં કોતરાઇ રહે છે.

સંગીતની અસર વેગવાળી હોવાનું કહેવાતું હોય છે. તેના વડે ઉર્મિ પ્રગટે છે, હૃદય પ્રફુલ્લ થાય છે કે સંકોચાય છે. પરંતુ દ્રષ્ટિ ચીતાર માનસિકશક્તિ પર કાબુ ધરાવે છે. મગજના તંતુઓ કામે વળગી હંમેશ માટે વસ્તુનું ખરૂં સ્વરૂપ અને તેની આસપાસના સંજોગો સ્મરણપટ પર સાચવી શકે છે.

પ્રાંતપ્રાંતના, દેશદેશનાં વિવિધ ભાષા ને રીતરીવાજોવાળાં માણસો એક બીજાની પડખે બેસી સીનેમાનો લાભ લઇ પરિચયમાં આવે છે. ભાષાભેદ ચિત્રપટ જોવામાં અડચણરૂપ નથી થઇ પડતો. દીનના મોટા વ્યાપારિક



આ લેખના લેખક મી૦ ચીમનલાલ લુહાર સૌરાષ્ટ્ર ફીલ્મ કંપનીમાં 'કેમેરામેન' તરીકે કામ કરી રહ્યા છે.

સ્થળોના સીનેમા તપાસો ; બંગાલી, પંજાબી, મદ્રાસી, ગુજરાતી, પારસી બધા સાથે સાથે બેસી ફીલ્મો જુએ છે. અને મુખભાષા જૂદી હોવા છતાં એક જ નેત્રભાષા :વડે આનંદ મેળવી શકે છે. લખી વાંચી ન જાણે એવો માણસ સીનેમા જોઇ ઘણું જાણે છે અને શીખે છે. આજે સમસ્ત દુનિયા વિજ્ઞાનને કેટલી આભારી છે ? અમુક ભાષા લખતાં વાંચતાં શીખવું પડે. સીનેમાના પડદા પર ચિત્રપટો સમજવા ખાસ નિશાળે નથી જવું પડતું. સીનેમા ફીલ્મ દુનિયાભરની ભાષા છે. બીજા તેનો લાભ લઇ શકે છે. આપણે શા માટે તેમ ન કરવું ?

વસ્તુ માત્રનો ઉપયોગ બે રીતે થઇ શકે છે. એક જનસમૂહના લાભાર્થે. બીજો સંહાર માટે. સીનેમા ફીલ્મે દુનિયાના માણસોને અરસ પરસ વ્યવહારમાં ઘસડી આણ્યા છે. તેમનાં રાજકીય, પ્રજાકીય બંધારણો, તેમના આજી-વિકાનાં નાનાં મોટાં સાધનો ફીલ્મ દ્વારા જોઇ તેમની તુલના આપણે કરી શકીએ છીએ. પર દુનિયાને પડદા પર જોતાં આપણે તેના ગાઢ પરિચયમાં હોઇએ તેમ લાગે છે. એક બીજાનું જોઇ, જાણી આપણે મૈત્રિભાવને વ્યવહારમાં સ્થાન આપ્યું છે એમ કહેવું ખોટું નથી.

મોજમજાહના સાધન તરીકે સીનેમા ફીલ્મ લોકોનો શ્રમ ઉતારી શકે છે એનો અનુભવ તો ઘણાને હશે. સીનેમાની રંગભૂમિ પર સમાજની એક ઘટનાનું વસ્તુસ્વરુપ તાદશ્ય જોતાં-દુઃખ ચીંતા ઘડીભર વિસરી જઇએ છીએ. મનુષ્યની માનસિક, અને નૈતિક કેળવણીનો વિકાસ સીનેમાફીલ્મ સચોટ રીતે કરી શકે છે. અજ્ઞાનતાને લીધે એક બીજાના મગજમાં ઘર કરી રહેલા હલકા વિચારો અને સંકુચિત વૃત્તિઓ સીનેમાના પડદા પર રજુ થતા પર ભૂમિના સામાજિક, ઐતિહાસિક, અને ધાર્મિક દશ્યો જોવાથી ઓછેવત્તે અંશે નાશ પામે છે. આપણને તેમાંથી ઘણું શીખવાનું મળે છે. તેમજ દુઃખી, અજ્ઞાન, અને ક્રુર શાસનના ચક્ર નીચે કચડાતા પામર છવો પ્રત્યે સમભાવ, પ્રીતિ, અને ઉધ્ધારક વૃતિ દાખવતાં શીખીએ છીએ.

સુધરેલા, અક્કલમંદ જગતસેવકના હાથમાં આ એવું અજબ સાધન છે કે જે વડે જનમંડળનો પછાત વર્ગ જૂજ મુલ્યે એકી સાથે સહકારમાં નિર્દોષ આનંદ, જોઇતી કેળવણી અને નૈતિક વિકાસ પ્રાપ્ત કરી શકે છે.

( અપૂર્ણ )




મૂળ લેખક:—કવિવર રવિન્દ્રનાથ ટાગોર

અનુવાદક:—ભક્ત નરસિંહભાઈ રામભાઈ.

FOREWARD
by
*Mr. C. F. Andrews.*

I have much pleasure in recommanding to the general public of Gujarat this Gujarati translation of Visarjan by Bhakta Narsinhbhai Rambhai, who has been a Student of Visvabharati for about two years and has had every opportunity of learning Bengali and understanding the true spirit of the Poet Rabindranath Tagore. I trust that this wonderful play will find many readers in Gujarat. I believe it to be one of the greatest Indian dramas ever written

(Sd.) C. F. Andrews.

# પાત્રો

## પુરૂષ પાત્રો

**ગોવિન્દમાણિક્ય** :—ત્રિપુરાના રાજા.
**નક્ષત્રરાય** :—ગોવિન્દમાણિક્યના ન્હાના ભાઇ.
**રઘુપતિ** :—રાજપુરોહિત.
**જયસિંહ** :—રઘુપતિનો પાળેલો રાજપુત યુવક ને રાજમંદિરસેવક.
**ચાંદપાલ** :—દિવાન.
**નયનરાય** :—સેનાપતિ.
**ધ્રુવ** :—રાજપાલિત બાલક.
મંત્રી અને પુરવાસીઓ.

## સ્ત્રી પાત્રો

**ગુણવતી** :—મહિષી.
**અપર્ણા** :—ભિખારિણી.

---

# પ્રથમ અંક

## પ્રથમ દૃશ્ય

**સ્થળ** :—મંદિર

**ગુણવતી** :—મા ! મ્હેં ત્હારો શો અપરાધ કર્યો છે ? ભિખારિણી, જે સંતાનને ઉદર પોષણાર્થે વેચે છે, ત્હેને છોકરાં આપે છે—પાપાચારિણી, જે લોકલાજે સંતાનનો વધ કરે છે, ત્હેના ગર્ભમાં અસહાય જીવને મોકલી આપે છે. હું અહીં સોનાના પલંગ ઉપરની મહારાણી, મો સો દાસીઓ અને પ્રજા હોવા છતાં યે તપ્તવક્ષસહ, માત્ર એક બાળકની લાલસાથી, મ્હારા પોતાના પ્રાણમાં બીજા એક પ્રાણાધિક પ્રાણનો અનુભવ કરવાને બેસી રહી છું ;—આ વક્ષ, આ બે હાથો, આ ખોળો આ દૃષ્ટિથી ઘેર જીવંત માળો બનાવીને માત્ર એક પ્રાણકણિકાને માટે ! એક નુતન આંખ પ્રથમ પ્રકાશે મ્હારા પર જોશે–કૃપા કરશે, અકારણ આનંદનું પ્રથમ હાસ્ય મુંગે મ્હોડે મ્હારા ખોળામાં ફૂટશે ! કુમારજનની માતા ! કયા પાપે મ્હને માતૃ-સ્વર્ગમાંથી વંચિત કરી ?

( રઘુપતિ પ્રવેશ કરે છે. )

પ્રભુ ! ચીરદિન માતાની પૂજા કરૂં છું, જાણી જોઇને તો કાંઇ દોષ કર્યો નથી ! પુણ્ય શરીર મહાદેવ જેવા મ્હારા સ્વામી–ત્યારે કયો દોષ મ્હારામાં ખોળી કાઢી, મહામાયાએ મ્હને નિરસંતાન સ્મશાનચારિણી બનાવી ?

**રઘુપતિ** :—બોલો, માની રમત કોણ સ્હમજી શકે ? પાષાણતનયા ઇચ્છામયી, સુખદુઃખ એ ત્હેની ઇચ્છા ! ધૈર્ય ધર ! આ વખતે ત્હારા નામથી માની પૂજા કરવામાં આવશે, શ્યામા પ્રસન્ન થશે.

**ગુણવતી** :—આ વર્ષે પૂજાના બલિનો પણ હું મ્હારી જાતે આપીશ. જો મા છોકરૂં આપશે તો માનતા લઉં છું કે દર વર્ષે ત્હેને એકસો મહિષ અને ત્રણસો બકરાનો ભોગ ચઢાવીશ.

રઘુપતિ :—પૂજાનો સમય થયો છે.

( બન્ને જાય છે. )

[ ગોવિંદમાણિક્ય, અપર્ણા અને જયસિંહનો પ્રવેશ. ]

જયસિંહ :—મહારાજ, શો આદેશ ?

ગોવિન્દમાણિક્ય :—એક ક્ષુદ્ર બકરીનું બચ્ચું, જે આ દરિદ્ર બાલિકાનું પુતળું છે, શું ત્હેને માતાને બલિ આપવા માટે કોઇ લાવ્યું છે ? એ દાન શું જનની, પ્રસન્ન દક્ષિણહસ્તે ગ્રહણ કરશે ?

જયસિંહ :—મહારાજ, અનુચરગણો દેવીની પૂજા માટે ક્યાંથી પશુ લાવે છે તે કેમ કરી જાણી શકાય ! પણ બાલિકા, તું શા માટે રડે છે ? જ્હેને વિશ્વમાતાએ પોતે લીધું છે ત્હેને માટે રડવું શું શોભે છે ?

અપર્ણા :—ત્હારી વિશ્વમાતા કોણ ? મ્હારૂં બચ્ચું ત્હેને નહિ ઓળખે. માથી જુદું પડેલું બચ્ચું, ત્હારી માતાને નહિ ઓળખે. જો હું કદી આવવામાં મોડું કરૂં તો તે તણખલું માત્ર પણ સરોડે નહિ અને રસ્તે રસ્તે બુમ મારે,—હું આવી ત્હેને ખોળે લઉં અને જેટલું ભિક્ષાથી અન્ન મળે તે આગે ત્હેંચી ખાઉં, હું ત્હેની માતા.

જયસિંહ :—મહારાજ, જો મ્હારો પોતાનો પ્રાણખંડ આપી ત્હેને બચાવી શકાતું હોત તો ખુશીની સાથે મ્હેં ત્હેને બચાવ્યું હોત. માએ ત્હેને લીધું છે ત્યારે હું કેવી રીતે પાછું લાવી શકું ?

અપર્ણા :—માએ ત્હેને લીધું ! ખોટી વાત ! ત્હેને રાક્ષસીએ લીધું છે !

જયસિંહ :—છિ છિ !

અપર્ણા :—મા, તેં કોઇ દરિદ્રનું ધન લીધું છે ! સાંભળ્યું નથી શું કે રાજા ચોરી કરે તો તેને માથે જગતનો રાજા છે ? તું જો ચોરી કરે તો, ત્હારો કોણ ન્યાય કરશે ? મહારાજ ! ત્હમે બોલો

ગોવિન્દમાણિક્ય :—વત્મે ! હું વાક્યહીન થઇ ગયો છું. શા માટે આટલી બાધા, શા માટે આટલું રક્ત, મ્હને કોણ કહેશે ?

અપર્ણા :—શું આ પગથીયા પર પડેલું લોહી તેનું છે ? એ મ્હારૂં બચ્ચું ! અરે ! અરે ! મ્હને બૂમ મારી તે કેટલું રડ્યું હતું ? કંપિત અને દુઃખી વક્ષસ્થળે, કેવા વ્યાકુલ નયને ચારે બાજુ તાકી જોઇ રહ્યું હતું, મ્હારો પ્રાણ જ્યાં હતો ત્યાંથી શા માટે દોડી આવ્યો નહિ !

જયસિંહ :—( પ્રતિમા પ્રતિ ) બાલ્યકાળથી ત્હારી, કાલીમાતા ! પૂજા કરૂં છું, પણ હજી હું ત્હને સ્હમજી શક્યો નથી. કરૂણાથી શું માણસોનોજ પ્રાણ રડે છે ? શું વિશ્વજનનીને કાંઇ દયા નથી ?

અપર્ણા :—( જયસિંહ પ્રતિ ) તું તો નિષ્ઠુર નથી—ત્હારી આંખને ખૂણેથી મ્હારે દુઃખે આસું ખરે છે. ત્યારે તું આવ, આ મંદિર છોડી આવ. હવે મ્હને ક્ષમા કર. મ્હેં ત્હારા ઉપર જુઠું દોષારોપણ કર્યું !

જયસિંહ :—( પ્રતિમા પ્રતિ ) હે ગિરિનંદિની, ત્હારા મંદિરે આ આજ કયું નવું સંગીત કરૂણભેદી કંઠસ્વરથી ધ્વનિત થઇ ઉઠ્યું ! કે હું ભક્તહૃદયી અપાર વેદનાથી વ્યાકુલ થઇ ગયો ! જોઆમયી, આ મંદિર છોડી ક્યાં જઇશ ? ક્યાંય આશ્રય છે ?

ગોવિન્દમાણિક્ય:—( નેપથ્યેથી ) જ્યાં પ્રેમ છે ત્યાં.

( પ્રસ્થાન)

જયસિંહ :—પ્રેમ ક્યાં છે ? તું મ્હારી કુટીર આવ. મ્હેં આજે 'અંનેષિને દેવી રૂપે પૂજીશ' એવું પણ લીધું છે.

( બન્ને જાય છે. )

## દ્વિતીય દૃશ્ય.

### રાજસભા.

સભાસદો.

( રાજા, રઘુપતિ અને નક્ષત્રરાયનો પ્રવેશ )

[ ઉભા થઇને ]

**બધા** :—મહારાજનો જય થાવ.

**રઘુપતિ** :—રાજાના ભંડારમાં બલિ માટે પશુનો સંગ્રહ કરવા આવ્યો છું.

**ગોવિન્દમાણિક્ય** :—હું મંદિરમાં દેવાતા જીવોના બલિનો આ વર્ષથી નિષેધ કરૂં છું.

**નયનરાય** :—બલિનો નિષેધ !

**મંત્રી** :—નિષેધ !

**નક્ષત્રરાય** :—શું ! બલિનિષેધ !

**રઘુપતિ** :—શું આ સ્વપ્નામાં સાંભળું છું ?

**ગોવિંદમાણિક્ય** :—પ્રભુ ! સ્વપ્ન નથી ! આટલો વખત સ્વપ્નમાં હતો. આજ જાગ્યો. બાલિકાના વેશમાં મા જાતેજ મ્હને કહી ગઇ છે કે તેનાથી જીવરક્ત સહ્યુ જતું નથી.

**રઘુપતિ** :—આટલા દિવસ કેવી રીતે સહન કરી શકી હતી ? સેંકડો વરસ થયાં રક્તપાન કરતી આવી છે, આજ જ આ અરૂચી ?

**ગોવિન્દમાણિક્ય** :—પાન કર્યું નથી ! ત્હમે જ્યારે શોણિતપાત કરતા ત્યારે દેવી મુખ ફેરવતી.

**રઘુપતિ** :—મહારાજ, જે કર્યું છે તે માટે વિચારી જુઓ ! શાસ્ત્રવિધિ ત્હમારે આધીન નથી.

**ગોવિન્દમાણિક્ય** :—દેવીનો આદેશ સર્વ શાસ્ત્રો કરતાં મ્હોટો છે.

**રઘુપતિ** :—એક ભ્રાન્તિ, અને ત્હેમાં અહંકાર ! અજ્ઞ નર ! તેંજ એકલે દેવીનો આદેશ સાંભળ્યો છે ? મ્હેં સાંભળ્યો નથી શું ?

**નક્ષત્રરાય** :—હાસ્તો, શું કહો છો મંત્રી, આ તો મ્હોટું આશ્ચર્ય ! બાવાજીએ સાંભળ્યો નહિ ?

**ગોવિન્દમાણિક્ય** :—દેવીની આજ્ઞા નિત્યકાલ જગતમાં ધ્વનિત થઇ છે ને થાય છે. તેજ વધારે બ્હેરા છે જે તે વાણી સાંભળ્યા છતાં યે સાંભળે નહિ.

**રઘુપતિ** :—પાખંડી ! તું નાસ્તિક છે.

**ગોવિન્દમાણિક્ય** :—બાવાજી ! સમય વ્યતિત કરો નહિ. હવે મંદિરના કામ માટે જાઓ. રસ્તે જતાં જતાં પ્રચાર કરો કે મ્હારા ત્રિપુરા રાજ્યમાં જે જન જનનીની પૂજાવેદીએ જીવહત્યા કરશે ત્હેને દેશનિકાલનો દંડ દેવામાં આવશે.

**રઘુપતિ** :—આજ, આખરે શું ત્યારે આજ નક્કી થયું કે ?

**ગોવિન્દમાણિક્ય** :—હા, એજ નક્કી કર્યું છે

**રઘુપતિ** :—(ઉઠીને) ત્યારે સઘળું વેરણ—છેરણ—ખેરણ થઇ જાવ.

**ચાંદપાલ** :—( દોડી આવીને ) હાં, હાં, થોભ, થોભ.

**ગોવિંદમાણિક્ય** :—ચાંદપાલ ! બેસ. બાવાજી ! બોલી જાવ. મનની વ્યથા ઓછી કરી, ત્હમારે કામે જાઓ.

**રઘુપતિ** :—શું તું મનમાં એમ ધારે છે કે ત્રિપુરેશ્વરી ત્રિપુરાની પ્રજા છે ? ત્હેના ઉપર ત્હારા નિયમોનો પ્રચાર કરશે ! ત્હેના બલિઓ હરણ કરશે ? તું એ કદી સાધ્ય કરી શકીશ નહિ, એવું હું, માતાનો સેવક, જાહેર કરૂં છું.

**નયનરાય** :—(પ્રસ્થાન) આધીનને ક્ષમા કરજો મહારાજ ! પ્રભુ કયા અધિકારે માતાનો બલિ—

**ચાંદપાલ** :—સેનાપતિ, શાંત થાવ.

**મંત્રી** :—મહારાજ, હમેશ માટે આ ઠેરવ્યું છે ? હવે આજ્ઞા ફરશે નહિ?

**ગોવિંદમાણિક્ય** :—હવે, વધુ નહિ ! મંત્રી ! વિલંબ ઉચિત નથી. પાપનો નાશ કરવામાં વિલંબ કરવો એ પાપ છે.

**મંત્રી** :—શું પાપનું પરમાણુ હોઇ શકે ? શત શત વર્ષો થયાં જે પ્રાચીન પ્રથા દેવતાઓના ચરણ તળે વૃદ્ધ થઇ ચાલી આવે છે, તે શું પાપ હોઇ શકે ?

( રાજા નિરૂત્તર બની વિચારે છે )

**નક્ષત્રરાય** :—બરાબર મંત્રી! શું તે પાપ હોઇ શકે ?

**મંત્રી** :—પિતામહગણ યત્નથી અને ભક્તિભરી રીતિએ પાલન કરતા આવ્યા છે ત્હેના અપમાને ત્હેમનું અપમાન.

( રાજા વિચારે છે )

**નયનરાય** :—મહારાજ! વિચાર કરી જુઓ. યુગેયુગે જેણે શત સહસ્ત્રોની ભક્તિની સંમતિ મેળવી છે, ત્હેનો નાશ કરવાનો ત્હમારો શો અધિકાર છે ?

**ગોવિંદમાણિક્ય** :—(નિશ્વાસ નાખીને) હવે તર્કવિતર્કની જરૂર નથી. જાવ મંત્રી! જાહેર પ્રચાર કરો કે આજથી જીવબલિદાન બંધ કરવામાં આવ્યું છે.

( પ્રસ્થાન )

**મંત્રી** :—આ શું!

**નક્ષત્રરાય** :—અરેરે મંત્રી! આ શું થયું! સાંભળ્યું છે કે મગલોકોના મંદિરમાં બલિ હોતો નથી. આખરે મગલોકો અને હિન્દુઓમાં કાંઇ ભેદ રહ્યો નહિ! ચાંદપાલ! તું શું કહે છે, શા માટે તું ચુપ છે ?

---

## તૃતીય દ્રશ્ય.

### સ્થળ.—મંદિર.

જયસિંહ.

**જયસિંહ** :—મા! રે! માત્ર તું અને હું! આ મંદિરે આખો દિન બીજું કોઇ નહિ. આખો દીર્ઘ દિન! જાણે થોડી થોડી વારે કોઇ મ્હને બોલાવે છે! ત્હારી પાસમાં હોવા છતાં પણ એકલો હોઉં એમ લાગે છે!

[ નેપથ્યે ગાયન ]

આમિ એકલા ચલે છિ એ ભવે—
આમાય પથેર સંધાન કે કોબે?
[ આ ભવે ચાલું છું હું એકલો—
મ્હને બતાવશે કોણ રસ્તો ? ]

**જયસિંહ** :—મા! રે! આ શું માયા છે! દેવતાઓને માનવોનો પ્રાણ, પ્રાણ આપે છે. હમણાંજ તું નિર્જીવ અને નિશ્ચલ હતી—સજાગ જનની સંતાનના કંઠસ્વરે જીવંત થઇ ઉઠી છે.

[ ગાન ગાતાં ગાતાં અપર્ણા પ્રવેશ કરે છે. ]

આમિ એકલા ચલે છિ એ ભવે,
આમાય પથેર સંધાન કે કોબે?
ભય નેઇ, ભય નેઇ,
જાવ આપન મનેઇ,
જેમન, એકલા મધુપ ધેયે જાય
કેવલ ફૂલેર સૌરભે!
[ આ ભવે ચાલું છું હું એકલો,
મ્હને બતાવશે કોણ રસ્તો ?
ભય નથી, ભય નથી.
ચાલો પોતાના મન પ્રમાણે
જેમ ચાલી જાય મધમાખ, કેવળ ફૂલ સુગંધે. ]

**જયસિંહ** :—કેવલ એકલો! જો દક્ષિણ-વાતાયન બંધ થઇ જાય, ફૂલની સોરભ ન આવે, દશે દિશાઓ દશ પ્રકારના ગૂઢ તત્વ પેઠે ગરજી ઉઠે, ત્યારે ક્યાં સુખ, ક્યાં રસ્તો ? જાણે છે કે એકાંતપણું કોને કહેવાય ?

**અપર્ણા** :—હા જાણું છું. હું બરેલે મને બેસી રહી છું. દેવા તૈયાર છું, પણ કોઇ લેવાવાળું તૈયાર નથી.

**જયસિંહ** :—સુજનની આગળ જેમ દેવતા એકલા! ખરેખર! ખરેખર! મ્હને લાગે છે કે જીવન બહુ મ્હોટું છે—જેટલું મ્હોટું તેટલું શૂન્ય અને તેટલું જ આવશ્યકતાહીન!

**અપર્ણા** :—જયસિંહ! જણાય છે કે તું એકલો છે! તેથી જ જે કંગાલ માણસોને જોયા છે તે કરતાં યે તું કંગાલ! જે ત્હારું બધું લઇ શકે છે, ત્હેને જાણે તું શોધી રહ્યો છે! દીન ને દુઃખી બધાને દ્વારે ભમે છે! આટલા દિવસ ઘણાં ભિક્ષા માગતી ફરું છું—કેટલાં માણસો દેખું છું, કેટલાંઓનાં મુખપાન કરું

છું, લોકો ધારે છે કે માત્ર ભિક્ષા માગું છું, તે માટે દૂરથી મૂઠી ભરી ભિક્ષા ક્ષુદ્ર દયાથી આપે છે ; આટલી દયા ક્યાંયે પામી નથી, જે પામવાથી પોતાની ગરીબાઇ મનમાં આવતી નથી ; જે ખરેખરા દાતા હોય છે તે તો તેમની મેળેજ દાનરૂપે દ્રષ્ટિના પાન માટે ભૂમિ ઉપર ઉતરી આવે છે, જેવી રીતે આકાશમાંથી વૃષ્ટિરૂપે મેઘ મરૂભૂમિ ઉપર ઉતરી આવે—દેવી માનવી થઇને જ્હેને ચાહતી હોય ત્હેની સન્મુખે ઉતરી આવે છે. ને દરિદ્ર અને દાતા, એને મન દેવતા અને માનવ સમાન થઇ જાય છે.

જયસિંહ :—પેલા મ્હારા ગુરૂદેવ આવે છે.

અપર્ણા :—ત્યારે અંતરપટમાં સરી જાઉં છું. બ્રાહ્મણનો મ્હોટો ભય લાગે છે. કેવી કઠણ તીવ્ર દ્રષ્ટિ ! કઠણ લલાટ જાણે દેવીમંદિરની પત્થરની સીડી !

[ અપર્ણાનું પ્રસ્થાન ]

જયસિંહ :—કઠણ ? ખરેખર કઠણ ! વિધાતાના જેવું ! કઠીનતા નિખિલતા ઉપર અટલ, નિર્ભર છે.

[ રઘુપતિ પ્રવેશ કરે છે. ]

જયસિંહ :—

[ પગ ધોવાનું પાણી વગેરે આગળ લાવીને ]

ગુરૂદેવ !

રઘુપતિ :—જા, જા !

જયસિંહ :—પાણી લાવ્યો છું.

રઘુપતિ :—થોભ, રહેવા દે પાણી !

જયસિંહ :—કપડાં !

રઘુપતિ :—કોણ માગે છે કપડાં !

જયસિંહ :—શું, અપરાધ કર્યો છે ?

રઘુપતિ :—વળી, ત્હારો અપરાધ કોણે કહ્યો ? ઘોર કળિ ઘન રૂપે આવ્યો છે ! રાહુ સમ બાહુબળ બ્રહ્મતેજનો ગ્રાસ કરવા માગે છે—સિંહાસન પોતાનું શિર યજ્ઞવેદી ઉપર ઉંચું કરે છે ! હાય ! હાય ! કળિયુગના દેવતાઓ, શું ત્હમે પણ રાજઆજ્ઞા, નીચું માથું કરી, ખુશામતિયા રાજદરબારીઓની પેઠે માન્ય કરવાને તૈયાર છો ? ચતુર્ભૂજા, ચારહસ્તજોડેલ, તું છે ! વૈકુંઠ શું વળી પાછું દૈત્યોએ છીનવી લીધું ? જેટલા દેવતાઓ છે, તેટલા શું રસાતળ ગયા છે ? શું માત્ર માણસ અને દાનવ મળી વિશ્વના રાજત્વને અહંકારથી ભોગવે છે ? જો દેવતા ન હોય તો બ્રાહ્મણો તો છે. બ્રાહ્મણોના રોષ યજ્ઞમાં રાજદંડ તથા સિંહાસન હોમનાં લાકડાં બનશે. [ જયસિંહની પાસે જઇ સ્નેહથી ] વત્સ, આજે ત્હારા પર અમધુર આચરણ ચલાવ્યું છે, મ્હારૂં ચિત્ત બહુ ક્ષુબ્ધ થયું છે—ઠેકાણે નથી.

જયસિંહ :—પ્રભુ ! શું થયું છે ?

રઘુપતિ :—શું થયું છે ? અપમાનિત ત્રિપુરેશ્વરીને પૂછી જો ! આ મ્હોડે શું થયું છે તે કેમ કરી બોલું !

જયસિંહ :—કોણે અપમાન કર્યું છે ?

રઘુપતિ :—ગોવિન્દમાણિક્યે.

જયસિંહ :—ગોવિન્દમાણિક્યે ?

રઘુપતિ :—હા ભાઇ, હા ! ત્હારા રાજા ગોવિન્દમાણિક્યે ! ત્હારા બધાથી શ્રેષ્ઠ—ત્હારા પ્રાણાધીશ્વરે ! અકૃતજ્ઞ ! ત્હારા બાલ્યકાળથી ત્હારૂં આટલા બધા જતનથી અને સ્નેહથી પાલણપોષણ કર્યું છે, તે છતાં યે મ્હારા કરતાં ગોવિન્દમાણિક્ય ત્હારો પ્રિયતર ?

જયસિંહ :—પ્રભુ ! ક્ષુદ્ર મુગ્ધ બાલક પિતાને ખોળે બેસીને આકાશ તરફ પૂર્ણિમાના પૂર્ણચંદ્રનું પાન કરવા હાથ લંબાવે છે—દેવ ! ત્હમે મ્હારા પિતા છો, અને ગોવિન્દમાણિક્ય મ્હારો પૂર્ણચંદ્ર છે. કિંતુ આ શું બકું છું ? હું સાંભળું છું—માતાની પૂજાના બલિનો રાજાએ નિષેધ કર્યો ? એ હુકમ કોણ માનશે ?

રઘુપતિ :—જે નહિ માને ત્હેને દેશ નિકાલ કરવામાં આવશે.

જયસિંહ :—માતૃપૂજાહીન રાજ્યમાંથી દેશનિકાલ થયું એ દુઃખ નથી. આ પ્રાણ જન્માં સુધી રહેશે ત્યાં સુધી જનનીની પૂજા અંસપૂર્ણ નહિ રહે.

## ચતુર્થ દ્રશ્ય.

### અંતઃપુર.

ગુણવતી અને તેની પરિચારિકા

ગુણવતી :—તું શું બોલે છે ? મંદિરને દ્વારેથી રાણીની પૂજાના બલિ પાછા વાળ્યા છે ? ત્હેના એક દેહ ઉપર કેટલાં માથાં છે ? તે અભાગિયો કોણ છે ?

પરિચારિકા :—બોલવાનું મ્હારામાં સાહસ નથી—

ગુણવતી :—બોલવાનું સાહસ નહિ ? આ વાત તું કયા સાહસથી બોલે છે ? મ્હારા કરતાં ત્હને કોનો વધારે ભય છે ?

પરિચારિકા :—ક્ષમા કરો

ગુણવતી :—કાલ સંધ્યાવેળા સુધી રાણી હતી; કાલ સંધ્યાવેળાએ બન્દિગણો સ્તવ-ગાન ગાઇ ગયા છે, વિપ્રગણ આશીર્વાદ દઇ ગયા છે, ભૃત્યગણ હાથ જોડી આજ્ઞા લઇ ગયા છે; શું એક રાત્રિમાં બધા નિયમો ઉલટપાલટ થઇ ગયા ? દેવીને પૂજા મળી નહિ અને રાણીનો મહિમા નીચો પડ્યો ? ત્રિપુરાનું રાજ્ય શું સ્વપ્ન-રાજ્ય હતું ? ત્વરિત ગતિએ જઇ પૂજારી-બ્રાહ્મણને બોલાવી લાવ.

[ પરિચારિકાનું પ્રસ્થાન.

[ ગોવિન્દમાણિક્ય પ્રવેશ કરે છે ]

ગુણવતી :—મહારાજ, સાંભળ્યું છે કે મ્હારો પૂજાનો બલિ માતાના મંદિરને બારણેથી પાછો વાળવામાં આવ્યો છે !

ગોવિન્દમાણિક્ય :—જાણું છું.

ગુણવતી :—શું તમે જાણો છો ! છતાં યે નિષેધ કર્યો નહિ ? જાણવા છતાં યે મહિષીનું અપમાન !

ગોવિન્દમાણિક્ય :—પ્રિયે, ત્હેને ક્ષમા કર.

ગુણવતી :—ત્હમારૂં દયામય મન છે, પણ મહારાજ, એ તો દયા કહેવાય નહિ, એ તો માત્ર કાયરપણું ! દયાથી ત્હમે દુર્બલ છો. જો સ્વહસ્તે દંડ ન કરી શકતા હો તો હું દંડ કરીશ. મ્હને કહો કે તે કોણ છે ?

ગોવિન્દમાણિક્ય :—દેવી ! હું પોતેજ. અપરાધ બીજો કાંઇ નથી સિવાય કે ત્હને વ્યથા આપી !

ગુણવતી :—શું બોલો છો, મહારાજ ! સમજાતું નથી.

ગોવિન્દમાણિક્ય :—આજ મ્હારા ત્રિપુરા રાજ્યમા દેવતાના નામથી થતો જીવોના રક્તપાતનો નિષેધ કરવામાં આવ્યો છે.

ગુણવતી :—કોણે નિષેધ કર્યો ? કોનો નિષેધ ?

ગોવિન્દમાણિક્ય :—માતાએ, માતાનો.

ગુણવતી :—કોણે સાંભળ્યો ?

ગોવિંદમાણિક્ય :—મેં.

ગુણવતી :—ત્હમે ? મહારાજ, સાંભળી હસવું આવે છે. રાજદ્વારે ભુવનેશ્વરી અરજ કરવા આવ્યાં હતાં !

ગોવિંદમાણિક્ય :—મહિષી ! હસશો નહિ. જનની જાતેજ સંતાનને પ્રાણે વેદના જણાવવા, નહિ કે અરજ સંભળાવવા, આવ્યાં હતાં.

ગુણવતી :—મહારાજ ! વાત બંધ રાખો. મંદિરની બહાર ત્હમારૂં રાજ્ય. જ્યાં ત્હમારી આજ્ઞા ન ચાલે ત્યાં આજ્ઞા દેશો નહિ.

ગોવિંદમાણિક્ય :—માતાની આજ્ઞા, મ્હારી આજ્ઞા નહિ.

ગુણવતી :—કેમ કરી જાણ્યું ?

ગોવિંદમાણિક્ય :—દીપ દીવાના પ્રકારી ઘરના ખુણાખાંચાઓમાંથી અંધકાર જાય છે; દીવો બધું પ્રકાશમય કરી શકે, પણ પોતાની છાયા પ્રકાશમય કરી શકે નહિ. માનવની બુદ્ધિ દીવા જેવી; જેટલું પ્રકાશનું દાન કરે તેટલું સંશયનું અંધારૂં તે દૂર કરે. જ્યારે સ્વર્ગમાંથી જ્ઞાન ઉતરે ત્યારે એક નિમિષમાં સંશય વેરણછેરણ થાય છે. મ્હારા હૃદયમાં કાંઇ સંદેહ નથી

ગુણવતી :—જાણું છું કે આપનું પાપ-પુણ્ય આપની સાથે. ત્હમે ત્હમારો અસંશય લઇને રહો, મ્હારૂં ઘર છોડો; હું મ્હારી પૂજાનો બલિ મ્હારી માતા પાસે લઇ જાઉં છું.

ગોવિંદમાણિક્ય :—દેવિ ! જનનીની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકતો નથી.

ગુણવતી :—હું પણ ઉલ્લંઘન કરી શકતી નથી. મા સાથે વચનથી બંધાયેલી છું. તેથીજ યથાશાસ્ત્ર, યથાવિધિ ત્હેને પૂજીશ. જાઓ, ત્હમે જાઓ.

ગોવિંદમાણિક્ય :—જેવો મહારાણીનો આદેશ.

[ પ્રસ્થાન.]

[ રઘુપતિનો પ્રવેશ ]

ગુણવતી :—પૂજાજી ! માતૃદ્વારથી મ્હારી પૂજા પાછી વાળવામાં આવી છે.

રઘુપતિ :—મહારાણી ! માતાની પૂજા પાછી વળી છે, નહિ કે ત્હમારી ! એઠું ખાનાર દરિદ્રની ભિક્ષાથી લબ્ધ થએલ પૂજા, રાજેન્દ્રાણી, ત્હમારી પૂજાથી ન્યૂન નથી. કિન્તુ એ મ્હોટો સર્વનાશ—માતાની પૂજા છીનવી લેવામાં આવી છે. આ મ્હોટો સર્વનાશ. રાજમદ ક્રમેક્રમે ફેલાઇ જઇ પૃથ્વીના રાજત્વની સીમાનું ઉલ્લંઘન કરે છે—દેવતાઓના દ્વાર બંધ કરી બેઠો છે—ભક્તગણ પ્રતિ બંને આંખો રાતીચોળ કરીને !

ગુણવતી :—મહારાજ, શું થશે ?

રઘુપતિ :—તે તો મહામાયા જાણે. માત્ર એટલું જાણું છું કે—જે સિંહાસનની છાયા માતાના દ્વાર ઉપર પડી છે—તે દંભમાંચડો જલના પરપોટાની માફક એક ફૂંકારામાં ફૂટી જશે. યુગેયુગે રાજપિતામહોએ મળી જે ઉંચે આકાશને અડે એટલો રાજમહિમા મેળવ્યો છે તે પળમાં વજ્રાઘાત અને વા વા ઝોડાઘાત થઇ ધૂળમાં મળી જશે.

ગુણવતી :—રક્ષા કરો, રક્ષા કરો, પ્રભુ !

રઘુપતિ :—હા, હા ! હું બચાવું ત્હમને—જે રાજા સ્વર્ગ અને મૃત્યુલોકમાં પોતાનું શાસન પ્રચારે છે તેની રાણીને ! જે દેવ બ્રાહ્મણોનો— ધિક્ ધિક્ શતવાર ! લાખ વાર ! કળિયુગના બ્રાહ્મણને પણ ધિક્ ! બ્રહ્મશાપ કયાં ! વ્યર્થ બ્રહ્મ તેજ, કે જે માત્ર આહત વીંછીની માફક પોતાની છાતીએજ દંશ ભરે છે ! મિથ્યા બ્રહ્મ આડંબર !

[ જનાઈ તોડી નાખવા તૈયાર થાય છે. ]

ગુણવતી :—શું કરો છો, દેવ, શું કરો છો. રાખો, દયા કરી નિર્દોષને રાખો !

રઘુપતિ :—બ્રાહ્મણને ત્હેમના અધિકાર પાછા આણી આપ !

ગુણવતી :—આણી આપીશ. પ્રભુ ! જાઓ, મંદિરે જઇ પૂજા કરો. પૂજામાં કોઇ પણ આપત્તિ આવશે નહિ.

રઘુપતિ :—રાજઅધીશ્વરી ! તારો જેવો હુકમ. ત્હારા આદેશના બળથી દેવતા કૃતાર્થ થયા છે, બ્રાહ્મણોએ પોતાનું તેજ પાછું મેળવ્યું છે ત્હનેજ ધન્ય છે જ્યાં લગી કલ્કિ અવતાર જાગે નહિ ત્યાં સુધી.

[ પ્રસ્થાન.

[ ગોવિન્દમાણિક્યનો પુન પ્રવેશ. ]

ગોવિંદમાણિક્ય :—અપ્રસન્ન પ્રિયાનું મુખ દુનીઆનો બધો પ્રકાશ અને બધું સુખ લુપ્ત કરી નાખે છે. ઉચે મને અને ઉત્સુક ચિત્તે ફરી ફરીને આવું છું.

ગુણવતી :—જાઓ, જાઓ, આ ગૃહે આવશો નહિ! અહિંઆં અભિશાપ આણુશો નહિ.

ગોવિન્દમાણિક્ય :—પ્રિયતમે ! પ્રેમ અભિશાપનો નાશ કરે છે અને દયા અકલ્યાણ દૂર કરી દે છે—! સતીના હ્રદયમાંથી પ્રેમ જતો રહે પતિગૃહે અભિશાપ લાગે છે ! જાઉં છું ત્યારે દેવી !

ગુણવતી :—જાઓ, ફરી મોઢું દેખાડશો નહિ.

ગોવિન્દમાણિક્ય :—જ્યારે સ્મરણ કરશો ત્યારે ફરી આવીશ.

[ પ્રસ્થાનોન્મુખ

[ પગે પડીને ]

**ગુણવતી** :—ક્ષમા કરો, ક્ષમા નાથ! શું ત્હમે એટલા બધા નિષ્ઠુર થઇ ગયા છો કે રમણીના અભિમાનને ઠોકર મારી ચાલ્યા જશો? જાણતા નથી, પ્રિયતમ! કે વ્યર્થ પ્રેમ રોષનો છૂપો વેષ લઇ દેખા દે છે? ઠીક, ત્હમારા અભિમાનને લઇ મ્હારી જાતને અપમાન કર્યું—ક્ષમા કરો.

**ગોવિન્દમાણિક્ય** :—પ્રિયતમે, ત્હારો વિશ્વાસ તૂટયે મ્હારો જીવનબંધ પણ તે દંડથી તૂટી જાય! મ્હારી વ્હાલી, વાદળા થોડા વખત માટેજ! અને સૂર્ય તો આખા દિવસનો, તે હું જાણું છું!

**ગુણવતી** :—વાદળાં ક્ષણવારમાંજ ખસી જશે. વિધિનું હંમેશાં તૈયાર રહેતું વજ્ર પાછું વળશે, અને ચીરદિવસની જગતની પ્રથા જગાડી ચીરદિવસનો સૂર્ય એકવાર ફરી દેખાડશે. સર્વ લોકો અભયદાન પામશે, દુરદંડ અને દુસ્સ્વપ્નને ભૂલી જશે તેજ આજ્ઞા કરો! બ્રાહ્મણને ત્હેમના અધિકાર પાછા મળે અને દેવીને ત્હેની પૂજા પાછી મળે અને રાજ્યદંડ પાછો પોતાના અપ્રમત્ત મર્ત્યલોકના અધિકારે પાછો ફરે!

**ગોવિન્દમાણિક્ય**:—ધર્મ હાની એ બ્રાહ્મણનો અધિકાર નથી. અસહાય જીવનું રક્ત એ જનનીની પૂજા નથી. દેવતાઓની આજ્ઞા પાલન કરવાનો અધિકાર રાજા, વિપ્ર અને બધાને છે :

**ગુણવતી** :—ભિક્ષા! ભિક્ષા માગું છું. ત્હમારા ચરણે પ્રભુ! એકાંત, હું નમ્ર વિનંતી કરું છું. ચીરાગત પ્રથા, ચીર પ્રવાહિત મુક્ત વાયુના જેવી પ્રથા, એ રાજાનું પોતાનું ધન નથી.—તેમ છતાં બે હાથ જોડીને સમસ્ત પ્રજાને નામે ત્હમારી મહિષી ભિક્ષા માગે છે! પ્રેમની વિનવણી સાંભળો. વિધાના પણ પ્રેમના આદેશથી કર્તવ્યની ત્રુટી ક્ષમશે.

**ગોવિંદમાણિક્ય** :—એ શું ઉચિત છે મહારાણી! નીચ સ્વાર્થ, નિષ્ઠુર ક્ષમતા, અહંકાર, અંધ અજ્ઞાનતા, ચીરરક્તપાને માતેલી બનેલી હિંસ વૃદ્ધ પ્રથા! સહસ્ત્ર શત્રુની સાથે એકલો યુધ્ધ કરી શ્રાન્ત દેહે, ગૃહે નારી ચિત્તમાંથી અમૃતપાન કરવા આવું છું; ત્યાં પણ શું દયા નથી, સુધામયી? ગૃહે પુણ્યપ્રેમ વહે છે તેની સાથે શું રક્તધારા પણ મિશ્રિત થઇ છે? આટલો મોટો રક્તસ્ત્રોત કયા હેતુએ વહાવી દીધો કે જેથી ભક્તિ અને પ્રેમમાં પણ રક્ત ભેળવાયું અને દયામયી રમણીના પ્રાણે પણ ક્રુર હિંસાની શોણિતછાપ પાડી? છતાં શું આ રક્ત સામે રોષ કરીશ નહિ?

**ગુણવતી** :—( મોઢું ઢાંકીને ) જાઓ—ત્હમે જાઓ.

**ગોવિંદમાણિક્ય**:—હાય! મહારાણી! ત્હમે જ્યારે મુખ ફેરવો—ત્હેં ગરડો ત્યારે કર્તવ્ય કઠીન બને છે!

[ પ્રસ્થાન

[ રડી પડીને ]

**ગુણવતી**:—એ અભાગણી! આટલા દિવસ મનમા આ શી ભ્રાન્તિ પોષી હતી? સંશયમાત્ર પણ હતો નહિ કે આજ આટલો અનુરોધ અને અનુનય વ્યર્થ જશે! ધિક્! કયા પ્રેમે પુત્રહીના સ્ત્રી પતિને અભિમાન જણાવે-જણાવી શકે! રાખ્યમાં ભળો મ્હારૂં અભિમાન! આ કપાળ પણ રાખ બનો! અને મહિષીનો ગર્વ પણ ધૂળ ભેગો થાવ! હવે પ્રેમ-ખેલ અને પ્રેમ-કંદર્પ ચાલશે નહિ! મ્હારૂં પોતાનું સ્થાન સ્હમજી છું—માથું નીચું પડેલું શિર ધૂળ નમે છે, નહિ કે સાપણે ખીજવાઇ ઉંચી કરેલી ફેણ જેવું!

( અપૂર્ણ. )

## અમરાવતીનો અતિથિ

— ચિત્રકાર: શ્રીમાન પુરૂષોત્તમ —



"નાની નવોઢાઓ માંડીને રૂપાનો માથે ઝળઝળાં બેડાં લઇ આવતી જતી હતી."

( પૃષ્ઠ ૨૬૯ )




પુસ્તક ૭મું | વર્ષ ૪થું | જુલાઈ ૧૯૨૫ | અંક ૪થો

# અજ વિલાપ.

કવિકુલમણી
કાલિદાસના
રઘુવંશમાંથી



રચનાર :—
રા. મૂલજી દુર્લભજી
વેદ

## નિવાપાંજલી

( સંગીત સોરઠા )

અજ—ઇન્દુ રસરેલ રમતા ફુલના બાગમાં;
નભફુલે હણી વેલ ઇન્દુના ફુલદેહની.

મારો પુત્ર રસાળ અમ કુંજે એ કાનુડો;
ફુલવદનો હેતાળ 'કૃષ્ણલાલ' કોડામણો.

ગૃહમંત્રી ગોવાળ, સમાજસેવક ખીલતો,
સોહતો સત્કાર સ્મરતો વીસ વર્ષનો.

એક મભાતે એહ ઉઠાડયો ઉઠે નહિ;
હસતો મૂકી દેહ ફુલ શો જીવ જતો રહ્યો.

સ્મરી સુત સરતે નેણ કવિમણિ કાલિદાસના
અજના વિલાપવેણ મેં મેલ્યાં ગુર્જરગિરા.

ફુલડે લીધા પ્રાણ ફુલ જેવા આ દેહના
કો' પણ વેરી જાન માનવના આ મ્હેલના

ફુલડે લીધા જાન ફુલ બાલાના ફુલથી
હિમના છાંટા પ્રાણ કમળ ફુલના મારતા

આ ફુલડાંનાં વેર' એ તો ના મારે મને.
અમૃત કરતો ઝેર, ઝેર કરે અમૃત હરી

વિણ ભાગીના હાલ ફુલનાં વજ્ર કરે વિધિ'
લીધા પ્રાણ રસાળ વેલિના, ના વૃક્ષના

મારા શત અપરાધ હૈયે ધાર્યા ના કદા
એવી પ્રીત અગાધ, તેં તોડી અપરાધ વિણ

પરવરી તું પરલોક નગણો માની, પ્રિયમુખિ!
કેમ શમે આ શોક; જોગ નહિ જડવા તણા

પાછો આવ્યો પ્રાણ વેળાવી પ્રિય પ્રાણને
ઓ! દુર્ભાગી જાન! ભોગવ તારી ભૂલને.

તારે વદને પ્રાણ! ટપકે રતિશ્રમનાં ટીપાં
ઉડયા પ્રાણ પ્રમાણ! ધિક્ મારનાના માળીયાં

કો' દિ હૈયે માન અણુજુગતાં નથી આદર્યાં
પતિદેવને પ્રાણ પ્રણયીના પ્રેમો પૂરા.

ફુરે શુભ્ર વાળ ફરકે લ્હેરે વાયુની;
ને મમતાની માળ જીવતી માને સુંદરી.

શુકના અંધાર તારે ખુટી પહાડની.
તું દે સાચા સાર જગથી જીવ શરીરમાં.

ફરફે તારા કેશ, બોલે ના તું તો, પ્રિયા!
મારે હૈયે ક્લેશ ભમરાના કમળે પૂર્યા.

પામે રાત્રી ચંદ્ર, રતાંધ પખી પંખિણી
મારાં કિસમત મંદ મારે તો મરવાં રહ્યાં

તારાં પોઢે અંગ ફુલકળીની શય્યા કુંળી!
સહશે કેમ પ્રસંગ ચિતાના ભડકા તણા

રતિકેલિની જાણ તારી કટિકન્દોરડી
પડી અબોલ મમાણ, એ વિરહે તારી સખી

કોયલના રસવેણ, હંસાની હારણ ગતિ,
ને હરિણીનાં નેણ, વાયુકેલિ વેલની

આ તારા રસહડાવ, એનાં એ સંભારણાં
ના ભાવે એ ભાવ, તું જતાં, જીવનસખી!

આ આંબો, એ વેલ- એનાં સગપણ સાંધીને,
લગ્નોત્સવ રસહેલ લેવા લ્હાવા ના રહી.

દોહદ પામ્યાં સાર અશોક એ ફુલ આપના,
એ તારા અભિસાર મરણે મેલી અંજલિ!

ઝાંઝરના ઝમકાર સ્મરતાં અશોક શોકમાં,
ફુલની આંસુધાર તારા વિરહે સારતા,

અધ ગુંથ્યા કંદોર ગોં-તેં મોહી! મોગરે;
શાને સમાધ પોર તું સાધે આ મરણની?

પામી સુંદર પુત્ર, સખીજન સદ્‌ભાગી સહુ,
પતિ પ્રેમના સૂત્ર,– અણઘટતાં તેં આદર્યાં.

શાંતિ, સંગીત, પ્રેમ, રતના રસ સહુ ઓસર્યાં.
ખૂટ્યા રસના નેમ; રસશય્યા સૂની પડી.

ગૃહિણી, મંત્રી, મિત્ર સુકળાની શિષ્યા, પ્રિયા–
કાળે ચુંથ્યાં ચિત્ર, માર્યાં એ, મારી સખી.

પ્રેમ મધુનાં પાન માનીતા મદિરાક્ષીના.
પામે પ્યારી પાન આંસુના પરલોકમાં.

આ વૈભવ, આ સાજ, અજ આજે ઇચ્છે નહિ.
રસરાણીનાં રાજ મનગમતાં ને માનીતાં.



# સીનેમાનો જગમશહૂર નટ



ચાર્લ્સ સ્પેન્સર ચેપ્લીન ઉર્ફે "ચાર્લી ચેપ્લીન"

જ
ગ
મ
શ
હૂ
ર



ચ
ક્રે
મ
ચા
ર્લી

લેખક :—રા. કનૈયાલાલ. હ. દેસાઇ

**ચાર્લી!** હા, તેજ ચાર્લી. તેના પેલા પહાળી પાટલુન, દાદામીયાના વખતના બુટ, ગુંચળીયા વાળ ઉપર નાની પણ નખરા કરતી ટોપી, નાકમાંથી નીકળતી નાની સરખી કાપેલી મુછો, જાડી પાંપણો તથા હમેશ ચમકતી તેની નેતરની સોટીથી કોણ અજાણ છે ? આપણામાંના ઘણાએ તેના ફોટા જોયા હશે અથવા તો ફીલમમાં કામ કરતો નજરે જોયો હશે અથવા તો તેના વિષે વાંચ્યું તો હશે જ. "વીસમી સદી"માં તેના વિષે તથા તેના હિન્દી દોસ્ત સચેતસિંહ વિષે લખાયું છે.

આજથી ૩૫ વર્ષ પૂર્વે એપ્રિલ મહિનામાં એક નાના કુટુંબમા તેનો જન્મ લન્ડન પાસે થયો હતો. તે વખતે કોઇને સહેજ પણ ખ્યાલ થયો નહિ કે આ જ બાળક કેટલાક વર્ષો પછી માત્ર તેનું નામ દેતાં દુનીયામાં ઓળખાશે, આખી દુનીયાને હસાવશે અને તે એટલું કમાશે કે જ્યાં તે રહેતો હતો તે આખો પ્રાન્ત ખરીદવા જેટલા પૈસા તેને રહેજે મળશે આ બાળક તે ચાર્લ્સ સ્પેન્સર ચેપ્લીન એટલે કે તમે ધ્યાનમાં ન લેતા કે તેને હસાવવાનું જ લાઇસન્સ મળેલ છે. તેની મૂળ પ્રકૃતિ ઘણી જ શાંત છે. ચાર્લ્સ ચેપ્લીન અત્યારે અમેરીકામાં કેલીફોર્નિયામાં વસે છે, છતાં તે પોતાની માતૃભૂમિમા દર ઉનાળે ગયા વગર રહેતો નથી.

ચાર્લીની માતા જ્યારે ચાર્લીનો જન્મ થયો ત્યારે નાટકની ગાયનશાળામાં અમુક પગારે કામ કરતી. ચાર્લીના ગુણ તેના પિતા પ્રમાણે જ હતા. નાનો ચાર્લી પોતાના પિતા જેમ ખેલમા ભાગ ભજવતા અને ઉતરતા તેવાજ તેના ચાળા પાડતો અને ડોળ કરતો ચાર્લીના પિતાને સંગિતનું સારૂં જ્ઞાન હતુ.

## રંગભૂમિમાં.

ચાર્લીના પિતાએ પોતાની માફક નાનો ચાર્લીને નૃત્ય તથા સગિત શીખવ્યાં. ફકત આઠ વર્ષની ઉમરે ચાર્લી 'એઇટ લેન્કેશાયર લેડસ' નામની પ્રખ્યાત કંપનીમાં જોડાયો. તેણે નાનપણની જીંદગી નાટકમાં ગાળી છે અને ઘણાં ખેલોમાં ઉતર્યો છે. પરંતુ તેની પ્રખ્યાતિ 'Drunk' નામના ખેલથી થવા-માંડી. આ ખેલ તો તેના જ દેશમાં ભજવાતો હતો. આ ખેલમાં તેને મશ્કરાનો ભાગ ભજવવાનો હતો અને ત્યારથી જ ચાર્લીએ પોતાની બુધ્ધિ તીક્ષ્ણતા અભિનયકળામાં બતાવવા માંડી.



ચકમ ચાર્લીના જુદા ચહેરાના ચારિત્ર ફરમાનુ નમુના.

તેજ વખતમા એક અમેરીકાની કંપની વાળો આલ્ફ રીવ્ઝ નામનો માણસ પોતાની કંપની સારૂ કોમેડીયન શોધતો હતો. તેણે આ કંપનીના માલિકને નાના ચાર્લીની માગણી કરી, ત્યારે તેને નહિં આપતા મોટા ચાર્લીને મોકલવા કબુલ્યું.

**નવી જીંદગી.**

ચાર્લીને પોતાનો દેશ છોડવાનું પસંદ નહતું પરંતુ તેને પુષ્કળ પૈસા મળવાની લાલચ આપી અમેરીકા લઇ જવાયો. જો કદાચ ચાર્લી અમેરીકા ન ગયો હોત તો આવો મોટો કોમેડીયન થાત કે નહિ તે તો કહેવું મુશ્કેલ છે. અમેરીકા ગયા પછી ચાર્લીએ કંપની જોડે ઘણી મુસાફરી કરી.

એક રાત્રિએ ચાર્લીને નવી જીંદગી મળી. મેકસેનેટ કે જે ક્રા-એ-મસ કી સ્ટોન કંપનીનો પ્રખ્યાત ડાયરેક્ટર હતો તેણે ચાર્લીનો નાટક કંપનીનો ખેલ જોયો અને તેમાં




આમાંથી કયા વેષમા તમે ચાર્લીને દીઠા છે. તે જરા યાદ કરી જુઓ.

ચાર્લીનુ કામ જોઇને મેકસેનેટને લાગ્યું કે તે બરોબર 'ફીલ્મ કોમેડીયન' થઇ શકશે. તેણે ચાર્લીને કંપનીમાં રાખ્યો અને છેવટે ચાર્લીએ નાટકની રંગભૂમિ તજી. આ વાત તો અગીયાર વર્ષ પૂર્વેની છે.

ચકુમ ચાર્લીની પહેલી ફીલ્મ ઉતરી ત્યારથીજ તે કેવી ઉતરી છે તે તેણે પાછળ જોયુંજ નથી. કારણ કે એક એકથી સારી ફીલ્મ ઉતરી. તેજ પ્રમાણે તે પ્રખ્યાતિમાં આવતો ગયો અને અત્યારે ચાર્લી ચકુમ એક

પ્રખ્યાત નાટક અથવા સીનેમા રંગભૂમિનો આત્મા છે ચક્રમચાર્લીની એક ફીલ્મ ઉતરતાં પહેલાં બીજીની માગણી થવા માંડી.

ત્યાર પછી તે એસેની નામક કંપનીમાં જોડાયો હતો અને ત્યારથી જ તેની ખ્યાતિ વધી એમ કહી શકાય. તેમજ ચક્રમ ચાર્લીનું સીનેમા કંપનીના દરેક કામેડીયને .અનુકરણ કર્યું. ચાર્લીની ખ્યાતિની હદ રહી નહિ. અને આજ ચાર્લી ચેપ્લીન દુનીયામાં પ્રખ્યાત છે. દુનીયામાં જ્યા જ્યા સીનેમા વસે છે ત્યાં ત્યાં ચક્રમ ચાર્લીના દર્શન તો થવાના જ.



A Dog's life નામે ફીલ્મમાં ચાર્લી.

## ચિત્રપટ કાઢવું સહેલ નથી.

ચક્રમ ચાર્લી ચિત્રપટ ઉતારવું સહેલ નથી એમ માને છે. Shanghaided નામની ફીલ્મ ઉતારી તે વખતે ચાર્લી તથા તેના કંપનીના માણસો કીનારાથી પાંચ માઇલ દૂર એક વહાણમાં ગયા હતા તેમો પાસે પાણી તથા ખોરાક ન હતાં. બે ચિત્રપટ કાઢનારા સજ્જનોએ સાંજના પાછા ફરાશે એમ ધારેલું. વળી બચાવમાં એક મોટરબોટ હતી, પરંતુ તે ચાલી શકે તેમ નહતું.

દરમીયાન કંપનીના માણસોની પણીજ ખરાબ દશા આવી હતી. ચક્રમ ચાર્લી તથા એડના પૂર્વીઆન્સ નામની એકટ્રેસ દરેક વ્યક્તિને હસવાનો ઉત્સાહ આપી રહ્યાં હતાં. પરંતુ આખી રાત્રિમાં તો કંપનીના માણસોને દરીયાની હવા લાગી હતી. સ્હવારમાં મોટર બોટ સમી થતાં બધા માણસોને કીનારે પહોંચાડવામાં આવ્યા. ચાર્લી ચક્રમે હસવાનો પ્રયત્ન કર્યો, પણ ભાઇનું મ્હોં સુમેની કેરી જેવું થઇ ગયું હતું. હસવું કેમ આવે ?

ઉપરનો બનાવ પાછળથી ફીલ્મમાં લેવામા આવ્યો અને તેમાં ચક્રમ ઉસ્તાદે ભરેલા પેટે તથા ખોટા થાકે અથડીયા ખાવામાં અને અને બૂમો પાડવામાં પોતાની અભિનયકળામાં ખામી ન રાખી ચક્રમ ચાર્લી "અભિનય કળા કરવી એ તો ફક્ત દીવસનું કામ છે." એમ કહેતાં હજી યે હસે છે

## ચાર્લીની ચઢતી.

આજથી લગભગ આઠ વર્ષ પૂર્વે તેને એસેની કંપની છોડી ત્યારથી જ તેના પગારની કિંમત વધવા માંડી. મ્યુચ્યુઅલ કંપનીમાં જોડાયો તે વખતે ચાર્લીએ ૧૨ ફીલ્મો ઉતારવા બદલ ૭ લાખ ૭૦ હજાર ડોલર્સનો કોન્ટ્રાક્ટ બાંધ્યો હતો. ત્યાર પછી ત્યાંનું કામ પુરૂં -કરીને બીજી કંપનીમાં નહિ જોડાતાં પોતાની કંપની કાઢી ૧૦ લાખ ડોલર્સ એટલે ૩૦ લાખ રૂપીઆમાં આઠ ફીલ્મ આપવાનો કોન્ટ્રાક્ટ બાંધ્યો. આ કોન્ટ્રાક્ટ જોઇને ઘણાની આંખ અંજાય છે. ત્યાર પછી ચાર્લ્સ ચેપ્લીને પોતાનો સ્ટુડીઓ 'હોલીવુડ'માં બાંધવાનું નક્કી કર્યું બ્હારના દેખાવ ઉતારવાની પણ ગોઠવણ કરી. કંપનીના માણસો તે સ્ટુડીઓને 'આપણો સ્ટુડીઓ' તરીકે ઓળખાવે છે. પોતાનો 'સ્ટુડીઓ' થયા બાદ ચાર્લીની ઉતાર સુધી ચાર ફીલ્મો ઉતરી છે કે જે ફીલ્મોમાં 'Kid' નામની ફીલ્મે 'રેકર્ડ' કર્યો છે.







A dog's life નામે ફીલ્મનું એક બીજું દૃશ્ય.

## ચાર્લી ઘર આગળ.

ચાર્લી સ્ટુડીયોમાં કામ કરીને બીજે વખત પોતાના ઘરમાં ગાળે છે. ચાર્લીને પોતાના કુટુંબ વિષે પુછતાં બહુ દીલગીરી ઉત્પન્ન થાય છે. જો કે તે અમેરીકામાં બીજા માણસો જોડે એક કુટુંબીની માફક રહે છે. તેની સ્ટુડીયોનો દેખાવ એક ઇંગ્લાન્ડના ગામડા જેવો છે. ચાર્લી તદ્દન સાદો રહે છે. તથા તેની વર્તણુંક પણ ઘણી જ શાંત છે. તેનું ઘર બરોબર એક ઘરને લાયક છે, નથી મહેલ જેવું કે નથી ઝુંપડી જેવું. તેમાં તેણે કોઇ જાતનો ઠાઠમાઠ કે દોરદમામ રાખ્યો નથી. ચાર્લીનો ભાઇ પણ અત્યારે અમેરીકામાં તેની જોડે જ રહે છે. અને કંપનીના મેનેજરનું કામ કરે છે. ચાર્લીને ફુલ પર વ્હાલ હોવાથી પોતાના ઘરની આગળ પાછળ તેણે પુષ્કળ ફુલ ઝાડ રાખ્યાં છે.

ચાર્લી પોતાના પગાર પ્રમાણે પૈસા ઉડાવતો નથી. તે બીજા સીનેમા એકટરોની માફક પોતાના કપડાં વધારે રાખતો નથી અને તેમાં ભારે ખર્ચ કરતો પણ નથી. ચાર્લી પોતાનો સીનેમા ફીલ્મમાં કામ કરવાનો પહેરવેશ ગણીને જ રાખે છે. તેમાં તે ભાઇ સાહેબ ઓગણીસ હેટ, સાત જોડી બુટ, ચાર નેતરની સોટી તથા પાંચ કપડાના સ્યુટ રાખે છે

જેકી કુગેન નામના છોકરને તે નાટક કંપનીમાંથી લઇ આવ્યો હતો ચાર્લીએ તેને એટલો કેળવ્યો કે તે અગીયાર વર્ષના છોકરાની કંપની ચાલે છે. જો કે તે છોકરાને પ્રખ્યાતિમાં લાવવાનું માન ચાર્લીને ઘટે છે છતાં ચાર્લી કોઇ પણ જાતની મગરૂબી ધરાવતો નથી. ચાર્લીને સંગિત પર તો એટલો પ્યાર છે કે એક વખતે એક માણસે ચાર્લીને 'ફીડલ' ભેટ મોકલી તો ચાર્લીએ તેજ ફીડલ વગાડતો હોય તેવો ફોટો પડાવી પેલા માણસને ભેટ મોકલ્યો. ત્રણ, ચાર વર્ષ પહેલાં જ ચાર્લી ઇંગ્લાન્ડ, ફ્રાન્સ, જર્મની વિગેરે દેશોમાં ફર્યો હતો અને ત્યાં તેને ઘણું જ માન મળ્યું હતું. વળી આજ સદરની પોતે રમુજી ભાષામાં એક ચોપડી 'my trip abroad' કરીને બહાર પાડી છે; તેમાં પોતે સીનેમા કોમેડીઅન કેવી રીતે થયો તે પણ લખે છે. પ્રખ્યાત ફ્રેન્ચ બોકસર જ્યોર્જ્સ કાર્પેન્ટીયર તથા ડગલાસ ફેરબેન્કસ જોડે

ચાર્લીને બહુ બને છે. ચાર્લી મેરી પીકફર્ડ જોડે પણ ઉતર્યો છે.

ચાર્લી પોતાના ફુરસદના વખતમાં ઘણી જ શાન્તિ જાળવે છે તેને વાંચવાનો શોખ છે. જાતે નવરો પડયે ચોપડીને ઇન્સાફ આપ્યા વગર છોડતો નથી. ચાર્લી મીલ્ડ્રેસ હેરીસને પરણ્યો હતો ત્યાર પછી પેલા નીગ્રી જોડે લગ્નનું નક્કી કર્યું, પણ લગ્ન થયું લાગતું નથી. ચાર્લી ચક્રમની આંખોમાં હાસ્ય તો જણાતું નથી અને કોઈ વખત તેના પર દુનીયા દીલગીરી આવી પડી હોય તેમ લાગે છે.

આ જ ચક્રમ ચાર્લીની જીંદગીનો પ્રતિહા છે કે જેણે દુનીયાને હસાવી એક ખડત મશ્કરા તરીકે નામના મેળવી છે.

( સંપૂર્ણ )







"લે તું પણ લેતો જા"—ચગદાક ચાર્લીની ચપળતા ને ચતુરાઇના નમુના




લેખક:—રા. ચીમનલાલ મુલજીભાઇ લુહાર બી. એસ. સી.

ચિત્રકાર:—શ્રીમાન પુરૂષોત્તમ.

૧

જગતમાં કોને અંત નથી? પ્રત્યેક જીવની ગમે તે પ્રવૃત્તિનો કોઇ કાળે અંત આવે છે; પ્રવૃતના અવકાશમાં તે આરામ લે છે. માનવીથી વસેલી દુનિયામાં ચેનનને આરામ–વિરામ છે.

છતાં હું વિચારતો કે મ્હારી પ્રવૃત્તિનો અંત કયારે આવશે? વાટમાં ચાલતાં મ્હને ઘણા અનુભવો થતા. સેંકડો જીવો ભેગાં મળી આક્રંદ કરતાં–મ્હને પોકારતાં હોય એમ લાગતું. દૂરથી કાને ઘણું સંભળાતું.

છતાં કાળરાત્રિએ એકલ અંજીન પોતાનો બોજો ઢસરડી ખેંચી જાય તેમ હું તો અજાણ્યે પંથે ચાલ્યો જ જતો.

ઘરના ઘર પસાર કરી ગયો, કેટલા ય રાજમાર્ગ પરથી ચાલ્યો ગયો, ગણતાં યાદ ન રહી શકે તેટલાં ગામ પાછળ મૂકયાં, અને હજુ પણ ન ભૂલાતાં વિકટ વનો–પાધરો તે ખૂણે ખૂણે ભટકયો, છતાં મ્હારા પંથનો–મ્હારી મુસાફરીનો અંત નથી.

થાકે આજ્ઞાધિન પગો લથડી પડતા: ભુખે પેટ પોકારતું, માર્ગમાં નિદ્રા નયન પર તરાપ મારતી, મીંચાતી આંખે કોઇ વાર આથડી પડતો–પડી જતો ને પુનઃ પંથે પડતો.

સમસ્ત ભૂમિમાં દુષ્કાળનું નામનિશાન ન્હોતું. પ્રકૃતિ ફળફૂલથી સગર્ભ હતી, છતાં મ્હારા ઉદરમા દુષ્કાળ હતો. પોટકામાં બાંધેલુ ભાથું છોડી પેટની પુજા કરવાનો અવકાશ મ્હને ન્હોતો

નિરંતર મ્હને વિચાર આ જ હતો કે જીંદગીનો અંત આવે છે. અનિવાર્ય, મ્હારી મુસાફરીનો અંત કયારે આવશે?

વિકાસ પામે છે તે કરમાય છે, એ સુત્ર નસેનસમાં હતું. વખતે વખતે નિરાશા માથે બેસતી કુદરતની સામે લ્હડતાં–પત્થરને મારતા તેનો સામો માર સ્હેતાં, દેવોની દોલતને માટે વિષમ સાગર ડહોળતાં કોણ થાકયું–હાર્યું નથી? નિર્મેલા કાર્યમા આમ થાકતો–હારતો–નિરાશ થતો, તો પણ મ્હને ઉત્સાહ હતો. હૃદયની વણસંતોષાયેલી ઉર્મિ મ્હારી પીઠે વળગી મ્હને આગળ ધકેલતી.

થાકેલાં નયનો દૂર–ઘણે દૂર લાંબી નજરે કંઇ નિહાળતાં–આવતું ભવિષ્ય પારખવા એક પગે થઇ રહેતાં.

મ્હને ભાન ઝાઝું ન્હોતું કે મ્હારી મુસાફરી કેટલી થઇ છે, કેટલી બાકી છે યશકીર્તિ મેળવવા રણે ચઢતા સશસ્ત્ર યોધ્ધા જેવો હું મ્હને ગણતો. અગણિત શરો વપુમાં વ્રણપીડા નીપજાવતાં, છતાં હું તો અડગ હતો. અડગ વીરોએ જ જગતના ઇતિહાસમાં અમરકીર્તિ મેળવી છે એ મ્હને ખુબ યાદ હતું.

પરંતુ હું તો ન્હોતો કોઇ પ્રભાવશાળી વિજેતા કે રણે ચઢનો નાયક. હુ તો માત્ર સાધારણ વટેમાર્ગુ—મુસાફર હતો. તો પણ આડંબરમા, અનેક વાર પૃથ્વીને નક્ષત્રિ કરનાર ભગવાન પરશુરામ, મહાભારત પ્રતિજ્ઞા લેનાર બ્રહ્મચારી ભીષ્મ, ગોપીના લાડીલા કૃષ્ણ જેનો રથ હાંકે છે એવા મહાધનુષ્યધારી કુન્તાપુત્ર અર્જુન, કુરૂક્ષેત્રના યુધ્ધમા હાક વગાડનાર દાનેશ્વરી કર્ણ, કે કોઇ વિખ્યાત સાહિત્ય સાક્ષરની રસઝરતી કલમથી આલેખાયેલા નાયક કરતા હું કમ ન્હોતો મ્હારા ઉરમા ઉમંગ હતો, બાલ્ય ઉમળકાનો સાગર હતો, જીવનભર કર્તવ્યરસે સીંચેલી આશાનુ કેન્દ્રસ્થાન હતું, અને સૃષ્ટિનું સામ્રાજ્ય જીતવા જેટલું સામર્થ્ય હતું.

નિર્જન વાટમા સૃષ્ટિક્રમની દિવસરાત્રિ હું અનુભવતો, પણ સંગ વિનાનાને પુછવા જેટલી પળ પણ કોઇનો સાથ ન્હોતો. માત્ર ચાવી આપેલું બાળકનું અજીવ દોડે તેમ હુ તો ચાલ્યા જ કરતો. કોઇ કોઇ વાર તો ભુખે પેટે ગાંડાની માફક ખૂબ હસતો.

ધીમે ધીમે મ્હારામાં એક ભય પેઠો, અને થયું પણ તેમજ. મ્હારી મુસાફરીના અંત પ્હેલાં વ્યવસાયનો અંત આવ્યો દેખાયો. મ્હારા અંગમાંનું જોર—શક્તિ—વહી વહી ખુટી ગઇ લાગી. મુસાફરીના અંત માટે ઝંખતા ઝંખતાં પ્રકૃતિ જ દુઃસહ થઇ પડી ને શૂન્ય રાત્રિએ ઘોર જંગલને એક ખુણે હું બેભાન પડ્યો. અર્ધ નિદ્રામાં પ્રભુ પ્રત્યે પોકારવા જેટલું ભાન હતું. ત્હેના નામનું સ્મરણ કરતો હુ પડી રહ્યો.

પ્રાતઃકાળનું બાલકિરણ સ્પર્શતાં થાકેલાં નયનો જેમ તેમ ઉઘડ્યા. પ્રકૃતિને નાચતી કુદતી જોઇ મારા દીન વદન પર હર્ષની છાયા પડી, સ્મિત કરમાયેલી મુખકાંતિ પર રમી રહ્યું; હું જાણતો કે મ્હારી રેખાએ રેખા અત્યારે ગરીબી, નિરાશા, એકલતાનું દર્શન આપતી હશે, પણ આશા અદ્યાપિ અંતરમાં અમર હતી. વિષમ વાટમાં તે કદી વિમુખ ન્હોતી થતી.

એવામાં બાજુએ કોઇનો પગસંચાર થયો. અશક્તિ મ્હારામા એટલી હતી કે બ્હીક રાખવાની હીંમત પણ મારી ગઇ હતી.

એક વિચિત્ર લાગતો આદમી મ્હારી પાસે આવ્યો.

"એ ભાઇ! સૂર્યોદય થયો, ઉઠવું નથી ?"

મ્હેં ત્હેના સામું જોયું.

"સૂર્યોદયને મ્હારે શો સંબંધ! કેટલાયે સૂર્યોદય અને સૂર્યાસ્ત થયા, છતાં મ્હારી વાટનો અંત નથી."

વિચિત્રતાથી તે મ્હારી તરફ જોવા લાગ્યો.

"તમ્હે કેણી તરફ જવા નિકળ્યા છો ?'

આતુરતા ત્હેના ચ્હેરા પર ચોકખી હતી.

"હું તમને શું કહુ ?...દિવસો થયાં આ યાત્રા આરંભી છે,—કોણ જાણે તેનો છેડો ક્યારે આવશે ?"

"તમ્હારે જવું છે કયાં ? તમ્હે રસ્તો તો ભૂલ્યા નથી ને ?"

"સ્વર્ગમાં જનાર માનવી રસ્તો ભૂલી આથડ્યા કરે તો સમજવું કે તે સ્વર્ગને લાયક નથી. મ્હારી પણ આવી જ દશા લાગે છે."

પેલો આદમી જરા કંટાળતો લાગ્યો.

"એ બધું તત્વજ્ઞાન જવા દે, તમ્હારે જવું છે કયાં ?" ત્રીજી વાર એનો એ જ પ્રશ્ન મ્હારા કાને અથડાયો. તેનો જવાબ દેવાનું હું

બીજી વાતોમાં વીસર્યો. બિચારાની શી જીજ્ઞાસા ?

"હા,–તે તો કહેવાનું જ ભૂલી ગયો, ભાઇ. મને બરાબર માર્ગ દેખાડજો. જુઓ, અશક્તિ ને થાકથી તાવ હમણા મને આવશે."

કોઇ ડાહ્યા વૈદની ગંભીરતાથી તે મ્હારી નાડી તપાસવા લાગ્યો.

"તમ્હારૂં શરીર ઉન્હું તો છે. તમ્હે ઘણા નરમ દેખાઓ છો. આ કાચી કેળ જેવી વયે એકલા નીકળવાનું પ્રયોજન ?"

બિચારાનો પ્હેલો પ્રશ્ન તો હવામાં ઝુલતો હતો ; ત્યાં બીજો સવાલ આવ્યો.

"હું જાણીને જ એકલો નીકળ્યો. મ્હારૂં કામ હું જ કરૂં."

"તમ્હે શીદ જવાના ?" ચોથી વાર એનો એ જ સવાલ આવ્યો. હું જરા હસ્યો.

"મ્હારે જવું છે અમરાવતી. આ રસ્તે જવાશે ?"

"અમરાવતી ?..." ત્હેના પર વીજળી પડી હોય એમ થયું

"હા. અમરદેવીના પાટનગરમાં મ્હારે જવુ છે. કેમ ?"

"અરે પણ ભાઇ ! તે તો જોજનો પાછળ રહ્યું. તમ્હે તો રસ્તો ભુલ્યા !"

મ્હારા હૃદયનાં પડો કંઇક ઉઘડયાં. સ્મૃતિને તાજી કરવા હું મથ્યો.

"નીકળતા જ મ્હેં ચોક્કસ વાટ પુછી હતી. મ્હને કહ્યા પ્રમાણે હું ચાલ્યો આવ્યો."

મહા મહેનતે હું બેઠો થયો. પાસેના ઝાડના થડને અઢેલી લાંબા પગે બેઠો.

"તમ્હે અમરાવતી શીદ જાઓ છો ?" મ્હારી પાસે તે પણ બેઠો.

"ભાગ્ય અજમાવવા."

"ભાગ્ય અજમાવવા ?"

"હા. કેમ ?"

૩

"અમરાવતીમાં તમે ભાગ્ય અજમાવવાના કે ત્યાંની ગુલામી સેવવાના ! પરદેશીને ભાગ્ય અજમાવવું ત્યાં સુલક્ષ નથી. તમ્હે ત્યાં શું ધંધો કરશો ?"

"જે હાથ લાગશે તે." ઠંડે પેટે મ્હેં કહ્યું

"હાથ લાગશે કોઇ રૂપાળી બાવડી–તેની ચાકરી કરી દિવસ કહાડજો."

અમો બંને હસી પડયા. આવનારે મ્હારા ખભા ઉપર હાથ મુકયો.

"ત્યારે તમ્હે તો તમ્હારા દેશના મટી અમરાવતીના થવાના, નહિ વારુ ?"

"ના એમ નહિ ; ભાગ્ય અજમાવી અમરાવતી મ્હારા દેશની કરવા–મણિપુરની કરવા.

આ જુઓને, મણિપુર અને અમરાવતી વચ્ચે વંશપરંપરા વેર ચાલ્યું આવે છે"

"કેટલા ય યોધ્ધાઓ કપાઇ મુઆ તે કંઇ થયું નહિ, ત્યાં તમ્હે શું કરી શકવાના ?"

"હું શું કરીશ તે અત્યારે શી રીતે કહું ? વખત આવ્યે મ્હને દુનિયા જાણશે, નહિ તો કેટલાય યોધ્ધાઓ સાથે એક વધારે. ચાલો હવે એ વાત તો લાંબી છે. મ્હને સીધો રસ્તો બતાવશો ?"

"તમ્હે હીંમતવાળા છો એમ બોલવા પરથી લાગે છે. હશે ; કંઇ નહિ તો અમરાવતી જોજો ને ભોગવજો. પણ મણિપુરના છો એમ કહેશો નહિ. નહિ તો ધર ભેળા થવું કઠણ થઇ પડશે અમરાવતી જવાના બે રસ્તા છે. અહીંથી પશ્ચિમ દિશામાં જતાં આગળ સર્યૂ નદી આવે છે. ત્યાંથી જળ માર્ગે હોડીમાં જવાય છે. જમીન માર્ગ લાંબો અને પ્હાડપત્થર વાળો છે"

"ત્યારે તો હોડીમાં જ જવું સારૂં નહિ ?"

"હા, પણ આ તાવલા શરીરે મુસાફરી કરશો ? તમારે આરામની જરૂર છે."

"તમ્હારૂં કહેવું ખરૂં છે. જુઓને આ સાથેનું ભાથું પણ રસ્તામાં બગડી ગયું. મ્હને

નજીકમાંથી થોડાં ફળોની જોગવાઇ કરી આપો તો તમ્હારો ઉપકાર."

"ત્યારે ચાલો ને મ્હારી સાથે. આ એક ખેતરવાં ગામ છે. આજનો દહાડો વિસામો લઇ રસ્તે પડજો."

ભાથું જમીન પર પથરાવી હું ગામડિયાની સાથે જવા ઉઠ્યો.

૨.

એકેક દિવસની વાટ કાપી હું સર્યૂને તીરે આવી પહોંચ્યો. કીનારે લાગરેલી હોડી પર એક વૃધ્ધ ખલાસી કામ કરતો હતો. તેને મ્હેં પુછ્યું :

"આ હોડી મુસાફરીની છે?"

"હા તમ્હારે ક્યાં જવું છે?"

"અમરાવતી."

"ખલાસી ચમક્યો"

"અમરાવતી?" વૃધ્ધ વયે પણ ત્હેની કાઠી મજબુત હતી. છલંગ મારી તે હોડી પરથી નીચે આવ્યો.

"હા કેમ ત્યાં જવાની બંધી છે?"

"માનીએ તો બંધી જેવું; નહિ તો કંઇ નહિ."

"એમ કેમ?"

"અરે! મધુપુરી જાણે ને તમ્હે નથી જાણતા? પરદેશીઓને તો ત્યાંની બાયડીઓ કામણ કરે છે. તમ્હે એકવાર પેઠા એટલે જન્મારાની કેદ જ સમજવી!"

"મ્હેં પણ એ વાત મ્હોંયે એમ સાંભળ્યું છે, પણ હું તો અમરાવતીમાં ભાગ્ય અજમાવવા જાઉં છું."

ખલાસીના વિશાળ કપાળ પર વિચારની રેખાઓ પડી. તેના ઘરડાં નયનો મ્હારા પર ક્યાંય લગી ઠર્યાં.

"ભાગ્ય અજમાવવા? અજમાવો ને ગમે ત્યાં. આખી પૃથ્વી છે. અમરાવતીના કેદખાનામાં શીદ જાઓ છો?"

"કેદખાનું?" અમરાવતીનો ભયંકર ઇતિહાસ જાણતો હોવા છતાં મ્હને ખલાસીની વાતમાં ઘણો રસ લાગ્યો. તે બોલ્યો.

"કેદખાનું નહિ તો બીજું શું? વર્ષો થયા મ્હારો છોકરો અમરાવતીની કેદમાં સડે છે. તે પણ તમ્હારી માફક ભાગ્ય અજમાવવા ગયો હતો—"

"કે રૂપાળી રમણી ઉઠાવવા." મ્હને મહું હસવું આવ્યું.

"ભલે તમ્હે અત્યારે હસો. અનુભવ થયે ગમ પડશે ભાઇ!"

"તમ્હારૂં કહેવું ખરૂં હશે; પરંતુ મ્હારે અમરાવતીમાં એક કરતાં વધારે કામો સાથે કરવાનાં છે. એટલે હીંમત રાખીને પણ અમરાવતી તો જવું એ ચોક્કસ છે. બોલો મ્હને તમ્હારી હોડીમાં લઇ જશો?"

તેના શ્યામ મુખ પર ઝુમરાટ મ્હેં જોયો.

"જાઓ, ભલા આદમી, મરદ જેના મરદ થઇ આટલું પણ નથી કરી શકતા? જનાર બ્હીનો નથી ને લઇ જનાર છેક્લે પાટલે બેસે છે? ગમે તો મ્હને થોડે દૂર ઉતારજો, પછી કાંઇ?"

હોડીવાળો સફેદ નીમાળાવાળું માથું ખંજવાળતો ઉભો રહ્યો. મ્હને વિચાર આવ્યો કે અમરાવતી જવાની મ્હારી અડગ શ્રધ્ધા પર તે નવાઇ પામતો હશે.

આખરે તે કબુલ થયો.

"ચાલો, મ્હારે શું? પણ સંભાળીને કામ કરજો. અમરાવતીનું કામણ વસમું છે."

"તમ્હે નીરાંતે રહો. કરીશ તો સ્નેહ નહિ તો દેહપતન!"

"ભલા ભગવાન તમ્હને સ્હાય કરે!"

"આશિષ તમ્હારી."

સર્યૂના સ્ફટીક શા પટ પર મ્હેં બેએક દિવસ જળગમન કર્યું. ત્રીજા દિવસની સવારે અમરાવતીના ગગનચુંબી મિનારાઓ દૂરથી

દેખાયા. હૈયું હર્ષથી હરખાવા લાગ્યું. ઉરમાં ઉલ્લાસ પ્રગટ્યો. અમરાવતી જોવાનો—સામ્રાજ્ઞી અમરદેવીનું દર્શન કરવાનો.

હોડી ઉપરને આરે દૂર લાંગરી. મુસાફરીનું દામ ચૂકવી હું કીનારે ઉતર્યો.

"ભાઇ! એક કામ કરશો?" ખલાસીના નેત્રમાં આંસુ આવ્યાં. મ્હને તે આશ્ચર્ય કરતો લાગ્યો. "મ્હારો છોકરો અમરાવતીનું ઘેલું ફ્હાડી ગયો ત્યારે તમ્હારી ઉમરનો હતો. ત્હેની તપાસ તમ્હે કરશો?"

"હા. બેફીકર રહો. મ્હારાથી બનશે તેટલું કરીશ. તેનું નામઠામ?"

"રામુ. તમારી વયનો જ છે. રંગે પાકટ લગભગ મ્હારા જેવો, મોતને આરે ઉભેલા દરના બાપના એ બોલ એના કાન પર નાંખજો. ભગવાન તમ્હારૂં ભલું કરશે."

"હીંમત રાખો. આ કામ મ્હારૂં જ ગણી કરીશ. દીનદયાળ પર વિશ્વાસ રાખો."

વૃદ્ધ ખલાસીની આશિષ લઇ હું છૂટો પડ્યો.

પ્રભાતના સૂર્યતેજમાં સ્નાન કરતા અમરાવતીના ગૌરવશીલ ઓવારે થોડી વારમાં હું આવી પહોંચ્યો. કલ્પનાના શિખરે ચઢી જોતાં જણાયું કે સમસ્ત બ્રહ્માંડમાં અમરાવતીની જોડી મળવી મુશ્કેલ છે. આ તે કોઇ સ્વર્ગના દેવદેવીથી વસેલી પુરી કે જન્મમરણાધીન—ક્ષણભંગુર દેહવાળા—ભાગ્યશાળી માનવીઓની નગરી!

લોકોની અવરજવર ઓવારે થોડી હતી. શાંત સર્યૂનાં જળ પ્રાતઃકાળની ઠંડી પવન લહરીને આલિંગી મદમસ્ત નાચતાં. માત્ર ભાવિક લોકોની આડંબરભરી ઇશ્વરપ્રાર્થના વેદોચ્ચારો—દેવમંદિરોમાં થતા ઘંટાનાદો સિવાય આખો ઓવારો શાંત કહીએ તો પણ ચાલે.

નિત્યકર્મ આટોપી—નદી પર સ્નાન કરી ગામમાં પાછા જતા ભગત જેવો ડોળ ધારી શુભ ચોઘડીએ અમરાવતીમાં મ્હેં પધરામણી કરી. મનોમન કંઇ આનંદના ઉમળકા આવ્યા, કંઇ આલ્હાદક કલ્પનાઓ ઉભી થઇ. હૃદયે પ્રશાંત સંતોષ ઉદ્ભવ્યો કે દિવસો પ્હેલાં આરંભેલી યાત્રાનો અંત આખરે આવ્યો.

રાજમાર્ગ પરથી હું તો ચાલ્યો. શું જોવું, શું ન જોવું, ત્હેના વમળમાં ગુંચાતો મ્હાતરાની માફક ડાફરીયા મારતો જતો હતો. વિશાળ મંદિર જેવા લાગતા મકાનના ઓટલા પર બે ત્રણ જુવાનીઆ ગપ્પા મારતા હતા. તેમાંના એકની નજર મ્હારા પર પડી. પળ બે પળ તે મ્હને નિરખી રહ્યો, ને ત્હેના મિત્રોનું ધ્યાન મ્હારી તરફ દોર્યું. મ્હને જોઇ ત્રણે હસવા લાગ્યા. વિચાર આવ્યો કે શા માટે મ્હારી મશ્કરી કરતા હશે? સ્વમાન પર ઘાવ બેઠો લાગ્યો. મન ન રહેતે હું તેમની નજીક ગયો. મ્હને જરા હસવી વાત કરવાનું મન થયું.

"અમરાવતીમાં કેળવણી બરાબર નથી અપાતી લાગતી."

એકે બીજાના કાનમાં ધીમે સાદે કહ્યું.

"નવો આવ્યો છે. પરદેશી લાગે છે"

મ્હારા તીવ્ર કાન પડતી સોયનો અવાજ પણ સાંભળવા તૈયાર હતા.

"હા—પરદેશી છું. પરદેશી તો તમ્હારો અતિથિ કહેવાય."

"ના, અમરાવતીનો અતિથિ અહીંનો સ્વાદ ચાખી અહીંનો જ થઇ રહે છે." બોલનાર હીડી હતો.

"એમ? તેનું કારણ?"

"પરદેશીઓ આ નગરીમાં સ્વર્ગ સમું સુખ ભોગવે છે." અદ્યાપિ શાંત બેઠેલો ત્રીજો બોલ્યો.

"જુઓ ભાઇઓ, હું પણ અમરાવતીમાં અનુભવ જ લેવા આવ્યો છું. તમ્હે કહો છો તેવા સ્વર્ગનું સુખ મળશે ને?"

"કેમ નહિ? આખી નગરી તો જુઓ. પાછા જવું નહિ ગમે. હવે તો સપડાણા! પણ તમ્હે ગામમાં કયાં ઉતરશો?"

"ધર્મશાળામાં કયે રસ્તે જવાય છે?"

"આગળ જતાં નંદનચોક આવશે. ત્યાં કોઇ પણ બતાવશે."

સદ્ભાગ્યે ત્રણેમાંથી એકેએ હું કયાંથી આવું છું તે પૂછવાની તસદી ન લીધી. મ્હેં ઉંડો શ્વાસ લીધો પ્રભુનો મોટો ઉપકાર માન્યો.

"ઠીક ત્યારે—જય જય."

"જય જય. આવજો સ્હાંજના આ મંદિરે દર્શન કરવા"

"વારુ," કહી મ્હેં ચાલતી પકડી. વધારે વાતોમાં ગુંથાવું સારૂં ન લાગ્યું, તેથી મ્હેં, ટુંકામાં જ પતાવ્યું.

આગળ જતાં રાજમાર્ગ કંઇક પહોળો યતો ગયો. થોડીવારે એક વિશાળ ચોગાન આવ્યું પુછતાં માલુમ પડયું કે તે નંદન ચોક હતો. ધર્મશાળા તરત ખોળી કહાડી. એ દિવસ આખો મ્હેં નિરાંતે થાક ખાધો.

( ૩ )

કોઇ ચતુર કળાકારના ગૌરવભર્યા આડંબરથી અમરાવતીનું નિરીક્ષણ કરવા બીજે દિવસે સવારે હું નીકળ્યો.

અમરાવતી ખરેખર દેવનગરી કહીએ તો ચાલે એમ ત્હેની વૈભવલક્ષ્મી જોવાથી સ્પષ્ટ થતું. નવી આંખે જોનારને એમજ લાગતું કે સૃષ્ટિની સર્વ દોલતનો સંચય અહીં યાં જ હશે. રસ્તે ગગનમાં વિહરતાં દેવમંદિરો જોઇ આ નગરીના લોકોની ધાર્મિક શ્રધ્ધા સ્મરણમાં આવતી. આંગણે લીલી છમ લતાથી લચકાતી વાડીઓ, ઉંચી અટારી અને ઝરૂખામાંથી પ્રસરતું મીઠું સંગીત, પવનલહરી પર આસ્રવનની ઘેલી કોયલના રસાળ ટહુકા જેવો મધુર ઉભરાતો જનકલ્લોલ અને ઠેકાણે ઠેકાણે થતું કળાકૌશલ્યનુ દિગ્દર્શન એ સૌ રસિયાં નિવાસીઓની રસિકતા આલેખતા વાટે ને ઘાટે નરનારીઓ આનંદોત્સવમાં મ્હાલતાં. નવરંગી વસ્ત્રોમાં શોભતાં બાળકો અને બાલિકાઓનો ચંદ્રિકામાં ઘુઘવતા સાગરના જળ સમો મસ્તાન નિનાદ અમરાવતી નગરી જગવતી.

મ્હને કલ્પના થઇ કે કયાં મણિપુર અને કયાં અમરદેવીની પાટનગરી? એકાંતમાં વ્હાલમની વાટ જોતી કોઇ ગુણિયલ ગોરી જેવી આ નગરી સર્યૂતીરે શોભતી. કાંચન તારનો કારીગર કસીકસી કિંમત આંકે તેમ અમરદેવીનું આ જ્યોતિર્મય ધામ સૂક્ષ્મ નજરે જોતાં હું મણિપુર અને અમરાવતીની ન્યાયતુલના કરવા લાગ્યો.

અલૌકિક વૈભવભર્યા મહાલયો, રાજમાર્ગો, ક્રયવિક્રયના છુંવત સ્થળો ઇત્યાદિ જોવામાં કયાંનો કયાં નીકળી ગયો, ત્હેનું ભાન મ્હને ન રહ્યું. આત્મસંતાપના કોયડાભર્યા મને સ્વયંભુ ઉદ્ભવતી કેટલી ય કલ્પનાનું સાંત્વન કર્યું. છેક છેલ્લે એકજ પ્રશ્ન બાકી રહ્યો:

આ દેવવર્ણી અમરાવતીની સામ્રાજ્ઞિ વળી કેવી યે હશે?

આ પ્રશ્ને વિચારમાળા મ્હને આપી. વિચારમાળા ફેરવતાં મ્હારા કર્ત્તવ્યનો જુદી જ ભાત પાડતો મણકો જડી આવ્યો. કર્ત્તવ્ય માર્ગે ચઢી સામ્રાજ્ઞિ અમરદેવી સમીપ શી રીતે મ્હારે રસ્તે શોધવો એ વમળમાં હું ગુંથાયો. થાકયાં નયને, થાકયાં અંગે એક સુના મકાનના નીચા ઓટલા પર બેઠો. મ્હને પાણીની તરસ ઘણી લાગી હતી. આસપાસ જોતાં વસ્તી ઓછી લાગી; અવરજવર પણ થોડો હતો. સામેના નીચા મકાનની ઓસરી પર એક હથિઆરબંધ મ્હારી ઉમરનો માણસ બેઠો હતો. પાણી માટે ત્હેને પુછવા ઉઠનો હતો ત્યાંજ ત્હેની કરડી—વિષમ—નજર દેખી મ્હારૂં મન પાછું પડ્યું. ત્હેના ચ્હેરા પર કુતુહલતા

ચોકખી હતી. મ્હારામાં એવું શું હતું કે આ તાપક ફાટવા ટોળે મ્હને જોઇ રહ્યા હતો!

એકદમ હું ત્યાંથી ઉઠયો, અને માર્ગે પડયો. મ્હને ખબર ન રહી કે તે મ્હારી પાછળ પાછળ તપાતો આવતો હતો. આગળ મેદાનમાં એક જંગી કુવો હતો. નાની નવોઢાથી માંડીને વૃધ્ધાઓ માથે ઉજળાં બેડાં લઇ આવતી જતી હતી. અમરવેલ સુરતરુને વળગે તેમ કુવા ઉપર નિવાસ જામ્યું હતું. ભગવાન કૃષ્ણની ગોપીઓ મ્હને યાદ આવી. ચિત્રવત્ એક ફાલેલા વૃક્ષની છાયામાં હું ઉભો રહ્યો. જીંદગીમાં પહેલી જ વાર આંધળા સુરદાસ પર મ્હને દયા આવી.

રંભા સમી રમણીઓ જોઇ હું તો ઘેલો થઇ ગયો. વિશાળ વનિતાશાલમાં કુમકુમનો પુર્ણિમાના ચંદ્ર જેવો ચાંદલો ઝળકતું સૌભાગ્ય ઓપાવતો. ઇંદ્રરાજ્યની મણિમય ભૂમિ પર વિહરતી અપ્સરાઓ જેવી તે લાગતી. રસવિલાસે મ્હાલી રહેલી પુનિત નગરીની મીનાકારી ભૂમિકા પર આનંદ ઉલ્લાસમાં મલકતાં—મધુર સુખકલાપ પર લલલલાનાં નયન રમખાણ થતાં. મ્હને લાગતું આ કયા દિવ્ય સૌંદર્યની મધુરી છટા હશે? પુષ્પલતા જેમ લ્હેકે તેમ લલિત લલનાઓ મીઠા વિનોદમાં ઉલ્લાસતી. લાલિત્યના ઉગ્ર ધોધના પડતા છાંટા જળમાં સ્નાન કરતા બાળક જેવો હું લાગતો. મ્હારી ન્હાની મુઠ્ઠીઓમાં બધું લલિત્ય ભરવા મથતો. કોઇ અલૌકિક મોહસુલભૂલામણીમાં મ્હેં ક્યાંય લગી ભ્રમણ કર્યા કર્યું.

સૌંદર્યની પરમ જ્યોતિએ રસેલી અમરાવતી ખરેખર આ ઝળહળતાં રમણીરત્નોથીજ સમૃધ્ધિવાન—જગવિખ્યાત હશે. લોકો અમરાવતીની રામા વિષે કહેતા ત્યારે વાતાવરણે ઘસડી આણેલી ગપો હું ધારતો. આજે પ્રત્યક્ષ નયનઅનુભવે ગુંચવાડામાં પડયો કે હું સ્મરું કોને? કવિવર કાલિદાસની વન ઉછરેલી શકુંતલા કે ભવભૂતિની નાટ્યકલાએ આલેખેલી વૈજયન્તી માલતી! હું તે મ્હારી જળતૃષા છીપાવું કે મુગ્ધ નયને આ મોહ લક્ષ્મી લુંટું! એક તરસમાં બીજી વધી વાટમાં મળેલા ગામડિયાના અને વૃધ્ધ ખલાસીના શબ્દો પુનઃ પુનઃ યાદ આવ્યા.

આખરે મ્હેં હિંમત બીડી. વૃક્ષના થડને ટેકે હું ઉભો રહ્યો—ઘેલાની માફક. નકશીદાર બેડું શીર પર લઇ કાલીદાસે વર્ણવેલી સુઘડ સંસ્કારીતા જેવી એક મહિલા મ્હારી બાજુ એથી નીકળી.

"મ્હને પાણી પાશો બ્હેન?"

પેલી સ્ત્રી જરા ખચકાઇ, મ્હારા સામું આશ્ચર્યભર્યા નયને જોયું! તેની ચમકતી આંખોમાંથી ન સમજાય એવાં શર છૂટતાં હતા. હૃદયના ઉંડાણમાં ધડક ધડક થયું.

"મ્હારે પાણી પીવું છે. મને પાશો?"

ન રહી મ્હને ખબર કે શાથી તે રમણી મ્હને જોઇ હસી પડી. ન રહી મ્હને શુધ્ધિ કે શાથી આ રસિકા જોઇ મ્હારી તરસ વધી?

"તમ્હે શી રીતે પીશો?" લ્હેવું નયન કટાક્ષ જબરું હતું.

"હું ખોબો મ્હોંયે ધરીશ. તમ્હે પાણી રેડજો."

"વારુ," કહી લ્હેણે ડેકનું બેડું જમીન પર મુકયું. માથા પરનું બેડું નીચે ઉતારવા લ્હેણે આભૂષણે મઢેલા હાથ ઉંચા કર્યા.

"ઉભા રહો. હું ટેકો આપું." સ્ત્રી માનની લાગણી મ્હારામાં ઉછળી આવી.

મ્હારી તૃષા શાંત થઇ. શા ઉમળકાથી લ્હેણે પાણી પાયું? લ્હેને વંશપરંપરા પરમ કલ્યાણરૂપ વધાસત આપવાનું મ્હેં, સ્વયંભૂ નક્કી કર્યું.

"તમ્હે કોઇ નવા આવ્યા લાગો છો."

મ્હને ન સમજાયું કે શાથી લ્હેને મ્હારી સાથે વાતચીત કરવાનો ઉમળકો થયો.

"હા. બ્હેન. મણિપુરથી આવું છું. આજે સવારે જ ઉતર્યો"

બાઇ ચમકી.

"મણિપુરથી ?"

મ્હને સાચું બોલવા માટે પસ્તાવો થયો, છતાં હિંમત રાખી હું બોલ્યો :

"હા બ્હેન—તમે ચમક્યા શાથી ?"

"તમ્હારે ત્યાંના લોકોથી તો નોખા. અમ્હારી દેવી મણિપુરના લોકોને અહીં બહુ છુટ નથી આપતા. કોઇને મ્હોયે વાત ન કરશો ભાઈ ! નહિ તો દુઃખી થશો. અમ્હારે ને મણિપુરને વર્ષોથી સારૂં નથી."

"હા, તે તો જગ જાણે છે તમ્હારી દેવી સલાહ ક્યાં રાખે છે ?

'જુઓને ભાઇ, તમ્હારા રાજા જ જ્યાં ત્યાં છીંડા શોધે છે ને ? દર વર્ષે વગર કામની ખુના મરકી ચાલે છે"

"બ્હેન ! તેનાં ઘણા કારણો છે ? મણિપુરના કેટલા ય માણસો તમ્હારે અહીંઆ કેદમા છે તમ્હારી દેવીને તે કોઇવાર જમાખાતર કરી આપવું પડશે"

બાઇ હસી પડી

"મુઆ એ રાજકાજના કામ જ એવાં—નહિ સુખ કે શાંતિ."

"એક રસ્તો છે સુખ, શાંતિનો. મણિપુર અને અમરાવતી જો સ્નેહસંબંધે જોડાય તો......"

"તે શી રીતે બને ? ઉલ્ટા તમારે ત્યાંના લોકો અમરાવતીમા ઘુસી અહીંના બૈરાંઓને ફસાવે છે ને !" બાઇની આંખોમાં લજ્જા ઉભરાઇ.

"તેમ્હા વાંક બ નેનો પણ એટલું તો ખરૂં કે અહીં કરતાં મણિપુરમાં બૈરાંઓને સુખ ઘણું." વિનોદથી મ્હેં કહ્યુ.

"હશે ભાઇ—અમ્હને શી ખબર એ બધી." વાત ટુંકી કરવા બાઇએ કહ્યું :

"અનુભવે બધુંય જણાય." બોંય પરનું બેડું તેના હાથની પકડમાં મ્હેં આપ્યું

"આવજો બહેન !"

"હા ભાઇ," કહી બાઇ ચાલી ગઇ.

મ્હને તેની વાતમાં અપૂર્વ રસ લાગ્યો. કેવું કોડભર્યું બોલવું ! શી મીઠાશ ! કોયલનો મધુર નિનાદ કોને નથી ગમતો ?

ત્યા વિચારમાળાનો મણકો અટકી ગયો. પાછળ ખભા પર એક મજબુત હાથ આવ્યો.

"આ સ્થાનેથી એકદમ ચાલ્યા જાવ. અમરાવતીનો સપાટો ચાખ્યો નહિ હોય ?"

"પેલો હથિયરબંધ સીપાઇ જેવો લાગતો માણસ મ્હારી સામે આવી ઉભો. ક્રોધ ત્હેની આંખમાં ચોકખો હતો. મ્હને લાગ્યું કે ભાઇ સાહેબે મ્હારી વાતચીત સાંભળી હશે.

"કેમ ? અહીં આવવામાં પણ ગુન્હો કર્યો ?"

"અમરાવતીની બૈરાંઓ જોવા નીકળ્યા હશો, અહીંનો કાયદો ખબર નહિ હોય ?"

"ના, અમરાવતી સુગન્ધવતી કહેવાય છે. ત્હેની માત્ર ગન્ધ પારખું છું."

"તમ્હારા જેવા પરદેશીઓથી અમ્હારી નગરીમાં બગાડ પેસે છે—એ તો દેવીની દયા છે કે તમ્હારા જેવા રખડતા લોકોને નગરપ્રવેશ કરવા દે છે."

મ્હને સંતોષ થયો, કે આને હું મણિપુરથી આવું છું એ ખબર ન્હોતી. હું મ્હારી ભૂમિકા ભૂલતો ન હતો. મ્હેં હિંમત બીડી કહ્યુ.

"અમ્હે રખડતા છીએ કે કોણ તે તમ્હારે જાણવાની જરૂર શી ! એમજ કહોની કે અહીંઆં તો બધાં જાનવરો વસે છે. તે મ્હને અમરાવતીની રત્ન જેવી લક્ષ્મીની કંઇ કીંમત નથી"

નાયકના મુખ પર વિકરાળતા વ્યાપી રહી.

"પરદેશી થઇ તમ્હારી જીભ ખુબ ઉપડે છે. વધારે બોલશો તો ઝાબે કરીશ. સમજ્યા !"

"ઓ હો..." હું ગર્વભર્યું હસ્યો. "મ્હને ખબર નહિ કે અમરાવતીમાં અમલદારો ન્યાય પણ નહિ તોળી શકતા હોય. બિન ગુન્હેગાર પરદેશીઓને આવી રીતે કેટલા ઝબ્બે કર્યા છે?"

મ્હને ભાન હતું કે મ્હારી જીભ ઘણીયાલતી હતી. એકાએક મ્હને વિચાર સુઝી આવ્યો. અમરદેવીનું મોંઘું દર્શન સીધે માર્ગે નહિ થાય. મ્હેં આડો રસ્તો લીધો.

"કેટલા ય પરદેશીઓ કેદમાં સડ્યા કરે છે. તમ્હારે હજુ કેદખાનું જોવું બાકી રહ્યું હશે નહિ વારુ?" નાયક ટોળમાં હસ્યો.

"નાયક, તમ્હે તમ્હારે રસ્તે જાઓ: તમે ગમે તે છો તેની મ્હને પરવા નથી, પણ રાજ માર્ગ પર ચાલનારને આમ હરકત કરી એ અપમાનનો બદલો તમ્હને ભારે પડશે. આખરે રાજ્ય કોનું? રાંક અબળાનું કહેવત છે કે બૈરીની બુધ્ધિ પાનીએ અને તમ્હે તો હેના ય ગુલામ એટલે પુછવું જ શું?" હથોડાનો માર પડવાથી છંછેડાયેલા સાપ માફક નાયક મ્હને શિક્ષા કરવા તલસી રહ્યો.

"પાપી, જીભ કાપી નાખીશ. કોની સાથે વાત કરે છે તેનું ભાન છે અધમ?"

"તે તો મ્હેં આગળજ કહ્યું. અમરદેવીની ગુલામી કરી કરી સારાસાર પારખવાની શક્તિ પણ ઘસાઇ ગઇ છે હેનામાં અક્કલ કયાંથી હોય! એક વખત અમરદેવીને જાતે મળું તો બતાવું કે પરદેશીને ઝબ્બે કરવો એ છોકરાંના ખેલ નથી." મ્હેં ધાર્યો પાસો નાખ્યો. નાયકની આંખ મ્હારા પગથી માથા લગી ફરી ગઇ

"દેવી આગળ આ શબ્દો બોલતા પહેલાં જ તું હાથીના પગે થવાનો એ યાદ રાખજે. નાહક કુતરાને મોતે મરવાનું ચાહે છે?" નાયકની વાણીમાં આર્દ્રતા આવી.

"જીવનદોરીને મોઘી મણી હોત તો આ ત્રિયારાજમાં આવ્યો હોત જ શીદ? ચાલ હવે જા ભાઇ! બહુ થયું."

"હજુ પણ દયા કરું છું હેનું હ્મને તો કંઇ જ નથી. નસીબ ફૂટયું લાગે છે. ચાલ એક વાર કોટવાલી તો જો કે કેવી છે!" ચિત્તાની માફક તરાપ મારી નાયકે મ્હારું કાંડું મજબુત પકડયું.

"જોવા-અનુભવવા તો હું આવ્યો જ છું. આપની માનવંતી કોટવાલી દેખાડવા આપ તસ્દી લેશો તો મ્હને ના નથી." હું જરાક હસ્યો.

"અત્યારે તો આમ બોલે છે. કોટવાલીનો સપાટો ચાખ્યા પછી આ મ્હોડું આમ નહિ રહે" નાયકે મ્હારા હસવાના ચાળા પાડયા.

"પણ મ્હને ખત્રિ છે કે તમ્હારા-જેવા નપુસંકો-બીસેવકો મ્હારા ઉપર શું બળ અજમાવશે? મ્હને કોટવાલીમાં પુરતાં પુરતાં તો ત્હમને જુગ વહી જશે. આ રસ્તામાં જોગજોગે એક નખરાળીને જોશો તો હું કોટવાલી જોવા વિના રહી જઇશ અને તમ્હે હેની પગચંપી કરવા બેસશો." નાયકને કહેવામાં મ્હે કંઇ બાકી ન રાખી. હેના કાન આગળ મ્હોં રાખી મ્હેં ઉમેર્યું" "અમરાવતીમા તો બધા બાયલાઓ રહે છે."

"શું.... ?" નાયકનો હાથ મ્હારા કાંડા પરથી સરી ગયો.

"શું શું? હા-અમરાવતીની સુંદરીઓનો ખરો આસ્વાદ તો વિલાસી પરદેશીઓ જ કરે છે. અમ્હારે ત્યાં-મણિપુરમાં તમ્હારે અહીંની મહિલાઓ રાજસુખમાં મ્હાલે છે મણવેણના એકજ સુરમાં નાચે છે. અહીં યાં બધું છે, પણ નથી એક વીર્યવાન નર." નાયકના હૃદયપડો ઉકળાતાં મ્હને લાગ્યાં.

"તું મણિપુરનો છે?" નાયકને ભૂલાયેલું જ્ઞાન પુન: સ્મરણમાં આવવા માંડયું.

"હા-મણિપુરનો છું! અમરાવતીના સામ્રાજ્યનો માનો તો દુશ્મન છું, નહિ તો હિતચિંતક. નાયક! તમ્હારું નામ શું?"

"નામ સાથે ત્હારે શું કામ ? મણિપુરની જાસુસી કરવા આવ્યો હોઇશ, ખરું ?"

'મ્હારી જન્મભૂમિ માટે જાસુસી તો શું, પણ વખત આવ્યે માથું પણ આપું."

"તુ આટલો મોટો ગર્વ તો કરે છે, પણ દેવી આગળ આ વાતો કહેવી કઠણ છે."

"જો સાંભળ અડગ આદમીને ખ્હીક શી વળી ? મરદમાં પાણી હોય તો અમરાવતીની સામ્રાજ્ઞિ જેવી કેટલા યે તેની ગુલામ થઇ રહે. રમણી પુરુષ પર કામણ ચલાવે એ ખરું, પણ માણુસ ધારે તેમ્હને જીવનભર વશ કરે–ત્હેનો માલિક બને. પ્રેમના પાત્રો સપરત વિશ્વના સર્વ જીવોમાં જીંદગીના દિવ્ય લ્હાણાની મોજ પરસ્પર ઉડાવે છે ત્હને બિચારાને પ્રેમની વાસ પણ ક્યાંથી હોય ? નાયક, મ્હારા જેવો સચોટ બોલનાર બીજો ભાગ્યે જ જડી આવશે."

"ત્હને અમરાવતીના પુરુષોની આટલી બધી ખબર ક્યાંથી ?" નાયકને મ્હારી વાતમાં રસ પડતો લાગ્યો.

"સાંભળેલી ઘણી. આજે તમ્હે બધા એક અબળાના નચાવ્યા નચો છો તેનું કારણ એ જ કે અમરાવતીમાં નથી એકે દશે દિશામાં ડંકો વગાડે એવો મંત્રી કે અડગ રણવીર, નથી એકે ખરો પ્રકૃતિમય પુરુષ કે તમ્હારી દેવીને વશ કરે ને વરે !"

"તું આજકાલનો આવેલો તે દેવીના દમામને શું જાણે ? એક વાર જુએ તો ભલ ભલાનું ઉજ્જડ હૈયું પીગળે !"

"નાયક, મને તમ્હે અમરદેવી સમક્ષ લઇ જાઓ. હું મ્હારું ભાગ્ય અજમાવીશ. ત્હમને આખું નહિ તો અધું જરૂર કરી બતાવીશ."

નાયકનું મ્હો મલક્યું. ત્હેના નયનમાં હાસ્યનું દર્શન સ્પષ્ટ થવા લાગ્યું. જાણી જોઇને લંબાવેલા વાર્તાલાપના અંતમાં ત્હેનો જુસ્સો ઘણો નરમ પડી ગયો.

"ત્હમારૂં બોલવું સાંભળી મને ઘણું હસવું આવે છે. બહુ બોલકણા છો તમ્હ, પણ મ્હારી જગાએ બીજો હોત તો તમ્હને ક્યારના યે યમસદન ....."

"અને ધર્મરાજાના ચોપડામાં એક નિઃશસ્ત્ર નિર્દોષ આદમીનું ખુન કરવા બદલ શ્યામ અક્ષરે ત્હેની નોંધ રહેત."

"હવે એ કોણ જોવા ગયું છે ? પણ અમરાવતીનો સાચો પુત્ર ત્હમને નક્કી ન છોડે.' નાયક ઝીણું હસ્યો.

"ત્યારે ત્હમે મ્હારા ઉપર શાથી દયા કરો છો ?"

ત્હેના વદન પર એકદમ ગંભિરતા પ્રસરી. જાણે ત્હેના અંતરમાં અંધકાર પડ્યો એમ મ્હને લાગ્યું. ઉદાસીનતા ત્હેના ચ્હેરા પર છાઇ રહી.

"નાયક, કહો ન કહો પણ તમ્હારૂં હૃદય રડી રહ્યું છે ?"

"કારણ કે હું પણ ત્હમારા જેવો પરદેશી છું. વર્ષો પ્હેલા મ્હારા દેશનો હતો. અત્યારે આ પરાઇ ભૂમિનો ગુલામ છું." આશ્ચર્યમાં હું ગરકાવ થયો. હોડીવાળો ડોમો પુનઃ સ્મરણમા આવ્યો. મ્હે પુછ્યુ :

"નાયક, ત્હમારૂં નામ કહેશો ?"

"મ્હારૂં નામ જાણી શું કરશો !" ત્હેની વાણીમા કરૂણા આવી. "હું તો કુટુંબદ્રોહી દેશદ્રોહી, પાપી છું અધમમાં અધમ જાનવર જેવો છું. મ્હારી જડ બુધ્ધિ તમ્હારા સોના જેવા શબ્દોએ તેજદાર કરી.

'ઉપકાર પ્રભુનો માનો કે હજી તમ્હે કુટુંબ, દેશ વિસર્યા નથી ગયા!"

હોડીવાળાનો છોકરો આ તો નહિ હોય ? નાયક મ્હારી જ ઉંમરનો લાગતો અને રંગે જરા ઓછો શ્યામ હતો. શંકાનું નિવારણ કરવા ચંચળ મન તલસ્યું.

તમ્હારે પણ એક હોડીવાળાના છોકરા જેવો ઘાટ થયો. ઘડપણમાં આફ્રિકા

માટે બાપને વેતરૂં કરતો રાખી એ અમરાવતીમાં મોજ કરે છે." નાયકના ઉપર વીજળી પડી હોય તેમ થયું. પડતાં પડતાં તે રહી ગયો. પાછળ વૃક્ષનું થડ ત્હેના શરીરના આધાર રુપ રહ્યું. ત્હેની આંખમાં પાણી આવ્યાં. મ્હને લાગ્યું કે મ્હારી શંકા ખરી ઠરશે.

"નાયક! પાપ કરનાર ભાવીનો વિચાર મોડી વાળે છે. પાપના પરિણામે જ પોતાની મુખીબ સાલે છે, તમ્હે કોણ છો એ મ્હને હવે જાણ થઇ. તમ્હારૂં નામ રામુ, નહિ વારૂ!"

'રામુ' શબ્દ સાંભળી નાયક ટટ્ટાર થયો. પળભર ચમકતી જ્યોતિ વ્યોમે પ્રસરી અદ્રશ્ય થતાં પુનઃ અંધકાર વ્યાપે તેમ નાયક ઉગતી જુવાનીના જુસ્સામાં રાચતો અત્યારે ગરીબ ગાય જેવો દીન બની ગયો. ત્હેનું અંતઃકરણ ભરાઇ આવ્યું. રડતે સાદે તે બોલ્યો:–

"હું જ તે રામુ, ભાઇ! છતી આંખે આંધળો હું સુરદાસથી પણ ભુંડી અવસ્થામાં છું. મ્હારા તો તમ્હે નર ચિન્તામણી!" લાગણીના ભારથી બિચારો જમીન પર ઢળી પડ્યો.

"રામુ નાયક, પશ્ચાતાપ કરવા જેટલો સ્વદેશપ્રેમ, કુટુંબસ્નેહ તમ્હારામાં હજુ અવશેષ છે. ભુલ્યા ત્યાંથી ફરી ભણવાનું શરૂ કરીએ તો પણ હજુ સમય છે."

"ભાઇ, મ્હારા બાપુ તમ્હને શી રીતે મળ્યા?"

"તેમ્હની જ હોડીમાં બેસી હું અમરાવતી આવ્યો! વૃધ્ધ વયમાં માત્ર અવશેષ આનંદરુપ તમ્હારું અને પ્રભુનું નામ રટી ઘડપણ વિતાડે છે."

"અને હું તેમ્હને ઝુરતો મુકી અહીંની ગુલામીમાં રાચું છું–કહો, કહો, ભાઇ મ્હારા બાપુ કુશળ છે? અરેરે આ શી અધમતા! મ્હારા કરતાં તો જાનવરો પણ સારાં." નાયકનું હૈયું આક્રંદ કરવા લાગ્યું.

"ચાલો, હવે મર્દ થાઓ, નાયક! મ્હને તો તમ્હે અણધાર્યો મિત્ર મળ્યા. તમ્હે મને મદદ આપશો?"

"હજાર વાર. તમ્હારા શબ્દપ્રહારે આજ સુધી મુવેલો રામુ જીવતો થયો. ચાગો તો પ્રાણ આપું. આ પરાઇ ભૂમિ તજી વનેવન સેવી પાપનું પ્રાયશ્ચિત કરું, એમ થાય છે. એક માટીની પુતળી માટે કુટુંબ છોડ્યું. ગામ ને દેશ તજ્યા, તો પણ સુખી ન થયો. નથી આ શ્યામ મુખે સ્વદેશ જઇ શકતો, નથી આ ઇન્દ્રજાળમાંથી બ્હાર નીકળી શકતો. કાંચન જેવી કામીનીની કાયા છે–પણ હૃદય પ્રેમસુનું છે! વિષમ લાગતા મોહ યજ્ઞમાં મ્હારૂં બલિદાન મ્હેં જ આપ્યું. નશામાં ચોવીશે કલાક સ્ત્રીની ચાકરી માથે વ્હોરી! પણ હૃદયે સંતોષસુખ નથી."

"સંતોષ–સુખ બધું આવશે. હવે જાગ્યા છો એટલે વાંધો નથી. અગત્યના કામે મ્હારૂં આવવું અત્રે થયું છે–અને તેમાં કદાચ તમ્હારી કીમતી મદદની જરૂર પડશે."

"પણ તમ્હે તો ભાગ્ય અજમાવવાનું કહેતા હતા ને?"

"નાયક, કેટલી મુસીબતો વેઠતો અહીં આવ્યો છું તે ભાગ્ય અજમાવ્યા વિના પાછો જઇશ? ગુરૂજીએ શીખવેલો પ્રયોગ પાર પડે ને અમર નામ કરૂં; બોલો મ્હને અમર દેવીનાં દર્શન કરાવશો?"

"આ ગરમીના દિવસોમાં દેવી બ્હાર બહુ નીકળતાં નથી, છતાં બનતું કરવા તૈયાર છું."

મ્હને એકાએક વિચાર થઇ આવ્યો. ઉત્સાહભર્યો આનંદ મ્હારા હૃદયમાં પ્રગટ્યો. મલકાતા મુખે મ્હેં ધીમેથી કહ્યું.

"જુઓ, નાયક અમરદેવીના પરિચયમાં આવ્યા વિના મ્હારૂં કામ સરે એમ નથી. તમ્હને જ ખાનગી વાત કરૂં છું. પુરી પછી કહીશ. મણિપુરના જાસુસ તરીકે કેદ કરી અમરદેવી આગળ મ્હને લઇ જાઓ તો સહેલો રસ્તો છે."

"ખરી વાત. પણ દેવીનો ગુસ્સો જોયો નથી. મણિપુર અને અમરાવતી વચ્ચેનો અંટસ ચાલે છે એટલે તમ્હને શીક્ષા કરતાં દેવી પાછી નહિ પડે. પછી જન્મારાની કેદ જ સમજવી.

"એના કરતા તો બીજો રસ્તો શોધો તો સારો, છતા મ્હને ના નથી. તમ્હારી હીંમત જોઇએ. દેવીનો અંગરક્ષક હું છું એટલે જો કદાચ તમ્હારી સુંપરત મ્હને થાય તો તમે ધાર્યું કરી શકો. પણ આટલી બધી હીંમત ચલાવનાર તો મ્હેં આજે જ તમ્હને જોયા!" નાયકના નયનો મ્હારો ભેદ કળવા આતુર બન્યાં.

"નાયક, તમ્હને મ્હારા ઉપર શંકા થતી હશે. પણ વાજતે ગાજતે માંડવે આવે ત્યારે જો જો—અને જાણજો. મ્હારી નિશ પર તમે વિશ્વાસ રાખો. તમ્હારા જીવનું જોખમ નહિ એવું."

"મ્હને મ્હારી ક્યાં પડી છે! હું તો તમ્હારી અડગ કર્તવ્યશ્રધ્ધા પર ફીદા થયાં કરું છું. ઇશ્વર તમ્હને સહાય કરે; ભાઇ!"

"ઉપકાર તમ્હારી આશિષ માટે. ઇશ્વરે સહાય હશે તો કંઇ એવું કરી બતાવીશ કે આ ભૂમિનો ઇતિહાસ કંઇ જૂદી જ રીતે લખાશે. ચાલો ત્યારે મ્હને કેદ કરો નાયક! મ્હારો ગુન્હો મહા ભયંકર જાસુસી,—મણિપુરના દુશ્મનરાજ્યમાંથી આવું છું, અને સામ્રાજ્ઞિ સામે કાવત્રું કરવાની કોશીષ. એજ."

વિકાળ વદને ક્રોધાગ્નિ વર્ષાવતો રામુ નાયક ઘડીક પહેલાં મ્હને ઝબ્બે કરતો હતો. અત્યારે મ્હારો મિત્ર થઇ-મ્હારે હાથે પગે બેડી નાંખી. અમરાવતીના કેદી-અતિથિ તરીકે અમરદેવીના રસમ દરે લઇ ચાલ્યો.

( આગળ ચાલુ )



# દાંતનું જતન

આ નામનું અતિ ઉપયોગી પુસ્તક મેસર્સ જીલા બ્રધર્સ તરફથી અમને મળ્યું છે, તેની પહોંચ ઉપકાર સહિત સ્વીકારીએ છીએ. આ પુસ્તક કલકત્તાના એક પારસી ગૃહસ્થે મફત વહેંચવા માટે છપાવ્યું છે અને ઉંચા એન્ટીક કાગળ પર સ્વચ્છ રીતે છાપેલા આ પુસ્તકમાં તેના કર્તા મી. કેખશરૂ દે. ન. ૧૫૭ જીલાએ દાતને લગતી અનેક ઉપયોગી બાબતોનો સમાવેશ કીધો છે, તેમાં દાત તથા મેઢાની સંભાળને લગતી ૨૦૧ ઉપયોગી સુચનાઓ ખાસ ધ્યાન ખેંચે છે. પુસ્તકના પાછલા ભાગમાં 'દત કાવ્યમાળા' ના મથાળા હેઠળ વીશેક કવિતાઓ જૂદા જૂદા લેખકોની લખેલી, પણ દાતને લગતી, આપવામાં આવી છે, તેમાં કેટલીક નમાલી કવિતા દાખલ થઇ ગઇ છે તે તરફ મી. જીલાનું ધ્યાન ખેંચીએ છીએ. એ એક ખામી બાદ કરતાં પુસ્તક સંપૂર્ણ રીતે ઉપયોગી અને આપણી દાંતની અજ્ઞાનતા તરફ આંખ ઉઘાડે તેવું છે. આવા પરિશ્રમભર્યા ને ઉપયોગી પ્રયાસ માટે મી. જીલાને ધન્યવાદ ઘટે છે. એક આનાની ટીકીટ બીડવાથી 'જીલા બ્રધર્સ, વાડી સ્ટ્રીટ, નવસારી' એ ઠેકાણેથી આ પુસ્તક મળી શકશે.



લેખક :—શા રા મોહનલાલ એમ શેઠ
ચિત્રકાર —રા. શરમાળ

**પ્રિય** વાંચક! તું આદમ હોય કે ઇવ હોય, શિરીન હોય કે ફરહાદ હોય, ગમે તે હોય, એકદમ ત્હારા હાથ મ્હોં ધોઇ નાખ, બૂટ કહાડી નાખ, સ્વચ્છ રેશમી પીતાંબર પહેરી લે, વાણીઓ હોય તો તિલક કરી લે, બ્રાહ્મણ હોય તો જનોઇ પહેરી લે. કારણ? કારણ માત્ર એટલું જ કે જેમ શ્રીશંકરાચાર્યે પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટને ત્હેના મૃત્યુ પહેલાં મહાભારત સમજાવી ત્હેને માટે વૈકુંઠમાં જગ્યા "રીઝર્વ," કરાવી હતી તેમ તને પણ એક 'જીહ્વા આખ્યાન,' નામનું મહાભારત સંભળાવી ત્હારો ઉદ્ધાર કરવાનું ઋણ મ્હારે શિરે ચોટેલું છે.

આ આખ્યાન 'સૃજનજૂનુ' છે. ત્હારે માનવું હોય તો માન અને ન માનવું હોય તો કાંઇ પ્રાયશ્ચિત કરવાનું નથી. પરંતુ ભૂલેચૂકે પણ આખ્યાનના કથનના સત્ય વિષે જરા યે સંશય કે તર્ક કર્યો તો પછી ત્હને શું થશે એ હું કહી શકતો નથી—ત્હારી પાતાળમાં યે મુક્તિ નથી. લે, ત્યારે શ્રૂયતામ્

લાખો વર્ષો પૂર્વે-બલ્કે કરોડો વર્ષો પૂર્વે બલ્કે અબજો વર્ષો પૂર્વે, જીભવાળા પુરુષો કે સ્ત્રીઓ જે ગણો તેમાં શ્રીકૃષ્ણ પરમાત્મા એકલા જ હતા. (તમે કહેશો કે આ "શી ડીંગ મારો છો?" પણ સંશય નહિ કરવાની ચેતવણી પહેલેથી જ આપી છે.) શ્રીકૃષ્ણજીને જીભ હતી એટલે જ વાંસળી વગાડવામાં આલમમશહુર થઇ ગયા, થતા જાય છે અને થયા કરશે. જો તે સમયે બીજાઓને જીભ હોત તો વાંસળીના બીજા ઉસ્તાદો કેમ પ્રકાશમાં ન આવત? શું શંકર, નારદજી, બ્રહ્માજી ઇત્યાદિ ઓછી શક્તિવાળા હતા!

એકલે હાથે ઘેર લાવી શકાય; ન કરે નારાયણ ને ચોરાશીમાં દંડાદંડી, કેશાકેશી કે બથ્થંબથ્થીનો મામલો ઉભો થાય તો આખલા જેવા આપણે એકલા વાડીરૂપી રણક્ષેત્રમા હાહાકાર મચાવી જગત્પ્રસિધ્ધ થઇ શકીએ વળી ગીતાજીમાં શ્રીકૃષ્ણે શ્રીમુખે અર્જુનને ઉપદેશ કરેલો છે કે **यत्र जिह्वास्तु पूज्यते रमन्ते तत्र मोदकाः।** તે ઉપરાંત જ્યારે આપણે શ્રીખંડપૂરી કે દુગ્ધપાક પુરીનો રાજભોગ આરોગવા બેસીએ છીએ ત્યારે આમથી તેમ ને તેમથી આમ કૂદાકૂદ ને દોડાદોડ કરતી જીભ શ્રીશંકરના તાંડવનૃત્યનું સ્મરણ નથી કરાવતી શું ? સર્વથા કરાવે છે જ તે પરથી એવું સિધ્ધ થાય છે કે ભોજન વેળાએ આપણી જીભ શિવનું ખરેખરૂં રૂદ્ર સ્વરૂપ ધરણ કરે છે માટે તે સમયે તેને નાનાં પ્રકારનાં પકવાનથી એકદમ સંતુષ્ટ કરી ત્હેના આવેશ સમાવી દેવો, નહિ તો મહા અનર્થ થઇ બેસે ''

શ્રીયુત્ જમનાશંકરના ભાષણ ઉપર મનન કરતા મ્હને તે તદ્દન વાસ્તવિક લાગે છે જગત ઉપર અગણિત ફાયદા કરનારી જીભનું કોઇજ મૂલ્ય કરતુ નથી ત્યારે હું બીકું ઝડપું છું. હે જગદુપકારીણિ જીહવે ! ત્હારા ગુણગાન કરતાં સહસ્ત્રમુખી શેષનાગ બોબડો થઇ જાય તો મ્હારી કલમ બુઠી થઇ જવાના ભયથી ડરે ત્હેમાં કાંઇ આશ્ચર્ય નથી. ત્હારી મદદથી ગર્દભ કેવું સુંદર, કેવું અનેરૂં, કેવું દિવ્ય ગાન આલાપે છે ? મ્હારા મિત્ર ભીમજી જ્યારે ત્હને સ્વચ્છંદે વિહારવા દે છે ત્યારે મ્હને એમજ થાય છે કે બસ જાણે હું કોઇ માખણની ડેરીમાં મોજ મજાહ ઉડાવી રહ્યો છું, તેમજ જ્યારે જ્યારે મ્હારી જ્ઞાતિની ચંચળ સવારમાં ત્હેની ફોઇની સગી માશીની સાસરી સાનુ સાથે બે ત્રણ કલાકની નિયમિત કથાઓ ચલવે છે ત્યારે મ્હને એમજ લાગે છે કે જાણે ચંચળની જીભ ગ્રામરની સ્થિતિસ્થાપક જીભ હોવી જોઇએ અને ત્હેમા એક સ્પ્રીંગ મૂકેલી હોવી જોઇએ કે જેથી તે અટકયા વગર ચાલુ રહી શકે. ફેક્રોલોજી સ્ટોના મન-પ્રમાણે ચલાજીએ પુરૂષની જીભને સુંદર વધારે લગડી દાધો અને સ્ત્રીઓની જીભને પોસ્ટની ટીકીટ ઉપર હોય છે એવું સુંદરનું આછું પડ લગાડેલું છે.



ચોરાશીમાં દંડાદંડી.

અયિ મલપતી મદમાતી, જીહવે ! બરફી, સુતરફેણી, ઘેબર, જલેબી, હલવો, સોલાપુરી ચેવડો, ચીનાઇ શીંગ અને કાંદા બટાટાનાં સુગંધીદાર ભજીયાં; એ બધું કોને માટે ! ત્હારે માટે, રસિલી જીહવે ! ત્હારે જ માટે. તું ન હોત તો ગોપાલદાસ

બરશીવાળા, ગોવિંદજી વસનજી અને શુધ્ધ જામનગરી · મીઠાઇવાળ.ઓને દરિયો ઓડી જર્મની કે જાપાન ગયેજ છૂટકો થાત. અસહકારના થાંભલા જેવા અને અને ગુજરાતના સુભા વલ્લભભાઇ કે બીજો કોઇ પુરૂષ પ્રેમાભાઇ હૉલમાં કે નદીને કિનારે જીભ વિના ભાષણ કરવા ઉભો થાય તો કેવો નપોં બાવલા જેવો–ઠૂચા જેવો લાગે ?

સરલ હૃદયની જીહવે ! કેટલાંક પામર મનુષ્યો ત્હારૂં મહત્વ ભૂલી જઇ ત્હને 'જીભડી, લૂલી," એવા શબ્દોથી ત્હારૂં અપમાન કરે છે, છતાં ત્હારા ગાંભીર્યમાં ફેર પડતો નથી એ ત્હારી બેહદ ક્ષમાવૃત્તિ સૂચવે છે. પરમહંસ ઉપર સુખદુઃખની અસર ક્ષણિક જ હોય છે, તેમ તું પણ ખીતીઃ તમતમાટવાળી ચટણી જમે કે ગળી ગળી પુરણપોળી જમે છતાં પણ થોડા સમયમાં ત્હારા અસલ નિર્વિકારી બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે. તું સચ્ચિદાનંદ છે. આ વધારે ને આ ઓછું, આ મ્હારૂં ને આ બીજાનું, એવી લઘુ મનવઃ્ળાની ગણના ત્યજી દઇ તું અન્નનો આહાર કરે છે. તું ન હોત તો વૈદો, આર્ય વૈદો, આર્યવૈદ્યરાજોની શિક્કલ કરી ચૂસેલી કેરીના ગોટલા જેવી થઇ જાત ? તેઓ કૃષ્ણજીને કેવું અભિનંદન આપત ? જમનાશંકર મહારાજે ગળે જનોઇ વીંટી કેવો આપવાત કર્યો હોત ? ખરેજ, આ જગતનું કોઇ જૂદું જ સ્વરૂપ હોત. જ્યારે ત્રીજી ચોપડીમાં હતો ત્યારે ઘરના ઓટલા ઉપર કે ઉંચા પાડેલા ટોપલા ઉપર ઉભો થઇ, છોકરા તથા કુરકુરીઆં એકઠાં કરી, જીભ છૂટી મૂકી, "ગુજારે જે શિરે" ની કવિતા લલકારતો કે ચકલા ચકલીની વાત કહેતો ત્યારે હું કેવો ગૌરવશાળી લાગતો ? શેરીના લોકો નક્કી ધારતા કે ભવિષ્યમાં હું એક ગ્લેડસ્ટન, ગોખલે કે ગાંધી થવાનો. છેવટે એટલું અનુમાન તો તેમણે કરેલું કે ભાદ્રપદ માસે કૃષ્ણપક્ષે કાગવાસ નાખતી વખતે તથા હોળી ઉપર જીવતાં ધનહોર કાકીની હાઠડી કાઢી પોક મૂકતી વખતે મ્હારો સૂર સૌથી વધારે બુલંદ અને ગગનભેદી નીકળવાનો.



"ગુજારે જે શિરે" ની કવિતા લલકારતો.

ઇતિ શ્રી જીહ્વા આખ્યાને છેલ્લો અધ્યાય :

( સંપૂર્ણ. )

લેખક :— ચિત્રકાર :—
ર. મોહનીચન્દ્ર. ર. ર. "ઠ."

# મધપૂડો

**પ્ર**ભુ ! મારે કશું નથી જોઇતુ :
તારૂ ધન, તારા વૈભવો, તારા રાજમહાલયો કે તારા વિલાસભુવનો, તારી કીર્તિ કે માન, તારા ખાનપાન, તારા મોજશોખ, તારા વિલાસ :
આમાની કાઇ પણ વસ્તુ લઇને હુ શું કરૂ ?
આમાની પ્રત્યેક વસ્તુ મારે મન શિવનિર્માલ્ય છે
નાથ ! મારે તો જોઇએ છે એક જ વસ્તુ **અને તે તારામાં અખંડિત શ્રધ્ધા–અડગ વિશ્વાસ અને તારા તરફ અપ્રતિમ અડગ ભક્તિ :**
જેથી હું એ શ્રધ્ધા, વિશ્વાસ અને ભક્તિના ઝળહળીત અજવાળાં દ્વારા–તેની આરપાર–મારો પંથ જોઇ શકુ માર્ગમાની દરેક વસ્તુને હુ ઝીણી નજરે નિરખી શકુ ખાડો, કુવો, નદી, તળાવ, સાગર, નહેર, પર્વત, બધુ જ મને દેખાય. હુ નિર્ભયતાથી તારા તરફ પ્રયાણ કરી શકું ' મારી દૃષ્ટિ દૂર દર્શી થાય ને દૂર પહોંચે અને જીવનનુ એક ધ્યેય–લક્ષ્ય દિવાદાંડી માફક સામુ રહે.

\- – . – +

એક વખત એવો હતો, કે જ્યારે આર્યાવર્તને આંગણે કવિતાના સાથીઆ પૂરાતા એક વખત એવો હતો, કે જ્યારે આર્યાવર્તના પ્રાણીમાત્રને કંઠે કંઠે, એ કંઠને શબ્દે અક્ષરે અક્ષરે, લીટીએ લીટીએ અને વાક્યે વાક્યે કવિતાની સાચી નિર્મળતા અને નીતિના તારાઓ ઝગમગતા : એક વખત એવો હતો, કે જ્યારે આર્યાવર્તના દરેક માનવના મુખથી સાચી કવિતાનાં અંગાર નીતરતાં · એક વખત એવો હતો, કે જ્યારે આર્યાવર્તના દરેક પ્રાણીની જીવન-સરિતા કવિતાના ફળદ્રુપ પ્રદેશમાં થઇને જ વહેતી : એક વખત એવો હતો, કે જ્યારે મન વાણી અને કર્મ ઐક્યરૂપી સાચી કવિતાને પંથે જ પ્રયાણ કરતાં : એક વખત એવો હતો, કે જ્યારે આર્યાવર્તનો બાગ લતા-પુષ્પ-તરૂ આદિથી સદા



અને તે તારામા અખંડિત શ્રધ્ધા–અડગ વિશ્વાસ
અને તારા તરફ અપ્રતિમ અડગ ભક્તિ :

મધુમંથ્યો અને પ્રફુલ્લિત રહેતો : કારણ તેમાં કવિતા–દેવીના પરમ આશિર્વાદ વરસતા હતા: એક વખત એવો હતો, કે જ્યારે આર્યાવર્ત્તની સરિતાઓ, સરોવરો, તળાવો અને સમુદ્રો કવિતા–રસથી હર હંમેશ છલકાયાં રહેતાં : એક વખત એવો હતો, કે જ્યારે આપણે આપણા જીવનમાં સાચી કવિતા ઉતારી હતી : એક વખત એવો હતો, કે જ્યારે આપણો આર્યાવર્ત્ત પતિતપાવની કવિતામય થઇ રહેતો : એક વખત એવો હતો, કે જ્યારે પેલા કદંબના વૃક્ષ નીચે પેલી યશોદા માતાનો છૈયો–બાલક કનૈયો–સાચી જીવન–કવિતાની વાંસળી વગાડતો, ત્યારે આપણે આનંદમાં આવી સર્પની જેમ ડોલવા મંડી પડતા અને તેની પાસે જઈ તેની કોટે વળગી પડતા :

અને આર્યાવર્ત્ત ! આજે એ સાચી કવિતારૂપ સ્વતંત્રતાની ઉષા ક્યાં ઉડી ગઇ ? તે શું રીસાઇને ચાલી ગઇ કે હેં જ એને કાઢી મૂકી ?

સ્વતંત્રતાનું મૂળ વાવ્યે કલાનો છોડ થાય અને પછી એ વૃક્ષમાં પરિણમતાં કવિતાનાં જીવનદાયી ફળ બેસે અને એ વૃક્ષની છાયામાં હજારો જન–પશુપંખી ઇત્યાદિ આનંદ અને સુખ મેળવે.

સ્વતંત્રતાના મૂળથી ઉત્પન્ન થએલા કલાના વૃક્ષની ડાળીએ ડાળીએ કવિતાનાં અમૃતફળ ચાખવાનો વખત ઉડી ગયો છે. કારણ આપણે એ સ્વતંત્રતાના મૂળને છેદી નાખ્યું છે; આપણે પરતંત્ર બન્યા છીએ.

આજે આપણા આર્યાવર્ત્તને આંગણે એ કવિતાના સાથીઆ નથી પૂરાતા. આજે એ કવિતાની સાચી નિર્મળતા અને નીતિના તારાઓ નથી ઝગમગતા : આજે એ સાચી કવિતાનાં અગ્ગાર નથી નીતરતા, આજે આપણી જીવન–સરિતા કવિતાના ફળદ્રુપ પ્રદેશમાં થઇને નથી વહેતી : આજે આપણા મન, વાણી અને કર્મ એકબીજાને અનુસરી નથી ચાલતાં - આજે આપણા આર્યાવર્ત્તના બાગ સુકા અને વેરાન થઇ ગયો છે : આજે આપણા આર્યાવર્ત્તની સરિતાઓ, સરોવરો, તળાવો અને સમુદ્રોમાંથી પશુ પંખીને પણ પાણી પીવાં નથી મળતું : આજે આપણે આપણા જીવનમાં પળે પળે તુટી જાય એવાં અસંબંધ જોડકણાં જ ઉતાર્યાં છે : આજે આપણો આર્યાવર્ત્ત ખાબોચીઆના મેલા પાણીમા લુખુંસુકું સ્નાન કરી સંતોષ પામે છે : અને કદંબના વૃક્ષ નીચે જીવન–કવિતાની સાચી વાંસળી વાગતી સાંભળવાનું આપણને મન નથી થતુ : કારણ આપણે એ સુર સૂણી આપણા જીવનમાં તેને નથી ઉતારી શકતા, એ તાકાત, એ ઉત્સાહ અને એ બળ આજે આપણી પાસે નથી રહ્યાં

કારણ આજે આપણે વિદેશી સત્તાના મોહમા પડયા છીએ : તેની ભૂલભૂલામણી ભરી જાળમાં આપણે એવા સપડાયા છીએ કે, આપણને મરતાં છતા એમાથી છુટવું નથી ગમતું - એના રૂઆબ, એના અધિકાર અને એના દમામે આપણને પરવશ કીધા છે જે પ્રજાએ પોતાની ભાવના અને આદર્શો માત્ર વેચ્યા છે, તે પ્રજા કયે ખૂણે કલાની કૃતિ રચી શકે ? અને કયા પર્વત કે કયા સરોવર કે કઇ સરિતા કે કઈ કુંજ કે કયા સમુદ્ર ઉપર જઇ કવિતાની અત્યુત્તમ કૃતિ ઉપજાવી શકે ? આજ આપણો આત્મા ડગલે ડગલે અને પળે પળે હણાતો જાય છે અને છતા ય આપણે સુખેથી સહન કરતા બેઠા છીએ.

જ્યારે આપણી પરતંત્રતારૂપ નિશા સમિરના સુસવાટ સાથે અદ્રશ્ય થશે, જ્યારે આપણી પતિતપાવની આર્યભૂમિ સ્વતંત્રતાના સુવર્ણરંગી તેજ–કિરણોથી આચ્છાદિત થશે, જ્યારે આપણી ભાવનાઓ અને આદર્શોના ઉઘડતાં સ્વપ્નવાળાં આપણાં ગૃહોને આંગણે આંગણે પથરાશે, ત્યારે જ આપણી કુંજે કુંજે કોયલો ટહુકશે : મયૂરો આનંદ નૃત્ય કરશે : પશુ પંખી ઇત્યાદિ વને વને કિલકિલાટ

મચાવશે; ત્યારે જ આપણાં સરોવરો કાવ્યરસથી છલકાઇ જશે: કમળો સૂરજ સાથે હાસ્ય શરૂ કરશે: આપણી નદીઓ પતિતપાવની જીવન કવિતા રૂપે વહેશે, એને કાંઠે કાંઠે સુંદર ફૂલો, છોડવા અને તરૂઓ ઉગી પથિકોને અનેક રીતે આનંદ અને સુખ આપશે: આપણાં સમુદ્રો ખારે માસ ગંભીર ગર્જના કરતા ધૂઘવશે: આપણી જીવન-વાડીઓ હરહમેશ મઘમઘિત અને પ્રફુલ્લિત રહેશે અને બાલ-પુષ્પોથી મસ્તી મચાવશે:

આપણી ભાવનાઓ અને આદર્શોમાં સ્વતંત્રતાના ઓજસ્ જન્મશે: આપણે ગૃહે કલાના સાથીઆ પૂરાશે અને કવિતાના અમૃત-અજવાળાં ઉતરશે: સરસ્વતી માતાના પરમ આશિર્વાદ આપણા આર્યભૂવનમાં વરસશે:

ત્યારે જ આપણા રાજકીય, સામાજીક અને ધાર્મિક ક્ષેત્રોમાં નિપુણ રાજનીતિજ્ઞો બહાર આવશે, ચક્રવર્તિ સમાજવાદીઓ જન્મશે અને પ્રખર ધર્મવેત્તાઓ અવતરશે

ત્યારે જ આપણા પ્રભુ પયગમ્બર કવિઓ સ્થળે સ્થળે રસની લ્હાણી કરશે અને કલાત્મક કલાકારો સૃજનશકિતની તેજસ્વી નમૂનેદાર કૃતિઓ રજૂ કરી શકશે.

પણ આ બધું તો સ્વતંત્રતા આવશે ત્યારે, પણ સ્વતંત્રતા આવશે કયારે? જ્યારે આપણે આપણું ફોડી લેતાં શીખીશું, જ્યારે આપણે સર્વે કશા જ ભેદભાવ વગર જાતિ-કોમ કે વયની મારામારી વગર, હળીમળીને રહેતાં શીખીશું, જ્યારે આપણે એક બીજામાં વિશ્વાસ, એક બીજા પ્રત્યે શ્રદ્ધા અને આપણે આપણા નિશ્ચયમાં મક્કમપણું મરતાં સુધી જાળવી રાખતાં શીખીશું, જ્યારે આપણે સ્વદેશી અને વિદેશીનો ભેદ પારખતાં શીખીશું, જ્યારે આપણે આપણા રંક ભાઇબ્હેનો ઉપર દયાનો અમિ-વરસાદ કૃત્નના રૂપમાં વરસાવતાં શીખીશું, જ્યારે આપણે આપણા 'દલિત અને પતિત' વર્ગનો નિડરતાથી ભ્રાતૃભાવ લેખે કર્ત્તવ્ય સમજી ઉદ્ધાર કરતાં શીખીશું, જ્યારે આપણે આપણા સમાજનો સડો દૂર કરતાં શીખીશું, જ્યારે આપણે આપણો 'પ્રેમળપંથ' ભવ્ય અને સાદો, પણ સ્પષ્ટતાથી જોઈ તે તરફ પ્રયાણ કરતા જઇશું, ત્યારે આપણે કેવે રસ્તે છીએ અને કેવે રસ્તે જવાનું છે, તે ખૂલ્લું જોઈ શકીશું. જ્યારે આપણે ડગલે ડગલે ને પળે પળે જીવન્ત અને જડ અણુ-પરમાણુઓ દ્વારા ઇશ્વરના ગુન્હેગાર થતા બંધ થઇ જઇશું, અરે! તે માટે માફી માગતાં પણ શીખશું, જ્યારે આપણે બાલ-હાસ્યને અનુસરશું, જ્યારે આપણે પ્રકૃતિ માતાને ખોળે મીઠાં આન્દોલનો ઝીલશું, જ્યારે આપણે પર્વત પર ચડતાં આડું અવળું જોઈ તટવાસીઓની તાળીઓ અને પ્રશંસાવાદના ગડગડાટ ન ગણકારતાં એકી નજરે ઉંચે ચડયા જઇશું, જ્યારે આપણે નદી ઓળંગતાં ઇશ્વરને નાવરૂપ લેખી તેમાં બેસી નદી ઓળંગીશું, જ્યારે આપણા શરીર-સરોવરનું આત્મારૂપી કમળ પ્રેમ-પ્રભૂ રૂપ સૂર્યનો ઉદય થતા હસવા માંડશે, જ્યારે સ્ત્રી-રત્નમાં સરસ્વતી માતાની ઉપાસનાની અવગણનાના ઘોર અપરાધ જોતાં શીખીશું, જ્યારે આપણી આંખો કરૂણા અને દયાનાં પાણીદાર મોતીથી ભીંજાશે, જ્યારે આપણાં કર્ણો આર્તનાદ સૂણી ત્રાસી ઉઠશે, જ્યારે આપણાં હાથ શાંતિની અડગ તેજસ્વી શૌર્યભરી તરવાર લઇ પશુપંખીઓને બચાવવામાં, ગૌમાતાનું રક્ષણ કરવામાં, બ્હેનોનું શિયળ સાચવવામાં નિર્બળનું, રક્ષણ કરવામાં, પાપનો ક્ષય અને પુણ્યની વૃદ્ધિ કરવામાં સહાયભૂત થશે, જ્યારે આપણા પગના ઘોડા શાંતિમય અસહકારના રણસંગ્રામમાં રણશિંગાં વાગતાં હણહણતા દોડવા માંડશે, જ્યારે આપણો ભાલપ્રદેશ શૌર્યના તેજસ્વી અંબારથી ઝળહળશે, જ્યારે આપણા અંતર-સમુદ્રમાં પ્રેમમય સ્વતંત્રતાના ભરતીરૂપ જુવાળ ચઢવા માંડશે, જ્યારે આપણી રગેરગમાં આપણા અણુએ અણુમાં-

કુદરતના કિલકિલાટ જામશે—જ્યારે આપણે આળસને તજી ઉદ્યોગપરાયણ થઈ જઈશું, જ્યારે આપણે પર પ્રજા ઉપર આધાર ન રાખતાં આપણાં વસ્ત્રો અને આપણું અનાજ આપણે જાતે પેદા કરતા થઈ જઈશું, જ્યારે આપણે રંકથી તવંગર સુધી બધા ય શરમને છોડી હળ લઈ ખેતરમાં ખેતી કરવા મંડી પડીશું, જ્યારે આપણે બાળકથી માંડી વૃદ્ધ સુધી બધા ય સ્વતંત્રતાના નિશાન સમું સુદર્શનચક્ર ફેરવવા મંડી પડીશું, જ્યારે આપણે આપણી જાતમહેનતનો રોટલો જાતે પેદા કરતા થઇ જઇશું, જ્યારે આપણે સ્વમાન જાળવતાં શીખીશું, જ્યારે આપણે સ્વાભિમાન રાખી-રખાવી શકીશું, જ્યારે આપણે ક્રોધને સદાને માટે તિલાંજલિ આપી શાંતિનાં તેજ-સમુદ્રમાં સ્નાન કરીશું, જ્યારે આપણે કામ, મોહ, લોભ, અહંકાર, દ્વેષ વેર ઇર્ષાને ઠોકર મારીશું, જ્યારે આપણે સ્વતંત્રતા અને પરતંત્રતાનો ભેદ નિરખી હિન્દદેવીની પનોતી પુત્રી ત્યાગ-દેવીઓ અને કુરબાનીઓ વચ્ચે થઇ, અનંત આકાશના અનંત પંથ વિહારી, મૃત્યુના અસંખ્ય પડદાઓ ચીરી, બાલ-સૂરજના હાસ્ય માફક ખડખડાટ હસતી ચિત્ર વિચિત્ર રંગી પુનિત સૌન્દર્યકળશ ઢોળતી-અમ્બાર વાળી અનેક હીરારૂપ તારા ભરેલી સાડી અંગ ઉપર ધારણ કરી, મલકાતે મુખે ગુલાબી ફૂલનું ઝીણું અને મન્દ હાસ્ય વેરતી એક હાથમાં ત્રિશુળ અને સુદર્શન ચક્ર અને બીજા હાથમાં વરમાળ લઇ એ સ્વતંત્રતારૂપ ઉષા-દેવી આપણા કંઠને વરમાળ પહેરાવશે, ત્યારે જ એ સ્વતંત્રતા-દેવીનું મીઠું ચુમ્બન આપણને લાધશે, ત્યારે જ આપણે એક વખત અંતરના ઉંડાણમાંથી મુક્ત કંઠે અટ્ટ-હાસ્ય કરી કરીશું, ત્યારે જ આપણે સાચા સ્વતંત્ર થઇશું અને એ સ્વતંત્રતાના મૂળમાંથી કલાકારોના વૃક્ષો ઉભાં થશે અને એ વૃક્ષોની ડાળીએ ડાળીએ આપણાં કવિઓની ઝગઝગતી દીપ-રોશની રવિને પણ અગમ્ય એવા પ્રદેશોમાં પહોંચી આ અવનિને ઉજાળશે અને તારશે.

* * *

પ્રભૂ ! આજથી હુ તને આ મારૂં નાવ સોંપુ છુ અને આ લે સઢ હવે તારે ફાવે તેમ હંકાર:

મહાસાગરના તોફાનમા કે અનંત શાંતિમાં હું મારે નાવને એક ખુણે એકલો બેસી રહીશ અને તને ટગર ટગર જોયા કરીશ

કારણ આજથી હું આ વિશ્વ-મહાસાગરમાં મારૂ જીવનનાવ તને સોંપી મારા જીવનના સર્વસ્વનો માલિક તને બનાવી-હું ચિન્તામુક્ત થાઉ છુ

(સંપૂર્ણ)



# ચીન અને ગ્રેટ બ્રીટન

## અફીણના વ્યાપારની કહાણી

અનુવાદક:—રા 'એ પી.'

[ નીચેનો લેખ કવિવર રવિન્દ્રનાથ ટાગોરે વીશ વર્ષની વયે 'ભારતી' નામના એક બંગાળી માસિક માટે બંગાળીમાં ડૉ. ક્રીસ્ટીબના ઇન્ડો બ્રીટીશ ઓપીયમ ટ્રેડ' નામના પુસ્તક પર તંત્રીની નોંધ રૂપે લખ્યો હતો ]

અમારી સામે પડેલા ડૉ. થીઓડોર ક્રીસ્ટીબના પુસ્તકમાં ઠગવિદ્યાની જે ભયંકર વાત કહેવામા આવી છે તે અમે બીજે કયાંય સાંભળી નથી.

### ચીનના જવાબ.

ચીનના આખા રાષ્ટ્રને ગ્રેટબ્રીટને અફીણ ખાવાની ફરજ પાડી છે–ને તે પણ માત્ર પોતાના આર્થિક લાભને ખાતર જ. ચીને દર્દભર્યે સ્વરે જણાવ્યું કે મને અફીણ નથી જોઇતું, પણ બ્રીટનના દુકાનદારોએ જવાબ વાળ્યો." એ વળી શી મૂર્ખતા ? તારે અફીણ ખાવુ જ જોઇશે."

### શરમભર્યો લાભ.

ચીનના બન્ને હાથને મજબૂત જકડી લઇને બંદુકના કુંદાની સહાયથી તેના ગળામાં અફીણ ઘોંચવામાં આવ્યું. ને પછી બ્રીટનના અર્થલોભી વ્યાપારીઓએ કહ્યુ. 'હવે અમારા ખાધેલા અફીણનાં નાણાં ગણી દે.'

### જબરદસ્તીનો નમુનો

આશરે એક સદીથી બ્રીટીશ વેપારીઓ ચીનમાં આ શરમભર્યો વ્યાપાર ચલાવી રહ્યા છે. ગ્રાહકના એક ખીસ્સામાં જબરદસ્તીથી અફીણ નાખી દઇ તેના બીજા ખીસ્સામાંથી તેની પૂરી કિમ્મત કઢાડી લેવામાં આવે છે. આ પધ્ધતિને ભાગ્યેજ વ્યાપાર કહી શકાય. જે પ્રજાએ, આફ્રીકાના હજારો સીદીઓ પર તેમની ગુલામી દૂર કરી અહેસાન કર્યો છે તે આજે ચીનને કહે છે કે " મને વધુ નાણાં જોઇએ છે માટે તું મારું અફીણ લે."

### નફા ખોટનું પ્રમાણ.

આ અફીણનું ઝેર એશીઆના એક મહાન અને જૂના દેશને ખાઇ રહ્યુ છે; અને ચેપી રોગની માફક ફેલાઇ રહ્યુ છે. ધીમે ધીમે તે દેશનાં શરીર અને અને આત્મા ખાઇ રહ્યું છે. 'બ્રીટન જેવી મજબૂત પ્રજા પોતાનું ઝેર એક જબરી પ્રજાને આપી દઇ તેમાંથી નફો મેળવી રહી છે. અને એ ઝેરથી જે ભારે નુકસાન થાય છે તેના પ્રમાણમાં તો એ નફો બિલકુલ નજીવો છે.

### શરૂઆત.

અને ચીનમાં આ વ્યાપારની શરૂઆત કેવી રીતે થઇ તેનો ઇતિહાસ જો આપણે જોઇએ તો પત્થર જેવા સંગદિલમાં પણ ચીન પ્રત્યે દયા અને બ્રીટન પ્રત્યે ગુસ્સાની લાગણી પેદા થયા વિના રહેશે નહિ. લડાઇનાં વર્ણનો વાંચતાં તો આપણા દિલમાં ભય અને આશ્ચર્યની જ લાગણી પેદા થાય. પરંતુ ચીનમાંના આ અફીણી વ્યાપારનો ઇતિહાસ વાંચતાં એમાં એટલી અધમતાનાં દૃષ્ટાંત મળે છે કે આપણે ભાગ્યે જ એ પુરો વાંચી શકીએ.

## ૧૭૮૦ માં

ઇ. સ. ૧૭૮૦ માં બ્રીટીશ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ કેન્ટન નદીના અખાતમાં અફીણથી ભરીને બે વહાણ મોકલ્યાં. આ પહેલાં માત્ર થોડુંજ અફીણ દવા તરીકે ચીનમાં આયાત થતું. તેથી આ બે વહાણ ભરીને આવેલા અફીણનું શરૂઆતમાં કોઇ ઘરાક ન થયું તેથી આ અફીણ વેચવાના રસ્તા ખોળવા પાછળ કંપનીએ ભારે મેહનત કરી. વેપારી ચાલબાજીમાં તો બ્રીટીશ લોકો એક્કા છે. આ બાબતમાં પણ ઇ. સ. ૧૭૯૯માં ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ એવી યુક્તિ લડાવી કે ચીનની સરકારને ચીનમાં અફીણની આયાત બંધ કરતો કાયદો કરવાની ફરજ પડી આ કાયદો થયો છતાં બ્રીટીશ વેપારીઓ ચીનમાં અફીણનો વ્યાપાર કરતા જ રહ્યા. અને જાહેર કે ખાનગી રીતે, કાયદેસર કે ગેરકાયદેસર પણ ચીનને અફીણનો ઉપયોગ કરવાની ફરજ પડી. એમ કરવાનો કંપનીનો ઉદ્દેશ હતો ને તે કોઇ પણ રસ્તે પૂરો પાડવામાં આવ્યો.

## ચીનનાં વિરોધી પગલાં.

કાંઇક ભય લાગવાથી અફીણનાં ભરેલાં પેલાં બે વહાણને વામ્પોઆ લઇ જવામાં આવ્યાં ચીનના સત્તાવાળાઓએ હોંગકોંગના બધા વેપારીઓ પાસેથી જમાનત લઇ લખાવી લીધું કે હવે અફીણનાં વહાણ બંદરમાં આવી શકશે નહિ. તે પછી એવો કાયદો કરવામાં આવ્યો કે જો કોઇ વહાણમા અફીણ માલુમ પડે તો તે ઉતાર્યા વિના પાછું મોકલી દેવું, અને જમાનતવાળાઓને સજા કરવી વખતો વખત આ કાયદો ન વેસરથી કરવામાં આવતો, પણ તેની ભાગ્યેજ કાંઇ પણ અસર થતી આખરે ૧૮૨૧ માં કેન્ટોનના ગવર્નરે અફીણી વ્યાપાર બંધ કરવાનો અતિ ભારે પ્રયત્ન કર્યો. તેણે અંગ્રેજ, ડચ અને અમેરિકનોને વિનંતિ કરી કે મહેરબાની કરી ચીના અમલદારોને લાંચ આપી ન ફોડો, અને અફીણને ન ફેલાવો.

## અપૂર્વ ભૂત.

ઇસ્ટ ઇન્ડીઆ કંપની પોતાનાં વહાણ વ્હામ્પોઆથી લ્યુટ્યુના ટાપુમાં લઇ ગઇ. ત્યાંથી વહાણોમાં અફીણ મોકલાતું. અને ખાનગી રીતે તેનો વહેપાર ચાલતો. ચીનના આન્તર પ્રદેશમાં અફીણ લઇ જવા બ્રીટીશ વ્યાપારીઓએ ચીના અમલદારોને લાંચ આપવી ચાલુ રાખી. આ પહેલા પોતાના માલનો પ્રચાર કરવા માટે કદી આવી રીતિ અખત્યાર થઇ નહોતી

## વળી નવો કાયદો.

આ પછી વળી પાછો એક નવો કાયદો ચીન સરકારે પસાર કર્યો. છતાં અફીણનો વહેપાર એટલો વધી પડ્યો કે બ્રીટીશો સામે ભારે ખળભળાટ થઇ રહ્યો. ચીનાઇ દેશભક્તોએ બ્રીટીશ માલનો બહિષ્કાર સૂચવ્યો. આથી ચીના શહેનશાહે કમીશનર લીમને પોતાના પ્રતિનિધિ તરીકે કેન્ટોન મોકલ્યો. લીમે બંદરમા પડેલા અફીણના બધા વહાણોનો નાશ કરી નાખ્યો, અને ચીનમાંથી ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના બધા અફસરોને દેશ પાર કર્યા. આથી અંતે લડાઇ જાહેર થઇ.

## લડાઇ ને તેનું પરિણામ.

આ અફીણની લડાઇનું પરિણામ શું આવ્યું તેની દરેકને ખબર છે. ચીનાઓ હાર્યા ને આખરે સંધિ થઇ. પાંચ બંદર અંગ્રેજો માટે ખુલ્લાં થયાં. હોંગકોંગ બ્રીટીશોને અપાયું ને બદલામાં દસ લાખ ડોલર આવ્યા. બ્રીટીશોએ કબૂલ કર્યું કે ગેરકાયદેસર ચીજોને ચીનાઓ જપ્ત કરી શકશે, પણ અફીણના વ્યાપારને કાયદેસર બનાવવા તેઓએ બનતો પ્રયત્ન કર્યો. પણ તેમાં તેઓ નિષ્ફળ નિવડયા. આથી બ્રીટીશ પ્રતિનિધિએ કબૂલ કર્યું કે અફીણ જપ્ત થઇ

શકશે. પણ તેનો વ્યાપાર અટકાવવામા અમે મદદ નહિ કરી શકીએ. પણ તેને ખબર હતી કે તેની મદદ વિના એ અટકાયત થઇ શકવાની જ નથી. આમ છડે ચોક અફીણનો વેપાર કરવાનો અંગ્રેજોને પરવાનો મળ્યો.

## બીજી લડાઇ.

આ પછી અંગ્રેજોની ચાલબાજીથી ચીનાઓ એટલા ખીજાયા હતા કે તેમને પોતાના દેશમાથી હાકી કહાડવાનો નિર્ણય વધુ મક્કમ થતો ગયો. ચીનાઇ સત્તાવાળાઓએ 'એરો' નામનું અંગ્રેજી અફીણનું વહાણ પકડયું ને તેથી બીજી અફીણની લડાઇ થઇ. આમા ફ્રાન્સે બ્રીટનને મદદ કરી.

## અફીણી વ્યાપારની ખીલવણી.

કમનસીબે ચીનની ફરીથી હાર થઇ અને પરિણામે પરદેશીઓ માટે ચીનને સાત વધારે બારા ખુલ્લા મુકવા પડયા આથી હવે અફીણનો વ્યાપાર ગેરકાયદેસર ગણાતો અટક્યો. ચીનાઓએ કાંઇ નહિ તો અફીણ પર ભારે જકાત નાખવા વારંવાર અરજ કરી. પણ તેનો બ્રીટીશોએ અસ્વીકાર કર્યો આ બીજી અફીણી લડાઇથી અફીણનો વ્યાપાર એટલો ખીલ્યો કે ૧૮૭૫મા ચીનમા ૯૦૦૦૦ પેટી જેટલી અફીણની આયાત થઇ હતી

## માઠાં ફળ.

૧૮૮૧ સુધીમા તો ચીનમા લાખો સ્ત્રી પુરૂષો અફીણ પીતાં થઇ ગયાં હતા. એ અફીણ હિન્દમા જ ઉગાડવામા આવે છે. જેમ હિન્દમાં મહેમાનને પાન, બીડી કે હુકકો સન્માનાર્થે આપવામાં આવે છે તેમ ચીનમાં સામાન્ય રીતે અફીણ પીવા માટે આપવામાં આવે છે. ચીનાઇ શહેરના દરેક લત્તામાં અફીણની દુકાનો મંડાઇ છે. ત્યાંના વતનીઓ દિવસના વખતમાં અફીણથી મત્ત થઇ પડી રહે છે, અને રાત્રે કામ કરે છે. નીંગપો શહેરમાં અફીણની ૨૭૦૦ દુકાનો છે. પરિણામ એ આવ્યું છે કે જ્યાં અફીણનો ઉપયોગ વધારે થય છે ત્યાં દુષ્કાળ પણ ભારે પ્રમાણમાં રહે છે. કારણ કે અફીણ પીનારા લોકો મોટે ભાગે આળસુ અને બેકાર રહે છે, અને અફીણ જ એટલા મ્હોટા પ્રમાણમાં ઉગાડવામાં આવે છે કે બીજા પાકને માટે બહુ ઓછી જગા રહે છે આમ જ્યારે દુકાળમાં ખોરાક મેળવવાનાં ફાંફાં મારવાં પડયાં ત્યારે ચીનાઓને લાગ્યું કે એકલા અફીણથી કાંઇ જીન્દગી ટકી શકે તેમ નથી.

## નબળાઇની નિશાની.

ઇ સ. ૧૮૩૨માં બળવાખોરો સામે મોકલાયલા ૧૦૦૦ના લશ્કરમાંથી ૨૦૦ અફીણ પીનારા હોવાથી તેમને પાછા મોકલવામાં આવ્યા હતા. તે વેળા બળવાખોરો અફીણના વિરોધી હોવાથી લશ્કરને તેઓ વારંવાર હરાવી શકયા હતા. ચીનાઓને ખાત્રી થઇ કે અંગ્રેજોએ એમના દેશને સહેલાઇથી જીતી લેવા માટે જ તેમાં અફીણનો ખુબ પ્રચાર કર્યો છે,

## વધતી જતી ગરીબી.

ચીન દિવસે દિવસે વધુને વધુ ગરીબ થતું જાય છે, કારણ કે માત્ર અફીણ એકલામાં જ ધુમ નાણા પરદેશમાં તણાઇ જાય છે. ઇ. સ. ૧૮૭૨માં ચીનમાં રૂા ૬૩૮૨૦૪૧૫ નું અફીણ આયાત થયું હતું. આ પરથી એ દેશમાંથી કેટલા નાણા પરદેશ વહી જાય છે તેનો ખ્યાલ આવી શકશે જે લોકો અફીણનાં વ્યસનમાં સપડાય છે તેઓ પોતાના વ્યસનને ખાતર પોતાનાં બૈરીછોકરાં પણ વેચવા જેટલી હદે નીચ બની જાય છે. એક ચીનાએ કહ્યું હતું કે અફીણની બદીના વર્ણન માટે કલમ બનાવવા માટે સધર્ન હીલ્સના બધા વાંસ ઓછા પડે; અને તેના ડાઘ ધોવાને ઉત્તર સમુદ્રનું બધું પાણી પણ કમતી પડે. આ રીતે ગ્રેટ બ્રીટનના લોભને ખાતર ચીનના લાખો લોકોને રાજકીય અને

સામાજીક અધઃપતન સહન કરવું પડે છે. આ ઓગણીસમી સદીનો 'ખ્રીસ્તી ધર્મ' છે ખરેખર જોતાં તો માલુમ પડશે કે ખ્રીસ્તી લોકો ધર્મને ભૂલી નાણાં મેળવવા પાછળ પડયા છે.

## પાદરીનો અનુભવ.

એકવાર એક અમેરિકન પાદરી ફૂ ચુંગ ફુ શહેરમાં ગયો તો લોકોએ તેને કહાડી મૂકતાં કહ્યું કે "અમારા શહેનશાહને મારી નાખી, તેના મહેલનો નાશ કરી, અમને ઝેર પાઇને તું અમને ધર્મનો ઉપદેશ દેવા આવ્યો છે!"

## આવકના એંશી ટકા.

એક અંગ્રેજને મ્હોડે એક અફીણીએ કબૂલ કર્યું હતું કે હું મારી આવકના ૮૦ ટકા જેટલી રકમ અફીણ પાછળ ખર્ચું છું. જ્યારે પેલા અંગ્રેજે કહ્યું કે હું ઇંગ્લેંડથી આવું છું; ત્યારે પેલા ચીના અફીણીએ જવાબ આપ્યો કે 'ત્યારે તો તમે આ વેપાર કરનાર જ છો, રાણી વીક્ટોરીઆ કેવા પ્રકારની બાઇ છે? અમે તેને રેશમ અને મ્હા સારામાં સારાં મોકલીએ છીએ, ને તેના બદલામાં તે અમને અફીણ મોકલે છે!' અંગ્રેજો વિષે ચીનાઓનો આવો મત છે.

## ચીનાઓનો ભય.

પરદેશીઓ વિશેના આ અવિશ્વાસે એવું ગંભીર સ્વરૂપ લીધું છે કે રખેને અફીણ વધુ ફેલાય એ બીકે ચીનાઓ પોતાના દેશમાં રેલ્વે બાંધતા નથી. તેમને ભય છે કે અફીણનો વ્યાપાર વધવા સાથે જ પરદેશીઓ ચીન પર ચ્હડાઇ કરશે. ને આ ભય એટલો સજ્જડ છે કે ચીનાઇ સરકાર કોલસા ને લોખંડની જ ખાણોની પણ માત્ર થોડે જ અંશે ખીલવણી કરવા સિવાય એ ઉદ્યોગની ત્યાં ખીલવણી થઇ શકતી નથી, કારણ કે તેમ કરે તો તેમને વધારે પરદેશીઓને બોલાવવા પડે; ને તેમ કરતાં તેમનો વ્યાપાર વધે.

## આબરૂ ગુમાવી.

આમ ચીનાઓના ભયંકર અવિશ્વાસને પરિણામે અંગ્રેજ લોકોએ પોતાની આબરૂ મ્હોટે ભાગે ગુમાવી છે. અને તેમના વેપારને પણ ભારે ધક્કો પહોંચ્યો છે.

## હિંદમાં બૂરી અસર.

પણ આ અફીણી વ્યાપારની હિન્દ પર પણ અસર થઇ છે. હિંદી આવકમાંનો ઘણો ભાગ આ અફીણી વ્યાપારમાંથી આવે છે. ચીનમાં અફીણનું વાવેતર વધતું જાય છે, ને ચીનમાં અફીણ આમેની ચળવળે પણ જબરદસ્ત સ્વરૂપ ધારણ કર્યું છે. આમ હોવાથી હિન્દની આવકમાં ભારે નુકસાન થવા વકી છે. વળી અફીણને માટે સારામાં સારી જમીનની જરૂર પડે છે. એવી જમીનમાંથી ઉત્તમ પાક નીપજી શકે તેમ હોય છે. ઇ. સ. ૧૮૭૭-૭૮માં એકલા બંગાળમાં જ દુકાળથી દશ લાખ માણસ મરણ પામ્યાં હતાં એ લાખોને જીવતા રાખવા માટે પાંચ લાખ એકર જમીન જે હાલ અફીણના વાવેતરમાં વપરાય છે તે પૂરતી થઇ પડત. થોડા વખત પર જ પાર્લામેન્ટમાં ડૉ. વીલ્સને કહ્યું હતું કે માળવામાં અફીણનું વાવેતર કરવાથી બીજા પાકને એટલું નુકસાન થયું હતું કે રજપૂતાના ને તેની આસપાસના દેશમાં બાર લાખ માણસો ભૂખે મરી ગયાં. એ અફીણના વાવેતરથી જાણે આખું રજપૂતાના આપઘાત કરવા તૈયાર થયું લાગે છે ને તેના વ્યસનથી રજપૂતાનાની બહાદુર અને મજબૂત પ્રજા આળસુ અને નિર્જીવ થતી જાય એ વિચાર કે કલ્પના માત્ર જ ભારે દુઃખ ઉપજાવનાર છે.

## આસામની દશા.

વળી આસામમાં જે અફીણ વપરાય છે તેથી આસામી લોકને ભારે નુકશાન થઇ રહ્યું છે. અફીણ ખાવા અને પીવાના વ્યસનથી આસામનો સુન્દર દેશ ભયંકર બનતો જાય છે.

એનાથી આસામનું મરણ પ્રમાણ વધતું જાય છે: અને ઉમદા આસામીઓને માનહીન અને ગુલામ બનાવતું જાય છે.

અફીણી વ્યાપારનાં હિન્દમાં આવાં માઠાં પરિણામ આવ્યાં છે. જો ચીનનો શહેન શાહ પોતાની પ્રજાને પાપમાં નાખી કમાણી કરવા જેટલો નીચ બનવા ના પાડતો હોય તો ખ્રીસ્તીધર્મ માટે મગરૂરી ધરાવતા અંગ્રેજો ચીન જેવી મહાપ્રજાને માત્ર થોડા નફાને ખાતર ભયંકર પાપમાં ઉતારવાની શા માટે ના ન પાડી શકે?

## ઇસુના અનુયાયીઓ.

પણ આ ઇસુના કહેવાતા અનુયાયીઓ કેવા છે તે આપણે જાણીએ છીએ. તેમણે જ અમેરિકાના વતનીઓનો નાશ કર્યો. અને એ લોકો જ પોતાની 'ખ્રીસ્તી' રીતે કાફરોની જમીનો પર નજર પડે કે તરત તેને જપ્ત કરે છે.

## આરાકાનનું પતન.

બ્રીટીશ સત્તામાં આરાકાનનો કિનારો આવ્યો તે પહેલાં અફીણ ખાનાર કે પીનારને મોતની સજા થતી હોવાથી ત્યાંના વતનીઓ સીધા, સાદા ને મજબૂત હતા. પણ ઇસુના અનુયાયી અંગ્રેજોએ ત્યાં અફીણની દુકાનો ખોલી. અફીણનાં લ્હાણાં કરવા માંડયાં ત્યારથી એનું પતન થતું ગયું. થોડા વખત પછી અફીણની કીમત ઘણી વધી ગઇ. ને જેમ સરકારની આવક વધતી ગઇ તેમ તેમ વ્યાપારીઓનાં ખીસ્સાં પણ મ્હોટાં થતાં ગયાં અને આરાકાનની વીર પ્રજા અફીણની અંધ ભક્ત બની ગઇ! આ પેલા ઇસુના કહેવાતા અનુયાયીઓનાં કૃત્ય!

## કોણ ચડે?

નબળી અને અસહાય પ્રજા પ્રત્યે બ્રીટીશ ખ્રીસ્તીઓ કેવી રીતે વર્તે છે તે જગજાહેર છે. તેમનો એક જ ઉદ્દેશ માત્ર એ પ્રજાને ખાઇ જવાનો કે મારી નાખવાનો જ હોય છે. ખ્રીસ્તી ધર્મપુસ્તકમાં લખ્યું છે કે "તારા એક ગાલ પર જો કોઇ મારે તો તેના તરફ બીજો ગાલ ધરજે." અંગ્રેજોએ ચીની શહેન શાહને પોતાની પ્રજાના પતનને ભોગે ભારે આવકનો માર્ગ બતાવ્યો, ને તેણે એ માર્ગ સ્વીકારવાનો ઇન્કાર કર્યો. બેશક, આ બીનખ્રીસ્તી શહેનશાહનો ખ્રીસ્તી અંગ્રેજોના ગાલ પર મજબૂત તમાચો જ હતો. પણ કમનસીબે તેની કાંઇ જ અસર ન થઇ! (સંપૂર્ણ)





# "કાન્ત"

## એક સ્નેહ સ્મરણ

લેખક:—રા. રામમોહનરાય. જ. દેસાઇ.

[ મન્દા—સ્રગ્ધરા : ]

સ્નેહી, સાદું, સદય ઉર સંસ્કાર સૌમ્યે સુહાતું,
ઉંચી વૃત્તિ, વદન મધુરી ઉર્મિઓથી છવાતું,
કૂંળી દૃષ્ટિ, વચન મીઠડું : ભાવના ભવ્ય લ્હાતું,—
કર્મે, ધર્મે વિલાસે,—જીવન સુહૃદનું દિવ્ય આશે તણાતું.

મોહ્યાં બને, તરુણ વયમાં, શારદા કીર્તિ સંગે,
સોહ્યાં પ્રેમે ગૃહસુખ, રમાની કલા પૂર્ણ રંગે;
સન્મિત્રોનાં સુરસદન શાં પ્રીતધામો વિશાળાં,
ઓપ્યાં, લોપ્યાં, વિધિની અકળ ભરતિ ને ઓટમાં કૈં નિહાળ્યાં।

હીમાદ્રિ શા અડગ, ન ડરે સત્યની ભક્તિમાંહે,
ગંગાજી શી જન, સ્વજનની પુણ્યવાત્સલ્યતા છે;
રત્નાબ્ધિનો,—સરસ રસનાં—રત્નનો કોપ જાણે,
યાત્રી સત્તીર્થ કેરા, હૃદય જગપિતાને પદે નિત્ય માણે.

આવી ના બહુ ફિર :—લહરીઓ સૌખ્ય ને શાન્તિની—એ,
લાવી હોયે સદાયે, મધુયઝરણિઓ માધુરી "કાન્ત" ચિત્તે.






અવલોકનકાર :—રા. ન જ. ત્રિ.

## સંદેશિકા [1]

વર્ત્તમાન ગુજરાતી કવિઓમાં રા. ખબરદારનું સ્થાન પ્રથમ વર્ગમાં ઉંચું છે. જૂદાં જૂદાં માસિકો અને વર્ત્તમાનપત્રોમાં પ્રસિધ્ધ થયેલાં તેમનાં છૂટાં કાવ્યોનો આ સંગ્રહ તેમના અગાઉના કાવ્યગ્રંથો જેટલો જ, અથવા કેટલેક દરજ્જે તે કરતાં પણ વધારે આવકાર લાયક થઇ પડશે કુદરતવર્ણન, ગૃહજીવનના કુંણા ભાવ, વિરહ, દેશભક્તિ અને વીરત્વ, જીવનની ફીલસુફી અને પ્રભુપ્રેમ—વગેરે જૂદા જૂદા વિષયો પરનાં આ ૫૬ કાવ્યોમાં ખાસ ધ્યાન દેશભક્તિ અને વીરરસના કાવ્યો ખેંચે છે "વીર નર્મદ" વહેમ જવન સામે થવા ગુર્જર વીરોને ઉશ્કેરના વીરરસની રેલ રેલાવી, હરિ હર્ષદ ધ્રુવે શત્રુ તરંગિણી આદિમાં જીવનમાં વીરત્વ દાખવવા ગુર્જર બંધુઓને પ્રેર્યા ; પણ જ્યારે ગુજરાતે અસહકારના યુધ્ધમાં ઝંપલાવ્યું, ગુર્જર વીરોએ જ્યારે "મરીને જીવવાનો મંત્ર ' ઉચ્ચાર્યો, સારી જનતાનું ધ્યાન જ્યારે હિંદુસ્તાન ખેંચી રહ્યો હતો અને સારા હિંદુસ્તાનનું ધ્યાન જ્યારે ગુજરાત અને તેનો "સુપુત્ર જનતાર્પિત દેહ ગાંધી" ખેંચી રહ્યો હતો, ત્યારે કાનની વ્યાધિથી પીડાતા મદ્રાસમાં પડેલા આ પારસી કવિએ પોતાની વીરત્વના તનખા ઝરાવતી તાતી કલમ પકડી અને ગુર્જરી માતાના હૈયાના ભડકા ભાવિ પ્રજાના સ્મરણમાં સદાકાળ ટકી રહે તેવાં વીર કાવ્યોમાં પ્રકટાવ્યા. "ઓ ગુજરાત ! ઓ ગુજરાત," "ગુજરાતનો યજ્ઞકુંડ," "દિલ્હીનું ખપ્પર" "ખાંડાની ધારે" વગેરે કાવ્યો ગુજરાતી કાવ્ય સાહિત્યમા અનેરી ઝલક દાખવે છે. કવિ શ્રી ગુજરાતને હજુ વધારે વીરકાવ્યો આપો.

## રાસસંગ્રહ

સ્ત્રીઓએ ગરબા ગાવાની સુંદર પ્રથા ગુજરાતની અમૂલી રસસંપત્તિ છે. ગુર્જર સુંદરીઓમાં ગવાતી ગરબીઓ-રાસ-નો આ સંગ્રહ જૂદા જૂદા લેખકોમાંથી સંગ્રાહકે શ્રમ તથા કાળજીપૂર્વક કર્યો છે. છતાં કેટલાક શીખાઉ લખનારાઓનાં જોડકણાંઓ તેમાં દાખલ થઇ ગયાં.છે. આ પ્રથમ ભાગમાં કોઇ કોઇ લોકગીત તથા જૂના કવિઓના રાસ લેવાયા છે.

---

૧. મૂલ્ય રૂ. ૧-૦-૦
રચનાર–અરદેશર ફરામજી ખબરદાર.
પ્રકાશક ગુજરાતી સાહિત્ય પરિષદ બંડોળ કમિટી તરફથી બલવંતરાય. ક. ઠાકોર. નારાયણ પેઠ. પૂના

પણ આ પ્રકારનાં ગીતોની વિપુલતા તથા સંગીત અને સાહિત્યની દૃષ્ટિએ ઉચ્ચતા જોતાં બીજા ભાગમાં તે વધારે પ્રમાણમાં લેવાની ભલામણ કર્યા વિના રહેવાતું નથી. દયારામની ગરબી "ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે" કે કેટલાંક લોકગીતોમાં જે સ્વર તથા અર્થની સુંદર મીલાવટ જોવા આવે છે તેવી અત્યારના કેટલા રાસમાં દેખાય છે?

## પરાધીન ગુજરાત

"ગુજરાતી" પત્રના આદ્ય ચાલક સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ ઐતિહાસિક નવલ કથાનાં પુસ્તકો ભેટ આપવાની પ્રથા શરૂ કરી હતી તે હજુ સુધી ચાલે છે. તે પ્રમાણે પ્રસ્તુત પુસ્તક "ગુજરાતી"ના ગ્રાહકોને ભેટ તરીકે આપવામાં આવ્યું છે. પણ સ્વ. ઇચ્છારામની હયાતીમાં અપાતી હતી તેવી ભેટો હાલમાં નીકળતી નથી એવી વાંચકોની સામાન્ય ફરીયાદ છે, અને છેલ્લાં કેટલાંક વર્ષોનાં પુસ્તકો જોતાં તે હકીકત સત્ય લાગે છે.

આ પુસ્તકના લેખક રા. નારાયણ ઠક્કુર અથંગ અભ્યાસી છે. તેમની શોધખોળવૃત્તિ પ્રશંસનીય છે. તેમની ઇતિહાસ પ્રત્યે વફાદાર રહેવાની વૃત્તિ આદરને પાત્ર છે. પણ આવા અનેક ગુણો હોવા છતાં ઐતિહાસિક નવલકથાકારમાં આવશ્યક ભુતકાળને તાદૃશ પાત્રો દ્વારા જીવંત કરવાની શક્તિ તેમની લેખિનીમાં જોઇતા પ્રમાણમાં નથી એવું તેમની સ્વતંત્ર નવલ કથાઓ વાંચ્યા પછી અમને લાગ્યું છે. વળી કેટલાક સમયથી તેમણે જે બીચોબીચ જડબાતોડ સંસ્કૃત તથ ફારસી શબ્દોના ભારણવાળી કૃત્રિમ શૈલિ ગ્રહણ કરી છે તેના પરિણામે તેમની નવલકથાઓ વાંચતા કંટાળો આવે છે તેમનો પુસ્તકલેખનનો ઉદ્દેશ માત્ર પોતાનું મનરંજન કરવાનો નથી, અને તેથી તે પોતાની લેખનશૈલિ જેમ વહેલા વ્યવહારૂ બનાવે તેમ તેમને તથા તેમના પ્રકાશકોને લાભ છે.

પંચાસરના જયશીખરીનો ભૂવડે પરાજય કર્યો અને ગુજરાત પરાધીન થયું તે બનાવ પર આ નવલકથા રચાઇ છે. સ્વ. મહીપતરામના "વનરાજ ચાવડો" અને સ્વ. મણિલાલ *નભુભાઇની 'કાન્તા' પછી આજ સમયનો આ ત્રીજો સાહિત્યગ્રંથ છે.* છતાં વર્ત્તમાન ગુજરાત સમક્ષ મૂર્તિમંત સ્વરૂપે રજુ થવા માટે આ સમય કોઇ વધારે પ્રબલ લેખિનીની રાહ જુવે છે.



# જગતની નવી શોધખોળો અને નવાઈઓ

નોધ લખનાર:—રા. શેઠ નગીનદાસ ગિરધરલાલ.

## મોટર ગેરેજ તરીકે ઝાડના થડની બખોલ.

જૂની વાર્તાઓમાં આપણે જંગી ઝાડોની વાતો સાંભળેલી છે. કે તેમા ઝાડના થડોની અંદર રહેવા માટે ઓરડા કે ભોંયરામાં દાખલ થવા માટેના ઓરડા અને દરવાજા છુપાયલા હોય છે. કંઇક આવું જ એક જંગી ઝાડ આફ્રિકામાં ન્યાસાલેન્ડમાં એક મોટરના સહેલાણીએ શોધી કાઢયું છે. તે ઝાડના થડમાં એક મોટી બખોલ છે તે બખોલમાં તે સહેલાણી તેના મિત્રો સહિત તેની ફોર્ડ મોટર-કારમાં બેઠેલો નજરે પડે છે. આવડી મોટી બખોલ છતાં આ ઝાડ જરાય સુકું નથી. પણ લીલુ છે. આ ઝાડ જોયા પછી કોણ કહેશે કે જૂની વાર્તાઓમા અતિશયોકિત છે ?





## દુનિયાના સૌથી નાની તથા સૌથી મોટી વિજળીક બત્તીઓ.

અમેરિકાની જનરલ ઇલેકટ્રીક કંપનીએ, પોતાની બનાવેલી બે વિજળીક બત્તીઓ પ્રદર્શનમાં મુકી હતી. એક બત્તી મોટામાં મોટી છે અને બીજી નાનામા નાની છે.

સામાન્ય રીતે ફોટો–એન્ગ્રેવીંગ ( બ્લોકમેઇકીંગ) સ્ટુડીઓમાં એકેક હજાર કેન્ડલ પાવરના લેમ્પો વપરાય છે. ચલતચિત્રોનાં સ્ટુડીઓ માટે ઉપરની કંપનીએ એક લાખ કેન્ડલ પાવરનો લેમ્પ એટલે કે જગતનો સૌથી મોટો લેમ્પ હમણાં બનાવ્યો છે તેનું ડાયામીટર એક ફુટ છે. અને તેની ઉંચાઇ ૧૮ ૧/૨ ઇંચ છે. આવા ત્રણ લેમ્પ બાળવા માટે લગભગ એક ટ્રામ ચલાવવા જેટલો વિજળીક પ્રવાહ જોઇએ.

સૌથી ... ૧/૪" ઇંચ

ડાયામીટર ... બન્ને



હિંદી કારીગરે ૫૦ વર્ષે પૂરૂં કરેલું કોતરકામ.

ઉપરના ચિત્રમાં બતાવેલું હાથી દાંત પરનું કોતરકામ એક હિંદી કારીગરે શરૂ કર્યું હતું. તે કામ તેની જીંદગી સુધીમાં પૂરૂં થયું નહિ. પણ તેના દીકરાએ તે કામ ચાલુ રાખ્યું અને પૂરૂં કર્યું. બધા થઇને પચાસ વર્ષે જગતનું આ એક અદ્દભૂત કોતરકામ પૂરૂં થયું.

આ કોતરેલો હાથી દાંત હાલ બ્રુકલીન (અમેરિકા) ના એક વતનીના કબજામાં છે.

## ઘરાકને નવા ચકચકતા સિક્કા આપો.

મનુષ્ય માત્રને નવી વસ્તુ ગમે છે. તેમાંય નવા નાણાંનો મોહ અજબ છે. કાગળની નોટો, ચાંદીના રૂપીઆ, અને ચાંદી કે નીકલનું પરચુરણ ગમે તે રૂપમાં નાણું હોય, પણ તે નવું હોય તો લેવાની દરેકની ઈચ્છા ! બીજી નવી વસ્તુઓ વાપરીને ય આનંદ લઇ શકાય છે. પણ નાણું સંઘરી તો શકાતું નથી અને વાપરવું એટલે તેની મ ખોવી ! છતાં નાણાં તરફ કોને મોહ નથી ?

પંદર રૂપીઆનો હમાલ કે પટાવાળો હો પંદરસોનો માસિક પગાર લેનાર મોટો અમલદાર અધિકારી હોય પણ તે દરેકને પગાર લેતી નવી નોટો કે નવા રૂપીઆની માગણી કરતા નથી જોયા ? કંઇને ત્યાંથી કાંઇ ખરીદી કરી કે રૂપીઓ આપી બાકીનું પરચુરણ પાછું વખતે તે તેલ કે ઘીવાળું જોઇ કોનું મોઢું મચકોડાયું હોય ?

ઇંગ્લાંડની એક હોટેલના મેનેજરે સ્વભાવની આ રગ બરાબર પારખી છે. તેણે એવો નિયમ રાખ્યો છે કે કોઇ પણ સ વખતે કોઇ પણ ઘરાકને વગર ધોયેલું નાણું આપવું નહિ. સિક્કા ધોવાને માટે તેણે એક વોશીંગ મશીન ગોઠવ્યું છે. તેમાં એક કામગ આખો દિવસ નાણાં ધોવાનુ જ કામ કરે છે.

નવા જેવું ચકચકત પરચુરણ લેવા માટેજ ઘરાકો આ હોટેલને ખટાળી આવે છે. અને જ તેને ધોવાનું ખર્ચ તો કાંઇ જણાતું જ પણ ઉલટી ઘરાકી વધી છે, વળી તે કહે



ડાકટરોના મત પ્રમાણે આરોગ્ય સંરક્ષણની નજરે સિક્કા ધોવાની જરૂર છે

છે કોઇ સાહસિક હિંદી હોટેલવાળો આનું અનુકરણ કરવાને ?

### કાચના વાસણ માટે ફોલ્ડીંગ ઘોડી.

કાચના કપ રકાબી, મોટી અડાળીઓ વિગેરે ધોઇને **ખડકલો** કરવાથી ઘણી વખત એવુ બને છે કે અડાળીઓ લપસી જવાથી અથવા ઉપરથી કાંઇક પડવાથી કે બીજા કંઇ આકસ્માતિક સંજોગથી બધા કાચના વાસણો એક સાથે ભાંગી ફુટી જાય છે. તેથી કાચના વાસણો સચવાય અને લેવા મૂકવાની સગવડ થાય એવી ઘોડી રાખવી સારી છે નીચેના ચિત્રમાં બતાવેલી ઘોડી તદ્દન સાદી અને નજીવા ખર્ચમા થઇ શકે છે અને તેથી ગરીબ કે તવંગર દરેક ગૃહસ્થ પોતાના ઘરમા રાખી શકે છે અને વળી ફોલ્ડીંગ હોવાથી વપરાશમાં ન હોય ત્યારે જગ્યા ન રોકતા ગમે ત્યા ઉંચે લટકાવી શકાય છે.



ઘોડીમાં લાકડાની ચીપો જડેલી છે. અને અંડાળીઓ રાખવા માટે લોખંડના વાળા જડીને ખાનાં પાડેલા છે. ઘોડીની નીચે ચોરસ ટ્રે ? તેની અંદર કીટલી, પ્યાલા, ચમચા વિગેરે મૂ શકાય છે

### ૧૦૦ ફુટ લાંબી સીડી.

મુંબઇ વિગેરે મોટા શહેરોમાં મ્યુનીસીપાલીટીએ મોટાં ઉંચાં મકાનો બાંધવાની સ્હેલાઇથી છુટ આ



છે; પણ તે મકાનમાં રહેનારાઓની સગવડ સહીસલામતી માટે બહુજ ઓછું ધ્યાન આપે છે ઉંચા મકાનોમાં રહેનારાને પાણી નહિ મળવાન હમેશાની ફરીઆદ હોય છે. અને ઘણી વખ ફક્ત પાણીના અભાવે નાનો ભડકો મોટી આગનુ રૂપ લ્યે છે. અને ત્યારે ત્રણ માળથી ઉપરન માળના રહેનારાઓને નીચે ઉતરવાની બહુ મુશ્કેલ પડે છે, અને નીચે આવતા પહેલાં મકાનન સીડીઓ સળગી ઉઠી હોય છે અને બહાર રસ્ત પર બંબાની સીડી ત્યાં પહોંચે તેટલી ઉંચી નથ

હોતી ત્યારે નિરૂપાયે તેમને આગમાં સપડાઇ જવું પડે છે.

ન્યુયાર્ક (અમેરિકા) માં બંબાખાનામાં ૧૦૦ ફુટ લાંબી થઇ શકે તેવી ફોલ્ડીંગ સીડીઓ મોટર ઉપર ગોઠવેલી તૈયાર રાખવામાં આવે છે. તે સીડી સ્હેલાઈથી અને ઝડપથી જોઇએ તેટલી લાંબી થઇ શકે તેમજ આડીઅવળી થઇ શકે એવી તેની અંદર કરામત કરવામાં આવી છે, તેથી કંઇ પણ વખત ખોયા વગર આગમાં સપડાયેલાઓના જીવ બચાવી શકાય છે.

હિંદના મોટા શહેરોમા જ્યાં મકાનો ગમે તેટલાં ઉંચાં બાંધવા દેવામાં આવે છે ત્યાં શા માટે આવી સીડીઓ બંબાખાનામાં રાખવામાં નથી આવતી ?

## કબાટમાં ભોજનગૃહ !

હિંદનાં કે હિંદ બહારના મોટા શહેરોમાં હંમેશાં જગ્યાની બહુ તંગી રહે છે. નાના શહેરોમાં કે ગામડામાં જગ્યાની પગતાસનો આનંદ કે સુખ ભોગવી શકાતાં નથી. ત્યારે ટુંકી જગ્યામાં પણ બની શકે તેટલી વધારે સગવડ ભોગવવા માટે અનેક જાતની યુક્તિઓ કરવામા આવે છે. નીચેના ચિત્રમાનો કબાટ પણ એવીજ જાતની એક યુક્તિ છે.

અંગ્રેજ લોકો તથા હિંદીઓ, જે અંગ્રેજી રીત પ્રમાણે ટેબલ પર ખાણું લેતા હોય તેઓ



આ કબાટનો ડાઇનીંગ રૂમ (ભોજનગૃહ) તરીકે ઉપયોગ કરી શકે છે.

આ કબાટને ત્રણ બારણા છે. વચલું બારણું ખોલવાથી ટેબલ બની જાય છે. બારણાની પનેલ કોતરેલી નહિ, પણ જુદા પાટીઆંની હોવાથી તે ટેબલના પાયા તરીકે રહે છે, અને બન્ને બાજુના બારણા ખોલવાથી ટેબલની બન્ને બાજુ બેસવાના બાંકડા બની જાય છે એ બારણાનાં પણ ઉપરના અરધા ભાગના પનેલો પાયા તરીકે કામમાં આવે છે. અને બાંકડાના પીઠના કઠોડા પણ ફોલ્ડીંગ હોઇ બંધ કરતી વખતે બારણાની અંદર ચાપટ બેસી જાય છે. દરેક બાંકડા પર બબ્બે જણ બેસી શકે છે.

કબાટની અંદર સગવડ પડતાં ખાના કરી શકાય છે. કબાટ ભોજનગૃહ તરીકે વાપરવો હોય તો તેની અંદર અડાળીઓ, છરી, કાંટા વિગેરે રાખી શકાય છે.

તે સિવાય સામાન્ય હિંદીઓ પણ ઘરમાં તેનો ઉપયોગ કરી શકે છે. વચલું બારણું ડાઇનીંગ ટેબલને બદલે સાદા ટેબલ તરીકે લખવા વિગેરેના કામકાજ માટે વાપરી શકે, અને અંદરના ખાતાઓમાં પુસ્તકો, કપડાં વિગેરે જે રાખવું હોય તે રહી શકે. મુંબઇ, કલકત્તા વિગેરે શહેરોમાં, જ્યાં જગ્યાની બહુ તંગી છે ત્યાં, આવી જાતના કબાટથી રહેનારાઓની ઘણી સગવડો સચવાય.

ઉપરના ચિત્રમાં ખોલેલો કબાટ દેખાડેલ છે. અને નીચેના ચિત્રમાં બંધ કબાટનો દેખાવ છે. જેથી કબાટની રચના બરાબર ધ્યાનમાં આવી શકશે.

## આશકની અજબ ભેટ.

જુઆન રીઓ રીવેરા નામના સ્પેઇનના એક નાવિકે એક ખુબસુરત યુવતીને ડુબી જતી બચાવી. પોતાના પ્રાણ બચાવનાર યુવકો ઉપર ફીદા થઇ જનારી ઘણી એ યુવતિઓની વાતો તમે વાંચી કે સાંભળી હશે. પણ આ નાવિક યુવક તો પોતે જ પહેલાં તે યુવતિ ઉપર ફીદા થઇ ગયો.

પોતાની માશુકને લગ્નની ભેટ આપવા માટે આ નાવિકની ઈચ્છા થઇ, તેણે એક વર્ષ સુધી મહેનત કરીને ફક્ત સુતરની દોરી ગંઠીને વિજળીની બત્તી રાખવા માટેનો એક ઝુમ્મર તૈયાર કર્યો, અને એ રીતે પ્રેમે હુન્નરનો એક અજબ નમુનો જગતને ભેટ કર્યો છે! (સંપૂર્ણ.)



═══:o:═══

# ઇનામ રૂા. ૫૧)

## ઉતમ નિબંધ લખનારને

———0———

**તે વિષે નીચેની વિગતો ધ્યાનથી વાંચો**

**"જીંદગીના વિમાના ફાયદા–દેશને અને પ્રજાને"**

એ વિષય પર ઉત્તમ નિબંધ લખનારને રૂા. ૫૧) આપવામાં આવશે.

**શરતો :—**

(૧) આ નિબંધ ૫ ફુલસ્કેપ પાનાંથી વધારે લાંબો ન હોવો જોઇએ.

(૨) આ નિબંધ મોડામાં મોડો તા૦ ૧૦ મી ઑક્ટોબર સુધીમાં મળી જવો જોઇએ.

(૩) હરીફાઇમાં આવેલા સર્વ નિબંધો પર લખાવનારના જ સર્વ હક્ક રહેશે.

(૪) નિબંધોની યોગ્યતાનો નિર્ણય 'નવચેતન' ના અધિપતિ મી૦ ચાંપશી ઉદ્દેશી અને ધી હીમાલયા એશ્યોરેન્સ કુ૦ લી૦ ના મેનેજીંગ એજન્ટ મી૦ એન. રજબઅલી કરશે અને એ નિર્ણય છેવટનો જ ગણાશે.

(૫) નિબંધ ગુજરાતી ભાષામાં સારા અક્ષરે લખી **મી૦ એન. રજબઅલી.** મેનેજીંગ એજન્ટ **ધી હીમાલયા એશ્યોરેંસ કંપની નંબર ૭, બાઉબજાર સ્ટ્રીટ, કલકત્તા.** એ શીરનામે મોકલવો.

(૬) આ હરીફાઇનું પરિણામ નવચેતનના નવેમ્બર ૧૯૨૫ના અંકમાં જાહેર કરવામાં આવશે.

# પૃથ્વીશ

લેખક :—શ્રી. ધૂમકેતુ.

( ગયા અંકથી સંપૂર્ણ )

## પ્રકરણ ૪૧ મું ચાલુ.

"માલદેવ !"

"મહારાજ !"

"કાલે સવારે જ પ્રતાપમલ્લને ગાદી સોંપવાની છે : ભદ્રેશ્વરના વડ નીચે ત્હમે એ તૈયારી કરાવો !"

કૂટસ્થે એક આનંદભરી દ્રષ્ટિથી મહારાજા તરફ જોયું માલદેવનાં માણસો ને પ્રજાપતિનિધીઓ—સૌ—આવતી સવારની વ્યવસ્થા કરવા દોડવા.

એ વખતે—કોઇ જુગજુગનો આત્મા બંધનમૂક્ત થાય અને જે આર્ત્તનાદથી, આનંદથી, લાગણીથી બોલી ઉઠે, તેવો બુલંદ દર્દભર્યો મધુર સ્વર આવવા લાગ્યો.

કૂટસ્થે હશ્મત તરફ એક અર્થસૂચક દ્રષ્ટિ નાખી.

"સ્વામીજી ! એ ચંદ્રસેન ગવૈયો ગાય છે" પૃથ્વીશ બોલ્યો "આ ગાય છે તે એનું સ્વતંત્રતાનું ગીત છે. આત્મા શરીર છોડે, સ્વતંત્ર થાય, ને પરમાત્મા તરફ ધસે—ત્યારે પોતાને લઇ લેવા બાળક બે હાથ લાંબા કરી જેમ પિતા પાસે રૂદન કરે તેમ આત્મા રૂદન કરે છે ! અમે એ ઘણી વખત સાંભળ્યું છે. પણ આજનો સ્વર જૂદો છે !"

કૂટસ્થ ચામરાજેન્દ્ર તરફ ફર્યો : "મહારાજ ! પૃથ્વી અપવિત્ર સંસ્કારથી છૂટી છે, માટે આજ તેમાં—કલાનાં, સાહિત્યનાં, ધર્મનાં આંદોલનો છૂટ્યાં છે !"

ચામરાજેન્દ્ર નીચું જોઇ ગયો.

"પૃથ્વીશ ! પ્રતાપ ! ચાલો આ સૂર ફરી સાંભળવા નહિ મળે."

કૂટસ્થ, ચામરાજેન્દ્ર, પ્રતાપ, પૃથ્વીશ, હશ્મત ગુલાબ ને સુધીર સૌ બહાર નીકળ્યાં : પુષ્કર ને માલદેવ પાછળની બધી વ્યવસ્થા જાળવવા બાકી રહ્યા. ગવૈયો સ્વતંત્રતાના ગીતથી વાતાવરણ ભરી રહ્યો હતો.

સૌ ગવૈયાને ઘેર પહોંચ્યા, ત્યારે જરા જરા ઉજાસ થવા આવ્યો હતો. ગવૈયો હંમેશની માફક નદીના તીર ઉપર બેસીને પોતાનો કંઠ છેડી રહ્યો હતો : પણ આજે તેનું ચૈતન્ય અજબ હતું. તે પોતાની ધૂનમાં જ મગ્ન હતો.

જેમ જેમ તે આગળ ગાતો ગયો, તેમ તેમ ઉભનારાઓનાં હૃદયને જાણે કોઇ ઉંચે ને ઉંચે લઇ જતું હોય તેમ થવા લાગ્યું : આખું વાતાવરણ જાણે ઉંચે જઇએ ઉંચે જઇએ એવી મનોદશાથી ભરચક હતું. જેમ હિમાલયના અતિ ઠંડા પ્રદેશમાં રાત્રે સૂતાં સૂતાં કોઇ અંગ ઠરતું હોય તો ઠરી જવાનો ઠરતાં ઠરતાં મરી જવાનો, ભવ્ય આનંદ પ્રગટે છે, તેમ અત્યારે ગવૈયાના સૂરને લીધે ઉંચે જવાનો-પાછા ન આવવાનો—આકાશના કોઇ અગમ્ય દેશમાં પ્રભુવાસે બેસવાનો—ભવ્ય આનંદ સાંભળનારાઓના અંતઃકરણમાં સ્ફુરતો હતો.

ગવૈયો પંચમ સુરથી ગાતો હતો. હવે આગળ વધવું મુશ્કેલ હતું. પણ પાછળ હઠવું, સુરને ઓછો કરવો, એ પણ એટલું જ અશક્ય હતું. જમીનનાં બંધન છૂટે ત્યારે જમીન જે સ્વરૂપ ધારણ કરી શકે તો આટલા અનહદ આનંદથી ગાય, અને અનહદ આનંદ એટલે મૃત્યુ !

સૌ સ્તબ્ધ થઇ ગયા હતા : ચામરાજેન્દ્રે તો આ કંઠના વૈભવને જોઇને પ્રથમ જ અનુભવ્યું કે ખરી સત્તા ધર્મ ઉપર--પ્રેમ ઉપર જ રહે છે.

અચાનક હરમત દોડી. શું થાય છે તે કોઇ સમજી શક્યું નહિ. ધબ દઇને એક અવાજ થયો ને હરમત દોડીને ગવૈયાને ટકાવી લે તે પહેલાં તેનું નિશ્ચેષ્ટ શરીર પૃથ્વી પર પડ્યું હતું. બીજી તરફથી રમેશ ને સ્નેહલતા દોડતાં આવતાં હતાં. સૌ દોડ્યા. આત્માને ભીંજાવે તેના સારંગીના વિલય પામતા છેલ્લા સ્વર માત્ર બોલી રહ્યા હતા સજળ નેત્રે ચંદ્રસેનની આસપાસ સૌ વિંટાઇ વળ્યા.

"મૂર્છા છે, વળી જશે." કૂટસ્થ બોલ્યો. સ્નેહલતાએ ચંદ્રસેનને સંભાળી લીધો, ને ત્યાંથી સૌ આગળ ચાલ્યા.

"આ જમીન આજે છૂટી છે, હવે તેમાંથી ઐચ્છિક મૃત્યુ સ્વીકારનારાઓ નીકળી પડશે" કૂટસ્થ ચાલતાં જ બોલ્યો.

એ વખતે હરમતજાન એની સામે કાંઇ કહેવા ઉભી ગઇ.

"કેમ ? હરમત ! તું પણ સ્વતંત્રતાનું ગીત ગાવાની ?"

"મ્હને મ્હારો માર્ગ મળી ગયો છે !"

"શું ?"

"ઇશ્વરી પ્રસાદ-કંઠને ગુરુ જેવા ચંદ્રસેન પાસે ખીલવવો !"

"એટલું જ ? ખીલવવાનું અંતિમ ધ્યેય શું છે ?"

હરમત કાંઇ સમજી નહિ : તોપણ બોલી : "અનહદ આનંદ !"

"ના--અનહદ હોય છતાં એકલો હોય તે આનંદ મૃત્યુ જેવો છે."

"સ્વેચ્છામૃત્યુ ?"

"ના. મૃત્યુ અકસ્માત છે. ધ્યેય ન હોઇ શકે. ધ્યેય અમર હોય"

કોઇ દિવસ ન જોયેલા અચાનક ફેરફારોથી સૌનાં મન આશ્ચર્યપરંપરાથી ભરપૂર હતાં. ન છૂટે તેવો ચામરાજેન્દ્ર બદલાયો : કંચન ફરી : હવે હરમત શું કરે છે તે તરફ સૌ ધ્યાનથી જોઇ રહ્યા.

"હરમત !" કૂટસ્થે કહ્યું : "ઇશ્વરી બક્ષિસ ઇશ્વર માટે હોય છે. જેમ સ્ત્રી-પુરુષ બન્ને જીવતી કલામૂર્તિઓ છે, અને તેમની વચ્ચે પ્રણય જાગે છે, ત્યારે બીજી એવી જ કલામૂર્તિઓ પ્રગટ કરવામાં તેમના સંમેલનનો આદર્શ જળવાય છે, તેમ મનુષ્યમાં ઇશ્વરે જે કાંઇ કલારૂપે મૂક્યું હોય, તે બીજામાં કલારૂપે પ્રગટાવવું, એમાં કલાનો આદર્શ છે. મ્હારા મનથી સંગીત લોકશિક્ષણનો સૌથી સહેલામાં સહેલો રસ્તો છે. ઇશ્વરે જેને કંઠ આપ્યો હોય તેણે લોકશિક્ષણનું કામ હાથમાં લેવું. રામાયણ અને મહાભારત માર્ફત માણભટ્ટોએ જે પ્રજાકીય સંસ્કૃતિ જાળવી રાખી હતી, તે આજે તેમના અભાવે નષ્ટ થાય છે. આજથી પચાસ વર્ષ પછી, એવી જ રીતે સ્થિતિ ચાલે તો, ત્હમે દ્રૌપદી, પાંડવ ને રામ શિક્ષિત વર્ગમાંથી ભૂંસાઇ ગયેલા જોશો : ને પેટે પાટા બાંધનારા મજૂરોને, એ નામોનો ભાગ્યે જ વધારે ચાહ રહેશે. સંગીત માર્ફત લોકશિક્ષણ શરુ કરી--લોકોને આનંદ પણ આપો, બીજા અયોગ્ય આનંદોથી બચાવો ને ત્હમારી સંસ્કૃતિ જાળવો ! જે પ્રજા સંગીતનો આનંદ જાણી શકે છે, તે સ્વતંત્રતાનું ગીત સહેલાઇથી સમજી શકે છે. ત્હમારી પ્રજાની ચારે તરફ પરદેશી સત્તાએ મૂકેલાં પ્રલોભનો, સસ્તા આનંદો અને હલકી મોજ-મજાહો ફેલાઇ રહ્યાં છે : કોઇ ઉચ્ચ આનંદ આપીને, કોઇ ભાવના પ્રજાની રગેરગમાં ફેલાય માટે સાવ સાદી ને સચોટ રીતે રજૂ કરીને, જો લોકને તેમાંથી નહિ બચાવો--તો

ત્હમારી પ્રજા પ્રજા તરીકે નાશ પામશે. હિંદી પ્રજાને, પ્રગતિનાં બે જૂદાં જૂદાં દ્રષ્ટિબિન્દુઓ, બે જૂદા જ પગથીઆં–બે જૂદી જ વાતો પર રાખવા માટે કદાચ, પરદેશી સત્તા દેશી રિયાસતોને જાળવી રહી હોય, પણ ત્હમે દેશી રિયાસતોવાળા જ સંસ્કૃતિનો સૌથી વધારે જીવતો ભાગ જાળવી શકો તેમ છો : પ્રતાપ! પૃથ્વીશ! બ્રિટિશ હિંદી પ્રજા, દેશી રિયાસતોને તારવાનું સ્વપ્ન સાચું કરી બતાવે તે પહેલાં દેશી રિયાસતોના પુર્નવિધાનથી ત્હમે જ તેને તારો : એટલું સ્વપ્ન સાચું પડે તો ત્હમારો જન્મ--ત્હમારું રાજ્યપદ સાર્થક છે પણ હવે ભદ્રેશ્વર ચાલો. આજે જ પ્રતાપનો અભિષેક થાય એ બહુ યોગ્ય ગણાશે. હરમત! હવે લોકશિક્ષણનું ઋણ--સંગીતની શક્તિ આપવા માટે ઇશ્વરે મૂકેલો કર--તું ચુકવશે કે?"

"ગુરુદેવ! હા" એટલા શબ્દો બોલીને તે સ્નેહલતા ને રમેશ સાથે ચાલી ગઇ.

---

## પ્રકરણ ૪૨ મુ

### જન્મભૂમિનું ઋણ મે ચૂકાવ્યું છે.

પરંતુ હજી વધુ આશ્ચર્ય બાકી હતું.

હરમત ને ચંદ્રસેન પાસે જ રહી ગઇ. સૌ પગપાળા ભદ્રેશ્વર તરફ ચાલ્યા. મોટો ચઢાવો લઇને આગળ વધવા લાગ્યા. વચ્ચે સ્મશાન આવતું હતું. અચાનક ગુલાબ ત્યાં ઉભી રહી ગઇ.

"ગુરુદેવ!" તે અત્યંત કરુણ સ્વરથી બોલી : "હું આંહીથી નીકળું છું ત્યારે પેલી જગ્યા–જ્યાં અનંતને બાળ્યો છે--ત્યાંથી સાદ આવે છે!"

નિર્મળ પ્રેમના આ સ્વરૂપને જોઇને ઘડીભર કૂટસ્થ પણ ડગ્યો :

"ગુલાબ! સાચો સાદ આવે છે કે ભ્રમણા થાય છે" પ્રતાપે પુછ્યું.

"પ્રેમને ભ્રમણા ન હોય પ્રેમ જૂએ : ભય ભ્રમણામાં પડે!" ગુલાબ બોલી.

"મ્હારા જીવનનું પ્રેમ-અનંતનું વેર લેવું તે-આજે જૂદીજ પરિસ્થિતિમાં સમાપ્ત થાય છે."

"અને હવે?" કૂટસ્થે કહ્યું.

"પ્રેમની અમરતા મને સાદ કરી રહી છે. આંહીથી એક ડગલું આગળ વધવું એ પાપ છે. હું તો અનંતની ભસ્મ પાસે જ--ભસ્મરૂપે એને ભેટીશ!

"હેં!"--એક સાથે સૌના મોંમાંથી સાદ નીકળ્યો.

"ચામરાજેન્દ્ર! કેટકેટલું પવિત્ર વાતાવરણ બંધનમાં હતું! આજ હવે બંધન છૂટ્યાં છે અને પવિત્રના જન્મી છે. ઐચ્છિક મૃત્યુની ભવ્યતાને કોણ રોકી શકે?"

"ગુલાબ! આ આપઘાત શા માટે?" પ્રતાપ બોલ્યો : "ત્હારી પવિત્ર જીંદગી તદ્દન સહિસલામત છે!"

ગુલાબ ફીકકું હસી : "આપઘાત? પ્રેમ પ્રેમની પાછળ જાય એ અમર જીવનને આપઘાત કોણ કહેશે!"

બીજું કોઇ કાંઇ બોલે તે પહેલાં ગુલાબ કૂટસ્થને ચરણે પડી :

"બેટા! ત્હારા જીવનમાંથી વેરનો ડંખ ચાલ્યો ગયો છે?"

"હા!"

"પાપીના હૃદયમાં પણ પવિત્રતાનો અખૂટ ભંડાર ઇશ્વરે સાચવી રાખ્યો છે તે સમજાઇ ગયું?"

"ગુરુદેવ! હા."

"પાપીને મારવો તે વેર નથી : પાપને મારવું તે વેર છે—વિશુધ્ધ વેર છે એ તું સમજી?"

"હા"

"ત્યારે જ્યાંથી ત્હને પ્રેમનો પોકાર સંભળાતો હોય ત્યાં જા. જા! આ ચોગમ દિશાઓ ખુલ્લી છે. તું જ્યાં હશે ત્યાં નિર્મળ પ્રેમ વરસ્યા કરશે !"

ગુલાબ હસી અને ધીમેથી સ્મશાન તરફ ચાલી ગઇ !

"ગુરુદેવ ! આ આપઘાતમાં સંમતિ આપવી મ્હને તો ઠીક નથી લાગતી !" પ્રતાપ બોલ્યો.

"પ્રતાપમલ્લ ! જે પ્રજામાંથી ઐચ્છિક મૃત્યુને ભેટનારાં માણુસો મળે છે—જ્યાં પ્રેમ, વિશ્વાસ ને સ્મૃતિ માટે મરી જાણનારા નીકળે છે–તે પ્રજા મહાન થઇ જાય છે. આપઘાતને કાયદાનું બંધન છે : કારણ કે દુ:ખથી દૂર થવાનો એ નિર્માલ્ય રસ્તો છે પણ સુખને ઠોકર મારી દુ ખને ભેટનારા કોઇ પણ કાયદાની બહાર છે. ગુલાબ સતી થાય ને તમને કોઇ પૂછે તો જવાબ વાળજો કે કોઇ કોઇ છૂટી છવાઇ ભવ્ય વ્યક્તિઓ હોય તેને કાયદો અસ્પર્શ્ય ગણે છે !"

પણ ગુલાબ દૂર થઇ–ન થઇ–ત્યાં હવે વેરશુધ્ધિને બદલે શુધ્ધ વેરમાં માનનારો સુધીર જવા માટે તૈયાર થયો. કૂટસ્થ તેને જોઇને હસ્યો : "જુવાન માણસ ! હજી ત્હારા જીવનમાંથી વેરની ધુન સમાપ્ત થઇ નથી. તું છૂટો હશે તો ત્હારું જીવન ફરી ઝેર ભરેલું થઇ જશે."

સુધીર ભીની આંખે તેના તરફ જોઇ રહ્યો.

'મહારાજ !" કૂટસ્થે પ્રતાપમલ્લને પ્રથમ જ રાજાના સંબોધનથી બોલાવ્યો : "એકલું વેર કોણ શમાવે છે ?"

"ઉદારતા" પ્રતાપે જવાબ વાળ્યો.

"ત્યારે આ જુવાન માણુસને તમે સંભાળો. એ હડહડતો હિંસાવાદી છે અને શુધ્ધમાં શુધ્ધ સેવક બની શકશે. જા ! સુધીર ! બેટા ! હવે તું રાજમાં જ વધારે ઉપયોગી થઇ શકીશ."

ભદ્રેશ્વર તરફ માણસોનો કોલાહલ વધતો જતો હતો. રાજ્યાભિષેકની થોડીવારમાં થઇ શકે તેવી તૈયારીઓ ઝપાટાબંધ થઇ રહી હતી. બધા ભદ્રેશ્વર તરફ ચાલ્યા.

ભદ્રેશ્વરની ટેકરીઓમાંથી, સૂર્યનું બિમ્બ દેખાવા માંડ્યું હતું : થંડા મીઠા પવનની લહેરો ચાલી આવતી હતી : હજારો પક્ષીઓ કલરવ કરીને ઉડી રહ્યાં હતાં. ચારે તરફ વાતાવરણમાં તાજગી ભરી હતી. ભદ્રેશ્વરના મંદિરનાં પગથીઆં પર કૂટસ્થ ઉભો રહી ગયો.

સામેની ટેકરીઓ પર તેની દૃષ્ટિ સ્થિર થઇ ગઇ. પ્રતાપ, પૃથ્વીશ, ચામરાજેન્દ્ર સૌ આ જોઇ રહ્યા. થોડીવારમાં પુષ્કર આવી ચડ્યો.

"શાંતિ ! શાંતિ ! શાંતિ !" એમ ત્રણ વખત કૂટસ્થે ગંભીરતાથી કહ્યું.

"મહારાજ !" તે પ્રતાપમલ્લ તરફ ફર્યો : "આ પૃથિવી હવે આપની છે. જેટલા પ્યારથી એને જાળવશો તેટલા પ્યારથી એની દુધની ધારાઓ તમને મળશે : હું તો એક ત્હમારો અતિથી-મુસાફર હતો "

કૂટસ્થના આ શબ્દની સાથે બધાના અંત:કરણમાં ધ્રારકો પડ્યો : "હું તો એક મુસાફર હતો. આ જમીનમાં મ્હારો જન્મ છે. હું જે માર્ગમાં આગળ ધસું છું તેમાં તમે આટલે નજદીક ગરીબનાં આંસુ, પ્રાણીઓની હાયવરાળ, અને દુષ્ટોની અધમતા ચલાવી રહ્યા હતા, એટલે મ્હારી માનસિક સૃષ્ટિ લોહીના રંગોથી ખરડાઇ રહેતી હતી ! તમને જે અગમ્ય હતા–તેવા આક્રંદના અનેક સ્વરો વારંવાર મ્હને સંભળાતા હતા. રાજવંશીઓ જો આવી રીતે પ્રજાનું ભક્ષણ કરે તો જમીન અપવિત્ર બની જાય, અને તેમાં કોઇ મહાન્ કાર્યની શરુઆત સંભવે

નહિ. પછી એક દિવસ પુષ્કર મ્હને મળ્યો અને ત્યાર પછી હું એકલ મુસાફર ઘડીભર ત્હમારી વચ્ચે આવ્યો. આજે પૃથ્વી ધ્રૂજી છે. શુધ્ધ રાજવંશી લોહી ગાદી ઉપર છે. એટલે મને શ્રધ્ધા છે કે હવે આ જમીનમાં રસના ઝરા ફૂટી નીકળશે. મ્હેં જન્મભૂમિનું ઋણ ચૂકાવી દીધુ છે. હવે તમારી સૌની રજા લઇને હું મ્હારા કલ્યાણગ્રામમાં પાછો જોડાઇ જાઉંછું. તમને ખબર નહિ હોય, પણ તપ કરવું તે એકાંત સ્વાર્થજીવન નથી જ. એવો પુરુષ પણ દુનિઆને ઉંચે ચઢાવી શકે છે. બસ."

કૂટસ્થ બોલતો હતો ત્યારે બધાની આંખ ભીની હતી. પ્રતાપ તેના ચરણમાં પડયો:

" મ્હારા પર મુગટ ત્હમારે હાથે મૂકો અને પછી તમે જાઓ "

"પ્રતાપમલ્લ! મુસાફરીનો થાક ઉતરી ગયો છે ત્હમારી વચ્ચે પૂજાવા માટે રહેવું એ મ્હારા જેવા મુસાફરના જીવનમાં ન સંભવે! પ્રજાને પ્યારથી જાળવો: ત્હમારા ચારિત્રથી પ્રજાને ઉંચે ચડાવો: અને ત્હમારી પ્રજાના સામર્થ્યથી ત્હમારા પાડોશી ભાઇઓને તારો!"

કૂટસ્થ નીચે ઉતર્યો: પૃથ્વીશ પગમાં પડયો હતો: "ગુરુદેવ! આ આનંદનો દિવસ છે, આજ રોકાઇ જાઓ!"

"આનંદ? હજી તો ત્હમે કાર્ય શરુ કર્યું છે, ત્હમારે ત્યાં પૃથિવીમાંથી સુગંધ છૂટશે ત્યારે જરુર એનાં દર્શન કરવા આવીશ! અને એક વાત ત્હમે સૌ યાદ રાખજો."

"શું?" સૌએ એકસાથે પૂછ્યું.

"જે પ્રગતિમાંથી વધારેમાં વધારે મનુષ્યો મનુષ્યરૂપે રહી શકે તે પ્રગતિ જ્યાંથી આવે ત્યાંથી ત્હમારી કરીને ત્હમારામાં મેળવી લેજો પ્રગતિને નામે તમે જો મનુષ્યને મનુષ્ય મટાડી દેશો તો રાક્ષસી વિચારોથી જગત ઘેરાઇ જશે. ને પ્રજા હતી ન હતી થઇ જશે."

એટલું બોલીને કૂટસ્થ ધીમે શાંત પગલે ભદ્રેશ્વરની ટેકરીઓ તરફ ચાલ્યો: પુષ્કર અને ચામરાજેન્દ્રને તેણે ઇશારતથી બોલાવ્યા, ને ત્રણે જણા હજારો માણસની મેદની જુએ તેમ આગળ ને આગળ ચાલ્યા.

એક જગ્યાએ કૂટસ્થ અટકયો.

"ગોપાળ!" તેણે ચામરાજેન્દ્રના ખભા પર હાથ મૂકી પ્યારથી તેની સામે જોયું: "હું તમને થોડી વાત કરી લઉં, પછી તમે જલ્દીથી પાછા વળી જાઓ. બહુ મોડું થાય છે. રાજનો વૈભવ તેં છોડયો છે. એ વૈભવ હવે તને બોલાવવા ઇશારત તો કરતો નથી ને?"

ચામરાજેન્દ્ર જરાક ગભરાયો: "ગુરુદેવ! ના"

"પુષ્કર!" કૂટસ્થે બ્રહ્મચારી સામે જોયું: "સોમેશ્વરનું મંદિર હવે સાંભરે છે?"

પુષ્કર શંકાથી તેની સામે જોઇ રહ્યો.

'જગન્નાથ પંડિતનો મોટો છોકરો, ત્હમારે ત્યાં બેસતો, તમે તેને યોગનો મહિમા કહેતા એ સાંભરે છે?"

પુષ્કર વધારે ને વધારે શંકાથી જોવા લાગ્યો.

"એ નાસી ગયેલો છોકરો આજે ત્હમારી સામે ઉભો છે એ નાસી જનાર હું પોતે!"

"હેં!" વૃધ્ધ બ્રહ્મચારી આશ્ચર્યથી જોઇ રહ્યો.

"હા"

પુષ્કરે ચામરાજેન્દ્ર તરફ ને કૂટસ્થ તરફ જોયા કર્યું: બે સગા ભાઇ આજે કેટ કેટલા પાસે અને છતાં દૂર ઉભા હતા. એક સંયમવ્રત મહાત્મા, બીજો અસંયમી મનુષ્ય.

"ગોપાળ! મેં તને માર્ગ પર મૂક્યો છે. હવે આપણાં વૃદ્ધ માતાપિતાની સેવા કરતાં કરતાં લોકકલ્યાણના માર્ગમાં ચાલ્યો જા. તું ઇશ્વર બનશે ત્યાં સુધી તને ત્હારા સિવાય બીજું કોઇ રોકી શકશે નહિ. જા. પ્રતાપ ને સૌ ત્હમારી રાહ જોતા ઉભા હશે."

ચામરાજેન્દ્ર ને પુષ્કર પાછા વળ્યા. વળતાં વળતાં ચામરાજેન્દ્ર ખંચાયો—કૂટસ્થ તે સમજ્યો.

"ભાઇ!" તે અત્યંત પ્યારથી બોલ્યો "ત્હારે મ્હારી પાસે આવવું છે એ હું સમજું છું. પણ તું પ્રથમ તો બધી રજ ખંખેરવા માટે ત્યાં જ જા. પછી જ ત્હને માર્ગ સૂઝશે."

ચામરાજેન્દ્ર પાછો ફર્યો: પણ ફરતાં ફરતાં બોલ્યા વિના રહી શક્યો નહિ.

"ત્યારે ત્હમે મ્હારા મોટાભાઈ"—તે વધુ બોલી શક્યો નહિ. તેનો કંઠ ગદ્ગદ બની ગયો.

કૂટસ્થે જવા માટે પગ ઉપાડ્યો હતો તે જરા રોક્યો અને વાક્ય પૂરું કર્યું: 'ઘનશ્યામ!'

* * * *

સૂર્યના ઉગતાં કિરણોમાં ન્હાતા સૌ પોતપોતાને માર્ગે ચાલ્યા. કૂટસ્થ પેલા ભવ્ય પ્રદેશમાં ને ચામરાજેન્દ્ર પ્રતાપને રાજ સોંપવા ને જીવનમાં નવચેતન રેડવા.

( સમાપ્ત. )






લખનાર :—મી૦ ઉસ્માન ગની "શબનમ."
ચિત્રકાર :—રા. દત્તાત્રય,

[ ઉત્તમોત્તમ નાટય–સાહિત્યમાં ઉર્દુનું સ્થાન ઘણું ઉંચું છે. નાટકનો જેટલો સંબંધ સૃષ્ટિ-સૌન્દર્યના શિલ્પકાર અને માનસિક લાગણીઓના ચિત્રકાર,–'સાહિત્ય' થી છે, તેથી યે વધુ 'રંગભૂમિ' થી છે. અને વાસ્તવિક રીતે એક નાટકકારની કળાની ખૂબીઓ અને સૌન્દર્ય તે જ સમયે સંપૂર્ણતાને પ્હોંચે છે, જ્યારે તે પોતાના નાટકને રંગભૂમિ ઉપર જુએ છે

આગા મુહમ્મદ હશ્ર કાશ્મિરીના ફિલ્સુફ દિમાગે ઉર્દૂ નાટય–સાહિત્યને,–ઉર્દુ રંગભૂમિને પોતાના અમૂલ્ય જવાહિર સમાન સુંદર નાટકો નઝર કરી માલામાલ કરી દીધી છે.

ઉર્દુ નાટકકારોમા બીજા મશહુર નાટકકાર, હકીમ અહમદ શુજા સાહબ, બી એ. છે એક સારામાં સારા નાટકકારમા જે ખૂબીઓ હોવી જોઇએ, તે સર્વે કુદરતે પોતે તેમને શરૂથી જ બક્ષેલી છે. તેમણે એક અતિ દિલકશ અને દિલફરેબ નાટક "બાપકા ગુનાહ" લખ્યું છે, જેમાં એક ઉત્તમ નાટકની ત્રણે ખૂબીઓ,—અભિનય, ભાવ અને સૌન્દર્ય એકત્રિત છે.

આ નાટકમાંથી ફક્ત એક દ્રશ્યને "સ્ત્રીનો પ્રેમ" નામ આપી તે "નવચેતન" ના રસિક અને કલાપ્રિય વાચકોની સમક્ષ અત્રે રજુ કરૂં છું. જો કે આ દ્રશ્ય પ્રસ્તુત નાટકમાંનું ઉત્તમોત્તમ દ્રશ્ય નથી, અને જો કે તે તેમાંના અમુક ઝબરદસ્ત અને પ્રતિભાશાળી પાત્રોથી ખાલી છે, જે આ નાટકના આત્મારૂપ છે, છતાં પણ આ દ્રશ્યથી એટલું જ બતાવવાનો ઉદ્દેશ છે કે ઉર્દુ–સાહિત્યમાં એક સ્ત્રીના પ્રેમની ભાવનાઓ કેટલી ઊંચી ઉચ્ચ અને પવિત્ર છે. આ કથનની સત્યતા "નવચેતન" ના એપ્રિલના અંકમાં પ્રગટ થએલ "સ્ત્રી" નામના લેખ, અને તે પછી પ્રસ્તુત લેખ "સ્ત્રીનો પ્રેમ," ના બારીક મનન પછી વાંચકવર્ગ પાસે પુરવાર થશે

ઉર્દુની આવી અસંખ્ય સુન્દર કૃતિઓને ધીરે ધીરે ગુજરાતીનું રૂપાંતર આપી, ગુર્જરગીરા આગળ રજૂ કરતા રહેવાનો નિર્ણય મે વ્હેલો જ કરી રાખ્યો હતો. અને તે અનુસાર ઘણા સમયથી મારા તે નિર્ણયને અમલમાં મૂકતો આવ્યો છું, તેથી હવે ગુજરાતના આપણા ઉર્દુ–પ્રેમીઓ તેની લઝ્ઝતથી બેખબર રહ્યા નથી. હજી પણ તેવી સુન્દર કૃતિઓ "નવચેતન" માં રજૂ કરતો રહીશ. આશા છે કે મારો આ નમ્ર પ્રયાસ યોગ્ય અને આવકારદાયક ગણવામાં આવશે—"શબનમ." ]

## ટૂંક ખુલાસો.

મસઉદ નામના એક નવયુવાન અમીરઝાદાને, પોતાની સાવકી માની ઇર્ષા અને તેના ઝુલ્મથી ત્રાસ પામી પોતાના વડવાઓના વારસા અને પિતાના માયાળુ આશ્રયથી અલગ રીને એક એકાંતભરી, ગાંવ

## પૃથ્વીશ

ચિત્રકાર: રા. રવિશંકર રાવળ.



'ગવૈયો હંમેશની માફક નદીના તીર ઉપર બેસીને પોતાનો કંઠ છેડી રહ્યો હતો. ( પ્રકરણ ૪૧ મું )

જિન્દગી ગાળવાની ફરજ પડે છે. આ નિર્ધન અને કંગાલ હાલતમાં તે પોતાનું હૃદય એક તેવી જ નિર્ધન અને નિર્દોષ બાળા ઇશરતને અર્પે છે. ઇશરતની માતા, પ્રેમની આ નિર્દોષતા અને નિર્મળતાથી પ્રેરાઇને, ઇશરતનું લગ્ન મસઉદ સાથે કરી દે છે.

થોડા સમય પછી મસઉદના પિતા નવાબ આસફજાહનું મરણ થાય છે, અને મસઉદની સાવકી માતા મુમ્તાઝજહાં એક બનાવટી વસીયતનામું તૈયાર કરી મસઉદને ફરજ પાડે છે કે તેણે પોતાના પિતાનો "વારસો" અને પોતાની સ્ત્રીનો "પ્રેમ,"—એ બન્ને વસ્તુઓમાંથી એક પસંદ કરી લેવી !

મુમ્તાઝજહાંની આ ચાલબાજીમાં એક ભેદ સમાયલો છે, જે સંપૂર્ણ નાટકના અવલોકન વગર એક અતિ વિસ્તારી ખુલાસાનો મુહતાજ છે.

મસઉદનું ફિલસુફ દિમાગ પોતાના પિતાના વસીયતનામા પર અમલ કરવાની ફરજ અને પોતાની બેશુમાર મિલ્કત સાંચવવાની જોખમદારીને, એક સ્ત્રીના 'પ્રેમ' વડે પાયમાલ કરવાનું પસંદ કરતું નથી !

પ્રસ્તુત દ્રશ્યમા, તે આ ગંભીર નિર્ણયને કાર્યરૂપે સાધના અર્થે ઇશરતને તેના યોગ્ય અધિકારથી વંચિત રાખવા માટે તૈયાર થયો છે. ઇશરતનો દૈવિ પ્રેમ પોતાની જિન્દગી માટે છેલ્લી લડત ચલાવી રહ્યો છે !



## અંક ૨ જો

### દ્રશ્ય પહેલું.

સ્થળ : ઇશરતના મકાનનો એક ઓરડો

---

( ઇશરત એક સાદા, પણ સુંદર ઓરડામાં તેના પતિ મસઉદના આવવાની ઉત્સુકતાભરી રાહ જોવાની બેચેનીને એક બેતાબ રાગના દિલકશ લય વડે મિટાવી પોતાનું દિલ બહલાવી રહી છે. )

* * *

ગાતા ગાતાં ટેબલની પાસે, જ્યાં મસઉદનું ચિત્ર મૂકેલું છે, ત્યાં આવીને હૃદય સાથે દાબીને, તેને સંબોધીને કહે છે ; )

ઇશરત : મારી હસ્તી આશય-રહિત હતી. તમોએ તેમાં આશય મુકયો. મારૂં મુગ્ધ સૌન્દર્ય એક વ્યાખ્યાનું મુહતાજ હતું ; તમોએ તેની વ્યાખ્યા કરી સર્વથી પહેલાં મેં તમારી જ આંખોના દર્પણમા મારા સૌન્દર્યને જોયું ; તમારા બેતાબ દિલના બળવાન અવાજે જ સર્વથી પહેલાં મને મારી શકિતઓની કથા કહી સંભળાવી. બસ, તમે જ મારા સૌન્દર્ય છો ; આ સૌન્દર્યની શકિત છો ; આ શકિતની સાબીતિ છો ! (લાગણીઓના પ્રબળ વેગમાં ચિત્રને ચૂમે છે.)

તમે કહો છો કે હું સુંદર છું, મારા દર્પણની ભ્રાંતિજનક ઉંડાઇ તમારી સત્યતા અને પ્રમાણિકતાની સાક્ષિ આપે છે. પરંતુ આ સાક્ષિ અસત્ય છે ! તેણે તેજ વખતે કેમ ન કહ્યું, જ્યારે મને તમે એ જોઇ પણ ન હતી ? ત્યારે શું સત્ય નથી કે તમારી નઝરના તારોમાં સૌન્દર્યનો છવંત રાગ હતો, જેણે મારામા સૌન્દર્ય ઉત્પન્ન કરી દીધું હતું ? તમારા મંદ હાસ્યમા વસંતની લહર હતી, જેણે મારા મુરઝાયલા અધરોમાં અમૃત રેડી દીધુ હતું ? તમારા હાથમાં 'મસીહાઇ શક્તિ' હતી, જેણે મારા મૃત શરીરમાં ચૈતન્ય મૂકી દીધું હતું ? એટલે તમે જ આ શરીરના પ્રાણ છો ; આ જાનની રૂહ છો ; આ રૂહની જિન્દગી છો ! ( ફરી ચિત્રને ચૂમે છે ) તમે જ છો, હા, તમે જ છો સૌન્દર્ય-નૂરનો તે નૂરાની દીપ, જેની એકજ ઝલક આખી દુનિયાને સૌન્દર્ય પ્રકાશથી ઝગમગાવી મૂકે છે. તમે જ છો, પ્રેમ-જાદુની સોનેરી ઝંઝીર જેનો એક જ ઝંકાર મનુષ્યને ઉચ્ચે મસ્તાથી તિરસ્કાર કરતાં શીખવી દે છે ;

શાઇર કે ખાબે ખયાલી કી
સચ્ચી સચ્ચી તઅબીર હો તુમ,
મખમૂર શરાબે ઉલ્ફત કી
દીવાનગી કી તસ્વીર હો તુમ;
તુમ હુસ્ન હો, હુસ્નકે મઅની હો
ઈસ મઅનીકી તફસીર હો તુમ,
જાદૂ હો કે અફસૂં, જો કુછ હો,
એક અવરતકી તકદીર હો તુમ,

( મસઉદ દેખીતી બેપરવાઈથી, જે તેની આંતરિક ઉર્મિ અને વેદનાને છૂપાવી રહી છે, અંદર દાખલ થાય છે, અને વાતચીત કરવા માટે ફકત બહાનાની શોધમાં ઇશરતની વિચારમગ્નતાથી લાભ ઉઠાવે છે. )

ઈશરત (મસઉદને દાખલ થનો જોઇ પ્રેમના ઉમળકામા તેની પાસે જઇ ) અહા! પ્રિય મસઉદ, તમે આવી ગયા? આવો, હું તમને જ યાદ કરી રહી હતી.

મસઉદ ઇશરત! આ તારા હાથમાં શુ છે? તું હમણા કોની સાથે વાતચીત કરી રહી હતી?

ઇશરત · ( એક નિઃશ્વાસ ભરી, ચિત્રની સામે દૃષ્ટિ રાખીને ) આ તે છે જે હવે તમે નથી. હું (મસઉદ તરફ ઇશારો કરીને) આ મસઉદ સાથે નહિ, પરંતુ (ચિત્ર તરફ ઇશારો કરીને) આ મસઉદ સાથે વાતચીત કરી રહી હતી

મસઉદ · ( આશ્ચર્યથી ) શુ?

ઇશરત : (પ્હેલા કરતા વિશેષ બેચેનીથી) હું આ આંખોને પૂછી રહી હતી કે તે હવે શાને બદલાઇ ગઇ છે? હું આ હોઠને પૂછી રહી હતી કે તેમણે હવે પ્હેલાંનું અમૃત ક્યાં ગુમાવી દીધું છે? હુ આ હૃદયને પૂછી રહી હતી કે તે હવે કોની પાસે છે?

મસઉદ : ( જરા ગભરાઇને ) ઇશરત! ઇશરત! તું શું બોલી રહી છે?

ઇશરત : ( વધુ બેકરાર થઇને ) એજ ......હા, એજ કે હું આ ઠંડા અને ખામોશ ચિત્રને મારા હોઠના પ્રેમામૃત વડે સજીવન કરવા ચાહતી હતી; આ નિશ્ચેતન અને નિષ્પ્રાણ શરીરમાં મારા હૃદયની બેચેન ધડક વડે સજીવનતા અને ચૈતન્ય લાવવાની કોશીશ કરી રહી હતી

મસઉદ :—(ઇશરતના પ્રેમા જોશથી દબાઇ અને આંતરિક આંદોલનથી લાચાર બની જઇને પોતાની આંખો બીજી તરફ ફેરવી લઇ ) આહ! હું લાચાર થઇ ગયો છું!

ઇશરત :—(ધીમે ધીમે મસઉદની ડોકમાં હાથ નાંખીને) મસઉદ! કેવું સારૂં થાત અગર તમારી આંખો તમારા આ ચિત્રની આંખો પેઠે માત્ર મારા તરફ જોઇ શકતી હોત! મસઉદ! મારા તરફ જુઓ...જુઓ!—અશ્રુભરી આ મારી આંખો તમારી બેદરકાર આંખોની સમક્ષ - આ ઝુલ્મની ફરિયાદ કરી રહી છે!

મસઉદ —( ઇશરતની આંખો ને પોતાના હાથની આડમા છૂપાવીને ) ઇશરત! આ મન-ફરેબ આંખોના છલેછલ ભરેલા જામને હટાવી લે, હું બેહોશ થઇ જઇશ. મેં મારા અસ્તિત્વને પણ ભૂલાવી દીધુ છે. મારી ફર્જને ભૂલી જઇશ આજે હું તારે માટે પ્રેમનો પયગામ લઇને નથી આવ્યો; તારા પ્રેમને મોતનો પયગામ સંભળાવવા આવ્યો છું. જેમ એક તરૂણ, કમસિન પોતાના આકસ્મિક મોત પર રાજી થઇ જાય છે, તેમ.....તેમ, તું પણ પોતાના તરૂણ—કમસિન પ્રેમને આ ભયંકર અને અણધાર્યો પયગામ સાંભળવા માટે રાજી કરી લે! જેમ એક વહશી હરિણી પોતાની ચારે તરફ મોતના જીવંત દૃશ્યોને જોઇને ભયથી નિશ્ચેતન થઇ જાય છે, તેમ તું પણ મોતનું નિરિક્ષણ કરતી પાષાણ મૂર્તિ સમાન બની જા! હું મારી ઝિન્દગીની ફના, મારી હસરતોની પાયમાલી, મારી ખુશીની લાશ થઇને આવ્યો છું મારી આંખો

પ્રેમથી નહિ, ઝહરથી છલોછલ ભરેલા મે જામ છે, તારી ખુબસુરત હસ્તીને, તારી ઇચ્છાઓ અને ઉર્મિઓની કંપાયમાન કબર બનાવી લે! તારા મોતના મરસિયા તારેજ હાથે લખ; લખીને ગા; અને તારા હૃદયદ્રાવક સંગીતના ફના કરનાર કરૂણ સુરોના લયમાં મસ્ત થઇ જઇ, તારી ઝિન્દગીને, તારી ખુશીને અને મને સદાને માટે છોડી દે!

(આ ભાષણને ઇશરત એક પ્રકારની ઝેરી હાલતમાં સાંભળે છે, જેની નહ્લીનતા ફકત એક પ્રેમ કરનાર સ્ત્રી સમજી શકે છે અને છેવટના વાક્ય પછી એકાએક ચોંકી ઉઠે છે )

મસઉદ:—શું? શું કહ્યું—મસઉદ? તમને છોડી દઉં? તમને છોડી દઉં? માફ કરજો, હું કંઇ પણ સમજી નહિ. તમારી આંખોમા એટલા બધા અનદુઝ કિરસ ભરેલા છે કે તે વાંચતા હું દુનિયાથી બેખબર થઇ જાઉં છું. અગર તકલીફ ન થાય તો ફરી કહી દો!

મસઉદ:—ફરી કહી દઉં? આહ! મારામાં શક્તિ નથી. મારી બોલવાની અને ઝાહિર કરવાની સર્વ શકિતઓ આ એકજ પ્રયત્નમાં કામ આવી ગઇ છે, મારા હૃદયમાં એક પ્રલયકારી તુફાન જોરા મારી રહ્યું છે. લે, આ હૃદયને ચીરીને તું પોતેજ જોઇ લે કે હું શું કહેવા માગું છું!

ઇશરત:—( મસઉદની બેચેની જોઇને અને હોશમાં આવીને ) મસઉદ! મારા વ્હાલા સ્વામિ! કહો, સાફ સાફ કહો! તમે શું કહેવા માગો છે?

મસઉદ:—ન પૂછ, ઇશરત! તું સ્ત્રી છો, તું પુરૂષના દુ:ખોને શું સમજે?

મય ખરાબ આરઝુ હું  
મંય ખરાબે સુરૂઆ હું.  
મુઝે છેડ કર ન દેખો  
કે સિતમ કશનફા હું.

જો હો બોલનેસે કાસિર,  
મંય વહ દર્દ આશના હું  
જો અસીર હો કે ચુપ હો  
વહ પરિન્દે બેનવા હું  
દિલે મુઝતરિબસે  
પૂછો મેરી પર્દાદારિયોં કો  
મેરે શકેસ્તા રાબસે  
પૂછો મેરી બેકરારિયોં કો!

ઇશરત.—(મસઉદના અવાજની અસરથી પેતાની સર્વે શિકાયતો ભૂલી જઇને) કેમ, મારી જાનના આરામ તમે કેમ છો? હું જોઇ રહી છું કે તમારા ચહેરાના પ્રકાશિત વાતાવરણ પર ગમીને ઘનઘોર ઘટા છવાયલી છે કહો. તમારી ભયભીત આંખોમા એક ભયંકર સ્વપ્નની કારમી સ્મૃતિ ઉદ્દભવ થાને કેમ આવેલી છે?

છુપાઓ રાઝે દિલ મત  
ઝિન્દગી કે રાઝદારોંસે  
નહિ બેગાનગી અચ્છી  
ખુદારા ગમગુસારોંસે  
જલે ક્યોં દિલ તુમ્હારા  
આતિશે ગમકે શરારોંસે?  
સિપર બન કર બચાઉંગી  
તુમ્હેં દુશ્મનકે વારોંસે  
શરીકે રંજો રાહત હું  
મેરા હક મુઝસે મત છીનો  
મય બીબી હું તુમ્હારી  
મુઝસે અપના હાલે દિલ કહ દો,

મસઉદ:—ન પૂછ, તારા આનંદને એક આકસ્મિક મોતથી બચાવ! ઇશરત! તું સાંભળીને અત્યંત દુ:ખી થશે. આવી હઠ ન કર!

ઇશરત:—તો શું મેં ફકત તમારા આનંદોમાં જ ભાગ લેવા ખાતર એક પવિત્ર લગ્નવિધિને અપવિત્ર કરી છે? શું મને તમારા દુ:ખોમાં ભાગિયણ થવાનો કંઇ પણ અધિકાર નથી? મસઉદ! એક આંના પ્રેમનું આટલી

હદે અપમાન ન કરો! કહો કે તમે તમારી આ દાસીને તમારા પ્રત્યેક ગમ અને સંકટમાં સાથે જ રાખશો. મને એક નિર્બળ સ્ત્રી સમજતા નહિ, હું તમારી ધર્મપત્નિ છું: તમારા સંતાનની માતા છું! કહો! હું તમારા દુઃખો અને સંકટો સહન કરવા માટે પોલાદથી યે વધુ મજબુત, ચટ્ટાનથી યે વધુ સખત, અને ધૈર્યથી યે વધુ અડગ અને અટલ છું!—

બતાઓ કોનસી આફત
તુમ્હે હયરાન રખતી હય?
તુમ્હારે દિલાહો દિલમેં
બપા તૂફાન રખતી હય?
મુસીબત કયા હય
જો યૂં મુજતરિબ હર આન રખતી હય?
વહ કયા મુશ્કીલ હય
જો સર્રમિન્દએ હેજાન રખતી હય?
કહો, મુઝસે કહો
બેતાબીયે દિલકા સબબ કયા હય?
તુમ્હારા દુઃખ ઉઠાને કે
લિયે મેરા કલેજા હય!

મસઉદ: (ઘણોજ લાચાર બની) ઉફ્!—

ફર્જકા દબવા હય ઇધર
અવર ઉધર અવર,
ઉલ્ફતકા તકાઝા હય ઇધર
અવર, ઉધર અવર,
આઝાર તમન્ના હય ઇધર
અવર ઉધર અવર,
તજવીજ નદારા હય ઇધર
અવર, ઉધર અવર,
અબ ખયર નઝર આતી
નહીં કિશ્તીયે દિલકી
મુશ્કીલમેં હય સરગશતા
તૂફાને તબાહી!

ઇશરત: (દીન યાચનાપૂર્વક) મસઉદ! તમને આપણી જુની પ્રતિજ્ઞાઓના સોગંદ! તમને તે અવિનાશી, પવિત્ર પ્રીતીના સોગંદ જેણે તમારી અને મારી ઝિન્દગીની બે નદીઓને એકજ ધારામાં વહાવી દીધી છે કહો, મને તમારા દુઃખનું કારણ કહો!

મસઉદ:—મને લાચાર ન બનાવ, મને કંઇ પણ કહેવા ન દે!

ઇશરત:—હું ન માનીશ. મસઉદ! વ્હાલા મસઉદ! તમારે કહેવું જ પડશે.

મસઉદ:—તું સાંભળીશ?

ઇશરત:—હા

મસઉદ:—સાંભળી શકીશ?

ઇશરત:—હા

મસઉદ:—તો લે, સાંભળી લે: હું તારી ઝિન્દગીની સર્વથી મોટી હસરતને પાયમાલ કરવા માટે બંધાઇ ગયેલો છું! તને તારા યોગ્ય અધિકારથી વંચિત રાખવા માટે તૈયાર થયો છું.

ઇશરત:—શું કહ્યું?

મસઉદ:—એ જ કે હવે તું તારા પ્રેમને તારા હૃદયમાંથી કાઢી નાખ!

ઇશરત:—નહિ, નહિ!—

નિશાને શમ્સો કમર
આસમાનસે મિટ જાએ
બિસાતે ગુલ્શને હસ્તી
જહાંસે મિટ જાએ
યહ જીસ્મ ખાક હો,
કોનો મકાંસે મિટ જાએ
ઉમ્મીદે વસ્લ
દિલે નાતવાંસે મિટ જાએ
મગર મુહબ્બત
જાસે મિટ નહીં સકતી,
યહ શમ્અ દાગદિલ
અફરોઝ મિટ નહીં સકતી!

મસઉદ:—મુહબ્બત ફના નથી થઇ શકતી. મુહબ્બત ફના નથી થઇ; મગર મુહબ્બત કરવાવાળાઓની ઝિન્દગી બર્બાદ કરી શકાય છે: તે બર્બાદ કરી દેવામાં આવી છે!

ઇશરત :—તેને કોણે બર્બાદ કરી, બતાવો! તે પોતે જ બર્બાદ થશે! તેની પોતાની બર્બાદી, અમને બર્બાદ કરવાની હસરત પર ખૂનનાં આંસુ ટપકાવશે!'

મસઉદ :—તે તારી શક્તિ અને તારા અધિકારની બહાર છે! સમય, બનાવ, વાતાવરણ........'

ઇશરત :—(વચમાંજ) સમય. ...., બનાવ ......વાતાવરણ...મસઉદ! સાફ સાફ કહો કે હવે મસઉદે પોતાનું નામ બદલી નાખ્યું છે! હવે મસઉદ પોતાને 'સમય' 'વાતાવરણ' ......અને આવા પ્રકારનાં બીજાં નામોથી ઓળખાવવાનું પસંદ કરે છે! કારણ તમે જ એક એવી હસ્તી હો જે મારા વેરની અમર્યાદિત સીમાથી બહાર છે! તમારૂંજ સુંદર શરીર એક એવી પનાહ છે, જે મારા મજનૂં નખોના આક્રમણથી દૂર છે:

નહીં, તુમ તો બતાઓ
કિસને મેરી ઝિન્દગી છીની?
મેરી કિસ્મતપે ડાકા
ડાલકર મેરી ખુશી છીની?
મેરી ઉમ્મીદકા શહર
મહલ બર્બાદ કર ડાલા,
મેરે હકકો ચુરા કર
મુઝકો બેબુનિયાદ કર ડાલા?

મસઉદ :—(એકદમ અટકાવીને) ઇશરત! ઇશરત! હોશમાં આવ! જે હોસલા અને હિમ્મતનું દાસ્તાન તેં હમણાંજ સંભળાવ્યું હતું તેને કામમાં લાવ!.. પરંતુ, નહિ, મેં તારી ધીરજની, તારી સહનશક્તિની હદ ઉપરાંત પરિક્ષા લીધી!

ઇશરત :—નહિ! તમે મારી ધીરજ એક અયોગ્ય સ્થાને જ અજમાવી જોઇ છે! એક બહાદુર સૈનિક 'આપઘાત' કરી શકતો જ નથી! હા, પોતાના દેશને બચાવવા માટે, એક મોટાં લશ્કરની સામે નિર્ભય રીતે મુકાબલો કરવા ધસી શકે છે. એક સ્ત્રી પોતાના સ્વામિને છોડી શકતી જ નથી. હા, તેના પ્રેમને રક્ષિત અને અખંડ રાખવા ખાતર દુનિયાભરના શત્રુઓ સામે મુકાબલો કરવા તૈયાર થઇ શકે છે. અગર તે હૃદય અને તેની અપાર સહનશક્તિને અજમાવી જોવા ચાહતા હો તો આવો, મારા હૃદયમાં બેસી જાઓ અને એક વખત કહી દો કે: '"હું તારોજ છું'!" અને પછી, વ્હાલા મસઉદ! જોઇ લ્યો કે હું આ આ અખૂટ દલતને અખંડ રાખવા શું શું નથી કરી શકતી? તે પછી, મારા માલિક! આ એક જ દુનિયા નહિ. પણ અનેક દુનિયાઓને જીતવાનું મારામાં સામર્થ્ય છે!

મસઉદ :—ઇશરત! મારી વ્હાલી ઇશરત! તારા દિલની બેતાબીને એટલી હદે ન વધાર, કે તે ચાડીને ફાટી જાય! હું મજબુર છું, લાચાર છું. અને હવે હું તારા પ્રેમને યોગ્ય રહ્યો નથી, માત્ર તારી દયાનો યાચનારો છું!

ઇશરત :—મસઉદ! મને તમારાથી વધુ તમારી દયાની જરૂર છે જુઓ મસઉદ! તમે પુરૂષ છો; તમારે માટે 'પ્રેમ' એ એક રમત છે! સ્ત્રીનું હૃદય એક રમકડું છે! તમે જ્યારે ચાહ્યું, ત્યારે તે વડે રમત રમી! અને જ્યારે ચાહ્યું, ત્યારે માટીના આ રમકડાને ભાંગી. ચૂરેચૂરા કરી નાંખી, દુનિયાના અન્ય કામકાજમાં ગુંથાઇ ગયા! પરંતુ સાંભળો, પ્રેમનો અગ્નિ સ્ત્રીના હૃદયમાં એક જ વાર પ્રગટે છે, અને તે એક જ વાર પ્રગટી તેના આરામ અને મનની, તેની ધીરજ અને સંતોષની. અને તેના આનંદ અને ઉલ્લાસની વાટિકાઓને બાળીને ભસ્મ કરી દે છે. તેનું ભાવિ જીવન ફકત એક જ હેતુ માટે ખરચાય છે. મારા જીવનના હેતુરૂપ, મારા જીવનના ખઝાનારૂપ તમે જ છો; હું તમને છોડી શકતી નથી! આ

મારો નિશ્ચય છે! સાંભળો, આ એક સ્ત્રીના પ્રેમની પ્રતિજ્ઞા છે. માટે જો તમે ચાહો તો પણ મને તેમ કરતી અટકાવી શકતા નથી!

મસઉદ:—( ઘણીજ લાચારી અને ચિંતાથી ) આહ! હું શુ કહું?

ઇશરત:—( એકાએક એક અંતિમ નિર્ણય ઉપર આવીને જોશમા ) અગર તમે આ "પ્રેમ"ના પક્ષમા કંઇ કહેવા માગતા હો તો કહો; હું મારા જીવનની પળોને અવિનાશી અને અનંત બનાવી દઇશ! અને તમે જે કઇ કહેશો તે સાંભળ્યા કરીશ. પરંતુ જો તમે એની વિરૂધ્ધ કહેવા માગતા હો તો તમારી ઝબાન તેમાંનો એક શબ્દ પણ બોલવાની કોશીશ કરે, તે પહેલા જ હું મારી આ નિરાશ ઝિન્દગીને તમારા 'પ્રેમની વેદિ' પર ભેટ ચડાવી દઇશ! અને આ જ મસઉદનાં ચરણ પર, જેણે મારા સૌન્દર્યને પોતાના પ્રેમનું મુહત જ બનાવ્યુ, જેણે મારી ઝિન્દગીને પોતાની પ્રીતી ભરી સંભાળની સાથે સયુક્ત રહેતા શીખવ્યું, તેના ચરણ પર તેવી જ રીતે તેને પોતાનું સર્વસ્વ સમજીને પ્રાણ અર્પણ કરી દઇશ!

મસઉદ:—( લાચાર થઇને ) ઇશરત! હું શું કરૂં? મારા મરહુમ પિતાનું 'બીલ' મારી અને તારી વચ્ચે બાધારૂપ થઇ પડયું છે. હું તને ચાહતો નથી એમ સમજવું ખોટું છે હું તને ચાહું છું, અને હદથી વધુ ચાહું છું; મારા જીવન અને આત્માથી યે વધુ ચાહું છું. પરંતુ આહ! મારા પિતાની ઇચ્છાને હવે હું કોઇ પણ દલીલ, કોઇ પણ ફિલસુફી અને કોઇ પણ દીન યાચનાથી મારા અને તારા પક્ષમાં કરી શકુ તેમ નથી. હું લાચાર છું, તેમને તેમની ઝિન્દગીમાં હું રાજી રાખી શકયો નથી; ઇશરત! તું મને વિનવીશ નહિ કે હું હવે તેમના મોત પછી તેમના આત્માને પણ અપ્રસન્ન અને અસંતુષ્ટ કરૂં!

ઇશરત:—આ જુદું છે. તમારા મરહુમ પિતાશ્રીનો આત્મા એક નિર્દોષ સ્ત્રીના જીવનને પાયમાલ કરી કદી પ્રસન્ન અને સંતુષ્ટ થઇ શકતો જ નથી! શું એક પિતા પોતાના પુત્રની ઝિન્દગીને ઝુંટવી લઇને તે વડે કોઇ બીજાને જીવિત કરી શકે છે? શું એક પિતા પોતાના પુત્રના સુખ અને સંતોષના ખંડિયેરો ઉપર પોતાની ક્રુર અને અભિમાની સત્તાનો મગરૂર મહેલ ચણવાનું પસંદ કરી શકે છે? મસઉદ! હોશમાં આવો. એક કૃત્રિમ જોખમદારીની યાદમાં મસ્ત થઇ, ભાન ભૂલી, પોતાની વાસ્તવિક અને ગંભીર જોખમદારીને નભૂલી જાઓ! એક આત્માને પ્રસન્ન રાખવાના હવાઇ વિચારમા બે ઝિન્દગીઓને ખાકમાં મેળવવા ના!

દિલ હય, મિટ્ટીકા ખિલોના નહીં,
મત- તોડ ઇસે.
કોઇ પત્થર નહીં,
એક શીશા હય, મત ફોડ ઇસે
યહ વહ ઘર હય
જો બિગડ કર કભી બનતા હી નહીં,
યહ વહ બાગ હય
જો ઉજડ કર સંવરતા હી નહીં!

મસઉદ:—( પલળી જઇને, પરંતુ તે અસરને નાબુદ કરવા માટે તેની પાસેથી દૂર ખસીને ) બસ, બસ, ઇશરત! હું દીવાનો થઇ જઇશ! હું લાચાર થઇ ગયો છું, હું હવે તારે માટે શુ કરી શકું છું?

ઇશરત:—( દીન યાચનાપૂર્વક તેની ડોકમાં હાથ નાંખીને ) મસઉદ! મારા સ્વામિ! તમે હજી પણ મારે માટે બધું કરી શકો છો. તમે હજી પણ મારી ડૂબી જતી કિશ્તિને પ્રલયકારી તુફાનમાથી બચાવી શકો છો. તમે હજી પણ એક નિર્બળ, નિરાશ બાળાને એક સબળ અને સંપૂર્ણ સ્ત્રી બનાવી શકો છો! જુઓ મસઉદ! તમારા બાળક ... બાળકની માતા ...

કરો !—એક, નિરાધાર, નિરાશ્રિત સ્ત્રી જે તમારા પ્રેમના મદ્ય માં પોતાનું સ્વમાન, પોતાનું જીવન, પોતાનું શિયળ અર્પણ કરી ચૂકી છે,-તેના પર રહમ કરો !

કદાચ જો રહમ ન કરી શકતા હો તો ઇન્સાફ કરો ! ઇન્સાફ ન કરી શકતા હો તો ઝુલ્મ કરો ! ( તેનાં ચરણ પર પડી જાય છે )

ઉડા જા ઠોકરોંસે
ઇસ દિલે નાશાદ કે ટુકડે
મિટા જા સુઝકો
ઓ બેદાદગર ફોલાદ કે ટુકડે.
સઝા દે જા દિલે બેતાબકો
અપની મુહબ્બતકી
કિયે જા, સંગદિલ !
ઇસ ખાનુમાને બરબાદકે ટુકડે !

મસઉદ :—( દિલના ટુકડે ટુકડા થતા અનુભવી એકદમ ઉઠે છે, અને ઇશરતને પ્રેમના જોશમાં ગળે વળગાડી લે છે ) ઇશરત ! મારી વ્હાલી ઇશરત ! મારા હૃદયની માલિક ઇશરત ! મને માફ કર ! એક હવાઇ વિચારની જોખમદારીએ અને દેખીતી દૈલતની લાલચે મને અંધ બનાવી મુકયો હતો. પરંતુ તારા દૈવિ પ્રેમના દિવ્ય અને જ્વલંત કિરણોએ મારી અંધ આંખોને દ્રષ્ટિ અને મારી રૂહને જિન્દગી બક્ષી દીધી ! હું તારો છું, તારો જ રહીશ અને અગર તારા પ્રેમની કિમતને બદલે મને દુનિયાભરની દોલત મળશે, તો પણ હું તેને ધિક્કારપૂર્વક ઠોકર મારીશ !

ઇશરત :—( આનંદમાં મગ્ન થઇ, મસઉદને ચુમ્બન કરીને ) તો પછી વ્હાલા મસઉદ ! તમે જોશો કે એક સ્ત્રીનો પ્રેમ દુનિયાભરની દોલત કરતાં યે વધુ કિમતી નેઅમત છે ! ( પડો પડે છે. )

---

# કિસ લીયે ?

લેખક —પંડિત ક્ષેમાનંદ રાહત.

—ગઝલ—

કરતે હો મુજકો મુફતમેં બદનામ કિસ લીયે ?
મેરી મુસીબતોંકે સરંજામ કિસ લીયે ?

જાલિમ ! બતા તો મૈંને બિગાડા હૈ કયા તેરા ?
યહ ઝીડકીયેં, યહ તાને, યહ દુશ્નામ ૧ કિસ લીયે ?

ચાહું ન મૈં, યહી હૈ તેરી ચહ તો બતા,
પયદા હુવા હૈ યહ દિલે નાકામ કિસ લીયે ?

માના કિ મૈં બુરા હું—બુરેસે બુરા સહી,
તેરા વહ લુત્ફે-આમ, વહ ઇકરામ કિસ લીયે ?

પહિલી મુહિમ ર હૈ-હાં, યહ મુહબ્બતકી પહિલી ચોટ,
દિલ તોડ કર પડા હૈ મેર શામ કિસ લીયે ?

અય દિલ ! જો એક ઝીડકીમેં તૂ ટૂટ જાયગા,
દુનિયામેં ફિર યહ રંજો ગમ આલામ ૩ કિસ લીયે ?

કયા જીન્દગી વ મૌત થી બાહમ મિલી હુઇ ?
સાકી ! વહ ચશ્મે યારકા થા જામ ૪ કિસ લીયે ?

---

૧. ગાળ ૨. છાપ ૩. દુઃખ ૪. શરાબનો પ્યાલો.



# માતૃભાષા અને આપણા રાજવીઓ



લેખક:—રા રા. જગજીવનદાસ. ત્રિ. કોઠારી

એક, સમય એવો હતો કે, પાશ્ચિમાત્ય સંસ્કૃતિના વ્યામોહમાં આપણે આપણી માતૃભાષાનો પણ દ્રોહ કર્યો. જન્મતાં વેંત જે માતૃભાષાનું ધાવણું આપણે ધાવ્યા, અને જે ભાષાએ આપણને પાળી પોષી લાડ–લડાવ્યાં, તેજ બાપડીનો શિરચ્છેદ કરવા આપણે તત્પર થયેલા પણ સુભાગ્યે આપણી તન્દ્રા ગઇ; આપણાં પડળ ખુલ્યાં; આપણો અંતરાત્મા જાગૃત થયો અને સ્વદેશ; તથા સ્વભાષા પ્રતિ આપણો પ્રેમ સુદૃઢ થયો. અનેક પ્રવૃત્તિઓની સાથે સાથે આપણી ગિર્વાણ ગીરાને પણ સમૃધ્ધ કરવા અને ચેતનમય બનાવવા આપણા સાક્ષરો અને સંસ્કારી પુરુષો કટીબધ્ધ થયા છે, એ આપણા દેશનું એક ઉજ્જ્વલ ભાવિ ગણાય. સાહિત્ય પરિષદ્ આપણા સાહિત્યનું પ્રત્યેક અંગ માતૃભાષા દ્વારા ખીલવવા પ્રયાસ કરી રહી છે. વિશ્વવિદ્યાલયમાં ગુજરાતીને યોગ્ય સ્થાન અપાયું છે. માધ્યમિક કેલવણી પણ આપણી ભાષા દ્વારા આપવાનો પ્રબન્ધ થઇ ચૂક્યો છે. આપણા તંત્રીઓ અને પત્રકારો પણ માતૃભાષાનું–આપણી જ શારદાનું–ગૌરવ વધારી, નવચેતનનું સિંચન કરી રહ્યા છે.

આ રાષ્ટ્રીય પ્રવૃતિ પ્રજા જ કરી રહી છે. પણ તેમાં આપણા રાજવીઓનો શો ફાળો છે? આપણા મહાગુજરાતના રાજકીય દૃષ્ટિએ બે વિભાગ કરી શકાય (૧) બ્રિટીશ જીલ્લાઓ (૨) દેશી રાજસ્થાનો. બ્રિટીશ જીલ્લાઓમાં વસતી પ્રજાની માતૃભાષા 'ગુજરાતી' હોવા છતાં યે, રાજભાષા તો 'અંગ્રેજી' જ છે. અને તે સંજોગવશાત્ સકારણ પણ લાગે છે. કેમકે એ તમામ ખાતાંઓ જે સરકારને આધીન છે, ત્યાં સરકારની રાજભાષામાં જ લેખનનો વ્યવહાર ચાલે છે; અને તે સ્થિતિ તો સ્વરાજ પ્રાપ્ત થતાં લગી ચાલુ રહેશે. પણ આપણા રાજસ્થાનોના સબંધમાં તે દલીલ ટકી શકે તેમ નથી.

મુગલ સામ્રાજ્યના સમયમાં પણ ગુજરાતમાં અનેક રાજસ્થાનો હતાં; ત્યારે એ રાજ્યોના દફતરો કાંઇ ઉર્દૂ લિપીમાં નહોતાં રખાતાં ભલે, સામ્રાજ્ય સાથેના પત્ર-વ્યવહારમાં રાજભાષાનો ઉપયોગ થતો હોય; પણ પોતાના રાજની અંદર તો તમામ દફતર માતૃભાષામાં જ રખાતાં. અત્યારે ગુજરાત કાઠીયાવાડમાં એવાં અનેક રાજ્યો છે, કે જ્યાં કેટલાંક દફતરો માતૃભાષાને બદલે નકામાં વિદેશી ભાષામાં રખાતાં હશે દાખલા તરીકે ન્યાય ખાતામાં સંપૂર્ણ સ્વાયત્ત શાસન ભોગવતા સંસ્થાનો, જેમના ઉપર છેવટની અપીલ એજંસીમાં ન જતી હોય, તેવા આપણા કેટલાક રાજસ્થાનોની સેશન્સ અને વરિષ્ટ કચેરીઓમાં જુબાનીઓ અને ઠરાવો સ્વભાષાને બદલે પર ભાષામાં લખાય, તેનો

કશો આશય સમજાતો નથી. આપણા નૃપાળોની માતૃભાષા પરત્વે કમ કાળજીનું જ તે સૂચન છે.

ગિર્વાણ—ગીરાના અનન્ય ભક્ત જો કોઈ રાજવી હોય તો, ગુજરાતમાં વડોદરાનરેન્દ્ર શ્રીમાન સયાજીરાવ, અને કાઠીયાવાડમાં ગોંડળનરેશ શ્રી ભગવતસિંહજી જ છે, શ્રીમંત ગાયકવાડ સરકારની ઉદાર સહાયથી 'પ્રાચીન કાવ્ય-માળા' આદિ અનેરૂં જુનું સાહિત્ય પ્રકાશમાં આવ્યું, તે માટે મહાગુજરાત તે નામ વરનું ઋણી છે. પણ આપણા રાજવીઓની માતૃભાષા પ્રત્યે અંગત લાગણી ઉંડી છે કે ઉપરછલ્લી, તે માપવાની કસોટી તો રાજ્ય તરફથી પ્રકટ થતાં ગેઝેટો જ છે વડોદરા-રાજ્ય તરફથી સાપ્તાહિક 'આજ્ઞાપત્રિકા' પ્રસિધ્ધ થાય છે, તે વાંચતાં, શુધ્ધ 'ગુજરાતી' ભાષાને જ તેવાં અગ્રસ્થાન



વડોદરાનરેશ નામદાર સયાજીરાવ ગાયકવાડ

જણાય છે. પર ભાષાના શબ્દો જે આપણી ભાષામાં રૂઢ થયા હોય તેવા બાદ કરતાં, તેમાં સોળે સોળ આના ગિર્વાણ ગુર્જરી—ગીરાની જ પ્રતિભા ખીલી રહે છે.

ગોંડળની સ્થિતિ તેથી કાંઈ ન્યારી લાગે છે, ગોંડળનરેશની સગીરાવસ્થામાં રાજ્યની લગામ એજંસીના અંગ્રેજ અમલદારોના હાથમાં હતી. તે વિદેશી અમલ દરમ્યાન ન્યાય—હજુર કચેરી આદિ કેટલાંક ખાતાઓનું દફતર 'અંગ્રેજી' માં જ રહેતું. શ્રી ભગવતસિંહજી સને ૧૮૮૪ માં ઓગણીશ વર્ષની કુમળી વયે ગાદીનશિન થયા. બંગ સાહિત્ય સમ્રાટ્ બંકીમ બાબુ જેવા બંગાળા વિશે બળાપો કરતા હતા, તેવો જ કાઠીયાવાડમાં પણ તે વખતે યુગ પ્રવર્તતો હતો. અંગ્રેજી ભણેલા યુવકોને દેશી ભાષામાં કશું કામ કરવું રૂચતું નહોતું, વિદ્યા વિશેના તમામ વિવાદો મોટે ભાગે અંગ્રેજીમાં જ કરતા; સભા-ભાષણ રોજકામ જેવાં સાધારણ કાર્ય પણ અંગ્રેજીમાં જ વાંચતાં. અરે! માબાપો પણ પોતાનો પુત્ર થોડું ગાંડું અંગ્રેજી બોલતો કે લખતો, તો એ કોઈ દેવભાષા કે દિવ્ય વાણી ગણી, તેના ઉપર મુગ્ધ થઈ જતા. જો બે જણા અંગ્રેજી ભણનારા મળતા તો, વાર્તાલાપ પણ તે જ



ગોંડળ નરેશ નામદાર ભગવતસિંહજી.

ભાષામાં ચલાવતા; જો માતૃભાષા ઉપર જરા-તરા રહેમ આવી તો, તેમાં પણ ચૌદ આના 'અંગ્રેજી,' પણ બાપડી 'ગુજરાતી' નો તો માત્ર બે આના જ વાપર થતો; અને આટલી દયા પણ માતૃભાષા પ્રત્યે કેવળ વાતચીતમાં, બાકી પત્રવ્યવહારમાં તો તે બાપડીનો બહિષ્કાર થતો. જે યુગમાં માતૃભાષા પ્રત્યે સુશિક્ષિત પ્રજાજન તરફથી આવી અવગણના થતી હોય, તેવા કાળમાં આપણા રાજવીઓનો દોષ તો શી રીતે કાઢી શકાય!

નામદાર ઠાકોર સાહેબ ગાદીએ આવ્યા પછી કેટલોક કાળ જ્ઞાનોપાર્જન નિમિત્તે પાશ્ચિમાત્ય પ્રદેશમાં ગાળ્યો. પૃથ્વીના પ્રવાસનું વર્ણન તેમનાં રાણી શ્રીમતી નંદકુંવરબાએ

'ગો-મંડળ પરિક્રમણ' નામક પુસ્તક રૂપે 'ગુજરાતી'માં જ પ્રગટ કરી માતૃભાષાનું ગૌરવ વધાર્યું છે. શ્રીગોંડળ નરેશે સ્વામી થતાં પ્રથમ એ કાર્ય કર્યું કે, ન્યાયખાતામાં જ્યાં જ્યાં જુબાનીઓ અને ઠરાવો 'અંગ્રેજી' લિપીમાં લખાતા, ત્યા ત્યાં તે રીતિ બંધ પાડી, 'ગુજરાતી' ભાષામાં જ તે દફતર રખાવવાનો નિર્ણય કર્યો માતૃભાષા પ્રતિ તેઓશ્રીનો પ્રેમ એવો વૃધ્ધિ પામતો ગયો કે, દરબારી ગેઝેટમાં જે જે લખાણ પ્રસિધ્ધ થતું, તેમાં ભાષાની અશુધ્ધિ-એ પણ ભાષાનું ખૂન થયા બરાબર એવી, ટૂંકી કશી પણ અશુધ્ધિ તેઓ સહન કરી શકતા નહી ! જેથી છેવટનું મુદ્રણ થતાં અવ્વલ દરેક ખરડા પોતે જાતે જ નજર તળે કરતા, અને હ્રસ્વ-દીર્ઘની ભૂલ પણ તેઓ જાતે જ તપાસી, પોતે જ સુધારતા; અને તેની કશી પણ ભૂલ ભાલ વગરનું શુધ્ધ અને સ્વચ્છ ભાષામાં લખાણ પ્રસિધ્ધ થાય ત્યારે જ તેમને સંતોષ થતો.

જોડણી જોડાક્ષરના નિયમો વિશે આપણા સાક્ષરોમાં અદ્યાપિ પર્યન્ત રસાકસી ચાલે છે, અને કશું કર પડયુ નથી. ત્યારે શ્રીભગવતસિંહજીએ તેનો તોડ પોતા થકી કરી લીધો છે. સ્વ-ભાષાના કે પર ભાષાના પર્યાય શબ્દોનો જે પ્રમાણે ઉચ્ચાર થતો હોય તેજ પ્રમાણે લખવું એ જ નિયમ સ્વિકારેલો આપણે ગોંડળ દરબારી ગેઝેટ ઉપરથી જોઇ શકીએ છીએ. જ્યારે કેટલાક 'Gazette' ને 'ગુજરાતી'માં 'ગેઝેટ' લખે છે, ત્યારે શ્રીભગવતસિંહજી 'ગઝેટ' પસંદ કરે છે. તેજ પ્રમાણે 'કૉનસ્ટેબલ' ને બદલે 'કનસ્ટબલ,' 'આસિસ્ટંટ,' ને 'માસ્તર'ની જીગ્યાએ 'માસ્ટર,' 'ટ્રૉલી-મેન' ને બદલે 'ટ્રૉલી-મન,' 'સર્વેયર' ને બદલે 'સર્વેઅર,' 'એગ્ઝામિનર' ની જગ્યાએ 'એગ્ઝેમિનર,' 'ટીકીટ' ને બદલે 'ટીકટ,' 'ટ્રાફિક' ને બદલે 'ટ્રૅફિક,' 'જાનેવારી' ની જગ્યાએ 'જાન્યુઅરી,' 'સરસ્તેદાર' ને બદલે 'શિરસ્તેદાર'—એ વગેરે ઝીણવટ જ્યારે ગોંડળ દરબારી ગેઝેટમાં આપણે જોઇએ છીએ, ત્યારે લેખનપધ્ધતિની શુધ્ધતા જાળવવા એક રાજવી જાતે કેટલી કાળજી ધરાવે છે તેનો સહજ ખ્યાલ આવે તેવું છે.

માતૃભાષા પ્રત્યેની ધગશ શ્રીભગવતસિંહજીના અંતરમાં હવે તો એવી તીવ્ર થઇ છે કે, સ્વ-ભાષાના શબ્દોનો પુરતો ભંડોળ હોવા છતાં, તેને બદલે આંગ્લ-ભાષાના શબ્દો પોતાની દરબારી માસિક-પત્રિકામાં વપરાય, એ પણ માતૃ-ભાષાના દ્રોહ સમાન તેઓશ્રીને લાગે છે શ્રી ગાયકવાડ અને ગોંડળનરેશમાં ફેર એટલો કે, શ્રી ગાયકવાડ જ્યારે 'સંસ્કૃતમય-ગુજરાતી' ના પૂજક છે, ત્યારે ગોંડળનરેશ 'સરળ ગુજરાતી' ના ચાહક છે. અંગ્રેજી શબ્દ 'ગેઝેટ' ને બદલે વડોદરા 'નરેન્દ્રે 'આજ્ઞાપત્રિકા' જેવો શબ્દ પસંદ કર્યો છે, ત્યારે શ્રી ભગવતસિંહજીને 'આદેશ' શબ્દ ગમ્યો છે. તેજ પ્રમાણે 'નોટીસ,' 'જેલ,' 'જેલર,' 'ટ્રેઝરી,' 'ટ્રેઝરી ઓફિસર,' 'પબ્લિક વર્કસ,' ઇત્યાદિ અંગ્રેજી શબ્દોને તિલાંજલી આપીને, તેની અવેજી-' પ્રસિધ્ધિ,' 'તુરંગ' 'દરોગા,' 'ખજાનો,' 'ખજાનચી,' 'બાંધકામ' એવા એવા સરળ ગુજરાતી ભાષાના જ શબ્દો વાપરવાનો તેઓએ તાજેતરમાં પ્રબન્ધ કર્યો છે. એટલું જ નહીં પણ, કેટલાક હોદ્દાઓ જે આજ લગણ 'અંગ્રેજી' શબ્દથી પરિચિત હતા, તેને બદલે સ્વ-ભાષાના શબ્દોથી જ તે હોદ્દાઓ અલંકૃત કર્યા છે; અર્થાત્ એજંસીના વખતની 'હૅટ' ઉતરાવીને, માતૃ-ભાષાની 'પાઘડી' પહેરાવી છે.

પ્રજાની સાથે સાથે જો આપણા રાજવીઓ પણ, આ પ્રમાણે માતૃ-ભાષા પ્રત્યે અંગત હોંસ અને ખંત ધરાવી, તેને વાંઙ્મય અને સર્વાંગસુન્દર બનાવવામાં ફાળો આપે તો, ગિર્વાણ ગીરાનું ગૌરવ અને પ્રતિષ્ઠા એવાં વધે કે, આપણા સાહિત્યક્ષેત્રમાં અનેક મેઘાણીઓ અને કલાપીઓને ભવિષ્યમાં જોવા આપણે ભાગ્યશાળી થઇએ.



# મેઘ મલ્લાર


અનુવાદક —પ્રૉ. હરિલાલ મૂળશંકર મુલાણી

ચિત્રકાર —રા. દત્તાત્રય


( ગયા અંકથી પુરું )

( ૫ )

**એ**ક વર્ષ વહી ગયું છે.

વિહાર છોડી ગયા પછી માત્ર એક વાર સુનન્દાને મળી પ્રદ્યુમ્ને કહ્યુ કે પોતે એક અગત્યના કામ માટે વિદેશ જાય છે અને ત્યાંથી થોડા સમયમાં જ પાછો ફરશે. આ એક વર્ષમાં એ કાંચી, ઉત્તર કોશલ, અને મગધનો સમસ્ત પ્રદેશ જોઇ વળ્યો, પણ ક્યાંય પણ ગુણાઢ્યનો પત્તો મળ્યો નહીં.

પણ ફરતાં ફરતાં કેટલીક આશ્ચર્યજનક વાતો એને કાને પડી.

મગધના પ્રસિધ્ધ શિલ્પી ભાસ્કર મિહિર ગુપ્ત રાજાજ્ઞાથી ભગવાન તથાગતની મૂર્તિ બનાવતા હતા. એક વર્ષના પ્રયાસ પછી એમણે જે મૂર્તિ ઘડી તેની વદનશ્રી એટલી સામાન્ય અને ભાવહીન થઇ કે એને તે ભગવાન બુધ્ધની મૂર્તિ ગણવી કે મગધના પ્રબલ શત્રુ દમનકની મૂર્તિ ગણવી એ લોકોથી સમજી શકાયું નહીં.

તક્ષશિલાના પ્રખ્યાત દાર્શનિક પંડિત યમૂનાચાર્ય મીમાંસાદર્શનનું ભાષ્ય કરતા હતા, તેવામાં એકાએક તેમની કંઇ એવી દુર્દશા થઇ ગઇ કે આગળ એક પણ સૂત્રનો અર્થ કરી શકાયો જ નહીં, એટલે બિચારા વૈદિક વ્યાકરણનો શરૂઆતનાં પ્રકરણથી જ અભ્યાસ કરવા મંડયા!

મહાકોટ્ટી વિહારના ચિત્રવિદ્યાના શિક્ષક ભિક્ષુ વસુવ્રત "બુધ્ધ અને સુજાતા" નામનું ચિત્ર એક વર્ષ પર્યંત પ્રયત્ન કરવા છતાં મનગમતું ચીતરી શકયા નહીં એટલે એ દિશામાં પ્રયત્ન કરવો જ છોડી દઇ હવે શુકનશાસ્ત્રની ચર્ચામાં ઘણો રસ લેવા લાગ્યા છે

એક દિવસ પ્રદ્યુમ્ને સાંભળ્યું કે ઉરૂબિલ્વ ગામની પાસે એક નિર્જન સ્થાનમાં કોઇ એક ગો–ચિકિત્સક આવી વસ્યો છે. તેના ચ્હેરાનું વર્ણન સૂરદાસના ચ્હેરાને આબાદ મળતું આવતું હતું. એટલે એ ગામ જઇ તેણે ઘણા લોકોને પૂછ્યું, પણ ગો–ચિકિત્સક કયાં ગયો તે કોઇ તેને બતાવી શકયું નહીં

તે દિવસ ફરતા ફરતાં થાકી જવાથી ઉરૂબિલ્વ ગામને પાદરે એક મોટા વડની છાયામાં નિરાશ બનીને બેઠો. સંધ્યા હમણાં જ નમી હતી. ફરફર વહેતા પવનમાં વૃક્ષપત્રો નાચતાં હતાં. પાસેના ખેતરમાં પાકાં ધાન્યની ડુંડીઓ સોનાની પેઠે ચળકી રહી હતી; થોડે દૂર એક જલાશયમાં કેટલાં યે

ખીલી રહ્યાં હતાં, અને અનેક વનહંસો ક્રીડા કરતા હતા.

સામે, થોડે દૂર, એક ન્હાનકડી ટેકરી તેના ઢાળ પરથી એક ઝરણું વ્હેતું તળેટીમાં આવતા ઝરણાંનું પાણી એક એ થોડું અટકવાથી ત્યાં એક બંધ શય જેવું થઇ રહ્યું હતું. એટલામાં નને કેડ પર ઘડો લઇને ટેકરી પરથી ઉતરી આવતી કોઇ એક સ્ત્રી દેખાણી.

જોતાં જ એના મનમા કઇ સંદેહ ઉપજ- તે જરા આગળ ગયો. તળાવની પાસે એક ખડક પાછળ છૂપાઇ જોતા માથામાં એકદમ ચક્કર આવ્યા—આ એ જ ! એ જ સુંદરી ! ભદ્રાવતીને તીરે વનમાં ભૂલી પડી ભટકતી હતી તે આ જ ! મેદાનમાં પૂર્ણિમાની રાત્રે જેનાં દર્શન હતા તે આ જ ! પણ એના અંગમાંથી જેનો જ્યોતિપ્રવાહ આજે અણુ માત્ર દેખાતો નથી ! એને પહેરવાનું વસ્ત્ર પણ જે કેવું મલિન છે ! પણ મુખ તો એ જ ! જ આખડી ! એ જ સુંદર દેહલતા !

ફરી ફરીને—નિહાળીને જોતાં તેના મનમા રા યે સંદેહ રહ્યો નહીં કે આ તેજ હતી. ના મનમા કંઇ કંઇ ગડમથલ થવા લાગી. કાએક લાગણીના આવેશમા એ વિહાર ડી સુરદાસને ઢૂંઢવા નીકળ્યો હતો એ ન ખરી, પણ એક વાર એને મળ્યા પછી કેવું શું એ વિચાર એણે કર્યો નહતો ટલે ચુપચુપ તે ત્યાંથી ચાલ્યો આવ્યો.

પછી દરરોજ સંધ્યાકાળે પ્રદ્યુમ્ન જઇ લા વડની છાયામાં બેસે,—અને રોજ સંધ્યા- ળે ટેકરી પરથી ઉતરી આવી દેવી પાણીનો ડો ભરી કાખમાં લઇ પાછી ઉપર ચ્હડી જાય તે રોજ બેઠો બેઠો જુએ.

( ૬ )

કેટલાક દિવસો આમ ચાલ્યા ગયા. એક દિવસ પ્રદ્યુમ્ન મેદાનમાં ઝાડ નીચે બેઠો હતો ત્યાં દેવી નીચે ઝરા પાસે ઉતરી આવી. ઝરાને આ કાંઠે ઉભાં પ્રદ્યુમ્ને જોયું કે ઘડો નમાવી રાખી દેવી એક કુમુદ ફુલ ચૂંટવાનો પ્રયત્ન કરી રહી છે. ઝરાના આણીમેરના કાંઠા પાસે ઉંડા પાણીમાં એક મોટું કુમુદ ખીલેલું હતું. થોડી વાર એને ચૂંટવાનો વૃથા પ્રયત્ન કર્યાં પછી આંખ ઉંચી કરતા સામે પાર પ્રદ્યુમ્નને બેઠેલો જોઇ એણે એક કેવળ પ્રતિભાહીન સ્મિત કર્યું. પછી હસતે મુખે એના તરફ જોઇ બોલી, "પેલું ફુલ જરા ચૂંટી દેશો ?"

"હા—પણ એક કામ કરશો ?"

"શું ?"

"મને કંઇ ખાવાનું આપશો ? આજ આખો દિવસ મેં કંઇ ખાધું નથી."

દેવીના મ્હો પર વ્યથાનાં ચિન્હ સ્પષ્ટ દેખાયાં "અહા ! ત્યારે અત્યાર સુધી બોલતા શું નથી ? આવો—છો રહ્યું એ ફુલ !

પ્રદ્યુમ્ન પાણીમા ઉતરી ફુલ તોડી લઇ પેલે કાંઠે ગયો

દેવીએ કહ્યુ "આ વગડામાં આ ઝાડ નીચે આવીને રોજ તમે જ બેસો છો કે ?"

એના હાથમા ફુલ આપતાં પ્રદ્યુમ્ન બોલ્યો "હા ; હું પણ રોજ સંધ્યાકાળે તમને પાણી ભરવા આવતા જોઉં છું."

દેવી જરા હસતે મ્હોંએ બોલ્યાં—'પેલી ટેકરી ઉપર અમારું ઘર છે. તમે મારી સાથે ચાલો—તમને ખાવાનું આપું."

એકાએક દેવીએ જાણે વિહ્વલ નેત્રથી ચોતરફ જોયું. પછી એ ટેકરી તરફ ચાલવા લાગી અને પ્રદ્યુમ્ન એની પાછળ ચાલ્યો. છેક ઉપર ચડયા પછી વાંસનાં ઝુંડાની ઓથે એક સુંદર સ્વચ્છ ઝુંપડી દેખાણી. બારણું ઉઘાડી અંદર જઇ દેવીએ પ્રદ્યુમ્નને કહ્યું "તમે શું અહીં એકલાં રહો છો ?"

દેવીએ કહ્યું "ના એક સન્યાસી મને અહીં લઇ આવેલ છે. એ શું કરે છે તે



પ્રદ્યુમ્ને જોયું કે ઘડો નમાવી રાખી દેવી એક કુમુદ ફુલ ચૂંટવાનો પ્રયત્ન કરી રહી છે.

મને ખબર નથી; પણ વચ્ચે વચ્ચે એ ક્યાંક ચાલ્યો જાય છે અને પાછો પાંચ છ દહાડે પાછો આવે છે. તમે અહીં બેસો."

દેવીએ માટીનો ઘડો ભરીને તેને જવની ઘેંશ ખાવા આપી, જેનો સ્વાદ અમૃત તુલ્ય હતો; એવો સ્વાદ પ્રદ્યુમ્નને પહેલાં કયારેય મળ્યો નહોતો.

પ્રદ્યુમ્ને વિચાર્યું કે જો આચાર્ય પુણ્યવર્ધનની વાત સાચી હોય અને જો પોતે અત્યારે જુવે છે તે ઈંદ્રજાળ ન હોય તો આ એની

મે ઉભી છે એ જ દેવી સરસ્વતી ક્ષાત્!

દેવી પોતાના જ સંબંધમાં શું કહે છે તે ણવાતી એને ઉત્કંઠા થઇ.

એણે પૂછ્યું, "તમે આ પહેલાં ક્યાં હતાં ? મારો દેશ કયો ?"

એક કાષ્ટ પાત્રમાં અન્ન અને દાળ પીરસતાં ી આ પ્રશ્ન સાંભળી, વિસ્મયપૂર્ણ દૃષ્ટિથી ્યુમ્ન સામે જોઇ બોલ્યાં "મારી વાત પૂછો ! મારો દેશ કયો તે હું જાણતી નથી. ંદિશાના રસ્તામાં એક ટેકરી પર ભાંગેલાં ંદિરમાં હું અચેત પડી હતી ત્યાંથી સન્યાસી ને અહીં લઇ આવ્યા એટલું જ હું જાણું ું. ત્યાર પહેલાં હું ક્યાં હતી તે કંઇ જ ાદ નથી આવતું."

ઉદ્ભિજ્જ ગામની પેલી મેર વનરેખા પર ્મનો સૂર્ય અને સંધ્યાનાં લાલ આકાશ ારફ અન્ય મનસ્ક ભાવે જોઇ રહી દેવીએ કંઇ ાદ કરવાનો પ્રયત્ન કર્યો—પણ કંઇ સાંભર્યું હોય તેમ જણાયું નહીં. એના મનમાં કોણ જાણે શું થયું તે એકાએક આંખમાંથી ઝર ઝર આંસુ ઝરવા માંડયાં.

તુર્ત પાલવથી આંસુ લ્હોઇ નાખી એણે પ્રદ્યુમ્નની સામે કાષ્ટનો અન્નપૂર્ણ થાળ ધર્યો, અને કહ્યું "ખાવાનું કાંઇ નથી. તમે અટાણે રોકાઇ જાઓ. મેં કમળકાકડી સુકવી રાખી છે તેની રાત્રે ખીર રાંધી આપીશ. કાલે સવારે જજો."

પ્રદ્યુમ્નની આંખમાં આંસુ આવ્યાં. ઓ મા! વિશ્વની આત્મવિસ્મૃતા સૌન્દર્યલક્ષ્મી! વિદિશાના મહારાજ અને નગરશેઠના એકઠા રત્નભંડાર તમારા ચરણરજની એક કણિકા થવાને પણ યોગ્ય નહીં તે આજે આ રસ્તાની રજમાં પડ્યાં છો—એવાં તે એ રજનાં શાં પુણ્ય હશે ?

ખાઇ ઉઠી પ્રદ્યુમ્ને રજા માગી.

દેવીની આંખમાં નિરાશા ફુટી નીકળી એણે કહ્યું "રાત રોકાઇ જાઓને—શું વાંધો છે? રાતે હું ખીર રાંધી દઇશ."

પ્રદ્યુમ્ને કહ્યું "રાતે અહીં એકલાં રહેવાથી તમને બ્હીક નથી લાગતી?"

બ્હીક તો બહુ જ લાગે છે. સામેનાં વાંસનાં વનમાં અંધારામાં શું ખખડે છે એ બ્હીકની મારી દરવાજો ખોલીને હું જોઇ શકતી નથી. ઉંઘ આવતી નથી, આખી રાત બેઠી બેઠી કાઢું છું."

પ્રદ્યુમ્નને હસવું આવ્યું—ભયના મિષથી દેવી એને રાત્રે રોકી ખીર ખવરાવવા માગે છે એ તે સમજી ગયો. તેણે કહ્યુ 'ભલે ત્યારે રાત અહીં જ રહી જઇશ."

દેવીનું મ્હોં આનંદથી ખીલી ઉઠ્યું

પ્રદ્યુમ્ને એ આખી રાત એ ઝુંપડીની બહાર ખુલ્લી હવામાં ગાળી, દેવી પણ એની પાસે બેસી રહ્યાં એણે કહ્યું "આટલો પ્રકાશ છે! પણ ભયની મારી હું બહાર બેસી શકતી નથી; આખી રાત ઘરમાં જ ગાળવી પડે છે."

દેવીની રહેણીકરણી જોઇ પ્રદ્યુમ્ન તો આભો જ થઇ ગયો. મંત્રશક્તિ તો એને તુર્ત સમજાણી, પણ એને લીધે આટલી આત્મ-વિસ્મૃતિ થઇ જતી હશે એ તો એની કલ્પનામાં યે નહોતું.

આડીઅવળી વાતોમાં રાત વહી ગઇ. સવાર પડ્યું એટલે એણે રજા માગી.

દેવીએ કહ્યું, "સન્યાસી આવે પછી એકવાર વળી પાછા આવજો."

તે દિવસ પછી દેવીથી અજાણ્યો એ ટેકરીની તળેટીમાં બેસીને રોજ રાત્રે એ ઝુંપડીનો પહેરો ભરવા લાગ્યો. એનું વીર તરૂણ હૃદય એક બીરુ અબળાને જંગલમાં આમ એકલી છોડી દેવાની વિરૂધ્ધ બંડ ઉઠાવી રહ્યું.

દસ પંદર દિવસ વહી ગયા.

કોઇ કોઇ દિવસ પ્રદ્યુમ્નને કાને દેવીનો ગાવાનો અવાજ અથડાતો. એ ગાન એ મર્ત્યલોકનું નહીં, એ ગાન તો પ્રાણધારાનું આદિઝરણાનું ગાન, એ ન્યૂષ્ટિમુખી નક્ષત્ર, બાલાઓનું ગાન! અનન્ત આકાશમાં ભૂલા પડેલા કોઇ તારલાનું ગાન !!

એક દિવસ બપોરે કોઇએ પ્રદ્યુમ્નને કહ્યું "તમે જે વૈદ્યની વાત કરો છો એને હમણા જ મેં રસ્તાની પાસેના પેલા તળાવમાં નહાતા જોયો."

એ સાભળીને દોડતો જઇને એ પેલા તળાવની પાળે બેઠો. ખરેખર ગુણાઢ્ય જ કાંઠે વસ્ત્રની પોટકી મૂકી, પાણીમાં નહાવા ઉતર્યો છે એમ એણે જોયુ એના નીકળવાની રાહ જોતો એ બેઠો.

થોડી વારે વસ્ત્ર બદલી ઉપર આવતાં પ્રદ્યુમ્નને જોઇ ગુણાઢ્ય થંભી ગયો એણે કહ્યું "તું અહીં?"

પ્રદ્યુમ્ને કહ્યુ, "હું અહીં કેમ, એ શું સમજી નથી શકાતું?"

ગુણાઢ્યે કહ્યું "પ્રદ્યુમ્ન—તું ઠપકો આપે છે માટે કહું છું એમ ન સમજતો—આ કામ કર્યો પછી મને ઘણો પશ્ચાતાપ થયો છે. રોજ રાતે ભયાનક સ્વપ્ન આવે છે. કોઇ જાણે કહે છે તેં આ જે કામ કર્યું છે તેની શિક્ષા ભયાનક નરક છે! એટલા માટે જ હું આજથી પંદર દિવસ ઉપર પેલા મારા ગુરુ--આજીવક સન્યાસીની પાસે ગયો હતો એની પાસેથી જ હું આ વશીકરણ મંત્ર શીખ્યો હતો. એની એટલી શક્તિ હતી કે જેને બાધવાની ઇચ્છા કરું તેને બાધી શકું, પણ બોલાવી શકું નહીં. મંત્રમા બાંધવાની શક્તિ હતી, આકર્ષવાની નહીં. એટલા માટે જ મેં તને સાથે લીધો હતો. મને સંગીત જરા ય નહોતું આવડતું એમ નહીં, પણ મને ખબર હતી કે મેઘમલ્લાર તને સિધ્ધ છે—તારાં ગાનથી પ્રકટ દેવી થવાની જ. એ પ્રકટ થાય એટલે મારો મંત્ર એના ઉપર ચલાવાશે. એમાંથી આવું પરિણામ આવશે એ તો મને કલ્પનામાં ય ન હતું. કંઇક તો મંત્રના ગુણની પરિક્ષા કરવાની આતુરતામાં જ મેં આ કામ કરેલું."

પ્રદ્યુમ્ને કહ્યું, "હવે?"

ગુણાઢ્યે કહ્યું, "અત્યારે હું મારા ગુરુ પાસેથી જ આવું છું. ગુરુએ બધી વાત સાંભળી એક બીજો મંત્ર શીખવ્યો છે—કે જેમા પ્રથમના મંત્રના વિરોધની શક્તિ છે. એ મંત્રથી પવિત્ર કરેલુ જળ દેવીના અંગ ઉપર છાંટવાથી દેવી તુર્ત મુક્ત થઇ જાય, પણ હવે એનો કંઇ ઉપાય નથી!"

પ્રદ્યુમ્ને આશ્ચર્યથી પૂછ્યુ "ઉપાય નથી કેમ?

"જે જળ છાંટે તે ચિરકાળ પાષાણ બની જાય--આપણે તો આમે ય સરખું ને આમે ય સરખું--ત્યારે એ કરતાં તો એ બન્દિની રહે એમાં જ લાભ! મારા પર ક્રોધ કરીશ નહીં. પ્રદ્યુમ્ન, જરા વિચાર કર, મરણ પછી યે પેલા ભવની આશા તો છે--પણ પાષાણ થઇ ગયા પછી શું?—એ મને સમજાતું નથી!"

આત્મવિસ્મૃતા બન્દિની દેવીની પેલી અસહાય--કરુણ—દૃષ્ટિ પ્રદ્યુમ્નના મન આગળ અત્યારે તરી રહી.

યુગે યુગે જે ઉદાર ઉચ્ચ પ્રેરણા કોઇ તરુણ નિર્મળ પ્રાણને સ્પર્શે છે એના તરંગે આજ પ્રદ્યુમ્નનું હૃદય હલાવી મૂક્યું. એણે વિચાર્યુ "આ જીવન તો તુચ્છ છે. એના લાલ રંગેના કોમળ પગમાં એક કાંટો વાગ્યો હોય તે કઢાવવાને પણ આ જીવન સો વાર ઓવારી નાખવાને હું તૈયાર છું."

એકદમ ગુણાઢ્ય તરફ ફરી એણે કહ્યું, "ચાલો હું તમારી સાથે આવું છું. એ મંત્રેલું જળ મારા હાથમાં આપજો--હું છાંટી દઇશ."

આશ્ચર્યચકિત થઇ ગુણાઢ્યે પ્રદ્યુમ્નને કહ્યું "પૂરેપૂરો વિચાર કરી લેજે, આ કંઇ છોકરાની રમત નથી--આ કામ—."

પ્રદ્યુમ્ને કહ્યું "તમે તમારે ચાલોને."

એ લોકો જ્યારે ઝૂંપડીથી થોડે દૂર રહ્યા ત્યારે ગુણાઢયે કહ્યું, પ્રદ્યુમ્ન, ફરી એકવાર સારી રીતે વિચાર કરી જો, કોઇ મિથ્યા આશાના મોહમાં ભૂલતો નહીં. આમાંથી પછી તારો ઉધ્ધાર કોઇથી પણ થઇ શકે તેમ નથી, સાક્ષાત્ દેવીથી પણ નહી. મંત્રબળથી તારી પ્રાણશક્તિ સદાકાળને માટે જડ થઇ જશે, માટે ફરી ફરીને વિચારી લે. નિર્મળ, અમોઘ મંત્રશક્તિ કોઇના ય ઉપર રહેમ કરે તેમ નથી."

પ્રદ્યુમ્ન બોલ્યો, "તમે શું એમ ધારો છો કે હું હવે પાછો ફરીશ ? નહિં. ચાલો"

એ લોકો ઝૂંપડી પાસે પહોંચ્યા ત્યારે તડકો ઢળી ગયો હતો. ઝૂંપડીની બહાર ઘાસ ઉપર અનન્ય મનસ્ક ભાવે દેવી બેઠાં હતાં—તે પ્રદ્યુમ્નને આવતો જોઇ અત્યંત આનન્દથી હસતે મ્હોંએ બોલ્યાં "આવો આવો, હું અત્યારે તમારો જ વિચાર કરતી હતી તમને તે દિવસ કાંઇ ખાવાનું પણ અપાયું નહીં તેથી મારા મનને બહુ ખરાબ લાગ્યું હતું. હવે આ વખતે તમે થોડાંક દિવસ તો અહીં રોકાજો." એમ કહી બન્ને જણને માટે ભોજનની વ્યવસ્થા કરવા તે ઝૂંપડીની અંદર ચાલ્યાં ગયાં.

પ્રદ્યુમ્ને કહ્યું, "કાં, હવે મને પેલું મંત્રેલું જળ આપોને ?"

ગુણાઢય બોલ્યો, "શું સાચે તું એ કામ માટે આટલો આતુર છે ?"

પ્રદ્યુમ્ને કહ્યું "મારે બીજી વાત નથી સાંભળવી, પેલું પાણી લાવો."

દેવીએ ઝૂંપડીમાં બેસવાની જગ્યા કરી ખાવાનું પીરસ્યું. જમી રહ્યા ત્યાં લગભગ સાંજ પડી. વાંસના વનની છાયા ભૂમિ ઉપર લાંબી થઇ પડી હતી અને ઉરમિલ્ન ભાગ ઉપર લાલરંગી સૂર્ય લટકી રહ્યો હતો.

ગોધૂલી સમયના તેજમાં દેવીનું મુખપદ્મ અનૂપમ શોભાથી ખીલી ઉઠયું.

પછી તે કાખમાં ઘડો લઇ રોજની પેઠે પાણી ભરવા નીચે ઝરણાં તરફ ઉતરી ગયાં.

ગુણાઢયે કહ્યું, "હું અહીંથી પહેલાં ચાલ્યો જઇશ. પછી એ ઘડામાં ભરેલું જળ તું દેવી ઉપર છાંટી દેજે."

એની આંખમા આંસુ ભરાઇ આવ્યાં એકાએક આવેગથી પ્રદ્યુમ્નને આલિંગન કરી એણે કહ્યું "હું તો કાયર પુરુષ છું ! મારામાં એ સાહસ ન ઉદ્ભવ્યું—નહિ તો—"

ઝુંપડીમાંથી એણે પોતાનો સરસામાન કાઢયો. પછી બધું લઇ કેડી માર્ગે વાંસના વન પાસે થઇને ટેકરીની બીજી બાજુએ એ ઉતરી ગયો. એક દિશામાં જ—થોડે દૂર—મગધથી વિદિશા આવવાનો રાજમાર્ગ દેખાતો હતો.

એક શિલાતલ પર બેસી ચોતરફ દૃષ્ટિ નાખતો પ્રદ્યુમ્ન વિચારવા લાગ્યો; ભૂરા આકાશ નીચે આજથી વીશ વરસ પહેલા એ માતાના ખોળામા જન્મ પામ્યો—એ એની મા—વારાણસીમાં ઘરની બારીમાં બેશી સન્ધ્યાના રંગો તરફ જોતી જોતી પ્રવાસી પુત્રના જ વિચાર કરી રહી છે ! માનું મ્હોં એકવાર છેલ્લું જોઇ લેવાને માટે એના પ્રાણ વ્યાકુળ થઇ ગયા. આ પૂર્વ આકાશે નવમીનો ચંદ્ર કેવો ઉજ્જવલ ઉગ્યો. છે ! મગધ જવાને માર્ગે ઝાડના જૂથ ઉપર એક તારો ઉગી નીકળ્યો. વાંસના વનમાં ઘોર અંધકારને લીધે કાંઇ દેખી શકાતુ નહોતું.

પ્રદ્યુમ્નની આંખમાં એકાએક આંસુ ઝળકાઇ આવ્યાં.

એજ વખતે એણે દેવીને ટોકરીની ધાર પરથી ઉપર ચ્હડી આવતાં જોયાં. મંત્રેલાં જળનો ઘડો એણે જમીન પર મૂકી રાખ્યો;



એક નિમિષ એની આખ આગળ હવામાં એક અપૂર્વ સૌન્દર્યની સ્નિગ્ધ લહરી ચાલી ગઈ!

હતો; દેવીને આવતાં જોઇ એ એણે પોતાના હાથમાં લઇ લીધો

દેવી ઝુંપડીની પાસે આવ્યાં; એના હાથમાં કેટલાં યે અર્ધખીલ્યાં કુમુદ ફુલ હતા.

પ્રદ્યુમ્નને એણે પૂછ્યું, "સન્યાસી કયાં ?"

પ્રદ્યુમ્ને કહ્યું, "એ તો કયાંક ચાલ્યા ગયા છે; આજે પાછા નહીં આવે."

પછી દેવીની ચરણરજ લઇ એણે કહ્યું,

"મા, તને મેં જે ઘોર અન્યાય કર્યો હતો, તેની શિક્ષા આજે મારી મેળે જ વ્હોરી લઉ છું. પણ એથી મારા મનમાં યત્કિંચિત પણ દુઃખ થતું નથી. જ્યાં સુધી જ્ઞાન લુપ્ત થશે નહીં ત્યાં સુધી મને તો એક જ વિચાર આવશે કે આ વિશ્વની સૌંદર્યલક્ષ્મીને અન્યાયયુક્ત બંધનમાંથી મુક્ત કરવાનો અધિકાર સુભાગ્યે મને મળ્યો છે!"

દેવી વિસ્મયપૂર્ણ દૃષ્ટિથી પ્રદ્યુમ્ન તરફ જોઇ રહ્યાં.

પ્રદ્યુમ્ને કહ્યું, "સાંભળો, તમે મનમાં ખૂબ યાદ લાવી જુવો જોઉં–તમે અહીં કયાંથી આવ્યાં ?"

દેવી બોલ્યાં "કેમ ? હું તો વિદિશાના માર્ગની બાજુમાં—"

પ્રદ્યુમ્ને એક અંજલી જળ એના સર્વાંગે છાંટી દીધું.

એકાએક નિદ્રામાંથી જાગૃત થયેલાંની પેઠે દેવી ચમકી ઉઠ્યાં...

વળી દૃઢ હાથ વડે પ્રદ્યુમ્ને એક બીજી અંજલી જળ દેવીના સર્વ અંગ પર છાંટી દીધું.

એક નિમિષ એની આંખ આગળ હવામાં એક અપૂર્વ સૌન્દર્યની સ્નિગ્ધ લહરી ચાલી ગઈ! એનાં સકલ દેહ–મન–આનન્દથી કંપી રહ્યાં: સાથે સાથે એની આંખ આગળ વારાણસીનાં ઘરમાં બારીમાં બેઠેલી, સન્ધ્યાના આકાશ પ્રત્યે જોઇ ધ્યાન મગ્ન બનેલી એની માતુ ચિત્ર ખડુ થયુ ]

( ૯ )

કુમારશ્રેણીના વિહારમાં આચાર્ય શીલવ્રત પાસે એક કન્યાએ બહુ ન્હાની વયમાં જ દીક્ષા લીધી. એનું નામ સુનન્દા—તે હિરણ્યનગરના

ધનવાન વ્યાપારી; સ્યમન્તદાસની દીકરી. પિતામાતાએ અનેક રીતે સમજાવ્યા છતાં કન્યાએ પરણવાની વાત કબૂલ ન કરી. અત્યંત કોમળ વયમાં પ્રવ્રજ્યા લઇને એ વિહારમાં નાનાં મોટાં સહુની શ્રદ્ધા મેળવી રહી છે. ત્યાં પણ એ આસપાસનાં બધાં સાથે હળી મળી ગઇ–એમ નહીં, એ તો સદાકાળ પોતાના જ કામમાં ગુંથાયલી રહેતી. સદા કોઇક અન્ય મનસ્ક ભાવે ફરતી.

અજાણી રીતે વિહારની નિર્જન પત્થરની ફર્શ પર ઉભી એ પોતાના મનમાં શું વિચાર કરતી હતી? સામેના મેદાનમાં તરુપલ્લવોએ ગુંથેલી ચાંદનીની જાળ કાપી જતા કોઇ પથિકને એ એવી દૃષ્ટિથી જોઇ રહેતી હતી કે જાણે થોડા દિવસ ઉપર જ એનો પ્રિય જલદી પાછા ફરવાનો વાયદો કરી ચાલ્યો ગયો હોય અને એના જ પાછા ફરવાનો દિવસ ગણતી ગણતી પોતે થાકેલી છતાં ધીરજથી પંથ સામે જોઇ રહી રોજ સવારે એ કોઇની જાણે વાટ જોઇ રહી છે! સવારે ચાલ્યું જતાં જાણે રોંટે આવશે, રોંટો પૂરો થયો તો સન્ધ્યાકાળે આવશે— દિવસ પર દિવસ–માસ પર માસ–આવી રીતે કેટલાં સવાર અને સન્ધ્યાકાળ ચાલ્યાં ગયાં!...પણ કોઇ આવ્યું નહીં...છતાં યે બાલા મનમાં કહેતી હતી. આવશે, કાલે આવશે... પાંદડાં । ખખડાટથી ચમકી ઉઠી જોયું—શું આટલો બધો દિવસ ચાલ્યો ગયો?

( ૧૦ )

એક રાત્રિએ તેને એક અદ્‌ભૂત સ્વપ્ન આવ્યું. જાણે કોઇ એક પહાડ પર વાંસનાં ઘોર જંગલમાં એક ભાંગી તૂટી પાષાણુની મૂર્તિ ઉભી છે. ઘોર રાત્રિએ જાણે એ પહાડ પરનાં વાંસનાં ઝાડ હવામાં ઝુલે છે, વાંસડાઓમાં થઇ વાતો પવન સર સર શબ્દ કરે છે. ઉંચા વૃક્ષની છાયમાં પાષાણ મૂર્તિનું મુખ સાવ ઢંકાઇ ગયું છે એ અંધકારમય અધરાત્રે વાંસની ઝાડીમાંથી ફુંકતો પવન જાણે એકજ રાગણી ગાઇ રહ્યો છે–મેઘ મલ્લાર!

પ્રભાતકાળે આંખ ખુલતાં રાતનું સ્વપ્ન યાદ કરી એ મનમાં આશ્ચર્ય પામવા લાગી—ક્યાંનો પહાડ, ક્યાંનું વાંસનું વન, કોની ભાગેલી મૂર્તિ?—શા માટે આ બધું અર્થહીન દુઃસ્વપ્ન! ( સંપૂર્ણ. )



# અધિપતિની નોંધ

## સ્વ૦ દેશબંધુ ચિત્તરંજન દાસ.

તા. ૧૬ મી જુન ૧૯૨૫ હિંદને માટે હિનભાગી દિવસ નિવડયો! દેશને માટે અમીરીને ઠોકર મારી ફકીરીને ભેટનાર અને 'દેશબંધુ' નામનું ખરૂં સાર્થક કરનાર આપણા વીર દેશબંધુ તે દિવસે આપણી વચ્ચેથી ચાલી નિકળ્યા!

જેની જગતને જરૂર હતી, જેની હિંદને સૌથી વધારે જરૂર હતી તેની પ્રભુને પણ જરૂર પડી ને તેણે મોતનો પયગામ મોકલ્યો.

માતૃભકિત–દેશભકિત એ એક એવો અચલ નેઅમર ભાવ છે કે તેનો આદર યુગયુગથી થતો આવ્યો છે સ્થળ અને કાળ પ્રમાણે એ ભાવ જુદે જુદે સ્વરૂપે દેખા દે છે. જે ભાવે પ્રતાપ રાણાના હૃદયમાં વસી શુરા ને વનમાં પણ પણ તેને આનંદ લેતાં શીખવ્યું હતું, જે ભાવે ભામાશાના અંતરમાં પ્રવેશી પોતાના ધનના ઢગલા પ્રતાપના ચરણમાં સમર્પવા પ્રેરણા કરી હતી, જે ભાવે યુધ્ધમાં લડતો પોરસને બાહુબળ પૂર્યું હતું, તે જ ભાવ દેશબંધુના અંતરમાં ગે હતો. તેમણે શું ન્હોતું ત્યાગ્યું? એક વેળા તેમનાં ધર્મપત્ની વાસંતી-દેવીએ જેલમાં તેમને ખાવાનું મોકલ્યું ત્યારે તેમણે કહેવડાવ્યું કે "મારે માટે બે પૈસાના મમરા બસ છે."



દેશબંધુ ચિત્તરંજન દાસ. ("નવરોઝ" ના બંધુકૃત્યથી);

દેશબંધુના અકાળ મરણથી હિંદે વ્યાપરયા



દાર્જીલીંગ મેલમાંથી દેશબંધુના શબને ઉતારી બહાર લાવવામાં આવ્યું ત્યારે કલકત્તાના સ્યાલદા સ્ટેશનની બહારનો દેખાવ.



વેલીંગ્ટન સ્ટ્રીટમાં માણસોની મેદનીનો દેખાવ.

પૂર્વક ચળવળ કરનાર મહાન નેતા ખોયો છે. હિંદ ખરેખર કમભાગી જ છે! એક ડગલું વધે ને બે ડગલાં પાછળ હઠે! પ્રભો! ભવિષ્યના ગર્ભમાં શું છે તે બતાવી દે ને કહી દે કે જેને માટે તલસીએ છીએ તે 'આઝાદી' ક્યારે મળશે–તે ક્યાં છે—કોને હાથ છે તેની ચાવી?

દેશબંધુનું હૃદય બંધ પડી જવાથી દાર્જીલીંગમાં મરણ પામ્યા. તેમના શબને કલકત્તા લાવતાં એ મૃત શરીરને નિરખવા–નિરખીને અંતરમાં રડવા–રડી રડીને આન્તરશુધ્ધિ કરવા જે મેદની મળી હતી તે એટલું બતાવવા પૂરતી હતી કે દેશભક્તિ એ ઇશ્વરદત્ત પ્રેરણા છે. પ્રત્યેક માનવહૃદયમાં એ ઓછે કે વત્તે અંશે છે જ. સ્વાર્થ તેને દબાવી દ્યે, સંજોગો તેને ઝાંખી કરી દ્યે, પણ તે કદાપિ અંતરપટેથી ભુંસાતી તો નથી જ.

પ્રભુ એ મહાન આત્માને પરમ શાંતિ આપો ને તેમના કુટુંબીઓને આ આઘાત રહેવાનું મનોબળ અર્પો!



# આંખોનાં જાદુ

લેખકઃ—શ્રી. મહાશંકર ઇન્દ્રજી દવે.

સાધારણ માણસોની નજરે તે કદાચ સ્વરૂપવાન ન ગણાય. હું પણ તેને અસાધારણ સુંદરી માનતો નહોતો; છતાં તેને ચાહતો, અંતઃકરણપૂર્વક ચાહતો. તેની આંખોમાં શું જાદુ ભર્યું હતું તે હું સમજતો નહોતો. છતાં એટલું તો સ્પષ્ટ જાણતો હતો કે તેની આંખો જેવી સ્વપ્નમય, સુંદર આંખો મારી જીંદગીમાં મેં કદી જોઇ નહોતી! 'તોફાની' તરીકે પણ તેણે નામ કાઢ્યું હતું.

એ ચંચળ પ્રમોદાએ મારૂં મન હર્યું હતું! તેની આંખો જોઇ હું મુગ્ધ બની ગયો હતો.

મને બરાબર યાદ છે કે એક દિવસે એકાંતમાં બોલાવી મેં તેને કહ્યું હતું કે "મને એવી ઇચ્છા થાય છે કે આ તારી બંને આંખો ચુંટી કાઢું."

"કેમ?" પ્રમોદા નયનો નચાવતી બોલી,

"એ આંખોએ મને ગાંડો બનાવી દીધો છે. હું દુનિઆની કોઇ પણ ચીજ કરતાં તારી આંખોને વધારે ચાહું છું"

આટલું બધુ ચાહતો હતો છતાં તે ન જ મળી

કોઇ અજાણ્યો પુરુષ આવી તેને ધામધુમપૂર્વક લઈ ગયો.

હૃદય ફાટું ફાટું થઇ રહ્યું

પરંતુ એ વેદના કદાચ વિસારે પડત, જો તેની સાથે જ એક બીજો મર્મભેદી બનાવ ન બન્યો હોત તો!

પ્રમોદા પાછી બાપને ઘેર આવી, આંખો સાસરે મૂકીને. કારણની ખોળ કરતાં એવું જણાયું કે ગુલાબજળને બદલે ભૂલથી કોઈ બીજી દવા આંખોમાં રેડતાં આ બનાવ બની ગયો.

એક વખત તે મને એકાંતમાં મળી મેં કહ્યુ "થોડી બેદરકારીથી એવી સુંદર આંખો ખોઇ."

તેણે જવાબ આપ્યો—"આ આંખોમાં કેટલી બધી વાતો છુપાએલી છે,—તે જો ન સમજી શક્તા હો તો ન જાણવામાં જ માલ છે!×

× બંગાળી પરથી સૂચિત

# નવચેતન અને રંગભૂમિ

માસિકપત્ર

પુસ્તક: ૭ મું. અધિપતિ:— ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી અંક: ૨ જો.

[ સર્વ હક્ક સ્વાધીન ]


## મે ૧૯૨૫ના અંકની અનુક્રમણિકા




### લવાજમના વાર્ષિક દર :

હિંદના કોઇ પણ ભાગ માટે ... ... ... ... ... રૂ. ૬—૬—૦
હિંદ બહાર કોઇ પણ ભાગ માટે ... ... ... ... રૂ. ૭—૮—૦
છુટક નકલ ... ... ... ... ... ... રૂ. ૦—૧૨—૦

ઠેકાણું :—નવચેતન ઑફીસ નંબર ૧૪ અમરતલા સ્ટ્રીટ, કલકત્તા.

આ માસિક નવચેતન કલકત્તા, માર્કસ લેઇન, નં. ૨, ધી ગુર્જર પ્રભાત પ્રીન્ટીંગ પ્રેસમાં ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશીએ આ પત્રના અધિપતિ ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશીના માટે છાપ્યું અને ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશીએ નં. ૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તામાં પ્રગટ કર્યું.




## જુન ૧૯૨૫.

**મુખપૃષ્ઠ : "પાંડવોનો ગુપ્તવાસ"** શ્રીયુત હાટેનું ઉમદા પૌરાણિક ત્રિરંગી ચિત્ર.

**"કુમુદી-ભૃંગ"** : સ્વ રાજકવિ કલાપિના એક કાવ્ય પર રા. જેકીસન મીસ્ત્રીનું ભાવવાહી ત્રિરંગી ચિત્રાલેખન

**વિખ્યાત નટ મેથેસન લેંગ :** ( સચિત્ર ) જગવિખ્યાત નટ મી. મેથેસન લેંગના કુદરતી અભિનયની રસિક માહિતી આપતો અનેક ચિત્રો સાથેનો આ લેખ આ અંકનું મુખ્ય આકર્ષણ જણાશે. અનુવાદક રા. મોહનલાલ શેઠ.

**રાગી કે ત્યાગી ?** ( સચિત્ર ) રા. મસ્તફકીર. ચિત્રકાર રા. રવિશંકર પંડિત. એક રમુજી સામાજીક પ્રસંગ જેમાં વનરાજાના ચક્રમ જેવાં પરાક્રમ વાંચતાં હમીને થાકશો.

**"વાયરલેસ"ના પ્રતાપ :** ( સચિત્ર ) રા. ચાંપશી. વિ. ઉદેશી. "વાયરલેસ"નો મૂળ શોધક સીગ્નોર માર્કોની તેના ભવિષ્ય વિષે શું કહે છે તે આ લેખમાં વાંચશો.

**જોન રસ્કીન :** ( સચિત્ર ) રા. જયન્ત. અંગ્રેજી સાહિત્યના આ 'ગદ્યકવિ' નો ઉપદેશજનક અને રસપૂર્ણ જીવનવૃત્તાંત.

**મેઘમલ્લાર :** ( સચિત્ર ) ડૉ. હરિલાલ મુળશંકર મુલાણી. બંગ સાહિત્યની એક અતિ ઉમદા વાર્તા રા. દત્તાત્રયના ચાર સુંદર ચિત્રો સાથે

**સીનેમા અને કેળવણી :** ( સચિત્ર ) રા. ચીમનલાલ મૂલજીભાઇ લુહારનો સીનેમાવિષયક ઉપયોગી લેખ, જેનો પ્રથમ હિસ્સો એપ્રીલ ૧૯૨૫ના અંકમાં આવેલ તેનો બાકીનો ભાગ આ અંકમાં સંપૂર્ણ.

**અબોલ** : રા. અબધૂતનો એક અતી ભાવભર્યો કરૂણ લેખ.

**માનવ ભાષાની ઉત્પત્તિ અને વિકાસ :** રા. અંબાલાલ એલ. ઠાકરનો સાહિત્ય વિષયક અભ્યાસ કરવા યોગ્ય ઉપયોગી લેખ.

**વીરહૃદયા સોફીયા :** રા. રમેશ. એક રશીયન રમણીએ યુધ્ધમાં આપેલ ભોગનું કરૂણાજનક હૃદયદ્રાવક વર્ણન.

**કામદાર સંઘની યોજના :** રા. "એ. પી."નો Labour Problem ચર્ચતો વાંચવા યોગ્ય વિષય.

**મધપૂડો** : રા. મોહિનીચંદ્રનો હિસ્સુરીભર્યો કાવ્યતત્વમય લેખ.

એ સિવાય ચાલુ વાર્તા, 'વિસર્જન' નાટક, અધિપતિની નોંધ, અવનવું સાહિત્ય, સુલયમાન સોદાગર વિગેરે.



ચિત્રકાર ] શકુન્તલા–દુષ્યન્ત. [ સ્વ. ત્રિભુવન પટેલ.




સ્તક ૭મું　　વર્ષ ૪થું　　મે ૧૯૨૫　　અંક ૨ જો

# પ્રેમ—પ્રલાપ

લેખક:—પંડિત ક્ષેમાનંદ રાહત.

વહ દવા દેકર મેરે પહલુ[1] સે જો ઉઠકર ચલે
દર્દે દિલ કુછ બટ[2] ગયા, દર્દે જિગર કુછ કમ હુઆ.

તેગ જો તુમને ઉઠાઇ ઔર ભવેં તાની જરા
ઇશ્તયાકે[3] વસ્લમેં કિસ શૌક સે સર[4] ખમ હુઆ.

હમ તુમ્હારે હો ગયે ઔર તુમ હમારે બન ગયે,
આઁખો આઁખો હી મેં થા ઇકરાર યહ બાહમ[5] હુઆ.

એક કાફિર ઔર કિતાબે પાક સે યોં છેડછાડ,
તેરે રુખ પર જુલ્ફ દેખી તિફ્લે[6] દિલ બરહમ[7] હુઆ.

યહ તબસ્સુમ,[8] યહ ફબન,[9] રફ્તાર[10] યહ, ગુફ્તાર[11] યહ,
નાજ ઔર અન્દાજ તેરા ફીતને[12] આલમ હુઆ.

હમને ચાહા થા છિપાના ઇજતરાબે[13] દિલ મગર
મુજરિમે અફશાયેરાજ[14] યહ દિદયે પુરનમ[15] હુઆ.

યાદ આતા હૈ તુમ્હેં ક્યોં *રાહતે જાં બાજ[16] અબ?
સચ કહો ક્યા ઉસકે જાનેકા તુમ્હે ભી ગમ હુઆ?

---

૧ બાજુ ૨ વહેંચાઇ ગયું ૩ મિલનેચ્છા. ૫ માથુ નમ્યું. ૫ પરસ્પર. ૬ નાદાન; ગાંડું. ૭ બગડી ગયું. ૮ સ્મિત. ૯ ગરૂરી ૧૦ ચાલ ૧૧ વાતચીત ૧૨ ઠાઠમાઠ. ૧૩ દુ:ખી. ૧૪ ભેદ ખોલી દેવાનો અપરાધી. ૧૫ અશ્રુપૂર્ણ નેત્ર. * રાહતનું—લેખકનું તખલ્લુસ. ૧૬ જાન સદકે કરનાર.



# ભૂખી ધરતી

લેખક:—ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી

— ગઝલ —

ડગડગ ભરૂં ત્યાં પટ પરે તુજ જ્વાળ કૈં જાગી રહી,
ધગધગ થતી ધરતી અરે! બલિદાન કૈં માગી રહી,
એ જ્ઞાનથી સંતાનઉર તુજ લ્હાય કૈં લાગી રહી · ડગડગ૦

બળતી અરે ધરતી વદે "લજવાઉં છું આ ભારથી
માતૃકુક્ષી પુત્રને એ કાં ઉછેર્યો પ્યારથી?"
એ કરૂણરવગાથા અરે! મુજ હૃદયમાં વાગી રહી!···ડગડગ૦

"જે નરવીરોને દેશ માટે દાઝ જાગી રગરગે
જેના સુપુત્રોની અરે! બિરદાવલી ગાજી જગે
હું તેજ માનો પુત્ર?" એ શંકા હવે જાગી રહી·· ડગડગ૦

'છેયાં અમે માટી તણાં,' એ ભાન હા! આજે થયું
'કર્ત્તવ્યમાં ચૂક્યા ઘણા' એ જ્ઞાન હા! આજે થયું
એક જ હવે ઉધ્ધારની તુજ લગન બસ લાગી રહી···ડગડગ૦

તારે ચરણુ માડી! નમું આશીષ દે શક્તિભરી
"જંઝીર તુજ તોડું" રહી અભિલાષ એ ભક્તિભરી
એ આશાના પ્રેરકબળે ભીતિ બધી ભાગી રહી···ડગડગ૦

બસ-માત માટે તન અને આ માત માટે શીશ છે,
હું કર્મમાં કટિબધ્ધ છું, દેનાર એ જગદીશ છે.
તુજ દુ:ખને નિવારવા ઉરવૃત્તિ અનુરાગી રહી·· ડગડગ૦

# સુલયમાન સૌદાગર

લેખક—રા. ઠક્કુર નારાયણ વિસનજી.

(ગયા અંકથી ચાલુ)

પોતાના પ્રવાસ પુસ્તકમાં તે એક સ્થળે લખે છે કે "ભારતવર્ષમાં મેં એકવાર એક એવા સાધુને જોયો કે જેણે પોતાના શરીર પર મૃગચર્મ ધારણ કર્યું હતું અને જે સૂર્યમાં પોતાની દૃષ્ટિને સ્થિર કરીને ઉભો હતો. સોળ વર્ષ પછી જ્યારે હું બીજી વાર તે સ્થાનમાં આવ્યો ત્યારે પણ તે મનુષ્ય તેવીજ સ્થિતિમાં ઉભેલો મને દેખાયો." આ ઉલ્લેખથી સ્પષ્ટ જણાય છે કે સુલયમાને સમસ્ત વૃત્તાન્ત પ્રત્યક્ષ નિરીક્ષણ તથા અનુભવના આધારે જ લખ્યો છે.

ઇતિહાસલેખકોએ સુલયમાન સૌદાગરના પ્રવાસપુસ્તકની લિપિબદ્ધતાનો સમય ઇ. સ. ૮૫૧નો નિશ્ચિત કરેલો હોવાથી સ્વાભાવિક જ સિદ્ધ થાય છે કે સુલયમાન સૌદાગરના ભારતવર્ષ તથા ચીનના પ્રવાસો ખ્રિ. સ. ની નવમી શતાબ્દિના પૂર્વાર્દ્ધમાં એટલે કે ઇ સ. ૮૫૧ની પૂર્વે જ થયેલા હોવા જોઇએ.

અસ્તુ; અરબી ભાષામાં 'સિસ્લિલાતુત્તવારીખ' નામક એક ગ્રંથ છે, તે બે ભાગોમાં વિભક્ત છે અને તેના પ્રથમ ભાગની સામગ્રી તે જ છે કે જેનું ઇ સ. ૮૫૧માં સુલયમાન સૌદાગરે સંપાદન કરેલું છે. એ ગ્રંથનો દ્વિતીય ભાગ ઇ. સ. ૯૧૬ની લગભગમાં અબૂજેદ હસન સીરાફીની લેખિનીથી લખાયલો છે. એ ગ્રંથના ઉભય ભાગો ભારતવર્ષ તથા ચીન દેશના સંબંધમાં જ લખાયલા છે. એ સમસ્ત ગ્રંથ ફ્રાન્સના મંત્રી કૉલ્બર્ટ મહોદયના ગ્રંથાલયમાંથી મળી આવ્યો હતો અને ઇ. સ. ૧૭૧૮માં અબે-રીનો નામક એક ફ્રેંચ લેખકે એ ગ્રંથનો ફ્રેંચભાષામાં અનુવાદ કરીને તે અનુવાદને યૂરોપમાં સર્વથી પ્રથમ પ્રકાશિત કર્યો હતો† સુલયમાન સૌદાગરે તો ભારતવર્ષ તથા ચીન દેશમાં પોતે અનેક વાર પ્રવાસો કર્યા હતા; પરંતુ અબૂજેદ હુસન સીરાફી અહીં ભારતવર્ષમાં પણ આવ્યો નહોતો, તેમજ ચીન દેશમાં પણ ગયો નહોતો; એટલે એથી એવું અનુમાન કરી શકાય છે કે તે પોતે બસરા નગરમાં જ વસતો હોવો જોઇએ અર્થાત્ અબૂજેદ હસન સીરાફીએ ભારતવર્ષ તથા ચીન દેશના સંબંધમાં જે કાંઇ પણ લખ્યું છે તે સુલયમાન સૌદાગર તથા મસઊદી આદિના લેખોનો આધાર લઇને જ લખ્યું છે; છતાં 'સિસ્લિલાતુત્તવારીખ'ના ફ્રેંચ અનુવાદકની એવી માન્યતા થયેલી દેખાય છે કે અબૂજેદ હસન સીરાફીએ પોતે જ ભારતવર્ષ તથા ચીનમાં પ્રવાસ કર્યો હતો; કારણ કે, તેણે 'સિસ્લિલાતુત્તવારીખ'ના પોતાના કરેલા અનુવાદગ્રંથને જે નામ આપ્યું છે તે 'બે મુસલમાન પ્રવાસીઓનો ભારતવર્ષ તથા ચીન વિષયક પ્રાચીન વૃત્તાન્ત' એવા અર્થને દર્શાવનારૂં છે.× એ પછી ઇ. સ. ૧૭૩૩માં યુસેબિયસ રીનો Usebius Renaudot-નામક એક વ્યક્તિએ 'સિસ્લિલાતુત્તવારીખ'નો મૂળ અરબીમાંથી અંગ્રેજી ભાષામાં અનુવાદ કરીને તે અનુવાદગ્રંથને 'બે મુસલમાન પ્રવાસીઓનો ભારતવર્ષ તથા ચીનવિષયક પ્રાચીન વૃત્તાન્ત' એ નામથી લંડન નગરમાં પ્રકાશિત કર્યો હતો. એ ગ્રંથમાં 'સિસ્લિલાતુત્તવારીખ'ના અનુવાદ ઉપરાંત ભારતવર્ષ તથા ચીનવિષયક કેટલીક અન્ય કથાઓ પણ

---

† 'Anciennes Relations des Inde et de la chine de deux etc' જુઓ મહોદય ઇલિયટ કૃત "History of India as Told by its own Historians" Part the First.

× 'Ancient Accounts of India and China by two Mohammadan Travellers (London, 1733 A. D )

આપવામાં આવી છે; પરંતુ અબૂજેદ હસન સીરાફીના પ્રવાસના સંબંધમાં જે માન્યતા ફ્રેંચ અનુવાદકની હતી તે જ માન્યતા અંગ્રેજી અનુવાદકની પણ જોવામાં આવે છે એટલે કે એ અંગ્રેજી અનુવાદકે પણ અબૂજેદને ભારતવર્ષ તથા ચીનના પ્રવાસી તરીકે સ્વીકારી લીધો છે.

'સિલ્સિલાતુત્તવારીખ'નો ઉપર્યુક્ત ફ્રેંચ અનુવાદ પ્રકાશિત થવા પછી દીર્ઘકાળ પ્રશ્ચાત્ મૂળ અરબી પુસ્તકના પ્રકાશનનો પ્રસંગ આવ્યો હતો. અર્થાત્ ઇ. સ. ૧૮૧૧માં મૉંશિયો લેંગ્લે–Monsieur Langles–એ મૂળ અરબી સામગ્રીને અરબી અક્ષરોમાં છપાવી હતી અને તેના અનુવાદને અલ્પ સમયમાં પ્રકાશિત કરવાનું વચન આપ્યું હતું; પરંતુ ઇ. સ ૧૮૨૪ પર્યન્ત તેનાથી એ અરબી સામગ્રીનો ફ્રેંચ અનુવાદ ન કરી શકાયો અને ઇ. સ. ૧૮૨૪માં તેનો દેહાન્ત થઇ જવાથી તે અનુવાદના પ્રકાશનની આશા નિરાશાના રૂપમાં પરિણત થઇ ગઇ. ત્યાર પછી ઇ સ. ૧૮૪૫માં મૉંશિયો રીનો Renaud—એ એ ગ્રંથનો ફ્રેંચ અનુવાદ પણ કર્યો અને તે ઉપરાંત અન્ય કેટલીક ઉપયુક્ત વાર્તાઓને પણ પ્રકાશિત કરી દીધી. એ ગ્રંથનું દીર્ઘ નામ આ પ્રમાણે છે :—

Relation
Des Voyages
Faits
Par les Arabes et les Persans
Dans L' Inde et A' La Chine

આ ગ્રંથ ફ્રાન્સની રાજધાની પૅરિસમાં મુદ્રિત થયેલો છે અને સમસ્ત ગ્રંથને બે વિભાગોમાં વિભક્ત કરી નાખવામાં આવ્યો છે. પ્રથમ વિભાગમાં લેંગ્લે મહોદયનું પ્રકાશિત કરેલું અરબી મૂલ અને તેની પર્યાપ્ત ટીકા છે કે જે ટીકામાં કેટલાક વિષયોનાં ઉત્તમ સ્પષ્ટીકરણો કરવામાં આવ્યાં છે; અને દ્વિતીય વિભાગમાં અરબી સામગ્રીનો વિશુદ્ધ ફ્રેંચ અનુવાદ પર્યાપ્ત પ્રસ્તાવના સહિત આપવામાં આવ્યો છે. આ ગ્રંથમાં એ ઉપરાંત જે એક વિશિષ્ટ ઉત્કૃષ્ટતા જોવામાં આવે છે તે એ છે કે અબૂજેદ હસન સીરાફીને ભારતવર્ષ તથા ચીનના પ્રવાસી તરીકે ઓળખાવવામાં આવ્યો નથી; અર્થાત્ પ્રથમના અનુવાદકોએ જે એમ માની લીધું હતું કે અબૂજેદે જે કાંઇ લખ્યું છે તે પોતાના અનુભવના આધારે જ લખ્યું છે તે ભ્રમમૂલક માન્યતાનું આ અનુવાદમાં સંશોધન કરાયલું છે; એટલે કે અબૂજેદ હસન સીરાફીને ભારતવર્ષ તથા ચીનના પ્રવાસી તરીકે સ્વીકારવામાં નથી આવ્યો.

### ૪ સુલયમાનના પ્રવાસ પુસ્તકની યોગ્યતા

અરબી સાહિત્ય તથા અલંકારની દૃષ્ટિથી સુલયમાન સૌદાગરના પ્રવાસ પુસ્તકની લેખનશૈલીનો અધિક અંશ અતિશય ઉત્તમ છે. અર્થાત્ એ પુસ્તક તે કાળની દૃષ્ટિથી પ્રવાસપુસ્તક તથા અત્યારના સમયની દૃષ્ટિથી ઐતિહાસિક ગ્રંથ હોવા છતાં એ ગ્રંથની શૈલી એટલી અને એવી તો પરિપૂર્ણ છે કે તે કોઇ એક ઉત્કૃષ્ટ સાહિત્યગ્રંથનું જ સ્મરણ કરાવતી રહે છે. એ ગ્રંથની શૈલી આવી ઉત્કૃષ્ટ હોવાથી જ એના કેટલાક અંશને ચૂંટીને અરબી સાહિત્યના 'મજાનિલ અદબ *' નામક એક ઉત્કૃષ્ટ ગ્રંથમાં અગ્રસ્થાન આપવામાં આવ્યું છે. છતાં એ પણ અહીં જાણી રાખવાની આવશ્યકતા છે કે એ પુસ્તકની શૈલી કેટલાંક

*એ 'મજાનિલ અદબ' નામક ગ્રંથ ગદ્યપદ્યાત્મક છે, એ ગ્રંથના એકંદર છ ભાગો છે અને એ ગ્રંથ બેરૂતમાં પ્રકાશિત થયેલો છે. એ ગ્રંથ અરબી સાહિત્યસંસારમાં અત્યંત આદરણીય છે અને એના પ્રથમ ભાગમાં 'સિલ્સિલાતુત્તવારીખ'ના કેટલાક અંશનો સમાવેશ કરાયલો છે.

સ્થાનોમાં એવી પણ છે કે જેવી શૈલી દર્શન-શાસ્ત્રોની હોય છે તેમ જ કોઇ કોઇ સ્થળે શૈલીની વક્રતા પણ થયેલી છે; માત્ર એટલું જ નહિ, પણ કોઇ કોઇ સ્થાનમાં તો એવી શૈલી પણ દૃષ્ટિગોચર થાય છે કે જેઓ વ્યાકરણના ગોટાળામાં નાખી દેનારા નિયમોથી સારી રીતે પરિચિત હોય છે તેઓ જ તે શૈલીની વક્રતાને ભેદીને ને વક્રતામાંથી સરળ અર્થને તારવી શકે છે.

એક સૌદાગર હોવા છતાં પણ સુલયમાને પ્રવાસીના ધર્મનું બહુ અંશે પાલન કર્યું છે; પરંતુ તે કેવળ પ્રવાસી ન હોવાથી તેના પ્રવાસ પુસ્તકમાં કેટલાક વિષયો અસંબધ્ધ પણ થઇ ગયા છે. જો કે સુલયમાનનું પ્રવાસ વિવરણ વ્યવસ્થિત તથા શૃંખલાબધ્ધ નથી, તો પણ તેના પ્રવાસનો વૃત્તાન્ત અત્યંત આદરણીય તથા મહત્ત્વપૂર્ણ છે અને તેની ઉપયુક્તતાનો કોઇથી કદાપિ અસ્વીકાર કરી શકાય તેમ નથી. સારાંશ કે, સુલયમાને શું લખ્યું છે અને કેવા પ્રકારે લખ્યું છે એનો પાઠકો તથા પાઠિકાઓને તેના ગ્રંથના પરિશીલનથી જ યથાર્થ પરિચય થઇ શકે તેમ છે. ઇ. સ. ની નવમી શતાબ્દિમાં ભારતવર્ષ તથા ચીન સાથે મુસલ્માનોનો સંબંધ કેવો અને કેટલો હતો, લોકો નૌકાઓ દ્વારા કેવી રીતે સમુદ્રયાત્રા કરતા હતા અને એક દેશમાંથી અન્ય દેશમાં જતા આવતા હતા તેમ જ તે સમયમાં ભારતવર્ષની ધાર્મિક, સામાજિક તથા રાજનૈતિક અવસ્થા કેવા પ્રકારની હતી એ સર્વ વિષયોનો તેમ જ ભારતવર્ષ તથા ચીન સાથે સંબંધ ધરાવનારા અનેક મહત્ત્વપૂર્ણ વિષયોનો સુલયમાનના પ્રવાસપુસ્તકના વાંચનથી આપણને સાક્ષાત્કાર થઇ શકે છે.

**૫ પુરાતન ગ્રંથોના અનુવાદની કઠિનતા.**

અનુવાદના સંબંધમાં એક નામાંકિત અનુવાદકનો એવો અભિપ્રાય છે કે: "અનુવાદના મુખ્ય બે ઉદ્દેશ હોય છે, કાં તો અનુવાદ એવા ઉદ્દેશથી કરવામાં આવે છે કે તે અનુવાદની સહાયતાથી મૂલ ગ્રંથના અવલોકનનો માર્ગ સરળ થઇ પડે અને કાં તો અનુવાદ એવા ઉદ્દેશથી કરાય છે કે જે ગ્રંથ મૂલ લેખકે પોતાની ભાષામાં લખ્યો હોય છે તે અન્ય ભાષામાં પણ લખાય અને તે ગ્રંથના તાત્પર્યને જાણવાનો લાભ તે અનુવાદ દ્વારા અન્ય ભાષાભાષીઓને પણ મળી શકે." બહુ અંશે અનુવાદનો એ દ્વિતીય ઉદ્દેશ અધિક આદરણીય તથા ઉપયુક્ત હોવાથી વિશેષતઃ અનુવાદો એ દ્વિતીય ઉદ્દેશની પૂર્તિ માટેજ કરવામાં આવે છે એ નવીનતાથી કહેવાની કે લખવાની આવશ્યકતા હોય એવી અમારી માન્યતા નથી.

પરંતુ અનુવાદકો એ દ્વિતીય ઉદ્દેશની સિદ્ધિ માટે જ્યારે આવા પુરાતન ગ્રંથોના અનુવાદ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે ત્યારે તે અનુવાદમાં જે કઠિનતા આવીને ઊભી રહે છે તે અનુવાદકના મસ્તિષ્કને ભમાવી નાખે છે. સર્વથી પ્રથમ તો કેટલીક અસંબધ્ધ કથાઓને વ્યવસ્થાપૂર્વક સંબધ્ધ સ્વરૂપમાં ગોઠવવી પડે છે; એક હજાર વર્ષ કરતાં પણ અધિક સમય પૂર્વે અસ્તિત્વ ધરાવતી પુરાતન વસ્તુઓ તથા ઘટનાઓના સંબંધમાં જે અરબી શબ્દો યોજાયલા હોય છે તેમનામાંના કેટલાક શબ્દો એવા પણ નીકળી આવે છે કે જેમનો કાં તો વર્તમાન કાળમાં પ્રચાર જ નથી હોતો અને કદાચિત પ્રચાર હોય છે તો તે નહિ જેવો જ હોય છે; અર્થાત્ એવા શબ્દોનો અત્યારે કેવળ કોષ સાથેજ સંબંધ જોવામાં આવે છે એટલે એવા શબ્દોના યથાર્થ અર્થોને શોધી કાઢતાં અને તેમના આશયને આપણી ભાષામાં દર્શાવતાં જો કોઇ પારસી લેખકની ભાષામાં કહીએ, તો 'ભેજાનો ભુંગો' થઇ જવાનીજ

નોબત આવી લાગે છે; તેમજ જે શબ્દો પોતાની સમાન જાતિની અન્ય વસ્તુઓના અર્થને દર્શાવવા માટે યોજાયલા હોય અને જે શબ્દ અત્યારે તે બન્ને વસ્તુઓ કિંવા અન્ય અનેક વસ્તુઓના સૂચક થઇ પડયા હોય, તે શબ્દોના યથાર્થ અર્થનો શોધ તથા વિચારપૂર્વક પ્રકાશ કરવો એ વ્યાપાર કેટલીક વાર તો ભૂલભૂલામણીમાં ભૂલા પડી જવા જેવોજ થઇ પડે છે. ઉદાહરણાર્થ ચીનમાં વંશ વૃક્ષ કિંવા વાંસ અતિશય વિપુલ પરિમાણમાં ઉત્પન્ન થાય છે અને અરબસ્તાનમાં તેની નામ માત્ર પણ ઉત્પત્તિ ન હોવાથી અરબી ભાષામાં વસ્તુત: તે સમયમાં 'વાંસ' ના અર્થને દર્શાવનારો કોઇ શબ્દ હતો જ નહિ અને નેતર, બરૂ તથા ભાના આદિનો સૂચક 'કના' શબ્દ અરબી ભાષામાં તે સમયમાં પ્રચલિત હતો અને અત્યારે પણ પ્રચલિત છે. અર્થાત્ 'વાંસ' ના બહ્ય આકારની કેટલેક અંશે નેતર તથા બરૂ સાથે સમાનતા હોવાથી સુલયમાન સોદાગરે 'વાંસ' નો અરબીમાં 'કના' શબ્દથી પરિચય કરાવેલો છે. પરંતુ એ વાર્તા જ્યારે આપણા જાણવામાં છે કે ચીનમાં 'વાંસ' ની ઉત્પત્તિ વિપુલ પરિમાણમાં થાય છે અને પુરાતન કાળમાં પણ ચીનમાં 'વાંસ' ની વિપુલતા જ હતી; માત્ર એટલું જ નહિ, પણ ચીન દેશમાં 'વાંસ' એક અત્યંત ઉપયુક્ત વસ્તુ મનાય છે અને તેમાંથી સંસારોપયુક્ત શતાવધિ ભિન્ન ભિન્ન વસ્તુઓ બનાવવામાં આવે છે એટલે અનુવાદના પ્રસંગે 'કના' શબ્દનો 'વાંસ' ના અર્થમાં સ્વીકાર કરવો એ જ પ્રશસ્ત છે; જો 'કના' શબ્દને નેતર-બેત કિંવા બરૂના અર્થમાં સ્વીકારવામાં આવે, તો તેથી કોઇ પણ પ્રકારના અર્થની નિષ્પત્તિ જ થઇ શકતી નથી.

અસ્તુ: અરબી ભાષા તથા સાહિત્યના વિષયમાં જે એક ગંભીર વસ્તુ છે તે એ કે જ્યારે કોઇ શબ્દ અ, ઇ અને ઉ અર્થાત્ જબર, જેર અને પેશ નામક માત્રાઓથી શૂન્ય અથવા રહિત હોય છે ત્યારે તે શબ્દનો ઉચ્ચાર અનેક પ્રકારે થઇ શકે છે અને પ્રત્યેક ઉચ્ચાર બહુધા તે શબ્દના ભિન્ન ભિન્ન અર્થનેજ દર્શાવનારા હોય છે સાહિત્ય ગ્રંથોમાં આવશ્યકતા અનુસાર ક્વચિત એ માત્રાઓ લખવામાં આવે છે; પરંતુ માત્રાઓના ઉલ્લેખનો એ નિયમ અપવાદરૂપ હોવાથી સર્વ ગ્રંથો માત્રા રહિત જ હોય છે એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં જો અરબી ભાષાનો યોગ્ય અભ્યાસ કરવામાં આવે, તો આ કઠિનતાનું વિચાર તથા પરિશ્રમ પૂર્વક વિશેષ અંશે નિવારણ કરી શકાય છે. પુરાતન અરબી ગ્રંથોના અનુવાદની આવી કઠિનતાઓના કારણથી સુલયમાન સોદાગરના પ્રવાસપુસ્તકના અંગ્રેજી અનુવાદમાં અનુવાદકે તેના પોતાના સમજવામાં નથી આવી શકયા તેવા કેટલાક પ્રસંગોને સર્વથા ત્યાગી દીધા છે એટલે કે કેટલાક અંશનો અનુવાદ કર્યો જ નથી અને કેટલાંક સ્થાનોમાં તેનાથી જેવો યથાર્થ અનુવાદ થવો જોઇએ તેવો યથાર્થ અનુવાદ કરી શકાયો નથી એટલે અંગ્રેજી અનુવાદ આદિથી અંત પર્યન્ત અનેક ત્રુટિયોથી ભરેલો છે, છતાં પણ એ અંગ્રેજી અનુવાદ ઇ. સ. ૧૭૩૩માં એટલે કે આજથી લગભગ બસેં વર્ષ પૂર્વે થયેલો હોવાથી એક પ્રકારે તો એ અંગ્રેજી અનુવાદની આપણે પ્રશંસાજ કરવી પડે છે અને મુક્ત કંઠથી કહેવું પડે છે કે તે સમયમાં જે અનુવાદ કરવામાં આવ્યો હતો તે અનુવાદ તે સમયની પરિસ્થિતિ અનુસાર સર્વથા પર્યાપ્ત જ હતો; માત્ર એટલુંજ નહિ, પણ તે અંગ્રેજી અનુવાદના યોગેજ સુલયમાન સોદાગરની ભારતયાત્રા તથા તેના લખેલા ભારત તથા ચીનદેશીય પ્રવાસવિષયક

પુસ્તકની ઘટના આપણા જાણવામાં આવી શકી છે અને આપણે અત્યારે મૂલ ગ્રંથ સાથે તેની તુલના કરીને તેની ત્રુટિયોને દર્શાવવા સમર્થ થયા છીએ. દર્શાવવા માટે એટલા માટે તે અંગ્રેજી અનુવાદકનો તો આપણે કૃતજ્ઞ બુધ્ધિથી ઉપકારજ માનવાનો છે. સુલયમાન સૌદાગરના પ્રવાસપુસ્તકના ફ્રેંચ અનુવાદમાં પણ એવા દોષો રહી ગયા છે; પરંતુ ફ્રેંચ ઇતિહાસસંશોધકો જ એ પ્રવાસ-પુસ્તકનો યૂરોપને તેમજ અન્યાન્ય દેશવાસી-ઓને સર્વથી પ્રથમ પરિચય કરાવનાર હોવાથી તેઓ તો વળી અંગ્રેજી અનુવાદક કરતા પણ અધિક માન તથા પ્રશંસાને પાત્ર છે, એનો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી.

## ૬ સુલયમાન સૌદાગરના પ્રવાસ પુસ્તકનો હિન્દી અનુવાદ.

સંવત ૧૯૭૮ અથવા ઇ. સ ૧૯૨૨ માં એટલે કે વર્તમાન વર્ષમાંજ સુલયમાન સૌદાગરના પ્રવાસ પુસ્તકનો મૌલવી આલિમ તથા મૌલવી ફાજિલ આદિ ઉપાધિ વિભૂષિત મહાશય મહેશપ્રસાદ 'સાધુ' જેવા અરબીભાષાભિજ્ઞ યોગ્ય પુરુષદ્વારા હિન્દી અનુવાદ કરાવીને કાશી નાગરી પ્રચારિણી સભાએ જોધપુર–મારવાડ–નિવાસી પ્રખ્યાત ઇતિહાસવિજ્ઞ દેવીપ્રસાદ મુન્સીની ઉદારતાથી પ્રકટ થતી 'દેવી પ્રસાદ ઐતિહાસિક પુસ્તક માલા' ના તૃતીય પુષ્પ તરીકે પ્રકાશિત કર્યું છે અને ભારતવર્ષના સુવિખ્યાત ઇતિહાસવેત્તા રાય બહાદુર ગૌરીશંકર હીરાચન્દ્ર ઓઝાએ એ હિન્દી અનુવાદનું સંપાદન કરેલું હોવાથી સુવર્ણમાં સુગંધનું સંમેલન થયેલું છે. સારાંશ કે, જો તુલનાત્મક દૃષ્ટિથી જોવામાં આવે, તો એ હિન્દી અનુવાદ કેવળ અનુ-વાદના વિષયમાંજ નહિ, કિન્તુ અનેક વિષયોમાં અંગ્રેજી અનુવાદ કરતાં ઉત્તમ તથા સંપૂર્ણ છે એમ તત્કાળ જણાઇ આવે છે; માત્ર એટલુજ નહિ, પણ પૌરસ્ત્ય ખંડોના સંબંધમાં લખાવેલા અને ફ્રાંસમાં ટીકા તથા ટિપ્પણ સહિત છપાયેલા 'અજાયબુલ હિન્દ'–Livre Des Marveilles De L' Inde'— નામક અરબી ગ્રંથના આધારે તે સમયનાં સ્થાનોનો જે એક નકશો તૈયાર કરીને હિન્દી અનુવાદમાં આપવામાં આવ્યો છે તેના યોગે અમુક પુરાતન સ્થાન અમુક સ્થાનની પાસે અથવા અમુક દિશામાં હતું એ આપણે સરળતાથી જાણી શકીએ છીએ અને કેટલીક વાર સ્થાનોના સંબંધમાં આપણા મનમાં જે સંશય ઉત્પન્ન થયા કરે છે તે સંશયનું એ નકશાના યોગે બહુધા નિવારણ થઇ જાય છે. આવા નકશાનો ફ્રેંચ અનુવાદમાં પણ અભાવ હોવાથી ફ્રેંચ અનુવાદ કરતાં પણ હિંદી અનુવાદ શ્રેષ્ઠતર છે એ નિઃસંશય છે.

## ૭ ગુજરાતી અનુવાદની આવશ્યકતા

ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસનાં સામગ્રી-સ્વરૂપ આવાં પુરાતન પ્રવાસપુસ્તકોના ગુજરાતી અનુવાદોની અત્યંત આવશ્યકતા છે એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી અને તેટલા માટે સુલયમાન સૌદાગરના એ પ્રવાસ પુસ્તકનો મેં આ ગુજરાતી અનુવાદ કર્યો છે; માત્ર એટલું જ નહિ, પણ એમાં ટીકા તથા ટિપ્પણ આદિ વિપુલ પરિમાણમાંજ ઉમેરીને આ અનુવાદગ્રંથને જેટલા પરિમાણમાં આપી શકાય તેટલા પરિમાણમાં સંપૂર્ણ સ્વરૂપ આપવાનો પ્રયત્ન પણ મેં કર્યો છે અને મને આશા છે કે મારો આ પ્રયત્ન ગુર્જર પાઠક સમુદાયમાં અવશ્ય આદરને પાત્ર થશે.

## પ્રથમ ખંડ.

*  *  *  *  *

### ભારતીય મહાસાગર, અરબસ્તાન તથા ચીન વિષયક ઉલ્લેખો

---

### દ્વીપો તથા તે દ્વીપોમાંની સામુદ્રિક વસ્તુઓ

*  *  *

હરકન્દ[૧] નામક સાગર તે તૃતીય સાગર છે. એ હરકન્દ તથા દલારોવી[૨] નામક સાગરના મધ્યમાં કેટલાક દ્વીપો વિસ્તરેલા છે અને તે દ્વીપોની સંખ્યા ૧૯૦૦ ની દેખાડવામાં આવે છે.[૩] જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો એ દ્વીપોના કારણથીજ દલારોવી તથા હરકન્દ એ ઉભય સાગરોના મધ્યમાં મોટો અંતરાય થઇ ગયો છે.[૪] એ દ્વીપ એક અબળાના અધિકારમાં છે અને એ દ્વીપોમાં અંબર ગુરુ આકારમાં મળી શકે છે. અંબરના નાના કકડા રોપાઓના જેવા અથવા રોપાઓ સાથે મળી જાય તેવા જોવામાં આવ્યા કરે છે. જેવી રીતે આપણી આ પૃથ્વી ઉપર રોપાઓ ઊગે છે તેવીજ રીતે અંબરની ઉત્પત્તિ સમુદ્રના તલભાગમાં થાય છે. જ્યારે સમુદ્રમાં અત્યંત બલિષ્ઠ ઉભરો અથવા ઉછાળો આવે છે તે વેળાએ સમુદ્રનો તે ઉછાળો ખુંગી તથા કુકુરછત્ર પ્રમાણે અંબરને સમુદ્રતલમાંથી કાઢીને સમુદ્રના તીરપ્રાંતમાં લાવીને નાખી દે છે.[૫]

---

૧ હરકન્દ સમુદ્રનો તે ભાગ છે કે જે અત્યારે 'બંગાલાની ખાડી' નામથી ઓળખાય છે. તેનો અધિકાંશ ભાગ, તેની સાથે જ પૂર્વીય ઘાટના પૂર્વનો સામુદ્ર ભાગ તથા નિમ્નસ્તરમાં લંકા પર્યન્તનો સમસ્ત જલસમૂહ હરકન્દ નામથી તે સમયમાં વિખ્યાત હતો.

૨ અત્યારે જે સામુદ્રસ્થાન 'ખંભાતની ખાડી' ના નામથી ઓળખાય છે ત્યાંથી આરંભીને લંકાના નિમ્ન ભાગ પર્યન્ત 'દલારોવી' નામક સાગરની સીમા હતી તેમ જ પશ્ચિમ ઘાટનો પશ્ચિમ સામુદ્ર ભાગ પણ 'દલારોવી' માં જ સમાવિષ્ટ થતો હતો.

૩ અહીં જો કે દ્વીપોના નામો આપવામાં જ નથી આવ્યાં; પરંતુ હરકન્દ તથા દલારોવી સાગરોની સીમાનો જે પતો મળી શકે છે તેના યોગે એવું સ્પષ્ટ અનુમાન કરી શકાય છે કે એ દ્વીપો તે માલદ્વીપ તથા લક્ષદ્વીપ આદિ દ્વીપો જ હોવા જોઈએ. વળી એની સાથે બીજી એક એ વાત પણ જાણી લેવા યોગ્ય છે કે મૂળ ગ્રંથકારે એ દ્વીપોના વર્ણન પછી તત્કાળ લંકા નામક દ્વીપનું વર્ણન કરેલું છે. માલદ્વીપ વિષયક વિશેષ વર્ણન પરિશિષ્ટમાં આપવામાં આવ્યું છે તે જોઈ લેવું.

૪ સુલયમાન સોદાગરના લખેલા મૂળ અરબી ગ્રંથની જે હસ્તલિખિત પ્રત પ્રાપ્ત થયેલી છે તેમાં ગ્રંથના આરંભનો ભાગ ખંડિત થઈ ગયેલો છે. એ અદૃશ્ય થયેલા અંશમાં શું લખાયું હતું, કયો વિષય ચર્ચાયો હતો અને તે નષ્ટ થયેલા અંશનું પરિમાણ કેટલું હોવું જોઈએ એનું નિશ્ચયાત્મક અનુમાન કરી શકાય તેમ તો નથી જ. તથાપિ અત્યારના અવશિષ્ટ ગ્રંથના આરંભમાં જે એવું વર્ણન અપાયલું છે કે - 'હરકન્દ નામક સાગર તે તૃતીય સાગર છે' એ પરથી એટલું તો સ્પષ્ટ અનુમાન કરી શકાય છે કે મૂળ ગ્રંથકારે એથી પૂર્વે નિઃસંદેહ અન્ય બે સાગરોની ચર્ચા કરેલી હોવી જોઈએ. અસ્તુ. હરકન્દના વર્ણનમાં મૂળ ગ્રંથકારે દલારોવી નામક સાગરની જે ચર્ચા કરેલી છે તેના યોગે એ અનુમાન તો બલપૂર્વક કરી શકાય છે કે મૂળ ગ્રંથકારે પોતાના ગ્રંથમાં જે દ્વિતીય સાગરનો ઉલ્લેખ કર્યો હશે, તે દ્વિતીય સાગર અવશ્ય દલારોવી જ હોવો જોઈએ, કારણ કે, ગ્રંથકાર પોતે ફારસ દેશનો નિવાસી હતો અને ફારસ તથા ભારતવર્ષની વચ્ચે અરબી સમુદ્ર વિસ્તરેલો હોવાથી મૂળ ગ્રંથકાર પ્રથમ સાગર તરીકે ફારસની ખાડી અથવા અરબી સમુદ્રનો ઉલ્લેખ કરે એ સ્વાભાવિક છે અને જો તેણે પ્રથમ સમુદ્ર તરીકે અરબી સમુદ્રનો ઉલ્લેખ કર્યો હોય, તો દ્વિતીય સમુદ્ર દલારોવી જ આવે એ પણ સર્વથા નૈસર્ગિક છે. આવી રીતે ત્રણે સાગરો અથવા સમુદ્રોનું વર્ણન યથાનુક્રમ એકત્ર થઈ જાય છે. પ્રાચીન ગ્રંથોના નષ્ટ થયેલા અંશોના સંબંધને અવશિષ્ટ અંશ સાથે મેળવી દેવાનો આવી સંભવનીય ઐચ્છિક કલ્પના વિના અન્ય કોઈ ઉપાય છે જ નહિ.

૫. અંબરના સંબંધમાં વિશેષ વિવરણ પરિશિષ્ટમાં કરાયલું છે તે જોઈ લેવું.

### દ્વીપવિષયક અન્ય કથાઓ

એ એક અબળાના અધિકારને ધરાવનારા દ્વીપો નાળીયેરનાં વૃક્ષો વડેજ ભરેલા છે. એ દ્વીપો એક બીજાથી એક, બે, ત્રણ અથવા ચાર 'ફરસખ' ૧ ના અંતર પર આવેલા છે, એ સર્વ દ્વીપોમાં મનુષ્યોનો નિવાસ છે અને નારીયેળનાં વૃક્ષો સર્વત્ર વિસ્તરેલાં છે. એ દ્વીપોમાં વસતા લોકોની સંપત્તિ કોડીઓ છે, અને તે એટલી સીમા પર્યન્ત કે એ દ્વીપોની મહારાણી અથવા રાજેશ્વરીના કોષમાં પણ એ કપર્દિકા વિના અન્ય કાંઇ હોતું જ નથી. લોકોના મુખથી એવી વાતો સાંભળવામાં આવ્યા કરે છે કે એ દ્વીપવાસીઓ જેવા અત્યંત કુશળ કલાભિજ્ઞો–કારીગરો–અન્યત્ર કયાંય પણ મળી શકે તેમ છે જ નહિ; કારણ કે, તેઓ નારીયેળની ૨ છાલોનાં કુડતા તેમની બાંય, ગળાં તથા ખીસાં સહિત એક સમયાવચ્છેદે જ બનાવી લે છે. તેઓ નૌકાઓ તથા ગૃહોને પણ નારીયેળનાં વૃક્ષોમાંથી જ નિર્માણ કરે છે એ ઉપરાંત એ દ્વીપના વાસીઓ કલાયુક્ત કાર્યોમાં પણ બહુ જ કુશળ હોય છે. જ્યારે જીવતી કપર્દિકાઓ–કોડીઓ–પાણીની સપાટી પર આવી જાય છે તે વેળાએ એ લોકો નારીયેળની ડાળોને પાણીમાં નાંખી દે છે એટલે કપર્દિકાઓ તે ડાળોમાં ચપકી જાય છે. એ દ્વીપવાસી લોકો કોડીઓને 'કબતજ' નામથી ઓળખે છે.૩

### લંકાદ્વીપ

એ દ્વીપો પછી દ્વિતીય દ્વીપ અથવા ટાપૂ તે સરનદીબ ૪ એટલે કે સરન દ્વીપ છે. હરકન્દ નામક સાગરમાંના જે દ્વીપકલ્પો 'દબેજાત' ૫ નામથી ઓળખાય છે તે સર્વમાં તેમ જ આ દ્વીપોમાં પણ આ દ્વીપ પ્રધાન છે. લંકાની ચારે બાજૂ સમુદ્ર વિસ્તરેલો છે અને એમાં કેટલાંક સ્થાનો એવાં છે કે જ્યાંથી બહુમૂલ્ય મોતી કાઢવામાં આવે છે. ૬

### પરમ પિતામહ બાવા આદમનું ચરણચિહ્ન

લંકા દ્વીપની ભૂમિમાં 'રોહોન' ૭ નામક એક પર્વત છે અને સ્વર્ગમાંથી બાવા

---

૧ ફરસખ' શબ્દનો અર્થ જો 'ફરસખ' થતો હોય, તો એક ફરસંગના ત્રણ માઇલ થાય છે અંગ્રેજી ભાષામાં 'ફરસખ' માટે 'લીગ' શબ્દ યોજાયલો છે

૨. ભારતીય મહાસાગરમાંના બહુધા દ્વીપોમાં નારીયેળનાં વૃક્ષો વિપુલ સંખ્યામાં ઉત્પન્ન થાય છે અને તે નારીયેળ વૃક્ષો એ દ્વીપોના નિવાસિજનોના જીવનનિર્વાહ માટે અત્યંત ઉપયુક્ત થઈ પડે છે વિસ્તૃત વિવરણ માટે જુઓ પરિશિષ્ટ

૩ કપર્દિકાના વિશેષ વિવરણ માટે જુઓ પરિશિષ્ટ

૪. સરનદીબ–સરનદ્વીપ–તે તેજ લંકાદ્વીપ છે કે જેના વિશ્વવિખ્યાત નામથી અશિક્ષિત મનુષ્યો પણ અપરિચિત નથી. લંકાને સિંહલદ્વીપ અથવા સિલોન આદિ અન્ય નામોથી પણ ઓળખવામાં આવે છે. પરંતુ અરબી ગ્રંથોમાં તો એ સિંહલદ્વીપના અર્થને દર્શાવવા માટે 'સરનદીબ' શબ્દ જ પ્રયુક્ત થયેલો દેખાય છે. અરબી ભાષામાં 'પ' ('પે') અક્ષરનો સર્વથા અભાવ હોવાથી અન્ય ભાષામાં જ્યાં 'પ' અક્ષર આવેલો હોય છે ત્યાં અરબી ભાષામાં 'બ' ('બે') અક્ષરનો પ્રયોગ કરવામાં આવે છે; કારણ કે, એ વિના અન્ય કોઇ ઉપાય જ હોતો નથી. આ કારણથી ચ્યુત પરિવર્તનના યોગે સરનદ્વીપ શબ્દનું અરબી ભાષામાં 'સરનદીબ' એ પ્રમાણે રૂપાન્તર થઇ ગયું છે લંકાદ્વીપનું નૈસર્ગિક સૌન્દર્ય અલૌકિક તથા અદ્વિતીય હોવાથી લંકાદ્વીપને 'સમુદ્રનો હીરો' એવા એક અન્ય સાર્થક નામથી ઓળખવાનો પરિપાઠ પણ પડી ગયો છે વિશેષ માટે જુઓ પરિશિષ્ટ.

૫ અહીં 'ઇસ્ટ ઇંડીઝ આયર્લૅન્ડસ'ને જ 'દબેજાત' કહેવામાં આવ્યા છે.

૬. લંકાદ્વીપના નિકટવર્તી સમુદ્રમાંથી અત્યારના સમયમાં પણ મોતી કાઢવામાં આવે છે એટલે લંકાના સમુદ્રમાં થતી મોતીઓની ઉત્પત્તિ અટકી ગઇ નથી.

૭ સિંહાલી ગ્રંથોમાં દક્ષિણી લંકાનું પણ 'રોહોન' નામ લખેલું છે. 'રોહોન' પર્વતને આજ કાલ 'કોહે આદમ' અર્થાત્ 'આદમનો પર્વત' કહેવામાં આવે છે. સંસ્કૃત ગ્રંથકારોએ એ પર્વતને 'રોહિતાચલ' નામથી ઓળખાવેલો છે અને એમાંથી રત્નો નીકળવાનો ઉલ્લેખ પણ કરેલો છે.

આદમ પ્રથમ એ પર્વત ઉપર જ ઊતર્યા હતા. તેમના એક ચરણનું ચિહ્ન તે પર્વતના શિખર ભાગમાં એક પત્થરમાં એક વિશાળ શિલાખંડમાં અંકિત થયેલું દેખાય છે. એ પર્વતના શિખર ઉપર તેમના એક જ ચરણનું ચિહ્ન છે અને કહેવામાં આવે છે કે પૂજ્ય બાવા આદમે પોતાના દ્વિતીય ચરણની સમુદ્રમાં સ્થાપના કરી હતી, એટલે કે બીજો પગ સમુદ્રમાં મૂકયો હતો. લોકોના કથન અનુસાર બાવા આદમનું જે ચરણ ચિહ્ન પર્વતના શિખર ઉપર છે તેની લંબાઇ લગભગ સીતેર હાથની છે. ૧ એ પર્વતમાં લાલ, પીળાં તથા લીલાં રત્નોની ખાણો અસ્તિત્વ ધરાવે છે. એ દ્વીપમાં બે રાજાઓ રાજ્ય કરે છે. એ ટાપુની લંબાઇ તથા પહોળાઇ ઘણી જ મોટી છે. એ દ્વીપમાં સુગંધિત કાષ્ઠ, ૨ સુવર્ણ તથા અમૂલ્ય પાષાણરત્ન આદિ ઉત્પન્ન થાય છે. એ દ્વીપના સમુદ્રમાંથી મોતી કાઢવામાં આવે છે તેમ જ શંખ ૩ પણ કાઢવામા આવે છે. જો વસ્તુતઃ જોવામાં આવે, તો શંખ એક પ્રકારની શરણાઇ ૪ છે અને આ દ્વીપના લોકો તેને ફૂંક મારી મારીને વગાડયા કરે છે તથા અમૂલ્ય માને છે.

## રામની નામક એક વિશાળ દ્વીપ

એજ (હરકન્દ નામક) સાગરમાં (ચીન તરફથી) લંકા તરફ આવતાં યદ્યપિ ઘણા ટાપૂઓ વિસ્તરેલા જોવામાં આવે છે, તથાપિ મોટામોટા ટાપૂઓની સંખ્યા વધારે નથી. એ ટાપૂઓમાંના એક ટાપુનું નામ રામની ૫ છે. એ રામની નામક દ્વીપમાં અનેક રાજાઓની સત્તા વર્ત્તમાન છે. એ દ્વીપનો વિસ્તાર આઠસો અથવા નવસો ફરસખનો કહેવામાં આવે છે. એ દ્વીપમાં સુવર્ણની ખાણો હોવા સાથે તે વસ્તુની પણ ખાણો અસ્તિત્વ ધરાવેછે કે જેને લોકો 'ફન્સૂર ૬ નામથી ઓળખે છે. એ 'ફન્સૂર' વસ્તુતઃ એક પ્રકારનું ઉત્તમ કર્પૂર–કપૂર–જ છે, અન્ય વસ્તુ નથી.

### નિયાન નામક ટાપૂ

આ સાગરના સર્વ ટાપૂઓ બહુધા એક બીજા સાથે મળી ગયેલા છે. એમનામાંના નિયાન ૭ નામક ટાપૂમા સુવર્ણની ઉત્પત્તિ અત્યત અધિક પરિમાણમા થાય છે. એ દ્વીપના નિવાસીઓનું ભોજન નારીયેળ છે. નારીયેળથીજ તેઓ પોતાના દેહને શૃંગારે છે અને નારીયેળના તેલ–કોપરેલ–નું જ શરીર પર મર્દન કરે છે.

---

૧. પૂજ્ય બાવા આદમના ચરણચિહ્નના સબંધમાં અધિક વિવેચન પરિશિષ્ટમાં કરાયલું હોવાથી ત્યાં જોઈ લેવું ; કારણ કે, એ ચરણચિહ્ન વિષયક કેટલીક કથાઓ અતિશય મનોરંજક છે.

૨ જુઓ પરિશિષ્ટ. સુગંધિત કાષ્ઠ એટલે અગરુ અગરબત્તીઓ એની જ બનાવવામાં આવે છે.

૩ શંખના વિશેષ વિવેચન માટે જુઓ પરિશિષ્ટ વિભાગમાં શંખવિષયક પરિશિષ્ટ.

૪ અરબીના મૂલ પાઠમાં 'બૂક' શબ્દનો પ્રયોગ કરાયલો છે એટલે એ શબ્દ શરણાઇ, કરણાઇ, નફેરી, તરી તથા નરસિંધા આદિ સુખવાદ્યોનો સૂચક થઈ શકે તેમ છે

૫ એ રામની દ્વીપને અત્યારે હવે સુમાત્રા નામથી ઓળખવામાં આવે છે.

૬ એ ફન્સૂર તે જ વસ્તુ છે કે જેને આપણે 'ભીમસેની કપૂર' નામથી ઓળખીએ છીએ. સુલયમાન સૌદાગરનો આ ઉલ્લેખ એમ દર્શાવે છે કે ભીમસેની કપૂર ખાણમાંથી નીકળે છે; પરંતુ નિર્વિવાદ તથા નિઃસંદેહ વાર્તા તો એ જ છે કે ભીમસેની કપૂર અથવા અન્ય કોઇ પણ પ્રકારનું કપૂર કોઈ પણ સ્થાનમાં ખાણમાંથી કદાપિ નીકળતું જ નથી. અર્થાત્ સુલયમાન સૌદાગરનુ આ વિધાન સર્વથા પ્રમાદમૂલક કિંવા ભ્રાંતિજન્ય જ દેખાય છે. એવી જ રીતે આ વિષયના સબંધમા અનેક લોકોએ પ્રમાદ કરેલો છે. વિશેષ વિવરણ માટે જુઓ કર્પૂર વિષયક પરિશિષ્ટ.

૭ સુમાત્રા નામક ટાપૂની પૂર્વે નિયાસ નામક એક ટાપૂ વિસ્તરેલો છે અને સુલયમાન સૌદાગરનો નિયાસ નામક ટાપૂ તે અત્યારનો એ નિયાસ નામક ટાપૂ જ હોવો જોઇએ એવું કેટલાક કારણોથી અનુમાન કરી શકાય છે.



પંચગંગા ઘાટ

# ઈંગ્લાંડનું કેમ્બ્રીજ કે ભારતનું કાશી?

લેખક—રા. દોલતસિંહ વર્મા.

( ગયા અંકથી પુરૂ )

## ( ૨ ) કાશી

**પ્રિય વાંચક!** મારાથી બની શક્યું તેવું યથાશક્તિ કેમ્બ્રીજનું તો દિગ્દર્શન કરાવ્યું, હવે એજ સંબંધમાં પ્રાચીન અને અર્વાચીન કાશીએ શું ભાગ ભજવ્યો હતો, અને ભજવે છે, તે પણ આપણે જોઇ લઇએ.

### પ્રાચીન કાશી.

કાશી અથવા વારાણુસી ( Benares ) વારણા અથવા વરૂણા અને અસી નામની બે નદીઓનો સંગમ પરમ પવિત્ર ભાગીરથી ગંગા સાથે મળે છે તે વચ્ચેનો જેટલો પ્રદેશ તેજ કાશી અથવા વારાણુસી કે Benares. (જેની સમજ માટે આ પછીને પાને નકશો આપેલો છે કે જેથી વાંચકવર્ગ સારી રીતે સમજી શકે )

સામાન્ય રીતે ગંગા નદીનું પાણી પવિત્ર મનાય છે, પરંતુ જ્યાં વારણા અને અસી ગંગા સાથે ભેગી થાય છે, તેટલા ભાગનું જળ વિશેષ પવિત્ર હિંદુઓ તો માનતાજ આવ્યા છે, પણ એ પ્રદેશના પાણીના જુદા જુદા નમુના મોટા મોટા Scientists—રસાયણશાસ્ત્રિઓએ તપાસી તેનું પૃથક્કરણ કરી જોતાં, તેમાં કાંઇક એવાં બળવાન—જંતુનાશક Antiseptic તત્ત્વો માલુમ પડ્યાં છે કે, સખતમાં સખત કોલેરાના જંતુઓને ૭ કલાકની અંદર નાશ કરવાની શક્તિ આ સ્થળના ગંગાજળમાં રહેલી છે, એ સિધ્ધ થઇ ગયેલ બીના છે. ગંગોત્રીથી લાવેલ ગંગાજલ જેમ કાશી વિશ્વેશ્વર ઉપર તેમજ રામેશ્વર ઉપર ચડાવવામાં આવે છે.

કાશી સંબંધી ખાસ શિક્ષણ વિષયક પ્રાચીન લેખો માટે તપાસ કરતાં તેનો સંપૂર્ણ ઇતિહાસ મળી શકતો નથી, પરંતુ

બનારસનો નકશો.

જે અહીંતહીંની હકીકતો મેળવી શકાઇ છે, તે ટુંકમાં આપી શકાશે.

એ તો કોઇ પણ હીન્દ સારી પેઠે જાણતો હોવો જોઇએ કે જ્યારે તેનો બાળકપુત્ર સમજણો થઇ ભણવા યોગ્ય ઉમરનો થાય કે યજ્ઞોપવિત સંસ્કાર કરવામાં આવે છે, અને તે પ્રસંગે હજી પણ ઘણી ખરી હિંદુ જ્ઞાતિઓમાં સંસ્કાર થઇ રહેવા બાદ બ્રહ્મચારી બટુક અથવા બળીઓ દોડે છે. તેને પુછવામાં આવતાં કહેવરાવે છે કે "મારે તો કાશીએ જવું ને જવું જ" આ તો સાપ ચાલી ગયો ને લીસોટા રહી ગયા જેવી એક અસલની ગુરૂકુળ પધ્ધતિની નકલ માત્ર કરવામાં આવે છે. પ્રાચીન આર્યાવર્ત્તમાં જે સમયે ગુરૂકુળની

પ્રણાલી પૂરજોસમાં નિયમબધ્ધ ચાલતી હતી અને દરેક ગામ કે શહેરની પાદરે ( સીમમા ) ગુરૂકુળો હતાં, તે સમયે ભારતની શિક્ષણ પ્રણાલીના કેંદ્ર રૂપ કાશીતું જ જગ વિખ્યાત પવિત્ર ધામ ગણાતું હતું. બમાંમાં હજી પણ બૌધ્ધમતના ધર્મગુરૂઓ, ભિક્ષુઓ અને પુંગીઓ, ગુરૂકુળની પધ્ધતિ ઉપર શાળાઓ અને પાઠશાળાઓ ચલાવે છે.

કે જે લગભગ ઇ. સ. ૭૦૦ની સાલમાં સારનાથ આવીને કેટલોક સમય રહેલ હતો. તથા એક યુરોપીઅન મુસાફર જે ઇ સ. ૧૮૧૭માં આવેલ તેણે પણ કાશીના અભ્યાસ ક્રમ બાબત બહુજ સારૂં વર્ણન કર્યું છે.

આર્ય–વૈદિક સમય બાદ બૌધ્ધ સમયમાં પણ કાશીએ વિદ્યા–પ્રચારનું પોતાનું કાર્ય સારૂજ બજાવ્યું છે. કાશીથી આશરે ચાર–



હિંદુ યુનીવર્સીટી—આર્ટસ્ કોલેજ

મહાન સિકંદર–Alexander the Great--જ્યારે ભારત ઉપર ચડાઇ લાવેલ, ત્યારે આ દેશની સરહદરૂપ ગણાતા કીલ્લા જેવા પંજાબના લોખંડી બ્રહ્મચારીઓએજ પોતાના ગુરૂની સરદારી હેઠળ આ મહાન શહેનશાહના લશ્કર જોડે ટક્કર ઝીલી હતી અને તેમાં સો કે પાંચશો નહીં–પરંતુ ગુરૂકુળમાંજ અભ્યાસ કરતા ૨૫ થી ૩૦ હજાર બ્રહ્મચારીઓની કેળવાયલી ફોજ પોતાના ગુરૂઓની સરદારી તળે દેશમાં મ્લેચ્છનું આગમન ન થાય, તેને અટકાવવા ખાતર સિંધુ નદીનો એક કીનારો રોકીને ઉભેલી હતી.

ચિનાઇ મુસાફર હયાનસંગે પોતાની આ દેશની મુસાફરીના વર્ણનમાં કાશીનું શિક્ષણ, પાઠશાળાઓ અને તેમાં અભ્યાસ કરતા વિદ્યાર્થિઓ તેમજ તેમના ગુરૂઓનું થોડુંક વર્ણન પોતાના પુસ્તકમાં આપ્યું છે

પાંચ માઇલ છેટેનુ સારનાથનું ગામડું અને તેમાંથી નીકળેલા બૌધ્ધ ખંડીએરો આપણું ખાસ ધ્યાન રોકે છે. આ સ્થળે સુમારે ૨૫૦૦ વર્ષ પૂર્વે મહાત્મા બુધ્ધદેવે, બૌધ્ધ મતનું પ્રચાર કાર્ય શરૂ કરી, અનેકોને પોતાના અનુયાયી બનાવેલ હતા. અત્રે મહારાજા અશોક ઇ. સ. પૂર્વે ૨૫૦ની સાલમા આવેલ હતા હાલ પણ ત્યાં બૌધ્ધ ભિક્ષુઓ-પુંગીઓ એ ખંડીએરોમાંના જીર્ણોધ્ધાર કરેલ એક સ્થાનમાં પોતાનું શિક્ષણકાર્ય કરી રહેલા છે.

મધ્ય સમયમાં પણ ત્યાંની શિક્ષણ પ્રણાલી અતુટ ચાલુજ હતી અને કાશી ઉપરના મુસલમાન બાદશાહોના જુદા જુદા સમયના આક્રમણોએ જો કે આ કાર્યમાં બહુ વિક્ષેપ નાખ્યો છે, અને કેટલાંક અમલ્ય હસ્તલિખિત ગ્રંથોનો નાશ

પણ આ સમયમાં થઇ ગયો છે, છતા પણ આપણા મૂળ વેદ ગ્રંથો કે જે સ્વર સહિત, આપણા તે સમયના સાચા બ્રહ્મદેવતા રૂપ બ્રાહ્મણોએ પોતાના કંઠમાંજ સંગ્રહી રાખેલ, તે વેદો એક પણ ઋચાની ત્રુટી વગર કે એક પણ સ્વર બદલ્યા વગર જેમના તેમ સુરક્ષિત રહ્યા છે, તે ગુરૂકુળની પ્રાચીન શિક્ષણપધ્ધતિને જ આભારી છે.

વેદો ઉપરાંત પ્રત્યેક વેદના બ્રાહ્મણગ્રંથ, આરણ્યક-શ્રૌત્રસુત્ર, ગૃહ્યસુત્ર વગેરે પણ તે રીતે ઘણાં ખરા તો સુરક્ષિત રહી ગયા છતાં પણ તેમાંના અનેક ગ્રંથો તો નષ્ટપ્રાયઃ થઇ ગયા છે, એ વાત નિઃસંશય છે.

પરાંખોમાં ખ્રિસ્ત-ધર્મના અમેરીકન મીશનરીઓ પોતાનું ધામ કરીને-પુરાતન કાળના શિક્ષણ સ્થાનમાં પણ સ્વધર્મ પ્રચાર અને શિક્ષણનું કાર્ય પધ્ધતિસર કરે છે એ સાંભળીને કયો ભારતવાસી આશ્ચર્યોદ્ગાર નહીં કાઢે?

કાશીમાં સન ૧૮૧૭ની સાલમાં એક અંગ્રેજ મુસાફર આવેલ જેણે એ સમયનું ત્યાંના શિક્ષણનું વર્ણન બહુજ સારી રીતે કર્યું છે, અને જે સ્થાનોમાં વિદ્યાર્થીઓ વેદ, શાસ્ત્ર, વ્યાકરણ, વેદાંત, મીમાંસા, ન્યાય અને જ્યોતિષ આદિ વિષયોનું અધ્યયન જે ગુરૂઓ વિગેરે પાસે કરતા તેનો સારો



હિંદુ યુનીવર્સીટી—સાયન્સ કૉલેજ.

આ વેદ-વેદાંગ, બ્રાહ્મણ-ગ્રંથો વગેરે જ્યારે સોથી દેઢસો વર્ષ પૂર્વેની સાલની છાપમાં-શુધ્ધ ગિર્વાણ લિપીમાં-જર્મનીમાં છાપેલો નજરે જોઇને ભારતના કયા સંતાનને આશ્ચર્ય નહીં લાગે? તેમજ કાશીમાજ કેટલાક મોટા વ્યાકરણગ્રંથો, ન્યાય, યોગ આદિ દર્શનગ્રંથો તેમજ ઉપનિષદો, વગેરે તથા વૈદક ગ્રંથો બનારસની એક પરદેશી પેઢી Lazerus Co. એ શોધીને છપાવેલા જોઇ કયો આર્યસંતાન, મોમાં આંગળાં નહીં નાખે? તેમજ સનાતન હિન્દુ ધર્મના કેન્દ્ર અને અગ્રેસર જેવા ગણાતા કાશી શહેરમાં અને તેની આસપાસના

જેવો વૃત્તાંત લખ્યો છે. તે સમય અને હાલના સમયના કાશીના શિક્ષણપ્રચારના કાર્યમાં અવશ્ય ઘણું અંતર છે, છતાં પણ બીજા શેહેરો કરતાં હજી પણ એ સારૂજ છે. ઘણાએ બ્રહ્મચારીઓ અને વિદ્યાર્થીઓ, સતત્ અભ્યાસકાર્યમાં મંડેલા રહ્યા છે. અને તેમનાં તેમજ તેઓના ગુરૂઓના નિર્વાહ માટે હજી પણ કેટલાક રાજા તથા ધનિકો તરફથી વિદ્યાર્થી વગેરે માટે અન્નક્ષેત્રો ચાલુ રાખેલાં છે, જ્યાં અનેક વિદ્યાર્થીઓ નિત્ય ભોજન લે છે.



હિંદુ યુનીવર્સીટી—હોસ્ટેલ.

## માનમંદિર.

દશાશ્વમેધ ઘાટ તરફના રસ્તા ઉપર જતાં બંગાલીટોલાનો મોહલ્લો વટાવીને આગળ વધતાં, ડાબા હાથની એક ગલીમાં થઇને જ્યોતિષવિદ્યાના યંત્રરૂપ માનમંદિર ઉપર જવાય છે. આશરે ઇ. સ. ૧૬૦૦ની સાલમાં મોગલ શહેનશાહ સમ્રાટ અકબરના લશ્કરના એક મુખ્ય સેનાધિપતી General, અને આમેરના રાજા સવાઇ માનસિંહે બંધાવેલ આ માનમંદિર અને ગંગાકિનારા ઉપર એજ મકાન સાથે સંબંધ ધરાવતો માનમંદિર ઘાટ આવેલો છે.

બાદ ઇ સ. ૧૭૧૮માં મહારાજ માનસિંહના વંશજ જયપુરના વિદ્યાપ્રિય શોખીન મહારાજા સવાઇ જયસિંહે એ મંદિર ઉપર એક વેધશાળા Observatory, એક ફ્રેંચ કારીગરની દેખરેખ નીચે બંધાવેલ છે. ખરેખર કાશીમાં જોવા યોગ્ય સ્થાનોમા જ્ઞાનજીજ્ઞાસુ ને શોધકવૃત્તિની વ્યકિતને માટે તો આ સ્થાન પ્રથમ પંકિતએ મૂકાય એવું બાંધેલું છે; સાદી નજરે કુતુહલથી પ્રથમજ જોતાં સામાન્ય માણસ પણ આશ્ચર્યથી ચકિત થયા વગર નહીં રહે એવી ઢબથી આ વેધશાળાનું ચણતર કામ કરાવેલું છે. એ વેધશાળામાંના યંત્રો કે જે નક્કર પથ્થર, સીમેંટ, કોંક્રીટ જેવા પદાર્થથી બનાવેલા છે, અને જેને આજે લગભગ બસો વર્ષ થયા છતાં કાંકરી સુધાં હાલી નથી, કે ક્યાંય સ્હેજ પણ ખાડો કે ખાંચો પડયો નથી, એવી જાતનું મજબુત રીતે બનાવેલું આ વેધશાળાનું મકાન અને તેમા બાંધેલા યંત્રોનું ચણતર તે સમયે પણ થઇ શકયું છે, એ આપણા પુરાતન, સમયના શિલ્પશાસ્ત્રીઓના જ્ઞાન અને હોંશિયારી માટેના પુરાવા રૂપ ગણી શકાય

વેધશાળા ઉપરના મજલાની એક મોટી ઉંચી અગાશી ઉપર બાંધેલ છે, તેમાં સમય ગણકયંત્ર, (ઘટિકાયંત્ર) 'દક્ષોત્તરભિતિ યંત્ર' કે જેની મારફત મહારાજ જયસિંહજી એ સૂર્યની સહુથી મોટી ક્રાંતિ ૨૩ અંશ અને ૨૮ કળા, સુધીની કાઢડી હતી, તે તેમજ યંત્રસમ્રાટ, નાડીયંત્ર, ચક્રયંત્ર, દિગંશયંત્ર આદિ જ્યોતિષવિદ્યાની ગણત્રી સૂર્યના પડછાયાથી તેમજ રાત્રિને સમયે કરવા માટે જુદાં જુદાં યંત્રો પ્રત્યેક જુદી જુદી ઢબથી બાંધેલા જણાય છે. ઉપરાંત જુદા જુદા ગ્રહો, નક્ષત્રો, તારા આદિથી પણ જ્યોતિષનું ગણિત કાઢવા માટેની પુરતી સગવડો કરેલી છે એમાંના "છાયાઘટિકા યંત્ર" ઉપર બેસાડેલી પીતળની પટ્ટી ઉપરના નાગરી અને રોમન અક્ષરોમાં લખેલા આંક ઉપરથી મેં પંડે મારૂં ઘડીઆલ મેળવી જોતાં બરાબર પળેપળ, આ દેશના ભૂતપૂર્વ વૉઇસરોય લૉર્ડ



માનમંદિર–વેધશાળા

કર્ઝને નિશ્ચિત કરેલ સ્ટાંડર્ડ ટાઇમ બરાબર મળતો આવતો જાણી મને સ્હેજ વિચાર થઇ ગયો કે Standard Time શબ્દને બદલે જો "કાશી ટાઇમ" શબ્દનો પ્રયોગ કરવામાં આવતે, તો મુંબઇ–કલકત્તા આદિ સ્થળોના જુના આચારવિચારના રહીશો, એ સમય આપણે માથે ઠોકવા માટે વિશેષ વાંધો લેતે નહીં.

**સારનાથ.**

કાશીથી આશરે ચારથી પાંચ માઇલ દૂર એક મોટા મેદાનમાં નાના ટેકરા ઉપર સારનાથ મહાદેવનું નાનકડું મંદિર છે. તેની સામે એક કાચું તળાવ છે. B. N. W. Ry. ની લાઇન ઉપર સારનાથનું રેલ્વે સ્ટેશન આવેલું છે. સારનાથને "સારંગ નાથ"* 'મૃગયાવન "રૂષિપતન" ( એટલે મુનીઓનું નિવાસસ્થાન કહેવામાં આવતું હતું. બુધ્ધના આગમન પૂર્વે રૂષિમુનિઓના તપશ્ચર્યાશ્રમ તરીકે તેનો ઉપયોગ થયેલો કહેવાય છે.

પ્રાચીન સમયમા શહેરની ઉત્તરે સારનાથ નામે એક સુંદર ગ્રામ હતું. ત્યાં અનેક મકાનો, મંદિરો, પાઠશાળાઓ અને મઠો હતા. જેમાં મોટે ભાગે બૌધ્ધ મતાવલમ્બી ભિક્ષુઓ રહેતા હતા. અહીં મહાત્મા બુધ્ધદેવ ગયાથી નીકળ્યા બાદ ઘણો સમય સુધી રહ્યા હતા.

અહીં જ એમણે લોકોને ઉપદેશ આપવાનું અને બૌધ્ધધર્મના પ્રચારનું કામ આરંભ્યું હતું. આ સ્થળના સંબંધમાં પ્રસિધ્ધ ચીનાઇ મુસાફર હ્યાનસાંગ ઉપરાંત, ફાહીયાને પણ લખાણ કરેલું છે. તે સારનાથમા પાંચમી અને ૭મી સદીમાં આવી ગયેલ.

મહાત્માને જ્ઞાન પ્રાપ્ત થયા પછી તરત ગયામાંજ તેના પાંચ મુખ્ય સહચારીઓ એ, તેનો ત્યાગ કર્યો બાદ, આ સ્થળે બુધ્ધદેવના ગયાથી આવવા પહેલાંજ નિવાસ કર્યો હતો. બુધ્ધે તેના આ તજી ગયેલા મિત્રોની શોધ કરવા માટે અને તેઓને, મળેલા દૈવી જ્ઞાનમાં ભાગ લેવા ફરજ પાડવાનો નિશ્ચય કરીને તેઓની શોધમા ભ્રમણ કરવા નિશ્ચય કર્યો તે મુજબ તેઓની શોધમાં 'મૃગયાવન Deer Park તરફ પ્રયાણ કર્યું', અને ત્યાંજ પોતાના પ્રથમ પાંચ શિષ્યો

* સારગનાથ { Lord of the deer—મૃગ હરીણોનો માલેક ગૌતમ બુધ્ધ વળી "સારંગનાથ" મહાદેવનું શિવાલય પણ છે.

deciples તેમને બનાવ્યા; તે સમયથીજ આ સ્થાન બૌધ્ધમતાભિગામીઓનું ચારમાંનું એક યાત્રાસ્થળ બન્યું છે. બાદ ત્યાં આગળ બૌધ્ધ મત પ્રચારક મંડળેશ્વર અશોક ઇ. સ. પુર્વે ૨૫૦ની સાલમાં આવેલ, અને તેની આ સ્થળની મુલાકાતના સ્મરણરૂપ હજી પણ ત્યાં એક અશોકસ્થંભ ભાંગેલી હાલતમાં દૃષ્ટિએ પડે છે. એ ભાંગેલો સ્થંભ ઘેરાવામાં આશરે આઠથી દશ ફુટ. અને સુનારના ગ્રેનાઇટને મળતા ગોળ પત્થરનો ઉંચાઇમાં આશરે ચાલીશ ફુટ હોવો જોઇએ એમ ભાંગેલા ભાગો જોતાં અનુમાન બાંધી શકાય. તેની ટોંચ ઉપર ચોમુખી સિંહ અને નીચે હાથી, ઘોડો, ગાય અને વાઘ અને દરેકની વચ્ચે વચ્ચે એક એક ચક્ર છે.

હ્યાનસાંગ કાશી સંબંધી લખતાં જણાવે છે કે:—"આ નગર ત્રણ માઇલ વિસ્તારમાં ફેલાયલું છે, અહીંના રહીશો બહુજ ધનિક છે, શેહેરીઓ બહુજ સભ્ય છે, અતિથિસત્કાર સારી રીતે કરે છે, સ્વભાવે સરળ અને ઉદારચિત્ત છે, વિદ્યાર્થીઓ અને વિદ્વાનોનો સત્કાર સારી રીતે કરે છે, માથે ટોપી, મુકુટ અને આભુષણ પહેરે છે, રેશમી કપડાં વિશેષ પ્રમાણમાં પહેરે છે, પોતપોતામાં ધર્મ સંબંધી મતભેદ રહ્યા કરે છે. સારનાથ માટે લખતાં કહે છે કે:—"અહીં ૧૫૦૦ ધર્માત્મા લોકો રહે છે અને ત્રીસ બૌધ્ધ-વિહાર છે, જોવા લાયક ત્રણ સ્તુપ છે." મોટો—બૌધ્ધ-વિહાર કે જેને અંગ્રેજીમાં Monastary કહે છે તેવા લગભગ ૭ થી આઠ તો સરકારી Archeological Department તરફથી ખોદી કાઢવામાં આવેલા છે. હજી પણ બીજા ટેકરાઓ ખોદવાના બાકી હોતાં તેની નીચેથી પણ નવીન બાંધકામો, કોતરકામો, પુતળાં-બાવલાં, છત્રો આદિ પત્થરના કોતરેલા નીકળવા દરેક સંભવ છે. હાલ તુરત નાણાંની ખેંચને કારણે ખોદ કામ બંધ રહેલું છે. એક પ્રધાન મઠનું વર્ણન કરતાં એ લખે છે જે:—"ત્યાં ૧૫૦૦ બૌધ્ધભિક્ષુઓ રહે છે, મઠની ચારે તરફ પાકી ભીંતનું ચણતર છે, અને વચ્ચે આઠ ઓરડીઓ, તથા ભીંતમાં કેટલાક આરાઓમાં બુધ્ધદેવની સુવર્ણની પ્રતિમાઓ રાખેલી છે, મઠની ઉંચાઇ ૨૦૦ ફુટ છે, અને ઉપર જવા માટે પત્થરની સીડી બનાવેલી છે."



માનમંદિરની વેધશાળા બંધાવનાર શ્રીસવાઇ જયસિંહજી

ઇ. સ. ૧૮૧૫ની સાલમાં કર્નલ મેકન્ઝીએ સહુથી પહેલાં સારનાથની જમીન ખોદાવી. બાદ ૧૮૩૫માં પુરાતન શોધખોળ વિભાગના ચાલક સર એલેકઝાંડર કનિંગહામે આ સ્થાન વિશેષ ઉત્સાહથી ખોદાવવું શરૂ કર્યું અને અનેક મૂર્તિઓ કઢાવી કે જેમાંની કેટલીક બંગાળ એશીઆટીક સોસાઇટીના મકાનમાં તથા કલકત્તાના Victoria Memorialમાં છે તેમજ આ ખંડીએરાની નજીકમાં પણ



બુદ્ધની મૂર્તિ

સરકાર તરફથીજ એક સંગ્રહસ્થાન બંધાવેલું છે, તેમાં પણ અનેક મૂર્તિઓ, છત્રો વિગેરે છે. ખોદકામમાંથી એક મઠ તુટેલી સ્થિતિમાં દેખાયો. તેના ઉપરના લેખ ઉપરથી જણાય છે કે ઇ. સ. પૂર્વે ૨૦૦ની સાલમાં એ મઠ બંધાયલો હોવો જોઇએ.

ખોદકામ કરતા નીચે લખેલા સ્તુપ પણ જણાયા છે.—

ધમેખ સ્તુપ ૧૧૦ ફુટ ઉંચો છે, બાજુએ મજબુતીથી બાંધેલો છે. આજુ-બાજુની જમીનથી ૧૮ ફુટની ઉંચાઇ ઉપર આ સ્તુપ છે, જેથી તેની કુલ ઉંચાઇ ૧૨૮ ફુટ થાય છે, તેનો નીચેનો વ્યાસ ૧૯૩ ફુટ છે, જમીનથી ૪૪ ફુટ સુધી પત્થરનો બાંધેલો છે, બાદ પત્થર, ઇંટ અને ચુના તેમજ માટીનું બાંધકામ છે. પરંતુ મારી માન્યતા પ્રમાણે તેની આસપાસ પણ નીચે જેવાજ પત્થરનું કામ હોવું જોઇએ, ને એ કાળના ઝપાટામાં પડી ગયેલ હોય એ બનવા જોગ છે. સ્તુપના નીચેના ભાગના પત્થરો ઉપરના લેખમાં બૌધ્ધમતના પ્રતિજ્ઞા વાકયો લખેલાં જણાય છે.

ચોખંડી સ્તુપ જમીનથી આશરે ૭૪ ફુટ ઉંચો ઇંટોનો બાંધેલો છે. આ મિનારાને ચાર તરફ દરવાજા છે. તે ઉપરના એક અરબ્બી ભાષાના લેખ ઉપરથી જ્ઞાત થાય છે કે મોગલ શહેનશાહ હુમાયુ તે સમયે ગાદીએ બેઠેલ, તેનો આનંદ દર્શાવવા ઇ. સ. ૧૫૮૮માં સમ્રાટ અકબરે એ મીનારો બંધાવેલ હતો.

સિંહસ્તંભ :—મહારાજા અશોકના સમયના શિલાલેખયુક્ત આ સ્તંભ, રાજા કનિષ્કના સમયની એક બોધિસત્વ મૂર્તિ, પત્થરનું છત્રમંદિર, અને રાજા અશ્વઘોષની શિલાલિપિ વગેરે ખાસ જણાવવા યોગ્ય છે.

રાણી કુમારીદેવીનો ધર્મચક્ર—જીનાવિહાર : એક જુના સમયમાં એ ઝનાનખાનું મહેલ અથવા રણવાસ હોવો જોઇએ, એમ તેના ભાગેલા ભાગો જોતાં જણાઇ આવે છે. અંદર એક કુવો ઇંટો માટીનો બાંધેલો ઘેરાવામાં આશરે ૧૦થી ૧૨ ફુટ અને ૪થી ૫ માથોડાં ઉંડો છે. મહેલની અંદરના ભાગની ભીંતોની ઇંટો ઉપર નકશીનું કોતરકામ કરેલું છે. કુમારીના મેહેલમાં દાખલ થવા માટે એક ભોંયરૂં ૬૫થી ૮૦ ફુટ સળંગ અને લગભગ પાંચથી ૭ ફુટ ઉંડું તેમજ પહોળાઇમાં ત્રણ ફુટને આશરે સાફ ઘડેલા પત્થરનાં ચોસલાં બેસાડીને કરેલું દેખાય છે, અને તેનું મુખ રસ્તા ઉપર પડે છે.

## અર્વાચીન કાશી

આશરે પચાશ વર્ષ પૂર્વેના અર્વાચીન કાશીનું ટુંક વર્ણનઃ આ સમયે હાલના જેવી કાલેજો કે હાઇસ્કુલો હતી નહી, પરંતુ મોટે ભાગે પુરાણી પધ્ધતિ અનુસારની શાળાઓ, પાઠશાળાઓ મઠો આદિમાં ઘણું ખરૂં સંસ્કૃત અને હિંદીમાં શિક્ષણ અપાતું હતું. તેમજ એ સમયે ઘણા સારા સારા

વિદ્વાનો, પંડિતો અને સન્યાસીઓ પણ પધ્ધતિસરની શાળા પાઠશાળાઓ આદિ ચલાવતા હતા. એમાં બે મુખ્ય નામો મારા સ્મરણમાં હોતાં તેમની ખાસ નોંધ લેવી જોઇએ. પંડીત શિવકુમાર શાસ્ત્રી, ષડ દર્શનો તેમજ વ્યાકરણમાં ખાસ પારંગત હોતાં, તેમના શિષ્યજુથમાં હજી પણ સારા સારા મોટા વિદ્વાનો તેમજ નામાંકિત પુરૂષો મોજુદ છે, એવીજ રીતે સ્વામિ વિશુધ્ધાનંદજીનું નામ પણ અવશ્ય નોંધવા યોગ્ય છે

ચાલુ જમાનાની પ્રથા અનુસાર, અસલી સંસ્કૃત હીદી શાળા પાઠશાળાઓ ઉપરાંત સ્કુલો, હાઇસ્કુલો, મીશન સ્કુલો તથા કૉલેજો પણ હેયાતીમાં આવતી ગઇ. બહુ લંબાણ નહી કરવાના કારણે મુખ્ય કૉલેજ તથા સ્કુલોનાં નામ તેમજ સ્થળવર્ણન આપીશ.

હીંદુ વિશ્વવિદ્યાલય—( Benares Hindu University ) શહેરથી આશરે ત્રણેક માઇલ છેટે મોટી વિશાળ જગ્યા રોકતું આ વિશ્વવિદ્યાલય પાશ્ચાત્ય પધ્ધતિની ઢબ ઉપરના બાંધેલાં જુદા જુદાં મકાનોના સમુહનું બનેલુ છે. તેમાં આર્ટસ્ કૉલેજ, Science કૉલેજ, Engineering College વગેરે યુરોપ ઇગ્લાંડ આદિ પાશ્ચાત્ય દેશોમાં અપાતી કેળવણોના ધોરણે પણ કંઇક આપણી દેશભાવના અને દેશ ભાષામાં અનુકુળ આવતા વિષયો ઉપર ઘણુજ સારૂં શિક્ષણ અપાય છે. આ સાહસ શ્રીયુત માનનીય પંડિત મદન-મોહન માલવિયાના અથાગ પરિશ્રમને આભારી છે. વિદ્યાલયનું સ્થળ તગરા નામે ગામની નજદીકમાં છે. પાકી સડકથી તેમાં ભાગીરથી ઉપર નાવથી જતાં પણ આ સ્થાને પહોંચી શકાય છે.

પંડિતજીની આ યોજનાની સહાયતામાં બીજા પણ અનેક વિદ્વાનો—રાજા—રજવાડા તેમજ શ્રીમંતો સદૈવ તત્પર રહેલા છે હજી સંપૂર્ણ યોજના મુજબના બાંધકામો ધના ભાવને લઇને થઇ શકતા નથી, છતાં પણ હોસ્ટેલો તેમજ શિક્ષણવિભાગમાં જરૂર જોગા વધારાના બાંધકામો તો ચાલુ જ થતાં



અશોક-સ્તંભ

રહે છે. મારૂં ખાસ ધ્યાન એક મિત્ર પ્રૈફેસરની કૃપાથી Industrial Chemistryના ખાતા ઉપર આકર્ષાયું હતું. તેમાંના એક પંજાબી ભાઇએ સાબુ બનાવવાના યંત્રો ચાલુ કરીને તુરત જ નમુના માટે થોડો સાબુ તૈયાર કરી દીધો એ ખાતાની યોજના મુજબ તો અનેક ઔદ્યોગિક કાર્યો કરવાની તૈયારીએ થઇ રહી છે. ભારતની અનેક યુનીવર્સિટીઓ અને કૉલેજમાંની કોઇમાં પણ આ શિક્ષણ અપાતું નથી જો કે ઇગ્લાંડ-જર્મની, અમેરિકા આદિ સ્થળોએ તો એને માટે વિશેષ ધ્યાન અપાય છે. પરમાત્મા પંડિત માલવિયાજીને ચિરાયુ કરે અને તેઓ તેમની યોજના દરેક રીતે પરિપૂર્ણતયા સફળ કરે તથા કેળવણીના ફળથી દેશને થનાર લાભોથી અજ્ઞાન આપણા અનેક રાજ્યાધિશો

અને લક્ષાધિશો આ ખાતામાં પેતાનું ધન આપી દેશને તારે

વિદ્યાલયના કંપાઉંડમાં અને તેને લગતા બધા મકાનોમાં ચારે તરફ વીજળીક દીવાથી રોશની કરવામાં આવે છે, અને તેને માટે યાંત્રિકકળા વિભાગમાં એક ખાસ Power House બાંધેલું છે. એ ઉપરાંત આયુર્વેદ વિદ્યાલય અને તેને લગતું ઔષધાલય પણ છે 'હાલમાં વિશ્વવિદ્યાલયના Principal સમર્થ ગુજરાતી વિદ્વાન. પ્રો. આનંદશંકર ધ્રુવ છે. તેઓ ત્યાં સારું કાર્ય કરી રહ્યા છે.

કવીન્સ કૉલેજ (સંસ્કૃત કૉલેજ) જગતગંજ નામે લતામા શેહેરથી આશરે દોઢથી બે માઇલ દૂર કેન્ટોનમેંટ તરફ જતી મુખ્ય સડક ઉપર આવેલા એક વિશાળ મેદાનના ભવ્ય મકાનમાં આવેલી છે.

ઉદયપ્રતાપ કૉલેજ, ભોજુવાર નામે ગામડામાં, કેન્ટોન્મેંટ-કચેરીની ઉત્તર તરફ જતી સડક ઉપર છે. ત્રીકમાણી સંસ્કૃત કૉલેજ, સકરકંદ ગલીમાં છે. સેંટ્રલ હિંદુ સ્કુલ કમચ્છામાં આવેલી છે. જયનારાયણ હાઇ સ્કુલ, રેવડી તળાવ ઉપર છે, લંડન મિશન હાઇ સ્કુલ કેંટમાં, બંગાળીટોલા હાઇ સ્કુલ, ગુદોલીઆ તરફ જઇ આગળ વધતાં, પાડે હૌલી નામે બંગાળીઓથી વસાયલા મોહલ્લામાં આવેલી છે. હરિશ્ચંદ્ર હાઇ સ્કુલ મૈદાગિનમા, અને દયાનન્દ હાઇસ્કુલ, બનારસના ટાઉન હોલની સામે મુંબઇના સૉલીસીટર સ્વ. શ્રીયુત ભાઇશંકર નાનાભાઇએ પોતાની ધર્મ પત્નિના સ્મરણાર્થ બંધાવેલ રેવાબાઇ ધર્મશાળાની લાઇનમાં જ સડક ઓળંગીને સામે એજ લાઇનમાં મોટા વિશાળ મેદાનમાં બેઠી ઢબે બાંધેલી છે. તેને એક મોટું વિશાળ કંપાઉંડ, વિદ્યાર્થિઓની રમતગમત માટે રાખેલું છે. સનાતનધર્મ સ્કુલ, પ્રવેશ્વરમા અને સારસ્વત ખત્રિ વિદ્યાલય નીચી બાગમાં, વિદ્યાપીઠ સિગરામાં, "અને એંગ્લો-બંગાલી સ્કુલ પાંડે હૌલી નામક મોહોલ્લામા આવેલી છે. થિઓસૉફીકલ નેશનલ સ્કુલ,-લકસામાં, અને સેંટ્રલ વીવીંગ ઇન્સ્ટીટ્યુટ ચોકા ઘાટમાં આવેલી છે. નાથ ક્ષત્રિય આશ્રમ-સારનમાં, થિઓસોફીકલ નેશનલ ગર્લ્સ સ્કુલ લકસામાં, સેંટ્રલ કાશી ઇન્સ્ટીટ્યુશન ગુદોલિયા ખાતે અને અગ્રવાલ સમાજ પાઠશાળા, સાતો ચૌકે ખાતે આવેલાં છે. ગુર્જર પાઠશાળા તેમજ રણવીર સંસ્કૃત પાઠશાળા-દશાશ્વમેધ ઘાટ ઉપર છે સન્યાસી સંસ્કૃત પાઠશાળા ગલી અપારનાથમાં, સાગવેદ વિદ્યાલય અને સંસ્કૃત પાઠશાળા નગવા સ્થળે છે. તે ઉપરાત મ્યુનિસીપાલ બોર્ડ તરફની શાળાઓ શેહેરના અનેક લતાઓમા છે; તેમજ રાજા દરવાજા, ગઢવાસીટોલા, બાદોરીટોલા, સુડિઆ અને ગાયઘાટ ઉપર કન્યાપાઠશાળાઓ પણ છે. લાગલેશ્વર અને સિગરા ઉપર મિશન કન્યાશાળાઓ છે આખા જીલ્લામાં ડીસ્ટ્રીક્ટ બોર્ડ તરફથી ૪૦૦ થી પણ વિશેષ સ્કુલો છે.

હવે માત્ર ભારતવાસી ધનિકો પ્રત્યે ફરીને વિનંતી કરવાની કે તેઓ તેમના બાળકોને અભ્યાસ માટે ભારતના કાશીમા મોકલશે કે ઈંગ્લાંડના કેમ્બ્રીજમાં ? એ પ્રશ્ન હાલ તુરતને માટે તો આ દેશના નેતાઓ અને મોટા વ્યાપારીઓ પાસે ઉકેલવા માટે મુકી આ વિષય પૂર્ણ કરી લઉ છું.

(સંપૂર્ણ.)





# ડૉ૦ સુન યાત સેન

તેમની ટુંક જીવનરેખા.

લેખક—રા. "એ. પી."

ચીનના પ્રજાસત્તાક રાજ્યતંત્રના જન્મદાતા, ચીનના રાષ્ટ્રીય પક્ષમાં સુયોગ્ય મણાતા અને એ દેશના ઉચ્ચતમ પુરુષોમાં ડૉ. સુન યાત સેનના મરણના સમાચાર, ઘણી વાર ખોટા સમાચાર ફેલાવતી રૂટરની એજન્સીએ દુનીઆને આજ પહેલાં ઘણીવાર આપી દીધા છે ગઇ તા. ૧૨મી માર્ચે એજ એજન્સીનો પેકીંગથી છેલ્લો તાર આવ્યો છે કે ડૉ. સેન ખરેખરજ મરણ પામ્યા છે. આજે એમના અવસાનને લીધે ચીન રડી રહ્યુ છે. જગતના મહાન રાજદ્વારીઓમાંથી એક ઓછો થયો છે.

ડૉ. સેનનો જન્મ હોંગકોંગની દક્ષિણે ૩૦ માઇલ દૂર આવેલા કેન્ટાન અને માકાવના પોર્ચુગીઝ સંસ્થાન વચ્ચેના કવાંગતુગ પ્રદેશના એક ગામડામાં ઇ. સ ૧૮૬૭માં થયો હતો. એમના પિતા ખ્રીસ્તી થઇ ગયા હતા ને લંડન મીશનરી સોસાઇટીના મીશનરી એજન્ટ હતા એ મીશન સાથે સંબંધ ધરાવતી એક અંગ્રેજ બાઇના સહવાસથી બાળપણમાં પણ સુન અંગ્રેજી બહુ સારી રીતે બોલી શકતા. તે અઢાર વર્ષની ઉમરે કેન્ટોનની એંગ્લો અમેરિકન મીશનની ડૉ. કેરના હાથ નીચેની ઇસ્પીતાલમાં જોડાયા. વૈદકીય બાબતોમાં તેમને બહુ રસ પડવા માંડયો; ને તેથી બે વર્ષ એ ઇસ્પીતાલમાં ગાળી તેઓ નવાજ સ્થપાયલા હોંગકોંગના તબીબી મહાવિદ્યાલયમાં વૈદકનો અભ્યાસ કરવા ગયા. ત્યાં પાંચ વરસ અભ્યાસ કરીને ડાકટરી પદવી મેળવી તેઓ માકાવમાં ડાકટરી ધંધો કરવા લાગ્યા. એ મહાવિદ્યાલયના તેઓ પ્રથમ સ્નાતક હતા.

તેમને બાળપણમાં જે શિક્ષક મળ્યો તેણે મંચુની ચઢાઇઓ તથા તાઇ-પીંગના બળવા વિષે-ટૂંકમાં ચીનના ઇતિહાસ વિષે—તેમને પૂરી માહિતી આપી હતી. આ બાબત તેમના મગજમાં સજ્જડ ચોંટી ગઇ હતી ને તે પરજ તેમનું આખું જીવન ઘડાયું હતું એમ કહીએ તો ચાલે.

માકાવમાં તેમને "યુવાન ચીન સંઘ"વિષે સાંભળ્યું. માકાવમા પોર્ચુગીઝ પદવી સિવાય ડાકટરી કરી શકાય તેમ ન હોવાથી ડૉ. સુન કેન્ટોન જઇ રહ્યા. આ દરમ્યાન તેમણે મંચુશાહી વિષે ઘણું સાંભળ્યું હતું. કેન્ટોનમાં મંચુશાહીને સુધારવા કે તેનો અંત લાવવા અઢાર યુવાનોનો એક સંઘ સ્થપાયો હતો તેમાં ઇ. સ. ૧૮૯૪ માં ડૉ. સુન જોડાયા. આ યુવાનોના સંઘના એક

કાવત્રાંની ખબર પડતાં એના સત્તર યુવાનોનો શિરચ્છેદ કરવામાં આવ્યો હતો ; અને એ કલા ડૉ. સુન પોતાના માર્ગે કામ કર્યે જતા હતા, એમના કામનાં ફળ મોડાં મોડાં પણ આવ્યાં, ને ઇ. સ. ૧૯૧૨ના ફેબ્રુઆરીની ૧૨ મી તારીખે મંચુ શહેનશાહે સ્વેચ્છાથી ગાદીનો ત્યાગ કર્યો. આમ ડૉ. સુનનું જીવનકાર્ય પૂરું થયું.

યુવાનસંઘના કાવત્રામાંથી બચી જતા ડૉ. સુને હોંગકોંગમાં ડૉ. કેન્ટલી નામના એક અંગ્રેજ ડૉકટરનો આશ્રય લીધો ને ત્યાંથી પછી હોનોલુલુ ગયા. ત્યાંથી ૧૮૯૬ના ઓકટોબરમા તેઓને લંડન આવતાં પકડવામાં આવ્યા હતા ને દશ દિવસ સુધી તેમને ચાઇનીઝ લીગેશનની જેલમાં રહેવું પડયું હતું. પછી બ્રીટનના વડા પ્રધાન લોર્ડ સેલીસબરી વચ્ચે પડતાં તેમને મુકત કરવામાં આવ્યા હતા. ને બાદ થોડા દિવસ તેઓ ડૉ. કેન્ટલીને ઘેર રહીને જાપાન જવા ઉપડી ગયા. કોઇ પણ મુશ્કેલીથી ડૉ. સુન કદી નિરાશ થયા નથી. જાપાનથી ઘણી વાર છુપા વેશમાં થઇ તેમણે ચીનની મુલાકાત લીધી હતી. જ્યાં જ્યાં ચીનાઓ વસતા હતા ત્યાં ત્યા પહોંચી જઇ તેમણે રાજકીય સુધારાની અનિવાર્ય જરૂર તથા તે માટેના સંગઠિત પ્રયત્ન તરફ ચીનાઓનું ધ્યાન ખેંચવા ભારે પ્રયત્નો કર્યો.

પોતાનો ઉપદેશ તે સાદી અને સરળ રીતે આપતા. તેઓ નિઃશસ્ત્ર યુદ્ધ કરીને બધા શાન્ત અને કાયદેસર ઉપાયોથી સુધારા કરવા માગતા. લોકોના રાજકારણ સામેના દુર્લક્ષ સામે, પોતાની સાચી લાગણી જાહેર નહિ કરવાની અશકિત સામે ડૉ. સુનને લડવાનું હતું. આ બધા સામે ચીનાઓએ બળવો—એકો બળવો કરવોજ જોઇએ એવી તેમની માન્યતા હતી.

ડૉ. સુનનાં આ પરાક્રમ સાંભળીને સહુ કોઇને સ્વાભાવિક રીતે જ એ પ્રશ્ન થાય કે ડૉ. સુન ગરીબ, નિઃસહાય, એકલા હોવા છતાં ચીનની અજબ પ્રકૃતિની પ્રજા પર આટલો કાબૂ કેવી રીતે મેળવી શકયા ? ને તે એટલે બધે અંશે કે જેથી ચીનના પ્રજાતંત્રના પહેલા પ્રમુખ તરીકે ચૂંટાય ? એનો ઉત્તર એકજ છે. ડૉ. સુને પોતાના કીમતી જીવનને ભોગે પોતાના દેશની સેવા બજાવી છે. મંચુશાહીને નિર્મૂળ કરી ચીનને પ્રજાસત્તાક બનાવવા પોતાની જીન્દગીનાં અમૂલ્ય વરસોમાં એકેએક મીનીટ તેમણે મહેનત લીધી છે. એ વરસોમાં દુનીઆના કોઇ પણ ભાગ પર તેમનું જીવન સલામત નહોતું. છતાં તેમનો પ્રયત્ન અટકયો નથી. ચીનની પ્રજાના સંગઠન માટે જાહેર કે છૂપી રીતે તેમણે લગભગ આખા યે ચીનની સફર કરી છે. લગભગ દરેક ગામમાં તેમના માણસો છે કે જે તેમની સૂચના પ્રમાણેનું કામ આજે પણ કરે છે. તેમણે જાપાન હોનોલુલુ, અમેરિકા, મલાયા અને સ્ટ્રેટ્સમાં વસતા પોતાના દેશબંધુઓને બળવાનો સંદેશ આપ્યો છે. ને આખી દુનીઆ પર વહેંચાઇ ગયેલા પોતાના દેશબંધુઓને સંગઠિત કર્યા છે. તેમણે ઘણીવાર યુરોપ જઇને ત્યાંથી લીધેલા હથિયારો છૂપી રીતે ચીનમાં ફેલાવ્યાં ; અને ચીન પોતાના સ્વાતંત્ર્ય વાસ્તે લડી લે તે દરમ્યાન બીજાં રાજ્યો દખલ ન કરે એવી ગોઠવણ ડૉ. સુનેજ પરદેશી રાજ્યોના એલચીઓ સાથે મિત્રાચારી કરી તેમની મારફત કરી હતી.

કેન્ટોનને ઘેરો ઘાલવા માટે ડૉ. સુને એક વાર પ્રયત્ન કર્યો હતો. તેમણે સ્વેરો જઇને ત્યાંના બળવાખોરો સાથે મસલત કરીને જોઇતાં હથિયારો એકઠાં કર્યાં ને હોંગકોંગમાં હથિયારો ખરીદવા અને માણસો એકઠાં કરવા એક માણસને મોકલ્યો. દરમ્યાન આ બાબતની સત્તાવાળાઓને ખબર પડી જતાં માણસો એકઠા નહિ કરવાનો

હોંગકોંગ તાર કરવામાં આવ્યો. પણ તેનો ઉંધો અર્થ લઇ હોંગકોંગથી ૪૦૦ માણસો હથિયાર ને દારૂગોળા સહિત કેન્ટોન પહોંચ્યા જ્યાં એ બધાને પકડી લેવામાં આવ્યા. આથી સેન્ટ્રલ રિફોર્મ કમીટીની વડી ઑફીસ વિખેરી નાખીને બધા સભાસદો નાસી છુટયા. ડૉ. સુન શહેરમાથી છુપાઇને બહાર નીકળી કોઇ વાર રેતીમાં ચાલતા તો કોઇ વાર નાની બોટમા બેસીને માકાવ પહોચી ગયા, પરતુ ત્યા રહેવું પણ એમને માટે જોખમભરેલું થઇ પડવાથી ત્યાંથી નીકળી હોંગકોંગ, હોંગકોંગથી હોનોલુલુ ને ત્યાથી અમેરિકા થઇ તેઓ લડન આવી પહોંચ્યા. મુસાફરીમાં પણ તેઓ એકવાર તાનફીંગના માણસને હાથે પકડાઇ ગયા હતા. પણ તે માણસ સાથે ડૉ. સુને કેટલીક દલીલો કરવાથી પકડવા આવનારજ આખરે તેમને ચરણે નમ્યો હતો

એક વાર સરકારી માણસો ડૉ. સુને તેમના ઘરમા પકડવા ગયા તેઓ પકડવા આવ્યા છે એમ જાણીને તેમણે એક ધર્મ પુસ્તક કહાડીને મ્હોટેથી વાચવા માંડયું. આ સાભળી પકડવા આવનારા ખાલી હાથેજ પાછા વળી ગયા.

ડૉ. સુન યાત સેનને મરણનો ભય ન હોતો. તેઓ યુવાન ચીનસંઘમા જોડાયા ત્યારથી તે ૧૧૨મા તેમનું જીવનકાર્ય પૂરૂં થયુ ત્યા સુધી તેઓ મરણને સાથે લઇને જ ફરતા હતા. દરેક પળે તેમના પર મરણનો ભય ઝઝૂમતો. દરેક દેશમાં મંચુશાહીએ પોતાન છૂપા માણસો ગોઠવ્યા હતાં, અને ગમે તે કીંમતે ડૉ. સુનનું માથું લેવા મંચુ સરકાર તત્પર હતી.

આવો પ્રતિભાશાળી, ઉચ્ચ આદર્શવાળો, મહાન સ્વાર્થત્યાગી અને અનહદ લોકપ્રેમ ધરાવતો અપૂર્વ દેશભક્ત ચીનના ઇતિહાસ માની અત્યારના જેવી કટોકટીની તકે મરણ પામે એ ચીનનુંઅને એશીયાનુ ખરેખર દુર્ભાગ્ય છે એશીઆનું સંગઠન કરવાની તેમની ઉમેદ હતી તે શૂરવીર સિપાહસાલાર હતા ને પોતાના દેશબંધુઓને દમતી મંચુશાહી સ્હામે લડતાં તેમણે પ્રાણ તજ્યા છે.

ઇ. સ. ૧૯૨૪ના ડીસેમ્બરમાં તેઓ જાપાન છોડીને ટીન્ટસીન આવ્યા હતા. તેઓ તા ૬ઠી જાનેવારીએ પેકીંગ આવ્યા હતા; ને ત્યાં સરકાર અને પ્રજાએ તેમને ભારે આવકાર આપ્યો હતો. પણ ત્યાં તેમની તબીઅત તરતજ બગડી અને તેમના શરીર પર ઓપરેશન કરવામાં આવ્યું . તે પછી તેમને પેકીંગની પાસેના એક હવા ખાવાના સ્થળે લઇ જવામા આવ્યા હતા

આ બધા માનવપ્રયત્નો છતાં આખરે ચીનના પ્રજાસત્તાક માટે લોહીનું પાણી કરી નાખનાર ડૉ. સુન યાત સેન આખરે આ ફાની દુનીઆનો ત્યાગ કરી પ્રભુના અવિચળ ધામમા પધાર્યા છે તેમની અનહદ દેશભક્તિ, પવિત્ર ચારિત્ર્ય, ઉચ્ચ આદર્શ, સતત કાર્ય કરવાની શક્તિ અને આત્મભોગનો ઉમદા ઉદ્દેશ એ બધાં અને ચીનનું ઘડાતું પ્રજાસત્તાક રાજ્યતંત્ર તેમનાં ચિરસ્મારક છે, અને ડૉ સુન યાત સેનનું જીવન માત્ર ચીનનાજ નહિ પણ હિન્દના ને આખી દુનીઆના યુવાનોને આદર્શ રાખવા યોગ્ય છે.. (સંપૂર્ણ)





લેખક:—રા. સુદર્શન.
ચિત્રકાર:—રા. વિ. કે. જાની,

જગતરાય એક સરલ દિલના માણુસ હતા. ગરીબ હતા. ફક્ત મહિને ૪૦ રૂપીયા મળતા ને તેમનો નિભાવ પણુ થતો. છતાં ગે આ સ્થિતિમાં તેઓ આનંદ માનતા.

આજ તેમણે 'સમચાર'મા નવા ખબર વાંચ્યા. ૧૨ લાખની લોટરી બંગળામા નીકળી હતી. તેમનું મન ટીકીટ લેવા લલચાયું. ભાગ્યદેવી ટીકીટ લેવા કહી રહી હોય તેમ લાગ્યું. એટલામાં વિદ્યાવતી આવી.

"ચૂપ કેમ બેઠા છો ?"

"કંઇ નહિં"

"શું કંઇ નહિં ?"

"તને ખબર ન પડે"

"ત્યારે તમે કહો"

જગતરાયે 'સમાચાર' હાથમાં લીધું ને લોટરીની વાત કહી.

"કેટલા રૂપીયા ?"

"પચ્ચીશ"

વિદ્યાવતી ૨૫ રૂપીયાની વાત સાંભળી ઠંડી થઇ ગઇ. આવો નિરર્થક ખર્ચ શા માટે કરવો ? તેને તેની ગરીબી સાંભરી.

'આ પાસો નાખવા દે. જરૂર કંઇ આવશે,' વિદ્યાવતીથી 'ના' ન કહાઇ. રૂપીયા આપી દીધા ને જગતરાયે નસીબ પર આધાર રાખી પાસો ફેંકાવ્યો

( ૨ )

આખો દિવસ ને રાત જગતરાયને લોટરી, લોટરી, થયા કરતું. રાત્રે એકાએક જાગી જતાં ટપાલીને જોઇ હૃદય કંપી ઉઠતું. તારના પટાવાળાને જોઇ હાથપગ ઠંડા થઇ જતા. પણુ તેમને લાગતું કે આ વખત જરૂર કંઇ ઇનામ આવશે. ભવિષ્યના ચિત્રો નિહાળતા. મારા ભાગ્ય પર છાપાંઓમાં નોટો લેવાશે. મિત્રો વધાઇ દેશે ને કહેશે 'આહ!

આ તુચ્છ નોકરી છોડી દ્યો. હવે તો તમને વિધાતા ફળી છે, ત્યારે હું શાન્તિથી જવાબ દઇશ કે. "ભાઇ! પ્રભુની દયાથી ને તમારા જેવાના આર્શીવાદથી આ સઘળું થયું છે." વિદ્યાવતી કહેતી હતી કે "હું શેરીમાં ભાગ વહેંચીશ. અનાથઆશ્રમમાં રૂપીયા મોકલાવીશ. જરૂર રૂપીયાથી ઉપકાર નહિં થાય તો પછી બીજા શેનાથી થશે?"

ત્રણ મહિના આ રીતે પસાર થયા. દંપતી પ્રતિક્ષણ વ્યાકુળ રહેતાં. હવે તેમને એ ૪૦ રૂપીયાના પગારથી શાન્તિ ન થતી. 'આશા' એ શાંત હૃદયમાં ચંચળતા ઉત્પન્ન કરી હતી.

સાંઝ પડી હતી. જગનરાય સૂતાસૂતા વિચારમાં મશગૂલ હતા. આ ત્રણ મહિનામાં તેમને દર મહિના કરતાં વધારે ખર્ચ થયો હતો. લોટરીની આશાએ તેમણે ઉધાર કરવા માંડયું હતું વિદ્યાવતી વિચારી ગભરાતી હતી. એટલામાં બારણા પર કંઇ ખડખડાટ થયો. વિદ્યાવતી હર્ષઘેલી થઇ. તેણે પૂછ્યું.

"કોણ?"

જવાબ મળ્યો. "તાર લઇ લ્યો."

વિદ્યાવતીની નસેનસમાં ઝપાટાબંધ લોહી વહેવા લાગ્યું. જગનરાય નીચે આવ્યા ને તાર લીધો.

લોટરી નીકળી!

(૩)

'લોટરી નીકળી' કેવો મોદક શબ્દ!

વિદ્યાવતીના હૃદયસાગરમાં આનંદતરંગ ઉછળવા લાગ્યા.

ભીખારીને રાજ્ય મળ્યું. તે જગતરાય પાસે આવી. તેમના હાથમાં તાર કેળનાં પાંદડા જેમ ધ્રૂજતો હતો.

"લે રાજી થા. મારા નામ પર બીજું ઇનામ આવ્યું છે."

"કેટલા રૂપીયા?"

"ત્રણ લાખ"

વિદ્યાવતીનાં નયન આંસુથી ભરાયાં જગતરાયે આનંદ સાથે કહ્યું.

"હવેતો કહેતો મારૂં ભાગ્ય ખુલવાનું છે?"

"હું શેરીમાં ભાગ વ્હેંચીશ" વિદ્યાએ કહ્યું.

"અરે! એમાં શું? બજારમાં જાઉં છું, કંદોઇને કહેતો જઇશ. તે મોકલાવશે."

"પણ રૂપીયા?"

"મૂર્ખી! શું રૂપીયા ખોટા છે?"

આમ કહી જગતરાય બહાર ગયા. વિદ્યાવતી ત્યાં ઉભી રહી. એટલામાં બહારથી અવાજ આવ્યો. તે બહાર આવી ને જોયું તો તારનો પટાવાળો ઉંધે મ્હોંયે નાળીમાં પડેલો, ને જગત તેને ગાળો દેતો હતો.

"શું છે?" વિદ્યાએ પૂછ્યું.

"સરકારી નોકર છે. ઇનામ માગે છે. જાણે કે મારી ઉપર કંઇ મોટો ઉપકાર ન કર્યો હોય" જગતરાયે કહ્યું.

"બિચારો ગરીબ આદમી છે. બે પૈસા આપ્યા હોય તો કંઇ ખોટ આવી જાય!" વિદ્યાએ કહ્યું.

અગ્નિમાં ઘી હોમ્યા જેવું થયું.

"હું તેને પોલીસને સ્વાધીન કરીશ." જગતરાય બરાડયા.

વિદ્યાને વિચાર થયો. શું ધન મનુષ્ય સ્વભાવ આમ જ પલટાવી દે છે? સાધુ સ્વભાવ આમ ફરી જાય છે? કોઇ દિવસ કોઇને "તું" પણ ન કરે તે આજ ગાળો ને મારનો વર્ષાદ વરસાવે છે! તેને આંસુ આવ્યાં. મહામહેનતે સિપાઇને છોડાવ્યો.

તે બીજે દિવસે શેરીમાં મીઠાઇ વેંચવા નીકળી. શેરીની સ્ત્રીઓ અભિનંદનનો વર્ષાદ વરસાવવા લાગી. તેણે વિચાર્યું કે આ વધાઇ તેને હતી કે મળેલા ધનને? એણે કહ્યું. "પ્રભુએ આપ્યું છે. હવે અમને ન ભૂલશો."

"એમ તે હોય !" વિદ્યાએ જવાબ આપ્યો.

બીજીએ કહ્યું. "કંઇ ધર્મ ધ્યાન કરજો."

"થોડા રૂપીયા અનાથઆશ્રમમાં મોકલાવીશું" વિદ્યાએ જવાબ આપ્યો.

"બ્હેન ! દેવાલય બંધાવાની બાધા રાખી હતી ને ?" ધર્મદેવીએ કહ્યું "આ ! પૈસા આવશે એટલે આરંભ કરી દઇશ" વિદ્યાએ જવાબ આપ્યો.

"બ્હેન ! પણ 'માયા' બુધ્ધિ પલટાવે છે હો" ગુલાબે કહ્યું. વિદ્યા ચોકી ગઇ. શું સાચું હશે ? આગલા દિવસનો બનાવ યાદ આવ્યો.

"એ તો કહેવાની વાત. બુધ્ધિ માયાની 'મા' છે. જ્યાં 'મા' જાય ત્યાં દિકરી હોય જ."

૪

તે ઘેર આવી. અવનવા વિચારોથી ગભરાઇ ગઇ. ગઇ કાલ સુધી પૈસા માટે મરતાં, તે આજે લાખોપતિ થયાં. ગુલાબના શબ્દો તેને પૂરેપૂરા સાલતા. એવામાં જગતરાય આવ્યા. વિદ્યા તેને જોઇ ચકિત થઇ ગઇ. તેણે સુંદર પોષાક પહેર્યો હતો. મોઢામાં સીગાર હતી. માથા પર હેટ હતી. પગમાં ચકચકિત જોડા હતા. પાછળ નોકર પેટી ઉપાડી અંદર આવ્યો. વિદ્યાએ ઘુમટો ખેંચ્યો. ખૂણામાં સંતાઇ ગઇ. જગતથી આ સહન ન થયું. નોકરના જવા પછી તેણે કહ્યું.

"આ બધું નકામું છે. આમ ન થવું જોઇએ." વિદ્યા ચોંકી.

"તો શું એ માણસના દેખતાં ખુલ્લે મ્હોંયે ફરૂં ?"

"કેમ નહિં ?"

"બીજું બધું કબુલ, પણ મારાથી ખુલ્લે મ્હોંયે નહિં ફરાય."

"મારૂં કહ્યું માનવું પડશે."

વિદ્યાના ચહેરાનું નૂર ઉડી ગયું.

"બધું માનીશ, પણ મારાથી એ નહિં થાય."

"ઠીક પણ અત્યારે આ કપડાં તો પહેરી લે"

વિદ્યાએ ટ્રંક ખોલી. જોયું તો બધાં ય વિલાયતી કપડાં જ ! તે ગભરાઇ.

"મને આ કપડાં પહેરતાં નથી આવડતાં"

"પણ હવે તો એ પહેરવાં જ પડશે"

"હું નહિં પહેરૂં"

જગત કડક થયો.

"પહેરવાંજ પડશે"

ચિરાતે હદયે ને બીકથી વિદ્યાએ કપડાં પહેર્યાં.

૫

રાત્રિનો સમય હતો.

જગત વિદ્યા સાથે મોટરમાં નીકળ્યો. બજારમાં આવ્યો. આ વખતે તે બજાર જોવા ન્હોતો નીકળ્યો, પણ તેનું ઐશ્વર્ય બતાવવા નીકળ્યો હતો. તેની આંખમાં અભિમાન હતું, આછકલાપણું હતું, પણ વિદ્યાની સ્થિતિ એ કરતાં જુદી હતી.

આ શું પરિવર્તન ! તેને ધર્મદેવીના શબ્દો યાદ આવ્યા.

એટલામાં એક મોટા ઘર પાસે મોટર અટકી. જગત ઉપર ગયો. વિદ્યાને થયું કે કોઇની દુકાન હશે. કંઇ ખરીદવા ગયા હશે.

પણ ત્યાં તો તેણે કોઇનું સંગીત ને તબલાની થાપો સાંભળી. બિચારી કંપી ગઇ. થોડી વારે જગત કોઇ સ્ત્રી સાથે નીચે આવ્યો.

"આ કોણ ?" વિદ્યાએ પુછ્યું.

જગત ને તે સ્ત્રી, મોટરમાં ગોઠવાયાં. મોટર ચાલવા લાગી.

" તું નથી ઓળખતી ?" જગતે પૂછ્યું.

" ના "

" આ આપણા શહેરની ઉસ્તાદ ગાનારી રાહતજાન !"

વિદ્યાવતી ચમકી ગઇ! સાથે રાહત પણ ગભરાઇ.

"એમાં મરે છે શું? એ કંઇ તને ખાઇ નહિ જાય". જગતરાયે કહ્યું. નાગણ જેમ ગરદન ઉઠાવી વિદ્યા બોલી

"મને નીચે ઉતારો હું તેની સાથે નહિ બેસું"

આમ કહી તે ઉભી થઇ ' મોટર ઉભી રાખો, નહિંતર હું કુદી પડીશ "

" નકામી શી પંચાત ? ખબર નથી હું ધનવાન થયો છું? શેઠ શાહુકાર આવો આમોદ પ્રમોદ તો કરેજ. તું આજથી સમજ કે એ તારી બ્હેન છે." જગતરાય બોલ્યા. કાલ સુધી જે માણસ પારકી સ્ત્રી સામે જોવામાં પાપ સમજતો તે આજે વેશ્યા સાથે? ધર્મદેવીનું કથન તેને સત્ય લાગ્યું. ગરીબીની નૈતિક મજા યાદ આવી. તે ફરી જોરથી બોલી. "મોટર ઉભી રાખો. કોઇ કચરાઇ જશે."

બજારમાં સખ્ત ગીર્દી હતી. પણ જગતને તેની કયાં પરવા હતી? તેણે મોટર જલ્દી ચલાવવા કહ્યું. પણ એટલામાં બે ન્હાનાં છોકરાં કચરાયા. મોટર ઉભી રાખવામાં આવી. માણસોની ઠઠ જામી.

જગતની આંખ ખુલી ગઇ! પણ હાય! વખત વીતી ગયો હતો. સીપાઇ આગળ આવ્યો. હાથમાં કડી નંખાઇ, ને થાણા પર સવારી ગઇ વિદ્યા ગભરાઇ ગઇ. રાહતજાન બીજાની શોધમાં ચાલી ગઇ.

થોડીવારે વિદ્યા થાણા પર ગઇ. મોટર જોઇ પોલીસ પાસે આવ્યો:

"કોઇ માણસને કેદી બનાવી અહિં લાવવામાં આવ્યો છે ?" વિદ્યાએ પૂછ્યું.

" હા, પણ તેણે અહિં આવીને પણ એક ખૂન કર્યું છે. "

" હેં ?"

' જે માણસે તેને પકડયો હતો તેનેજ તેણે પીસ્તોલ મારી. "

" પણ તેના હાથમાં કડી હતી ને ? "

" આબરૂદાર જાણી રસ્તામાં કડી કાઢી લેવામાં આવી હતી "

" હવે શું થશે ?"

" ફાસી !" સીપાઇએ રોકડું કહ્યું.

૬

સીપાઇના શબ્દો વિદ્યાના હૃદયમાં હથોડાનું કામ કરી રહ્યા હતા.

શું નું શું થયું ?

વિદ્યાએ સીપાઇને બોલાવ્યો, ને પૂછ્યું

" હવે એક પણ ઉપાય છે ? "

" ના "

" પાણીની માફક પૈસા ઉડાવું તો ? "

" તો પણ નહિ "

" અમારા નામ પર ઇનામના આવેલા ત્રણ લાખ રૂપીયા ખર્ચું તો ?"

સીપાઇ બે કદમ પાછો હટી ગયો ને બોલ્યો. " ત્રણ લાખ ?"

" હા ત્રણ લાખ !"

જો તેના હાથમાં બાબત રહી હોત તો તે મ્હોં ધોવા જાત નહિં, પણ તે બાબત તો અધિકારીઓના હાથ સુધી પહોંચી હતી.

" કોઇ બારીસ્ટર રોકો " તેણે કહ્યું

" એક નહિં, પણ ડઝન ખડા કરૂં. "

" તો હૂરે "

વિદ્યાને આશા બંધાઇ. થોડીવારે તેણે કહ્યું. "મારે કેદીને મળવું છે."

તેને જગત પાસે લઇ જવામાં આવી. તેણે ત્યાં શું જોયું? જગતના હાથમાં બેડીઓ હતી. મ્હોં પર નિરાશા હતી. આંખમાં આંસુ હતાં. તેને જીવનની આશા ન હતી. વિદ્યા તેની પાસે ગઇ.

" પ્રાણનાથ !"

આ એ જ સ્વર હતો કે જેથી જગત પાણી પાણી થઇ જતો હતો. પણ આજે એ સ્વરમાં એ મોહિની ન હતી! જગત કતરાતી આંખે તેના તરફ જોઇ રહ્યો. તેની દૃષ્ટિમા પશ્ચાતાપ હતો. અપરાધની કબુલાત હતી. વિદ્યાના ધૈર્ય પર વજ્રપાત થયો. તેણે પોતાનું માથુ જોરથી દિવાલ સાથે પછાડ્યું, ને તેની સાથે.......... ..........

૭

વિદ્યાની આખ ખુલી ગઇ! આ સવળું સ્વપ્ન હતું! જગત તેને કહેતો હતો. "વાણીયો પૈસા માગે છે. તેનું શું કરવું?" વિદ્યાનું શરીર પરસેવાથી તરબોળ થયું હતું. તેને પોતાની આંખ પર વિશ્વાસ ન આવ્યો. જ્યારે તે શુધ્ધિમાં આવી ત્યારે તે એવી તો પ્રસન્ન હતી કે ફાંસીની શિક્ષા પામેલા કેદીને જાણે છુટકારો ન મળ્યો હોય!

"પ્રભુ! કૃપા કરીને નસીબનું પાંદડું હલાવી દે" જગતરાય બોલ્યા.

વિદ્યાને કોઇ શ્રાપ આપી રહ્યું હોય તેવા શબ્દો લાગ્યા. તે બોલી. "પ્રભુ એવું ન કરે"

જગત ચકિત થયો. તેણે માન્યું કે વિદ્યા પાગલ થઇ છે, પણ જે વિદ્યાએ નિહાળ્યું તે તેણે પણ નિહાળ્યું હોત તો જરૂર તે પણ પાગલ થાત!

( સંપૂર્ણ. )

## જૂદાઈ

લેખક —રા. ટી. બી. કથારીઆ

— ગઝલ —

દિલ તરત તડપી ઉઠે સણબે જૂદાઈ આપની,
રાતદિન બેચેનીમાં રાખે જૂદાઈ આપની.
અમ આફતોની ના સીમા, મધ્યે વહ્યા ધીમાં ધીમા,
પણ યાદ તાજી રૂહે અમોને એ ભલાઇ આપની.
સખ્ત ગરદન કાપતાં મચકાય કે કંપે નહીં
સંભાળજો ગોરી અતિ નાજુક કલાઇ આપની.
અમ આશકો તો માશુકોના પ્યારમાં ખેલી રહ્યા,
હરદમ મગજમાં આશનાઈની વફાઇ આપની.
પ્રેમી થવામાં શો ગુન્હો? સહે તાપ સખ્ત ઉન્હોઉન્હો,
કયમ એકદમ વિજળી ગમી પડતી તવાઇ આપની?
પ્યાલાં ભરી ભરી આપશો, ને દિલ મહીં નવ રાખશો
મસ્તાનની મસ્તી મહીં કિંચિત્ જૂદાઇ આપની

# રાજકવિ ભૂષણ.

લેખક:—રા૦ જેહાંગીર માણેકજી દેશાઇ,

કાનપૂર જીલ્લામાં તિકવાંપૂર નામે એક ગામ છે ત્યા આ કવિરત્નનો જન્મ થયો હતો. એનો પિતા રત્નાકર ત્રિપાઠી કાન્યકુબ્જનો કાશ્યપગોત્રી બ્રાહ્મણ હતો એને ચાર પુત્ર હતા: ચિન્તામણિ, ભૂષણ, મતિરામ અને નિલકંઠ, અને એ ચારે ય કવિ હતા, પરંતુ એ સર્વમાં ભૂષણ અત્યંત પ્રતિભાશાળી કવિ હતો. એ હિંદુઓનો જાતીય કવિ હતો: હિંદુજાતિની ઉન્નતિ અને ઐશ્વર્યનો ઉત્કટ અભિલાષી હતો: સ્વજ્ઞાતિ, સ્વદેશ અને સ્વધર્મ વિષેનું અભિમાન એના રોમે રોમમાં વ્યાપ્ત થયું હતું. દિલ્હીપતિ ઔરંગઝેબનાં અતિનિષ્કરૂણ ધર્માંધપણા અને ઘોર અત્યાચારોથી તે વેળાની હિંદુ પ્રજા ત્રાહ ત્રાહ કરી રહી હતી જે દેખી આ ગર્વિષ્ટ હિંદુનું હૃદય બળીને ભસ્મ થઇ જતું હતું. વીરત્વ અને શૂરાતનના અસ્ખલિત મોજાંઓ એનાં અંતઃકરણને કેટલું ઉછાળા મારતું કરી શકયા હતા તે તો એનાં અનન્ય વીરરસચમત્કારપૂર્ણ કાવ્યો ઉપરથી જ દૃગ્ગોચર થાય છે એની નૈસર્ગિક શકિતને પ્રભાવે એણે જેવી વીરરસકાવ્યોની રચના કરી છે અને તેમાં પારંગતપણું દાખવ્યું છે તેવું એની આગળના કે પાછળના યે કોઇ પણ હિંદી કવિની કૃતિઓમાં જોવામાં આવતું નથી, એ જ એની કવિત્વચમત્કૃતિ અને દેશહિતકારીપણાની પરાકાષ્ટા દર્શાવે છે. આ કવીન્દ્રને માટે એવી દંતકથા છે કે પ્રથમ એ તદ્દન બેરોજગાર હતો મોટો ભાઇ ચિંતામણિ કમાઇ લાવે અને એ ખાય એવી એની સ્થિતિ હતી. એકવાર ભોજન સમયે એણે પોતાની ભાભી પાસે લવણ માગ્યું, જેણે મ્હેણું માર્યું કે "કયા નમક કમાકર લાયે હો, જો ઉઠા કરકે દૂ ?' આ ઉપાલમ્ભ ભૂષણને હાડોહાડ લાગી ગયુ: તેણે તત્ક્ષણ ભોજનનો ત્યાગ કરી ઘર બહાર પ્રયાણ કર્યું, અને ભોજાઇને કહેતો ગયો: 'અચ્છા, અબ નમક કમાકર લાવેંગે તભી ભોજન કરેંગે' એવું કહેવાય છે કે આ પછી સાહિત્યનુ જ્ઞાન પ્રાપ્ત કરવામા એણે બહુ પરિશ્રમ લીધો, અને જ્યારે સારી કવિતા કરતો થયો ત્યારે ચિત્રકૂટાધિપતિ હૃદયરામ સોલંકીના પુત્ર રૂદ્રરામ પાસે ગયો કાવ્યકળામાં નિષ્ણાત હોવાથી ત્યાં એને 'ભૂષણ'ની ઉપાધિ મળી. એનું મૂળ નામ: જટાશંકર હતું એ ભૂલવું જોઇતું નથી. ત્યાંથી એ મોગલ સમ્રાટ ઔરંગઝેબના દરબારમાં ગયો, જ્યાં એનો ભાઈ ચિંતામણિ પણ જતો હતો એણે ભાઇનો પરિચય બાદશાહ સાથે કરાવ્યો બાદશાહે એનાં કાવ્યો સાંભળવાની ઇચ્છા બતાવી ત્યારે ભૂષણે કહ્યું: 'આપ હાથ ધો કર બૈઠિયે તબ મૈં કવિતા સુનાઉંગા, કયોં કિ શૃંગારરસકી કવિતા સુનકર આપકા હાથ ઠૌર કુઠૌર પડા હોગા, ઇસસે વહ અપવિત્ર હો ગયા હૈ: મેરી કવિતા સુનકર આપકા હાથ મોછોં પર ચલા જાયગા, હાથ ન ધોનેસે મોછ અપવિત્ર હો જાયગી!' આ વાગ્બાણનું શ્રવણ કરતાં દિલ્હીનરેશે ક્રોધ કરી પૂછ્યું: 'જો હાથ મૂછ પર ન ગયો તો તારૂં શિર કાપી લઉં ?' ભૂષણે પ્રસન્નવદન આ સૂચના માન્ય કરી. શાહ હાથ ધોઇ બેઠો અને તેણે કાવ્યો બોલવાનો પ્રારંભ કર્યો. જેમ જેમ બાદશાહ ભૂષણની વીરરસમયી ઓજસ્વિની કવિતા સાંભળતો ગયો તેમ તેમ તેની રગેરગમાં શૂરાતનનો વિદ્યુતપ્રવાહ વહેવા લાગ્યો અને અજ્ઞાનપણે તેણે મૂછોને તાવ દેવા માંડયો! બસ–ભૂષણની પ્રતિજ્ઞા સંપૂર્ણ થઇ: ઔરંગઝેબે તેને પુષ્કળ પુરસ્કાર આપ્યો અને દિનપ્રતિદિન દરબારમાં તેની પ્રતિષ્ઠા વૃધ્ધિગત થવા લાગી. સંવત ૧૭૨૩માં શિવાજી દિલ્હી ગયો. ઔરંગઝેબનો હિંદુઓ પ્રત્યેનો દ્વેષ દેખી ભૂષણનાં અંતરમાં અગ્નિની જ્વાળા સળગતી હતી, કિંતુ છત્રપતિ શિવાજીનું આવાગમન થતાં પૂર્વોક્ત હિંદુ કવિમાં આશાનાં અંકૂરો ફૂટયાં તે મોગલ સામ્રાજ્યને ધિક્કારતો થયો હતો. એટલે શિવાજીના દિલ્હીથી વિદાય થવા પછી તે મહારાષ્ટ્રનરેશને જઈ મળવાની તક જોયા કરતો હતો. એક વાર બાદશાહે કવિઓને કહ્યું: 'તુમલોગ મેરી ઝુઠી બડાઇ કિયા કરતે હો, સચ્ચી બાત કહો!' આ સાંભળતાં અન્ય કવિઓએ તો મૌન ધારણ કર્યું, પણ નિડર ભૂષણે આનો પ્રત્યુત્તર દેવાનો નિશ્ચય કર્યો, અને લાગ જોઇ બાદશાહ પ્રાર્થના કરતો હતો ત્યારે તેની આગળ જઇ કવિત્ત કહ્યું કે:

તસ્બી લે હાથમેં સુપ્રાત કરે બંદગી પે,
મનમેં કપટ સો હૈ જપે જાપ જપ્પકે!
આગરેમેં આયે દારા ચોકમેં ચુનાય દીનો,
માર્યો નિજ તાત છત્ર છિન્ન લીનો છપ્પકે!
શાહ મુજે ઘેર લાયો અધ્ધમ દુવાઇ ફેરી,
નાશ કિનો કુટુબ તમામ ચંપી ચપ્પકે!
ભૂષણ ભનંત શઠ છંદિ મતિમંદ ભયો,
તોંસો ચૂહા ખા કે બિલાઇ બૈઠી તપ્પકે!

બાદશાહનું આખું અંગ આ કટુ વેણો સાંભળતાં ગુસ્સા અને લજ્જાથી મુંઝવા લાગ્યું પણ કવિએ તો કંઈ જોયું જ નહી હોય તેમ વધુ ચપકા મૂકવા માંડયા કે :

કિલ્લેઠી કૈર બાપ બાદશાહ શાહજેહાન,
તાકો કૈદ કિયો માનો મકકે આગ લાઇ હૈ!
ભાઈ તો દારાબશાહ પકડકે કૈદ કિયો,
મહેર હુ ન આની યાકો માકો જાયો ભાઇ હૈ!
બંધુ તો મૂરાદબક્ષ બાંધ ચૂક કર બે કો,
બિચ લૈ કુરઆન ખુદાકી કસમ ખાઇ હૈ!
ભૂષણ કહત ચેહી સુનહું નૌરંગજેબ, *
એતે હી અનયબ કિય પાદશાહી પાઇ હૈ!

હવે ઔરંગઝેબે પોતાનાં મન ઉપરનો કાબૂ સદંતર ખોઇ દીધો અને ભુષણને ચીરી નાખવા ઉઠયો, પરંતુ કવિ તો સત્વર પોતાની કેસરી ઘોડી પર સ્વાર થઈ મહેલની બહાર ભાગી ગયો. બાદશાહે તેને દૂરથી જોતાં પોતાના એક ખુશામતખોર ભાટને કહ્યું : 'એને પુછની કે એ કયાં મરે છે?' ભાટે શાહની કૃત્રિમ પ્રશંસા કરી ભુષણને દુહો સભળાવ્યો કે

હૈં રંગ નૌરંગ શાહકો. ઔર ન દુજો રંગ;
સાત દ્વિપ નવ ખંડમેં, જૂરે ન જીતે જંગ!

આ જૂઠી પતરાજનો કવિએ ઉત્તર દીધો :

કેતેક દેશ જીતે દલકે બલ, દચ્છિન દેશકો ચાંપીકે નાખ્યો,
માન ગુમાન હર્યો ગુજરાતકો, સૂરતકો રસ ચૂસકે ચાખ્યો;
પઠાન પેલી મલેચ્છ મલે સબ, સોહિ બચ્યો જિને દિન બ્હે ભાખ્યો,
સારંગ હૈ શિવરાજ બલી જિન, નૌરંગમેં રંગ એક ન રાખ્યો!

પોતાના શત્રુ શિવાજીની સ્તુતિ સાંભળી ઔરંગઝેબને કોઈએ બાણ માર્યું હોય એટલી મનોવ્યથા થઇ, અને તેણે કવિને પકડવા સ્વારો દોડાવ્યા, પણ તે તો કયાનો કયાં ઝાડીમાં અદ્રશ્ય થઇ ગયો હતો। તે દિલ્હી છોડી શિવાજીના દરબારમાં ગયા જ્યાં એનું બહુ સન્માન થયું. લાખો રૂપિયા, હાથી ઘોડા અને ગામો એને ઈનામમાં મળ્યા. એવી લોકવાયકા છે કે જ્યારે તે સમૃધ્ધિવાન થયો ત્યારે પોતાનુ પણ પરિપૂર્ણ કરવા એક લાખ રૂપિયાનુ મીઠું ખરીદી તેણે પોતાની ભાભી પર મોકલ્યું હતું! એણે શિવાજી મહારાજ સાથે અનેક યુધ્ધોમાં પણ ભાગ લીધો હતો. શિવાજીના યુધ્ધકૌશલ્યનું એણે જે વર્ણન કર્યું છે તે એક દ્રષ્ટા સિવાય બીજો કોઈ કરી શકે નહી એ નીચલા છંદ પરથી સહજ પ્રતિત થશે :

છૂટત કમાન ઔર તીર ગોલી બાનન કે,
મૂસકિલ હોત મુરચાન હૂ કી ઓટ મૈં;
તાહી સમૈ શિવરાજ હુકુમ કે હલ્લા કિયો,
દાવા બાંધિ પર હલા વીર ભટ જોત મૈં;
ભૂષન ભનત તેરી કિંમતિ કહાં લૌં કહૌં—
હિમ્મતિ યહાં લગિ હૈ જાકી ભટ ઝોટ મેં;
તાવ દૈ દૈ મૂછન કંગૂરન પૈ પાંવ દૈ દૈ,
અરિ મુખ ઘાવ દૈ દૈ કૂદે પરે કોટ મૈં;

* નવનવા રંગ ધારણ કરનાર પાદશાહ

હિંદુપતિ શિવાજીની પ્રશંસામાં ભુષણે અગણિત કાવ્યો લખી અવધિ જ કરી છે. એનાં કાવ્યોમાં નવે રસનું સંમિશ્રણ એવું સુંદર થાય છે કે તેથી કોઈપણ કવિતાભક્તનું મનરંજન થયા વિના ન રહે વળ પૃથક્ પૃથક્ અલંકારોની જમાવટ એવી હૃદયંગમ છે કે એનાં સુસુંદર કાવ્યોનું પુનઃ પુનઃ અધ્યયન કર્યા છતાં ય તેમાં પિંજણ જરા ય લાગતું નથી. અલંકારશાસ્ત્રમાં એનું પાંડિત્ય નીચનાં કવિત-પરથી જણાશે:

ઇન્દ્ર જિમિ જમ્ભ પર, બાડવ સુઅમ્ભ પર,
રાવન સદમ્ભ પર રઘુકુલ રાજ હૈ;
પૌન બારિબાહ પર, સમ્ભુ રતિનાહ પર,
જ્યોં સહસ્ર બાહ પર રામ દ્વિજરાજ હૈ;
દાવા દ્રુમ દંડ પર, ચિતા મૃગઝુંડ પર,
ભૂષન બિતુંડ પર જૈસે મૃગરાજ હૈ;
તેજ તમ અંસ પર, કાન્હ જિમિ કંસ પર,
ત્યોં મલિચ્છ બંસ પર શેર શિવરાજ હૈ!

નીચે આપેલાં કાવ્યમાં આ મહાબુદ્ધિશાળી કવિરત્ને પ્રાસાનુપ્રાસ અને અંત્યયમકની આશ્ચર્યજનક રચના કરી છે એ ઉપરથી ભાષા ઉપરનો અજબ કાબૂ સ્પષ્ટ પ્રત્યક્ષ થાય છે:

પૈજ પ્રતિપાલ ભૂમિભારકો હમાલ ચહુ,
ચક્રકો અમાલ ભયો દંડક જહાન કો;
સાહિન કો સાલ ભયો જ્વાલ કો જવાલ ભયો,
હરકો કૃપાલ ભયો હાર કે બિધાન કો:
વીરરસ ખ્યાલ શિવરાજ ભૂપપાલ તુવ,
હાથકો બિસાલ ભયો ભૂષન બખાન કો;
તેરો કરવાલ ભયો, દચ્છિનકો ઢાલ ભયો
હિન્દુ કો દિવાલ ભયો કાલ તુરકાન કો!

શિવાજીને ત્યાંથી નીકળી સં ૧૭૩૧માં ભૂષણ પોતાને ઘેર ગયો. માર્ગમાં બુંદેલપતિ મહારાજ છત્રસાલને ત્યાં પણ ગયો હતો. ચાલતે સમયે છત્રસાલે આ સુસ્વરૂપ કવિની પાલખી ઉંચકવામાં ભાગ લઈ એનું સન્માન વધાર્યું હતું. શિવાજી અને છત્રસાલ જેવા સ્વાભાવિક વીર હતા તેવો ભૂષણ પણ હોવાથી સુવર્ણમાં સુગંધ મળી જતાં વાર લાગી નહીં. કવિતાદ્વારા જેટલી પ્રતિષ્ઠા આ કવિએ પ્રાપ્ત કરી તેટલી અદ્યાપિ કોઈયે હિંદી કવિએ કરી નથી, એ જ એની પ્રતિભાની પરિસીમા જણાવે છે. ભૂષણનો જન્મ સંવત્ ૧૬૭૦માં અને દેહાન્ત ૧૭૭૨માં હોય એવું અનુમાન કરી શકાય છે. એના ગ્રંથોમાના મુખ્ય આ છે: શિવરાજ ભૂષણ, ભૂષણ હજારા, ભૂષણ ઉલ્લાસ, અને દૂષણ ઉલ્લાસ યદ્યપિ આ મહાકવિ આ લોકનો ક્ષણભંગુર સંસાર પરિત્યજી સ્વર્ગભૂમિનાં ક્યારનો ય પ્રયાણ કરી ગયો છે તોયે પોતાની કાવ્યપુષ્પમાળા દ્વારા એવો પમરાટ અને પસરાટ અત્રે છાડી ગયો છે કે જાણે તે અજરામર જ છે. એનાં ઉત્તમ કાવ્યોનું પરિશીલન આજે પણ હિંદુઓમાં પ્રત્યુજ્જીવન અને પ્રોત્સાહન રેડવાને સહાયભૂત થાય છે. ભગવાન એવા સુકવિઓને આ દેશમા ફરી ઉત્પન્ન કરો!

રાખી હિન્દુવાની હિન્દુવાન કો તિલક રાખ્યો,
અસ્મૃતિ પુરાન રાખે બેદ બિધિ સુની મૈં;
રાખી રજપૂતી, રાજધાની રાખી રાજન કી,
ધરા મૈં ધરમ રાખ્યો, રાખ્યો ગુન ગુની મૈં;
ભૂષન સુકવિ જીતિ હદ્દ મરહટ્ટન કી,
દેસ દેસ કીરતિ બખાની તવ સુની મૈં;
સાહિ કે સપુત શિવરાજ સમસેર તેરી,
દિલ્લી દલ દાબી કે દિવાલ રાખી દુની મૈં!




લેખક:—શ્રી સુદર્શન.
ચિત્રકાર:—શ્રી. વિ. કે. હતની,

જગતરાય એક સરલ દિલના માણસ હતા. ગરીબ હતા. ફકત મહિને ૪૦ રૂપીયા મળતા ને તેમનો નિભાવ પણ થતો. છતા ગે આ સ્થિતિમાં તેઓ આનંદ માનતા.

આજ તેમણે 'સમાચાર'મા નવા ખબર વાંચ્યા. ૧૨ લાખની લોટરી બંગળામા નીકળી હતી. તેમનું મન ટીકીટ લેવા લલચાયું. ભાગ્યદેવી ટીકીટ લેવા કહી હી હોય તેમ લાગ્યું. એટલામાં વિદ્યાવતી આવી.

"ચૂપ કેમ બેઠા છો ?"

"કંઇ નહિં"

"શું કઇ નહિં ?"

"તને ખબર ન પડે"

"ત્યારે તમે કહો"

જગતરાયે 'સમાચાર' હાથમાં લીધું ને લોટરીની વાત કહી.

"કેટલા રૂપીયા ?"

'પચ્ચીશ"

વિદ્યાવતી ૨૫ રૂપીયાની વાત સાંભળી ઠંડી થઇ ગઇ. આવો નિરર્થક ખર્ચ શા માટે કરવો ? તેને તેની ગરીબી સાંભરી.

'આ પાસો ન ખવા દે. જરૂર કંઇ આવશે,' વિદ્યાવંતીથી 'ના' ન પડાઇ. રૂપીયા આપી દીધા ને જગતરાયે નસીબ પર આધાર રાખી પાસો ફગાવ્યો

( ૨ )

આખો દિવસ ને રાત જગતરાયને લોટરી, લોટરી, થયા કરતું. રાત્રે એકાએક જાગી જતાં ટપાલીને જોઇ હૃદય કંપી ઉઠતું. તારના પટાવાળાને જોઇ હાથપગ ઠંડા થઇ જતા. પણ તેમને લાગતું કે આ વખત જરૂર કંઇ ઇનામ આવશે. ભવિષ્યના ચિત્રો નિહાળતા મારા ભાગ્ય પર ૭ પાઞોમાં નોટો લેવાશે. મિત્રો વધાઇ દેશે ને કહેશે 'આહ!

આ તુચ્છ નોકરી છોડી દ્યો. હવે તો તમને વિધાતા ફળી છે, ત્યારે હું શાન્તિથી જવાબ દઇશ કે. "ભાઇ! પ્રભુની દયાથી ને તમારા જેવાના આશીર્વાદથી આ સઘળું થયું છે." વિદ્યાવતી કહેતી હતી કે "હું શેરીમાં ભાગ વહેંચીશ. અનાથઆશ્રમમાં રૂપીયા મોકલાવીશ. જરૂર રૂપીયાથી ઉપકાર નહિં થાય તો પછી બીજા શેનાથી થશે?"

ત્રણ મહિના આ રીતે પસાર થયા. દંપતી પ્રતિક્ષણ વ્યાકુળ રહેતાં. હવે તેમને એ ૪૦ રૂપીયાના પગારથી શાન્તિ ન થતી. 'આશા' એ શાંત હૃદયમાં ચંચળતા ઉત્પન્ન કરી હતી.

સાંઝ પડી હતી. જગતરાય સુતાસુતા વિચારમાં મશગુલ હતા. આ ત્રણ મહિનામાં તેમને દર મહિના કરતાં વધારે ખર્ચ થયો હતો. લોટરીની આશાએ તેમણે ઉધાર કરવા માંડયું હતું. વિદ્યાવતી વિચારી ગભરાતી હતી. એટલામાં બારણા પર કંઇ ખડખડાટ થયો. વિદ્યાવતી હર્ષઘેલી થઇ. તેણે પૂછયું.

"કોણ?"

જવાબ મળ્યો. "તાર લઇ લ્યો."

વિદ્યાવતીની નસેનસમાં ઝપાટાબંધ લોહી વહેવા લાગ્યું. જગતરાય નીચે આવ્યા ને તાર લીધો.

લોટરી નીકળી!

(૩)

'લોટરી નીકળી' કેવો મોહક શબ્દ!

વિદ્યાવતીના હૃદયસાગરમાં આનંદતરંગ ઉછળવા લાગ્યા.

ભીખારીને રાજ્ય મળ્યું. તે જગતરાય પાસે આવી. તેમના હાથમાં તાર કેળનાં પાંદડા જેમ ધ્રૂજતો હતો.

"લે રાજી થા. મારા નામ પર બીજું ઇનામ આવ્યું છે."

"કેટલા રૂપીયા?"

"ત્રણ લાખ"

વિદ્યાવતીનાં નયન આંસુથી ભરાયાં જગતરાયે આનંદ સાથે કહ્યું.

"ન્હોતો કહેતો મારૂં ભાગ્ય ખુલવાનું છે?"

"હું શેરીમાં ભાગ વ્હેંચીશ" વિદ્યાએ કહ્યું.

"અરે! એમાં શું? બજારમાં જાઉં છું, કંદોઇને કહેતો જઇશ. તે મોકલાવશે."

"પણ રૂપીયા?"

"મૂર્ખી! શું રૂપીયા ખોટા છે?"

આમ કહી જગતરાય બહાર ગયા. વિદ્યાવતી ત્યાં ઉભી રહી. એટલામાં બહારથી અવાજ આવ્યો. તે બહાર આવી ને જોયું તો તારનો પટાવાળો ઉંધે મ્હોંયે નાળીમાં પડેલો, ને જગત તેને ગાળો દેતા હતા.

"શું છે?" વિદ્યાએ પૂછયું.

"સરકારી નોકર છે. ઇનામ માગે છે. જાણે કે મારી ઉપર કંઇ મોટો ઉપકાર ન કર્યો હોય" જગતરાયે કહ્યું.

"બિચારો ગરીબ આદમી છે. બે પૈસા આપ્યા હોય તો કંઇ ખોટ આવી જાય!" વિદ્યાએ કહ્યું.

અગ્નિમાં ઘી હોમ્યા જેવું થયું.

"હું તેને પોલીસને સ્વાધીન કરીશ." જગતરાય ખરાડયા.

વિદ્યાને વિચાર થયો. શું ધન મનુષ્ય સ્વભાવ આમ જ પલટાવી દે છે? સાધુ સ્વભાવ આમ ફરી જાય છે? કોઇ દિવસ કોઇને "તુ" પણ ન કરે તે આજ ગાળો ને મારનો વર્ષાદ વરસાવે છે! તેને આંસુ આવ્યાં. મહામહેનતે સિપાઇને છોડાવ્યો.

તે બીજે દિવસે શેરીમાં મીઠાઇ વેંચવા નીકળી. શેરીની સ્ત્રીઓ અભિનંદનનો વર્ષાદ વરસાવવા લાગી. તેણે વિચાર્યું કે આ વધાઇ તેને હતી કે મળેલા ધનને? એણે કહ્યું. "પ્રભુએ આપ્યું છે. હવે અમને ન ભૂલશો."

"એમ તે હોય ?" વિદ્યાએ જવાબ આપ્યો.

બીજીએ કહ્યું. "કંઇ ધર્મ ધ્યાન કરજો."

"થોડા રૂપીયા અનાથઆશ્રમમાં મોકલાવીશું" વિદ્યાએ જવાબ આપ્યો.

"બ્હેન! દેવાલય બંધાવાની બાધા રાખી હતી ને ?" ધર્મદેવીએ કહ્યું "હા! પૈસા આવશે એટલે આરંભ કરી દઇશ" વિદ્યાએ જવાબ આપ્યો.

"બ્હેન! પણ 'માયા' બુધ્ધિ પલટાવે છે હો" ગુલાબે કહ્યું. વિદ્યા ચોંકી ગઇ. શું સાચું હશે ? આગલા દિવસનો બનાવ યાદ આવ્યો.

"એ તો કહેવાની વાત. બુધ્ધિ માયાની 'મા' છે. જ્યાં 'મા' જાય ત્યાં દિકરી હોય જ."

૪

તે ઘેર આવી. અવનવા વિચારોથી ગભરાઇ ગઇ. ગઇકાલ સુધી પૈસા માટે મરતાં, તે આજે લાખોપતિ થયાં, ગુલાબના શબ્દો તેને પૂરેપૂરા સાલતા. એવામાં જગતરાય આવ્યા. વિદ્યા તેને જોઇ ચકિત થઇ ગઇ. તેણે સુંદર પોષાક પહેર્યો હતો. મોઢામાં સીગાર હતી. માથા પર હેટ હતી. પગમાં ચકચકિત જોડા હતા. પાછળ નોકર પેટી ઉપાડી અંદર આવ્યો. વિદ્યાએ ઘૂમટો ખેંચ્યો ખૂણામાં સંતાઇ ગઇ. જગતથી આ સહન ન થયું. નોકરના જવા પછી તેણે કહ્યું.

"આ બધું નકામું છે. આમ ન થવું જોઇએ." વિદ્યા ચોંકી.

"તો શું એ માણસના દેખતાં ખુલ્લે મ્હોંએ ફરું ?"

"કેમ નહિં ?"

"બીજું બધું કબુલ, પણ મારાથી ખુલ્લે મ્હોંએ નહિં ફરાય."

"મારું કહ્યું માનવું પડશે."

વિદ્યાના ચહેરાનું નૂર ઉડી ગયું.

"બધું માનીશ, પણ મારાથી એ નહિં થાય."

"ઠીક પણ અત્યારે આ કપડાં તો પહેરી લે"

વિદ્યાએ ટ્રંક ખોલી. જોયું તો બધાં ય વિલાયતી કપડાં જ! તે ગભરાઇ.

"મને આ કપડાં પહેરતાં નથી આવડતાં"

"પણ હવે તો એ પહેરવાં જ પડશે"

"હું નહિં પહેરું"

જગત કડક થયો.

"પહેરવાજ પડશે"

ચિરાતે હૃદયે ને બીકથી વિદ્યાએ કપડાં પહેર્યાં.

૫

રાત્રિનો સમય હતો

જગત વિદ્યા સાથે મોટરમાં નીકળ્યો. બજારમાં આવ્યો. આ વખતે તે બજાર જોવા ન્હોતો નીકળ્યો, પણ તેનું ઐશ્વર્ય બતાવવા નીકળ્યો હતો. તેની આંખમાં અભિમાન હતું, આછકલાપણું હતું, પણ વિદ્યાની સ્થિતિ એ કરતાં જુદી હતી.

આ શું પરિવર્તન! તેને ધર્મદેવીના શબ્દો યાદ આવ્યા.

એટલામાં એક મોટા ઘર પાસે મોટર અટકી. જગત ઉપર ગયો. વિદ્યાને થયું કે કોઇની દુકાન હશે. કંઇ ખરીદવા ગયા હશે.

પણ ત્યાં તો તેણે કોઇનું સંગીત ને તબલાની થાપો સાંભળી. બિચારી કંપી ગઇ. થોડી વારે જગત કોઇ સ્ત્રી સાથે નીચે આવ્યો.

"આ કોણ ?" વિદ્યાએ પૂછ્યું.

જગત ને તે સ્ત્રી મોટરમાં ગોઠવાયાં. મોટર ચાલવા લાગી.

"તું નથી ઓળખતી ?" જગતે પૂછ્યું.

"ના"

"આ આપણા શહેરની ઉસ્તાદ ગાનારી રાહતજાન !"

વિદ્યાવતી ચમકી ગઇ ! સાથે રાહત પણ ગભરાઇ.

"એમાં મરે છે શું ? એ કંઇ તને ખાઇ નહિ જાય". જગતરાયે કહ્યું. નાગણ જેમ ગરદન ઉંચી વિદ્યા બોલી

"મને નીચે ઉતારો. હુ તેની સાથે નહિં બેસું"

આમ કહી તે ઉભી થઇ ' મોટર ઉભી રાખો, નહિંતર હું કુદી પડીશ '

"નકામી શી પંચાત ? ખબર નથી હું ધનવાન થયો છું ? શેઠ શાહુકાર આવો આમોદ પ્રમોદ તો કરેજ. તું આજથી સમજ કે તારી બ્હેન છે." જગતરાય બોલ્યા. આ સુધી જે માણસ પારકી સ્ત્રી સામે જોવામાં પાપ સમજતો તે આજે વેશ્યા સાથે ! ધર્મદેવીનું કથન તેને સત્ય લાગ્યું. ગરીબીની નૈતિક મજા યાદ આવી. તે ફરી જોરથી બોલી. "મોટર ઉભી રાખો. કોઇ કચરાઇ જશે."

બજારમાં સખ્ત ગીર્દી હતી. પણ જગતને તેની કયાં પરવા હતી ? તેણે મોટર જલ્દી ચલાવવા કહ્યું. પણ એટલામાં બે ન્હાનાં છોકરાં કચરાયાં. મોટર ઉભી રાખવામાં આવી. માણસોની ઠઠ જામી.

જગતની આંખ ખુલી ગઇ ! પણ હાય ! વખત વીતી ગયો હતો. સીપાઇ આગળ આવ્યો. હાથમાં કડી નંખાઇ, ને થાણા પર સવારી ગઇ વિદ્યા ગભરાઇ ગઇ. રાહતજાન બીજાની શોધમાં ચાલી ગઇ.

થોડીવારે વિદ્યા થાણા પર ગઇ. મોટર જોઇ પોલીસ પાસે આવ્યો.

"કોઇ માણસને કેદી બનાવી અહિં લાવવામાં આવ્યો છે ?" વિદ્યાએ પૂછ્યું.

"હા, પણ તેણે અહિં આવીને પણ એક ખૂન કર્યું છે."

"હે ?"

"જે માણસે તેને પકડયો હતો તેનેજ તેણે પીસ્તોલ મારી."

"પણ તેના હાથમા કડી હતી ને ?"

"આબરૂદાર જાણી રસ્તામાં કડી કાઢી લેવામાં આવી હતી."

"હવે શું થશે ?"

"ફાંસી !" સીપાઇએ રોકડું કહ્યું.

૬

સીપાઇના શબ્દો વિદ્યાના હૃદયમા હથોડાનું કામ કરી રહ્યા હતા.

શું નું શું થયું ?

વિદ્યાએ સીપાઇને બોલાવ્યો, ને પૂછ્યું

"હવે એક પણ ઉપાય છે ?"

"ના"

"પાણીની માફક પૈસા ઉડાવું તો ?"

"તો પણ નહિ"

"અમારા નામ પર ઇનામના આવેલા ત્રણ લાખ રૂપીયા ખર્ચું તો ?"

સીપાઇ બે કદમ પાછો હઠી ગયો ને બોલ્યો. "ત્રણ લાખ ?"

"હા ત્રણ લાખ !"

જો તેના હાથમાં બાબત રહી હોત તો તે મ્હોં ધોવા જાત નહિં, પણ તે બાબત તો અધિકારીઓના હાથ સુધી પહોંચી હતી.

"કોઇ બારીસ્ટર રોકો" તેણે કહ્યું.

"એક નહિં, પણ કઝન ખડા કરૂં."

"તો ઠીક"

વિદ્યાને આશા બંધાઇ. થોડીવારે તેણે કહ્યું. "મારે કેદીને મળવું છે."

તેને જગત પાસે લઇ જવામાં આવી. તેણે ત્યાં શું જોયું? જગતના હાથમાં બેડીઓ હતી. મ્હોં પર નિરાશા હતી. આંખમા આંસુ હતાં. તેને જીવનની આશા ન હતી. વિદ્યા તેની પાસે ગઇ.

" પ્રાણનાથ !"

આ એ જ સ્વર હતો કે જેથી જગત પાણી પાણી થઇ જતો હતો. પણ આજે એ સ્વરમાં એ મોહિની ન હતી ! જગત કતરાતી આંખે તેના તરફ જોઇ રહ્યો. તેની દૃષ્ટિમાં પશ્ચાતાપ હતો. અપરાધની કબુલાત હતી. વિદ્યાના ધૈર્ય પર વજ્રપાત થયો. તેણે પોતાનું માથું જોરથી દિવાલ સાથે પછાડ્યું, ને તેની સાથે............ ..........

૭

વિદ્યાની આંખ ખુલી ગઇ! આ સત્રણું સ્વમ હતું! જગત તેને કહેતો હતો. "વાણીયો પૈસા માગે છે. તેનું શું કરવું?" વિદ્યાનું શરીર પરસેવાથી તરબોળ થયું હતું. તેને પોતાની આંખ પર વિશ્વાસ ન આવ્યો. જ્યારે તે શુધ્ધિમાં આવી ત્યારે તે એવી તો પ્રસન્ન હતી કે ફાંસીની શિક્ષા પામેલા કેદીને જાણે છુટકારો ન મળ્યો હોય !

"પ્રભુ ! કૃપા કરીને નસીબનું પાંદડું હલાવી દે" જગતરાય બોલ્યા.

વિદ્યાને કોઇ શ્રાપ આપી રહ્યું હોય તેવા શબ્દો લાગ્યા. તે બોલી. "પ્રભુ એવું ન કરે "

જગત ચકિત થયો. તેણે માન્યું કે વિદ્યા પાગલ થઇ છે, પણ જે વિદ્યાએ નિહાળ્યું તે તેણે પણ નિહાળ્યું હોત તો જરૂર તે પણ પાગલ થાત !

( સંપૂર્ણ. )

## જૂદાઇ

લેખક :—રા. ટી બી. કથારીઆ

— ગઝલ —

દિલ તરત તડપી ઉઠે સબબે જૂદાઈ આપની,
રાતદિન બેચેનીમાં રાખે જૂદાઈ આપની.
અમ આફતોની ના સીમા, મધ્યે વહ્યા ધીમા ધીમા,
પણ યાદ તાજી રહે અમોને એ ભલાઇ આપની.
સખ્ત ગરદન કાપતાં મચકાય કે કંપે નહીં
સંભાળજો ગોરી અતિ નાજુક કલાઇ આપની.
અમ આશકો તો માશુકોના પ્યારમાં ખેલી રહ્યા,
હરદમ મગજમાં આશનાઈની વફાઇ આપની.
પ્રેમી થવામાં શો ગુન્હો ? સહે તાપ સખ્ત ઉન્હો ઉન્હો,
કયમ એકદમ વિજળી સમી પડતી તવાઇ આપની ?
પ્યાલાં ભરી ભરી આપશો, ને દિલ મહીં નવ રાખશો
મસ્તાનની મસ્તી મહીં કિંચિત્ જૂદાઇ આપની

# રાજકવિ ભૂષણ.

લેખકઃ—રા. જેહાંગીર માણેકજી દેશાઇ,

**કાનપૂર** જીલ્લામાં તિકવાંપૂર નામે એક ગામ છે ત્યા આ કવિરત્નનો જન્મ થયો હતો. એનો પિતા રત્નાકર ત્રિપાઠી કાન્યકુબ્જનો કાશ્યપગોત્રી બ્રાહ્મણ હતો એને ચાર પુત્ર હતાઃ ચિન્તામણિ, ભૂષણ, મતિરામ અને નિલકંઠ, અને એ ચારે ય કવિ હતા, પરંતુ એ સર્વમાં ભૂષણ અત્યંત પ્રતિભાશાળી કવિ હતો. એ હિંદુઓનો જાતીય કવિ હતોઃ હિંદુજાતિની ઉન્નતિ અને ઐશ્વર્યનો ઉત્કટ અભિલાષી હતોઃ સ્વજ્ઞાતિ, સ્વદેશ અને સ્વધર્મ વિષેનું અભિમાન એના રોમે રોમમાં વ્યાપ્ત થયું હતું. દિલ્હીપતિ ઔરંગઝેબનાં અતિનિષ્કરૂણ ધર્માંધપણા અને ઘોર અત્યાચારોથી તે વેળાની હિંદુ પ્રજા ત્રાહ ત્રાહ કરી રહી હતી જે દેખી આ ગર્વિષ્ટ હિંદુનું હૃદય બળીને ભસ્મ-થઇ જતુ હતું. વીરત્વ અને શૂરાતનના અસ્ખલિત મોજાંઓ એના અંતઃકરણને કેટલું ઉછાળા મારતુ કરી શકયા હતા તે તો એનાં અનન્ય વીરરસચમત્કારપૂર્ણ કાવ્યો ઉપરથી જ દૃગ્ગોચર થાય છે એની નૈસર્ગિક શક્તિને પ્રભાવે એણે જેવી વીરરસકાવ્યોની રચના કરી છે અને તેમાં પારંગતપણું દાખવ્યુ છે તેવું એની આગળના કે પાછળના યે કોઇ પણ હિંદી કવિની કૃતિઓમા જોવામાં આવતુ નથી, એ જ એની કવિત્વચમત્કૃતિ અને દેશહિતકારીપણાની પરાકાષ્ટા દર્શાવે છે આ કવીન્દ્રને માટે એવી દંતકથા છે કે પ્રથમ એ તદ્દન બેરોજગાર હતો મોટો ભાઇ ચિંતામણિ કમાઇ લાવે અને એ ખાય એવી એની સ્થિતિ હતી. એકવાર ભોજન સમયે એણે પોતાની ભાભી પાસે લવણ માગ્યું, જેણે મ્હેણું માર્યું કેઃ "કયા નમક કમાકર લાયે હો, જો ઉઠા કરકે દૂ?" આ ઉપાલમ્ભ ભૂષણને હાડોહાડ લાગી ગયુંઃ તેણે તત્ક્ષણ ભોજનનો ત્યાગ કરી ઘર બહાર પ્રયાણ કર્યું, અને ભોજાઇને કહેતો ગયોઃ 'અચ્છા, અમ નમક કમાકર લાવેંગે તભી ભોજન કરેંગે!' એવું કહેવાય છે કે આ પછી સાહિત્યનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં એણે બહુ પરિશ્રમ લીધો, અને જ્યારે સારી કવિતા કરતો થયો ત્યારે ચિત્રકૂટાધિપતિ હૃદયરામ સોલંકીના પુત્ર રૂદ્રરામ પાસે ગયો કાવ્યકળામાં નિષ્ણાત હોવાથી ત્યા એને 'ભૂષણ'ની ઉપાધિ મળી। એનું મૂળ નામઃ જટાશંકર હતું એ ભૂલવું જોઇતું નથી. ત્યાંથી એ મોગલ સમ્રાટ ઔરંગઝેબના દરબારમાં ગયો, જ્યાં એનો ભાઈ ચિંતામણિ પણ જતો હતો. એણે ભાઇનો પરિચય બાદશાહ સાથે કરાવ્યોઃ બાદશાહે એનાં કાવ્યો સાંભળવાની ઇચ્છા બતાવી ત્યારે ભૂષણે કહ્યુ 'આપ હાથ ધો કર બૈઠિયે તબ મૈ કવિતા સુનાઉંગા, કયોંકિ શૃંગારરસકી કવિતા સુનકર આપકા હાથ કૌર કુઠૌર પડા હોગા, ઇસસે વહ અપવિત્ર હો ગયા હૈઃ- મેરી કવિતા સુનકર આપકા હાથ મોઠાં પર ચલા જાયગા, હાથ ન ધોનેસે મોછ અપવિત્ર હો જાયગી!' આ વાગ્બાણનું શ્રવણ કરતા દિલ્હીનરેશે ક્રોધ કરી પૂછ્યુંઃ 'જો હાથ મૂછ પર ન ગયો તો તારૂં શિર કાપી લઉ?' ભૂષણે પ્રસન્નવદન આ સૂચના માન્ય કરી. શાહ હાથ ધોઇ બેઠો અને તેણે કાવ્યો બોલવાનો પ્રારંભ કર્યો. જેમ જેમ બાદશાહ ભૂષણની વીરરસમયી ઓજસ્વિની કવિતા સાંભળતો ગયો તેમ તેમ તેની રગેરગમાં શૂરાતનનો વિદ્યુતપ્રવાહ વહેવા લાગ્યો અને બેધ્યાનપણે તેણે મૂછોને તાવ દેવા માંડયો! બસ—ભૂષણની પ્રતિજ્ઞા સંપૂર્ણ થઇઃ ઔરંગઝેબે તેને પુષ્કળ પુરસ્કાર આપ્યો, અને દિનપ્રતિદિન દરબારમાં તેની પ્રતિષ્ઠા વૃધ્ધિગત થવા લાગી સંવત ૧૭૨૩માં શિવાજી દિલ્હી ગયો. ઔરંગઝેબનો હિંદુઓ પ્રત્યેનો દ્વેષ દેખી ભૂષણનાં અંતરમાં અગ્નિની જ્વાળા સળગતી હતી, કિંતુ છત્રપતિ શિવાજીના આવાગમન થતાં પૂર્વોકત હિંદુ કવિમાં આશાનાં અંકુરો ફૂટયા તે મોગલ સામ્રાજ્યને ધિક્કારતો થયો હતો. એટલે શિવાજીના દિલ્હીથી વિદાય થવા પછી તે મહારાષ્ટ્રનરેશને જઈ મળવાની તક જોયા જ કરતો હતો. એક વાર બાદશાહે કવિઓને કહ્યુંઃ 'તુમલોગ મેરી ઝુઠી બડાઇ કિયા કરતે હો, સચ્ચી બાત કહો!' આ સાંભળતાં અન્ય કવિઓએ તો મૌન ધારણ કર્યું, પણ નિડર ભૂષણે આનો પ્રત્યુત્તર દેવાનો નિશ્ચય કર્યો, અને લાગ જોઇ બાદશાહ પ્રાર્થના કરતો હતો ત્યારે તેની આગળ જઇ કવિત્ત ઉચ્ચાર્યું કેઃ

તસ્બી લે હાથમેં ગુપ્રાત કરે બંદગી પે,
મનમેં કપટ સો હૈ જપે જપ જપ્પકે!
આગરેમેં આયે દારા ચોકમેં ચૂનાય દીનો,
માર્યો નિજ તાત છત્ર છિન્ન લીનો છપ્પકે!
શાહ સૂજે ઘેર લાયો અધમ દુવાઇ ફેરી,
નાશ કિનો કુટુંબ તમામ ચંપી ચપ્પકે!
ભૂષણ ભનંત શક છંદિ મતિમંદ ભયો,
તોંસો ચૂહા ખા કે બિલાઇ બેઠી તપ્પકે!

બાદશાહનું આખું અંગ આ કટુ વેણો સાંભળતાં ગુસ્સા અને લજ્જાથી ધ્રુજવા લાગ્યું પણ કવિએ તો કંઈ જોયું જ નહીં હોય તેમ વધુ ચપકા મૂકવા માંડયા કે:

કિલ્લેહી ઠૌર બાપ બાદશાહ શાહજેહાન,
તાકો કૈદ કિયો માનો મક્કે આગ લાઇ હૈ!
ભાઈ તો દારાબશાહ પકડકે કૈદ કિયો.
મહેર હુ ન આની યાકો માકો જાયો ભાઇ હૈ!
બંધુ તો મૂરાદબક્ષ બાંધ ચૂક કર બે કો,
બિચ લે કુરઆન ખુદાકી કસમ ખાઇ હૈ!
ભૂષણ કહત યેહી સુનહું નોરંગજેબ, *
એતે હી અજાયબ કિય પાહદશાહી પાઇ હૈ!

હવે ઔરંગઝેબે પોતાના મન ઉપરનો કાબૂ સદંતર ખોઇ દીધો અને ભુષણને ચીરી નાખવા ઉઠયો, પરંતુ કવિ તો સત્વર પોતાની કેસરી ઘોડી પર સ્વાર થઈ મહેલની બહાર ભાગી ગયો. બાદશાહે તેને દૂરથી જોતાં પોતાના એક ખુશામતખોર ભાટને કહ્યું: 'એને પૂછની કે એ કયાં મરે છે?' ભાટે શાહની કૃત્રિમ પ્રશંસા કરી ભુષણને દુહો સંભળાવ્યો કે.

હૈ રંગ નોરંગ શાહકો. ઔર ન દુજે રંગ;
સાત દ્વિપ નવ ખંડમેં, જૂરે ન જીતે જંગ!

આ જૂઠી પતરાજીનો કવિએ ઉત્તર દીધો·

કેતેક દેશ જીતે દલકે બલ, દચ્છિન દેશકો ચાંપીકે નાખ્યો,
માન ગુમાન હર્યો ગુજરાતકો, સૂરતકો રસ ચૂસકે ચાખ્યો;
પંજન પેલી મલેચ્છ મલે સબ, સોહિ બચ્યો જિન દિન વ્હે ભાખ્યો.
સારંગ હે શિવરાજ બલી જિન, નોરંગમેં રંગ એક ન રાખ્યો!

પોતાના શત્રુ શિવાજીની સ્તુતિ સાંભળી ઔરંગઝેબને કાઈએ બાણ માર્યું હોય એટલી મનોવ્યથા થઇ, અને તેણે કવિને પકડવા સ્વારો દોડાવ્યા, પણ તે તો કયાંનો કયાં ઝાડીમાં અદૃશ્ય થઇ ગયો હતો! તે દિલ્હી છોડી શિવાજીના દરબારમા ગયો જ્યાં એનું બહુ સન્માન થયું. લાખો રૂપિયા, હાથી ઘોડા અને ગામો એને ઈનામમાં મળ્યાં એવી લોકવાયકા છે કે જ્યારે તે સમૃધ્ધિવાન થયો ત્યારે પોતાનું પણ પરિપૂર્ણ કરવા એક લાખ રૂપિયાનું મીઠું ખરીદી તેણે પોતાની ભાભી પર મોકલ્યું હતું! એણે શિવાજી મહારાજ સાથે અનેક યુધ્ધોમાં પણ ભાગ લીધો હતો. શિવાજીનાં યુધ્ધકૌશલ્યનું એણે જે વર્ણન કર્યું છે તે એક દૃષ્ટા સિવાય બીજો કોઈ કરી શકે નહી એ નીચલા છંદ પરથી સહજ પ્રતિત થશે:

છૂટત કમાન ઔર તીર ગોલી બાનન કે,
મૂસકિલ હોત મુરચાન હૂ કી ઓટ મેં;
તાહી સમૈ શિવરાજ હુકુમ કૈ હલ્લા કિયો,
દાવા બાંધિ પર હલા વીર ભટ જોત મેં;
ભૂષન ભનત તેરી કિમ્મતિ કહાં લોં કહોં—
હિમ્મત યહાં લગિ હૈ જાકી ભટ ઝોટ મેં;
તાવ દૈ દૈ મૂછન કંગૂરન પૈ પાંવ દૈ દૈ,
અરિ મુખ ઘાવ દૈ દૈ કૂદે પરેં કોટ મેં;

*નવનવા રંગ ધારણ કરનાર પાદશાહ.

હિંદુપતિ શિવાજીની પ્રશંસામાં ભૂષણે અગણિત કાવ્યો લખી અવધિ જ કરી છે. એનાં કાવ્યોમાં નવે રસનું સંમિશ્રણ એવું સુંદર થાય છે કે તેથી કોઇપણ કવિતાભક્તનું મનરંજન થયા વિના ન રહે. વળી પૃથક્ પૃથક્ અલંકારોની જમાવટ એવી હૃદયંગમ છે કે એનાં સુસુંદર કાવ્યોનું પુનઃ પુનઃ અધ્યયન કર્યા છતાં ય તેમાં પિંજણ જરા યે લાગતું નથી. અલંકારશાસ્ત્રમાં એનું પ્રાવિણ્ય નીચલાં કવિત પરથી જણાશે:

ઇન્દ્ર જિમિ જમ્ભ પર, બાડવ સુઅમ્ભ પર,
રાવન સદમ્ભ પર રઘુકુલ રાજ હૈ;
પૌન બારિબાહ પર, સમ્ભુ રતિનાહ પર,
જ્યોં સહસ્ર બાહ પર રામ દ્વિજરાજ હૈ;
દાવા દ્રુમ દંડ પર, ચિતા મૃગઝુંડ પર,
ભૂષન બિતુંડ પર જૈસે મૃગરાજ હૈ;
તેજ તમ અંસ પર, કાન્હ જિમિ કંસ પર,
ત્યોં મલિચ્છ બંસ પર શેર શિવરાજ હૈ!

નીચે આપેલાં કાવ્યમાં આ મહાબુદ્ધિશાળી કવિરત્ને પ્રાસાનુપ્રાસ અને અંત્યયમકની આશ્ચર્યજનક રચના કરી છે એ ઉપરથી ભાષા ઉપરનો અચ્છો કાબૂ ઝટ પ્રત્યક્ષ થાય છે:

પૈજ પ્રતિપાલ ભૂમિભારકો હમાલ ચહું,
ચક્કકો અમાલ ભયો દંડક જહાન કો;
સાહિન કો સાલ ભયો જ્વાલ કો જવાલ ભયો,
હરકો કૃપાલ ભયો હાર કે બિધાન કો;
વીરરસ ખ્યાલ શિવરાજ ભૂવપાલ તુવ,
હાથકો બિસાલ ભયો ભૂષન બખાન કો;
તેરો કરવાલ ભયો, દચ્છિનકો ઢાલ ભયો
હિન્દુ કો દિવાલ ભયો કાલ તુરકાન કો!

શિવાજીને ત્યાંથી નીકળી સં. ૧૭૩૨માં ભૂષણ પોતાને ઘેર ગયો. માર્ગમાં બુંદેલપતિ મહારાજ છત્રસાલને ત્યાં પણ ગયો હતો. ચાલતે સમયે છત્રસાલે આ પુરુષરત્ન કવિની પાલખી ઉંચકવામાં ભાગ લઇ એનું સન્માન વધાર્યું હતું. શિવાજી અને છત્રસાલ જેવા સ્વાભાવિક વીર હતા તેવો ભૂષણ પણ હોવાથી સુવર્ણમાં સુગંધ મળી જતા વાર લાગી નથી. કવિતાદ્વારા જેટલી પ્રતિષ્ઠા આ કવિએ પ્રાપ્ત કરી તેટલી અદ્યાપિ કોઇયે હિંદી કવિએ કરી નથી, એ જ એની પ્રતિભાની પરિસીમા જણાવે છે. ભૂષણનો જન્મ સંવત્ ૧૬૭૦માં અને દેહાન્ત ૧૭૭૨માં હોય એવું અનુમાન કરી શકાય છે. એના ગ્રંથોમાંના મુખ્ય આ છે: શિવરાજ ભૂષણ, ભૂષણ હજારા, ભૂષણ ઉલ્લાસ, અને દૂષણ ઉલ્લાસ. યદ્યપિ આ મહાકવિ આ લોકનો ક્ષણભંગુર સંસાર પરિત્યજી સ્વર્ગભૂમિનાં ક્યારનો ય પ્રયાણ કરી ગયો છે તોય પોતાની કાવ્યપુષ્પમાળા દ્વારા એવો ચમત્કાર અને પમરાટ મૂકી ગયો છે કે જાણે તે અજરામર જ છે: એનાં ઉત્તમ કાવ્યોનું પરિશીલન આજે પણ હિંદુઓમાં પ્રાણુજ્જીવન અને પ્રોત્સાહન રેડવાને સહાયભૂત થાય છે. ભગવાન એવા સુકવિઓને આ દેશમાં ફરી ઉત્પન્ન કરો!

રાખી હિન્દુવાની હિન્દુવાન કો તિલક રાખ્યો,
અસ્મૃતિ પુરાન રાખે બેદ બિધિ સુની મૈં;
રાખી રજપૂતી, રાજધાની રાખી રાજન કી,
ધરા મૈં ધરમ રાખ્યો, રાખ્યો ગુન ગુની મૈં;
ભૂષન સુકવિ જીતિ હદ્દ મરહટ્ઠન કી,
દેસ દેસ કીરતિ બખાની તવ સુની મૈં;
સાહિ કે સપૂત શિવરાજ સમસેર તેરી,
દિલ્લી દલ દાબી કે દિવાલ રાખી દુની મૈં!

# બંગાળી રંગભૂમિ.

(બંગાળની રંગભૂમિ ને અભિનયનો કંઇક અંશે ખ્યાલ આપવાના હેતુથી નીચેનાં ફોટો-ચિત્રો આપ્યાં છે. "ચંદ્રગુપ્ત"ના વસ્તુથી અમારા વાંચનારાઓ અજાણ તો ન જ હોય કલકતાનું "ધી સ્ટાર થીએટર" જે "ધી આર્ટસ્ ડાયરેક્શન"ની દેખરેખ હેઠળ હાલ ચાલે છે તેના વખણાયેલા નાટકોમાંનો "ચંદ્રગુપ્ત" એક છે. ભાવ અને અભિનયમાં બંગાળી ને ગુજરાતી રંગભૂમિ વચ્ચેનો જબરો તફાવત નીચલાં ચિત્રોથી જણાઇ આવ્યા વિના ન રહેશે.)



ચંદ્રગુપ્ત :—આ ચંદ્રગુપ્ત તારી સન્મૂખ, અધમ !... ..... .....

ચંદ્રગુપ્ત :—શ્રીયુત દુર્ગાદાસ બંદોપાધ્યાય



હેલનઃ—આજે સિંધુનદીને તીરે તે દિવસનો તે ગરિમામય સૂર્યાસ્તનો સમય યાદ આવે છે. ક્યા છે તે રવિકિરણોથી ઉજ્જવલ ભારત, અને ક્યાં છે તે કુંજવાટિકાથી ભરેલ અફગાનીસ્થાન ! રે ! ક્યાં છે તે મગધનો રાજપુત્ર !... ........

હેલન.—શ્રીમતી નીહારબાલા



હેલન :—પોતાનો અપરાધ એ સ્વીકારે છે આ વખત છેલ્લી વાર તેને માફી આપો, તેને દેશવટો આપો.

સેલ્યુકસ :—ના, એ દંડ પૂરતો નથી.

સેલ્યુકસ અને હેલન:—શ્રીયુત અહીન્દ્ર ચૌધરી અને શ્રીમતી નીહારબાલા.



સેલ્યુકસ :—પાછો સાક્ષાત એકાંતમાં !

સેલ્યુકસ :—શ્રીયુત અહીન્દ્ર ચૌધરી.



રોલ્યુકસ અને એન્ટીગોનસ.

સેલ્યુકસ :—આંખે અંધારા આવે છે તું કોણ? તું કોણ?

એન્ટીગોનસ :—શ્રીયુત ઈન્દ્રભુષણ મુખોપાધ્યાય.



સેલ્યુકસ અને હેલન

હેલન :—પ્રિય પિતા ! એન્ટીગોનસને છોડી દે જે હો.

સેલ્યુકસ—તારા વચને બધી મુકિત હાર ખાય છે હેલન !

# પાત્રો

## પુરૂષ પાત્રો

ગોવિન્દમાણિક્ય :—ત્રિપુરાના રાજા.

નક્ષત્રરાય :—ગોવિન્દમાણિક્યના ન્હાના ભાઇ.

રઘુપતિ :—રાજપુરોહિત.

જયસિંહ :—રઘુપતિનો પાળેલો રાજપુત યુવક ને રાજમંદિરસેવક.

ચાંદપાલ :—દિવાન.

નયનરાય :—સેનાપતિ.

ધ્રુવ :—રાજપાલિત બાલક.

મંત્રી અને પુરવાસીઓ.

## સ્ત્રી પાત્રો

ગુણવતી :—મહિષી.

અપર્ણા :—ભિખારિણી.

### પંચમ દ્રશ્ય.

મંદિર.

લોકોનું એક ટોળુ પ્રવેશ કરે છે

નેપાલ :—ક્યાં છે, ત્હમારાં ત્રણસો બકરા અને એક સો એક મહિષ? ઘસોડીની તૂટેલી પુછડી માત્ર પણ દેખાતી નથી! ઢોલ પીપી–વાજીંત્ર ક્યા ગયા? બધાં એ હાં, હાં કરે છે! માંડ મહિને ખરચ કરીને પૂજા જોવા આવ્યો, ત્યારે સજા થઇ!

ગણેશ :—જો, મંદિરની સામે ઉભો રહીને એમ બોલીશ નહિ. માને બકરાં મળ્યાં નથી, હવે જાગી ઉઠીને—ગરજી ઉઠીને ત્હમારામાંના એક એકને લઇ મોંમાં પૂરશે.

હારૂ :—કેમ? ગયે વર્ષે બિચારો ક્યાં ગયો હતો? અને તે પહેલાંને વર્ષે જ્યારે વ્રત સાંગોપાંગ પૂરૂં કરી રાણીમાએ પૂજા આપી હતી ત્યારે ત્હારા પગમાં કાંટા વાગ્યા હતા? ત્યારે જોઇ જઇ શકાયું નહિ? રક્તે આખી ગોમતી રંગાઇ ગઇ હતી! આ વખતે અભાગિયા બેટાઓ આવ્યા છે, કે માતો બે રાક સુધ્ધાં યે બંધ થઇ ગયો! ત્હમારામાંના એકને પકડીને માની સામે નિવેદન કરવામાં આવશે ત્યારે મનનો ખેદ ટળશે.

કાનુ :—અરે ભાઇ, નકામો ખીજાઇશ નહિ! અમારે શું હવે બોલવાને મોઢું રહ્યુ છે? જો તેમ હોત તો વધારે વખત ઉભા રહી સાંભળી રહેત?

હારૂ :—જે બોલવું હોય તે બોલ—મ્હારામાં ખીજવાઇ જવાનો ગુણ નથી તે નક્કી માનજે. ને દિવસ પેલી વ્યક્તિ ગાળ સુધી પ્હોંચી હતી. તેથી વધારે જો એક શબ્દ બોલ્યો હોત, કિંવા મ્હારે શરીરે હાથ અડાડત, તો સોગંદ ખાઇને કહું છું કે, ત્યારે હું—

નેપાલ :—ત્યારે ચાલને જોઇએ, કોના હાડકામાં કેટલી શક્તિ છે?

હારૂ :—ત્યારે આવી જાને! જાણે છે કે અહીંનો જમાદાર મ્હારો મોળાઇ ભાઇ થાય છે?

નેપાલ :—તેને લઇ આવ, ત્હારા મામાને સુધ્ધાંને લઈ આવને, ત્હારા જમાદારની જમાદારી કાઢી નાખું !

હારૂ :—તમે બધાએ સાંભળ્યું કે ?

ગણેશ અને કાનુ :—હવે બંધ કરીને ભાઇ ! ઘેર ચાલો. આજ જરા પણ ઉત્સાહ લાગતો નથી. હવે ત્હમારી મશ્કરી બંધ કરો.

હારૂ :—આ શું મશ્કરી હતી ? મ્હારા મામાને લઇ મશ્કરી ! અમારા જમાદારના પોતાના બાપાને લઇને—

ગણેશ અને કાનુ :—હવે રહે. ત્હારા પોતાના બાપાને લઇ તું ત્હારી જાતે મર !

[ પ્રસ્થાન ]

[ રઘુપતિ, નયનરાય અને જયસિંહનો પ્રવેશ ]

રઘુપતિ :—માતા પ્રત્યે ત્હમારી ભકિત નથી ?

નયનરાય :—આવી વાત કોના સામ્ય બને ? ભકતવંશમાં મ્હારો જન્મ છે.

રઘુપતિ :—શાબાશ, શાબાશ ! ત્યારે તું માતાનો સેવક, અમારૂ જ માણસ.

નયનરાય :—પ્રભુ, જેઓ માતૃભકત છે ત્હેમનો હું સેવક છું.

રઘુપતિ :—શાબાશ ! ત્હારી ભકિત અક્ષય બનો. ભકિત ત્હારા બાહુમાં અતિ અજય શકિતનો સંચાર કરો. ભકિત ત્હારી શમશેરને તીક્ષ્ણ કરો અને વજ્રના જેવું ત્હેને તેજ દોઃ ભકિત ત્હારા હૃદયમાં વાસ કરો અને ત્હારૂં પદ અને માન બધા કરતા ઉચ્ચ કરો.

નયનરાય :—બ્રાહ્મણનો આશીર્વાદ વ્યર્થ જશે નહિ

રઘુપતિ :—સેનાપતિ, ત્યારે સાંભળો. સઘળું બળ માતે માટે એકત્રિત કરો અને માતૃદ્રોહીનો નાશ કરો.

નયનરાય :—પ્રભુ, આપનો જેવો આદેશ. માતાનો શત્રુ કોણ છે ?

રઘુપતિ :—ગોવિન્દમાણિકય.

નયનરાય :—આપણા મહારાજ ?

રઘુપતિ :—ત્હમારૂં સૈન્ય લઇને ત્હેના પર આક્રમણ કરો.

નયનરાય :—ધિક્ આ પાપમય સલાહને ! પ્રભુ, આ શું મ્હારી પરીક્ષા કરો છો ?

રઘુપતિ :—ખરેખર પરીક્ષા જ ! તું કોનો સેવક છે તે હમણાંજ જણાશે. ચિંતા છોડ, દ્વિધા છોડ, ત્રિપુરેશ્વરીની આજ્ઞા પ્રલયના શૃંગસમ ધ્વનિત થાય છે—આજ બધાં બંધનો વેરણ છેરણ થઇ ગયાં છે.

નયનરાય :—કોઇ પણ પ્રકારની ચિંતા નથી, તેમ કાંઇ દ્વિધા યે નથી. દેવીએ જે પદે મ્હને મૂકયો છે ત્યાં હું અટલ છું.

રઘુપતિ :—શાબાશ !—

નયનરાય :—જનનીના સેવકોમાં હું આટલો બધો નરાધમ કે મ્હારા ઉપર આવી આજ્ઞા ? શું હું વિશ્વાસઘાતક બનીશ ? વિશ્વમાતા ! તુ પોતેજ ઉભી છે—હૃદયના વિશ્વાસ ઉપર, ત્હારૂ અટલ આસન છે. દેવી, શું તું પોતેજ તે ભાંગવા કહેશે ? ત્યારે આજ રાજા જશે અને કાલે દેવી યે જશે અને એક જીર્ણ મહેલ પેઠે મનુષ્યત્વ ભાંગી પડશે.

જયસિંહ :—ધન્ય, સેનાપતિ ધન્ય !

રઘુપતિ :—ધન્ય, ખરેખર, ત્હને ધન્ય ! પણ એ માત્ર ત્હારી ભ્રાન્તિ છે. જે રાજા માતા આગળ વિશ્વાસઘાતી, તેની સાથે વિશ્વાસનું બંધન કયાં રહ્યું ?

નયનરાય :—મિથ્યા તર્ક કર્યે શું વળશે ! બુદ્ધિની બલામાં પડવા હું માગતો નથી. હું જાણું છું કે એક રસ્તો છે—તે રસ્તો વિશ્વાસનો રસ્તો ! તે સીધે રસ્તે આ અબોધ, અધમ ભૃત્ય નયનરાય ચાલ્યો જશે.

[ પ્રસ્થાન.

જયસિંહ :—દેવ, ચિંતા શાને ? એવાજ વિશ્વાસબળે આપણે પણ કામ પાડીશું. કોનો ભય, પ્રભુ ? સૈન્યબળનું શું કામ ?

અસ્ત્ર—જેના પર ભાર રહ્યો છે—તેમાં તેવાં કામને માટે બળ પણ છે. જો આપણે માતાના સાચા સેવક હોઇએ તો માતાની પૂજા કરીશું જ. ચાલો પ્રભુ—માતાજીનો ડંકો બજાવીએ અને હાદેરીઓને બોલાવીએ. મંદિરના બારણા ખોલી દઇએ. રે, આવો ત્હમે આવો, આવો! અભયાની પૂજા કરીએ—નિર્ભય બની માતાના સંતાનો! આવો આવો પુરવાસીઓ!

[ પ્રસ્થાન.

( પુરવાસીઓનો પ્રવેશ)

અક્રુર :—એ અલ્યા, આવ રે આવ.

સઘળા :—જય મા!

હારૂ :—આવો રે, માતાજીની સાગે હાથ ઉંચા કરી નાચીએ.

ભૈરવી—એકતાલ.

ઉલઘિની નાચે રણરંગે
આમરા નૃત્ય કરિ સંગે.
દર્શદક્ આંધાર કરે માતિલ દિગ્વાસના,
જ્વલે વર્હ્નિશિખા રાંગા રસના,
દેખે મરિબારે ધાઇ છે પતંગે!
કાલો કેશ ઉડિલો આકાશે,
રવિ સોમ લુકાલો તરાસે!
રાંગા રકતધારા ઝરે કાલો અંગે,
ત્રિભુવન કાંપે ભ્રુભંગે.

ભૈરવી—એક તાલ.

[ઉલંઘિની નાચે રણરંગે.
અમે કરીએ નૃત્ય સંગે.
દશદીશાએ અંધારૂં કરી દિગવાસના-માતા,
દગ્ધ કરે છે ઝાળ-શીખા, લાલ જીભ્હા,
ધાય છે પતંગ દેખીને મરવા!
કાળા કેશ ઉડયા આકાશે,
રવિ સોમ સંતાયા ત્રાસે!
કાળે અંગે ઝરે છે રંગીન રકતધાર,
ત્રિભુવન ઉડયું છે કાંપી આંખપલકાર.]

સઘળા :—માતાજીનો જય!

ગણેશ :—હવે ભય નથી.

કાનુ :—અલ્યા, પેલા દક્ષિણ તરફના દરવાજા તરફના લોકો કયાં ગયા?

ગણેશ :—બેટાઓથી માતાનું ઐશ્વર્ય સંખાયું નહિ તેઓ ભાગી ગયા!

હારૂ :—માત્ર માતાનુંજ ઐશ્વર્ય નહિ—મ્હેં ત્હેમની એટલી બધી પૂંઠ લીધી હતી કે તેઓ આ તરફ મોઢુંયે ફેરવશે નહિ. સમજ્યાને અક્રુરભાઇ, મ્હારા મોળાઇ ભાઇ જમાદારના નામ માત્રેજ, ત્હેમનાં મુખ બંધ થઇ ગયાં.

અક્રુર :—અમારા નિતાઇએ તે દિવસ ત્હેમને બેચાર કઠોર શબ્દો સંભળાવી દીધા હતા. પેલો અણીયાળાં મોઢાંવાળો છે તે બેરો જલદી જલદી ઉત્તર દેવા આવ્યો હતો. અમારો નિતાઇ બોલ્યો, "અલ્યા! તું દક્ષિણદેશે રહે છે, તું ઉત્તર વિષે શું જાણે? ઉત્તર દેવા આવ્યો છે, ઉત્તર વિષે કાંઇ જાણે-બાણે છે કે, રહમજે બ્હમજે છે કે કાંઇ?" સાંભળીને અમે હસીહસીને થાકી ગયા.

ગણેશ :—આ બાજુ આ પેલા રહ્યા સારા માણસ, પણ નિનાઇ સાથે વાતચીત કરતા ન આવડત નહિ.

હારૂ :—નિતાઇ મ્હારો ફુવો થાય

કાનુ :—સાંભળ, પહેલો વાત સાંભળ. વળી નિતાઇ ત્હારો ફુવો કયારે થયો?

હારૂ :—ત્હમેએ મ્હને બધી વાતેજ બાંધવા માંડયો છે. સારૂં ભાઇ, ફુવો નહિ તો નહિ, તેમાં ત્હારૂં શું સુખ સમાયું છે? મ્હારો ફુવો નહિ કહ્યો ત્હારો ફુવો થઇ ગયો કે?

[ રઘુપતિ અને જયસિંહનો પ્રવેશ. ]

રઘુપતિ :—સાંભળ્યું છે કે સૈન્ય આવે છે. જયસિંહ, અસ્ત્ર લઇને તું અહિં ઉભો રહે. ત્હમે અહિં આવો, અહિં ઉભા રહો. મંદિરનું દ્વાર રોકવું પડશે. હું ત્હમને અસ્ત્ર આણી આપું છું.

ગણેશ :—અસ્ત્ર શા માટે મહારાજ?

રઘુપતિ :—માતાની પૂજા બંધ કરવા. રાજાનું સૈન્ય આવે છે.

હારૂ :—સૈન્ય આવે છે! પ્રભુ, ત્યારે પ્રણામ કરૂં છું!

કાનુ :—આપણે કેટલા જણ! સૈન્ય આવ્યે શું કરી શકીશું ?

હારૂ :—બધું યે કરી શકશું-પણ સૈન્ય આવ્યે જગ્યા કયાં થશે ? લડાઇ તો પછીની વાત. અહિં ઉભા કયાં રહીશું ?

અક્રુર :—ત્હારી વાત બંધ રાખ. દેખતો નથી, પ્રભુ ખીજાતાં ખીજાતાં ધ્રુજે છે. જો પુજારીજી અનુમતિ આપે તો અમારી ટોળી આખી બોલાવી લઇ આવીએ.

હારૂ :—ઠીક હમણાંજ હું મ્હારા મોળાઇ ભાઇને બોલાવી લાવું. પણ લેશ માત્રનો વિલંબ કરવો એ ઉચિત નથી.

[ બધા પ્રસ્થાનોન્મુખ ]

રઘુપતિ :—( બધાને ) ઉભા રહો ત્હમે.

જયસિંહ :—( હાથ જોડીને ) જવા દો પ્રભુ—પ્રાણભયથી ભયભીત થએલા એઓ બુધ્ધિહીન છે. મૂળથી તો મરી જ રહ્યા છે. હું છું, માનો સૈનિક ! એક દેહમાં સહસ્ર સૈન્ય-બલ રહેલ છે. અસ્ત્રને રહેવા દો. બીકણોને જવા દો !

રઘુપતિ :—( સ્વગત ) તે કાળ વહી ગયો છે ! અસ્ત્ર જોઇએ—અસ્ત્ર જોઇએ, માત્ર ભક્તિ નહિ. ( પ્રકાશમાં ) જયસિંહ, ત્યારે બલિ લાવ, પૂજા કરીએ.

( બહાર વાદ્ય વાગે છે )

જયસિંહ :—સૈન્ય નહિ, પ્રભુ, એ તો રાણીની પૂજા આવે છે.

[ રાણીના અનુચરનો અને પુરવાસીઓનો પ્રવેશ ]

સઘળા :—અરે ભય નહિ-સૈન્ય કયાં ? માતાની પૂજા આવે છે.

હારૂ :—અમને ખબર મળી છે કે સૈન્ય સિંધ્ર અહિં આવતું નથી.

કાનુ :—મહારાજ, રાણીમાએ પૂજા પાઠવી છે.

રઘુપતિ :—જયસિંહ, જલદી પૂજાની તૈયારી કર.

[ જયસિંહનું પ્રસ્થાન. ]

( પુરવાસીઓનું નૃત્યગીત )

[ ગોવિન્દમાણિક્યનો પ્રવેશ ]

ગોવિન્દમાણિક્ય :—અહિંથી ચાલ્યા જાઓ—બલિ લઇ જાઓ. રઘુપતિ, મ્હારો આદેશ સાંભળ્યો નથી ?

રઘુપતિ—નથી સાંભળ્યો.

ગોવિન્દમાણિક્ય :—ત્યારે તું આ રાજ્યનો નહિ.

રઘુપતિ :—હું નથી, હું છું. જ્યાં રાજદંડ આવ્યેજ રાજહસ્તમાંથી સરી પડે છે ત્યાં, અને મુકુટ ધૂળમાં પડી લુટાય ત્યાં. કોણ છે રે, માતાની પૂજા આણ.

( વાદ્ય વાગે છે )

ગોવિન્દમાણિક્ય :—ચુપ કર (અનુચરને) સેનાપતિ કયાં છે ? બોલાવી લાવ. હાય, રઘુપતિ, આખરે સૈન્ય લઇ ધર્મને ઘેરવો પડયો ! સૈન્યને બોલાવતા લજ્જા લાગે છે, કારણ બાહુબળ એ દુર્બળતાનું સ્મરણ કરાવે છે.

રઘુપતિ :—અવિશ્વાસી, ખરેખર શું ત્હારી એમ ધારણા થઇ છે કે કલિયુગે બ્રહ્મ તેજ જતું રહ્યું છે-તેથીજ આટલું દુઃસાહસ ? જતું નથી રહ્યું ! દીપ્ત અનલ જો ત્હારા સિંહાસનને લાગશે નહિ તો આ મનનો અગ્નિ બધાં શાસ્ત્રો બાળીને ખાખ કરી નાંખશે અને બધો બ્રહ્મગર્વ અને સમસ્ત ત્રેત્રીશ કોટી દેવતા મિથ્યા ઠરશે. મહારાજ આજ રાજ—અધિરાજ ગયો સમજો ! આ દિવસને કોઇક દિવસ યાદ કરજો.

[ નયનરાય અને ચાંદપાલનો પ્રવેશ ]

ગોવિન્દમાણિક્ય :—( નયનરાય પ્રતિ ) સૈન્ય લઇને છત્રે બલિનો નિષેધ કરવા અહિં ઉભા રહો.

નયનરાય :—ક્ષમા કરો અધમ કિંકરને. રાજાનો સેવક દેવતાને મંદિરે અશક્ત છે. જ્યાં લગી રાજાનો પ્રતાપ જઇ શકે ત્યાં અમે પડછાયા સહિત જઇએ !

**ચાંદપાલ** :—થોભો, સેનાપતિ દીપની શિખા—જ્યોતિ ઉભી પ્રકાશે છે પણ દીપ-પ્રકાશ બહુ દુર જાય છે. રાજઇચ્છા જ્યાં જશે ત્યાં આપણે યે જઇશું.

**ગોવિન્દમાણિકય** :—સેનાપતિ, મ્હારી આજ્ઞા ત્હમારા વિચારાધીન નથી. ધર્માધર્મ-નફોતોટો મ્હારે શિરે, માત્ર કામ કરવાનું ત્હમારા હાથમાં છે.

**નયનરાય** :—એ વાત હૃદય માનતું નથી. મહારાજ, સેવક ખરા, છતાં યે હું મનુષ્ય છું. બુદ્ધિ છે, પ્રભુ છે અને દેવતા યે છે.

**ગોવિન્દમાણિકય** :—ત્યારે ત્હમારાં હથિયાર છોડો. ચાંદપાલ, ત્હને સેનાપતિ બનાવું છું. ત્હારાં બંને પદો રહ્યાં. સાવધાનીથી સૈન્ય લઇને મંદિરની રક્ષા કર.

**ચાંદપાલ** :—મહારાજ, આપનો જેવો હુકમ.

**ગોવિન્દમાણિકય** :—નયનરાય, ત્હમારાં અસ્ત્રો ચાંદપાલને આપો.

**નયનરાય** :—ચાંદપાલને ? કેમ મહારાજ ? ત્હમારા રાજપિતામહોએ અમારા પિતા-મહને આપ્યાં છે. પાછાં લેવા માગતા હો તો ત્હમે લો. સ્વર્ગમાં છો હે પિતૃ પિતામહો, આટલા દિવસ જે રાજવિશ્વાસનું બહુ જતનથી બ્રાહ્મણના પવિત્ર અગ્નિ પેઠે પાલન કર્યું છે, ત્હેના સાક્ષી રહેજો. જેનું ધન હતું તે ત્હેને કલંકવિહીન પાછું સોંપું છું.

**ચાંદપાલ** :—એક વાત સાંભળો.

**નયનરાય** :—ચુપ કર ! મહારાજ, વિદાય લઉં છું.

[ પ્રણામ પૂર્વક પ્રસ્થાન ]

**ગોવિન્દમાણિકય** :—રાજ કાજમાં લેશ માત્ર સ્નેહ નહિ ! દેવતાનો કારભાર, તુચ્છ માનવો ઉપર ! હાય, કેટલું કઠીન !

**રઘુપતિ** :—એમજ બ્રહ્મશાપ ફળે. વિશ્વાસી હૃદય દુર જાય અને ઉભા રહેવાનું સ્થાન તૂટી પડે

[ જયસિંહનો પ્રવેશ ]

**જયસિંહ** :—પૂજાની તૈયારીઓ તૈયાર થઇ છે. બલિ પ્રસ્તુત છે.

**ગોવિન્દમાણિકય** :—બલિ કોને માટે ?

**જયસિંહ** :—મહારાજ, ત્હમે અહિંયાં ! ત્યારે નિવેદન સાંભળો—એકાંતમાં મ્હારી બે હાથ જોડ કરી તમારે ચરણે કરેલી વિનંતી સાભળો પ્રભુ ! ત્હમારો ગર્વિત હુકમ રદ કરો માનવી બનીને દેવીને ઢાંકી દઇ ઉભા રહો નહિ—

**રઘુપતિ** :—ધિક્, જયસિંહ, ઉઠ, ઉઠ ! કોને પગે પડે છે ? જેનો હું ગુરુ, ત્હેને માટે આ સંસારે પદતળે પડવા એક માત્ર સ્થાન છે. મુઢ, પાછો ફરી જો–રાજાનો આદેશ લઇને દેવીની પૂજા કરીશ—કાલિકા, ત્હેં શું કરાવ્યું ? આટલો બધો ત્હારો અધઃપાત થયો છે ! રહો પૂજા, રહો બલિ—જોઇશ કે રાજાનો અહંકાર કેટલા દિવસ ટકશે ! ચાલ, આવ જયસિંહ.

[ ઉભયનું પ્રસ્થાન ]

**ગોવિન્દમાણિકય** :—આ સંસારમાં વિનય કયાં છે ? મહાદેવી, જેઓ ત્હારા પગ તળે હલનચલન કરે છે તેઓ પણ હજી શિખ્યા નહિ ! તેઓ કેટલા બધા ક્ષુદ્ર ! ત્હારો મહિમા હરણ કરી લઇ પોતાના દેહમાં આટલો અહંકાર રાખે છે !

[ પ્રસ્થાન. ]

——o——

## દ્વિતીય અંક

——o——

### પ્રથમ દૃશ્ય

સ્થળ :—મંદિર

[ રઘુપતિ, જયસિંહ અને નક્ષત્રરાય ]

**નક્ષત્રરાય** :—શા વાસ્તે બોલાવ્યો, ગુરૂદેવ !

**રઘુપતિ** :—કાલે રાત્રે દેવીએ સ્વપ્નમાં કહ્યું, કે તું રાજા થશે.

**નક્ષત્રરાય** :—હું રાજા થઇશ ! હા, હા ! મહારાજ શું બોલો છો ? રાજા બનીશ ? આ વાત નવી સંભળાઇ !

**રઘુપતિ** :—તું રાજા બનશેજ.

**નક્ષત્રરાય**:—મને વિશ્વાસ બેસતો નથી.

રઘુપતિ :—દેવીનું સ્વપ્ન સત્ય સ્હમજવું. રાજતિલક ત્હને કરવામાં આવશે. તેમાં કાંઇ પણ સંદેહ નથી.

નક્ષત્રરાય :—સંદેહ નથી ! કિન્તુ, નહિ મળે તો !

રઘુપતિ :—મ્હારી વાતનો અવિશ્વાસ !

નક્ષત્રરાય :—જરા માત્ર અવિશ્વાસ નથી, પણ કદી દૈવજોગે નહિ મળે તો !

રઘુપતિ :—કદી યે આમાં ફેર પડશે નહિ.

નક્ષત્રરાય :—ફેર પડશે નહિ ! જુઓ પ્રભુ, જો બેડો પાર પડ્યો તો રાજા બનીને મંત્રીને પદભ્રષ્ટ કરીશ. સર્વદા ત્હેની દૃષ્ટિ મ્હારા પર પડી રહી છે જાણે કે મારા બાપનો યે પિતામહ ! ત્હેનો બહુ મ્હોટો ભય રહે છે સમજ્યા, મહારાજ. ત્હમને મંત્રી બનાવીશ.

રઘુપતિ :—હું મંત્રીત્વના પદની પરવા કરતો નથી.

નક્ષત્રરાય :—વારૂ, જયસિંહ મંત્રી બનશે. કિન્તુ, હે મહારાજ, જ્યારે ત્હમે બધું જાણો છો ત્યારે બોલો જોઇએ, કયારે રાજા થઇશ. ?

રઘુપતિ :—દેવીને રાજરક્ત જોઇએ છે.

નક્ષત્રરાય :—રાજરક્ત જોઇએ છે !

રઘુપતિ :—પહેલું રાજરક્ત લાવ,પછી રાજા થઇશ.

નક્ષત્રરાય :—કયાંથી મળશે !

રઘુપતિ :—ઘરમાંથી જ. ગોવિન્દમાણિક્ય છે, ત્હેનું રક્ત ચાહે છે.

જયસિંહ :—ત્હેનું રાજરક્ત જોઇએ છે !

રઘુપતિ :—જયસિંહ, સ્થિર બન. ચંચલ બન નહિ—સ્હમજ્યો, શું ? સાંભળ ત્યારે છાની રીતે ત્હેનો વધ કરીને તે તગેલું લોહી—રાજરક્ત દેવીને ચરણે લાવ. જયસિંહ, જો સ્થિર નહિ રહી શકતો હોય તો અન્યત્ર જા.—સ્હમજ્યો નક્ષત્રરાય ! દેવીનો આદેશ છે કે રાજરક્ત જોઇએ છે—શ્રાવણની છેલ્લી રાત્રે ત્હમે બંને રહ્યા રાજભ્રાતા—જો વચ્ચેનો જયેષ્ઠ છુટકારો મેળવે તો ત્હારૂં રક્ત તો છે જ. જ્યારે મહાકાલી તૃષાર્ત થઇ છે ત્યારે વિચારવાનો વધારે સમય નથી.

નક્ષત્રરાય :—સર્વનાશ ! મારે મહારાજ ! રાજત્વનું કાંઇ કામ નથી. રાજરક્ત રાજ દેહેજ રહો, હું જે છું તેમાંજ સંતોષ છે.

રઘુપતિ :—મુક્તિ નથી. અન્ય કશામાં ય મુક્તિ નથી. રાજ રક્ત લાવવું જ પડશે.

નક્ષત્રરાય :—બોલી દો, ત્યારે મહારાજ, શું કરવું પડશે !

રઘુપતિ :—હંમેશાં હાજર જવાબી થા. જ્યારે જે કહું તે અવિલંબે અમલમાં લાવ જે. કાર્યસિધ્ધિ જ્યાં સુધી ન થાય ત્યાં સુધી અવાક્ય રહે. હાલ વિદાય થા.

નક્ષત્રરાય :—હે મા કાત્યાયની !

[ પ્રસ્થાન

જયસિંહ :—આ શું સાંભળ્યું ? દયામયિ, આ શો કોપ ? ગુરૂદેવ, આવી આજ્ઞાનો માતૃ આજ્ઞા કહી પ્રચાર કરાવ્યો !

રઘુપતિ :—બીજો કયો ઉપાય છે, બોલ, જોઇએ ?

જયસિંહ :—ઉપાય ! પ્રભુ શાનો ઉપાય ! હા, પિતૃ ! જનનિ, ત્હારા હાથમાં શું ખડ્ગ નથી ? ત્હારો વજ્રાનલ, ચન્ડી ! ક્રોધિત થતો નથી ? શું ત્હારી ઇચ્છા ઉપાય શોધવાની છે? ચોરની માફક સુરંગપથ ખોદે છે ? રસાતલગામી ! આ કેવું પાપ !

રઘુપતિ :—પાપ કે પુણ્ય, તે તું જાણે ?

જયસિંહ :—આપની પાસેથી શિખ્યો છું.

રઘુપતિ :—ત્યારે વત્સ ! આવ, એક બીજી શિક્ષા આપું છું. પાપપુણ્ય કાંઇ નથી અને અમુક ભ્રાતા અને આ સગો અને પેલો બીજો, એવું કાંઇ નથી. કોણે કહ્યું કે હત્યા એ પાપ છે ! આ દુનીઆ મ્હોટી હત્યા-શાળા છે. જાણતો નથી શું કે, પ્રત્યેક આંખને પલકારે લક્ષકોટી પ્રાણી, હંમેશ માટે આંખ બંધ કરે છે. એ કોનો ખેલ ? ખચિત આ ધરણીની ધુળ હત્યાથી જ બની છે ; ને હત્યામા મળવાની. પ્રત્યેક પગલે સેંકડો કીટપતંગ ચગદી નંખાય છે, તેઓમાં શું જીવ નથી ? રક્તને અક્ષરે વૃધ્ધ મહાકાલ વિશ્વપત્ર ઉપર અવિશ્રામે જીવોનો ક્ષણભંગુર

ઇતિહાસ લખી રહ્યો છે. અરણ્યમાં હત્યા; લોકાલયે હત્યા; વિહંગોના માળામાં હત્યા; કીટપતંગોની બખોલમાં, સાગરના અગાધ જલે, નિર્મળ આકાશમાં પણ હત્યા. હત્યાં આ જીવિકા માટે; હત્યા રમતગમત કરતાં; અકારણે હત્યા અને અનિચ્છાની ઇચ્છાથી એ હત્યા. નિખિલ વિશ્વ હત્યાના તાડને, ઉર્ધ્વશ્વાસે અને પ્રાણપણે ચાલે છે. વાઘના આક્રમણે મૃગલાની જેમ એક પળવાર પણ ઉભું રહી શકે નહિ. મહાકાલી કાલસ્વરૂપિણી તૃષાતિર લાલ જીભ્હા લંબાવીને ઉભી રહી છે—વિશ્વની ચોપાસ ચીરરક્તધારા દ્રાક્ષમાંથી જેમ રસ ઝરે તેમ ત્હેના અનંત ખર્પરમાં વહેતાં ઉભરાઇ પડે છે—

જયસિંહ :—બસ, બસ, બસ! માયા વિનિ, પિશાચિનિ, આ માતૃહીન સંસારે તું છુપો વેશ ધારણ કરી રક્તપાનના લોભે આવી છે. જેમ ભુખ્યાં વિહંગબાળો અરક્ષિત માળામાં માતાના પાછાં આવવાની આશાભરી રાહ જુએ છે ત્યારે લોભી કાગડો પાસે આવે છે અને બચ્ચાંઓ અંધ બચ્ચા તેને મા ધારી લઇ ઓનાવ બોલાવ કરે છે ને વખતે હિંસ ચાંચાઘાતે એ કાગ ત્હેમના પ્રાણ હરણ કરે છે તેમ તું પણ કરે છે—ત્હારો વેપાર પણ એવો છે? પ્રેમ મિથ્યા, સ્નેહ મિથ્યા, દયા મિથ્યા અને બીજું બધું યે મિથ્યા અને માત્ર ત્હારી અનાદિ અનંત હિંસા જ સત્ય! ત્યારે શા માટે તપેલી ધરતીની છાતી ઉપર વૃષ્ટિધારા વાદળાંમાંથી આશીર્વાદ રૂપે ઝરે છે? કોટી કંટકોના શિખરે શા માટે ફુલો નિકળી ઉઠે છે? પ્રભુ, મ્હારા પ્રત્યે છલના કરો છો! જુઓ છો, માતૃભક્તિ, મ્હારા હૃદયબલિ માતૃપદે દેતાંજ, રક્ત પેઠે હૃદય ભેદીને ફાટી પડે છે કે નહિ? ત્યાં જુઓ મ્હારા સ્નેહપરિહાસથી માતા હસે છે. ખરે, તું રાક્ષસી, પાષાણી ખરેખર, મ્હારી રક્તપ્યાસી માતા! મ્હારું રક્ત લઇશ—સંતાનજન્મનો આ જન્મને માટે છાતીમાં છરી ભોંકી અંત આણીશ? આ શિરામાંથી કાઢેલું રક્ત ત્હને વધારે ભાવશે? ગુરૂદેવ, મ્હને બોલાવ્યો? ત્હમારી છલના સ્હમજ્યો! ભક્ત હૈયામાંથી કાઢેલ આ રક્ત માંગો છો? આજે વેદના દેવામાં આવી હતી, ત્યાર પછીજ જનનીનો સ્નેહહસ્ત પડ્યો છે. દુઃખ કરતાં સુખ સેંકડોગણું! પણ રાજરક્ત! છટ છટ જે માતા ભક્તિપિપાસિતા ત્હેને રક્તપિપાસિની કહો છો!

રઘુપતિ :—ત્યારે બલિદાન બંધ થાઓ!

જયદેવ :—બંધ થાવ! ના, ના, ગુરૂદેવ, ખરું શું ને ખોટું શું તે ત્હમે જાણો. સરલ ભક્તિની વિધિ તે શાસ્ત્રવિધિ નથી. પોતાના સ્વપ્રકાશે આંખ દેખી ન શકે, તો પ્રકાશ આકાશમાંથી આવે છે. પ્રભુ, ક્ષમા કરો,—સેવકને ક્ષમા કરો. સ્પર્ધા અને મૂઢતા માટે માફી બક્ષો. હદ કરતાં વધારે વેદનાના આવેશમાં કરેલા પ્રલાપ માટે માફી બક્ષો. પ્રભુ બોલો, શું મહાદેવી ખરેખર રાજરક્ત માગે છે?

રઘુપતિ :—હાય, વત્સ, હાય! આખરે મ્હારો અવિશ્વાસ?

જયસિંહ :—અવિશ્વાસ! કદી નહિ. ત્હમને છોડીને મ્હારો વિશ્વાસ બીજે ક્યાં ટકશે? વાસુકીનું નીચું નમેલું માથું વસુંધા જેવું છે. શુન્યમાંથી શુન્ય જતાં લોપ થશે. ત્યારે મહામાયાને રાજરક્ત જોઇયે છે, ને રક્ત હું લાવીશ, પણ ભ્રાતૃહત્યા થવા દઇશ નહિ.

રઘુપતિ :—દેવતાની આજ્ઞામાં પાપ નથી.

જયસિંહ :—ત્યારે પુણ્ય, હુંજ કમાઇશ.

રઘુપતિ :—વત્સ, ત્યારે ત્હને સત્ય તરીકે કહું છું કે ત્હને હું પ્રાણથી અધિક ચાહું છું. માતાના કરતાં અધિક-સ્નેહે ત્હને બાલ્યકાળથી પાળ્યો છે. હું ત્હને ગુમાવી શકીશ નહિ.

જયસિંહ :—મ્હારા સ્નેહમાં પાપને ભળવા દઇશ નહિ અને સ્નેહ પર અભિશાપ આવવા દઇશ નહિ.

રઘુપતિ :—ઠીક ઠીક તે વાત પછી થશે—કાલે નક્કી થશે.

[ ઉભયનું પ્રસ્થાન ]

# રાસે રમિયે

ચિત્રકાર:—રા. વિ. કે. જાની



રમિયે રાસે રંગીલી, સાહેલડી ! રાસે રમિયે રે !

# રાસે રમિયે

લેખક :—રા. ચન્દુલાલ પુરુષોત્તમ મહેતા.
ચિત્રકાર :—રા. ચિ. કે. જાની.

રમિયે રાસે રંગઘેલી,
સાહેલડી ! રાસે રમિયે રે !

મન્દિર સુહાવ્યું પ્રેમ સાથિયા રે પૂરી :
પ્રેમલ શબ્દોની કરો હેલી :
સાહેલડી ! રાસે રમિયે રે !

પ્રભુતાના પગલાંથી આંગણાં દિપાવો :
દેવ-દેશમાં અવતરેલી :
સાહેલડી ! રાસે રમિયે રે !

નીતિ-નિકુંજમાં ને પ્રીતિના પુંજમાં :
નૌત્તમ નારી નેહઘેલી :
સાહેલડી ! રાસે રમિયે રે !

મુખડામાં માયા ને ચક્ષુમાં ચારુતા :
ભાલમાં ભભકતા ભરેલી :
સાહેલડી ! રાસે રમિયે રે !

શોભે સોહામણી : સ્વભાવે લજામણી :
સુન્દર સકળ દેહવેલી :
સાહેલડી ! રાસે રમિયે રે !

આનન્દ-ઉલ્લાસમાં, વિશ્વના વિલાસમાં :
કૂદડી ફરો અલબેલી :
સાહેલડી ! રાસે રમિયે રે !






# રા' દયાસ

## કિંવા

## અપમાનનો બદલો.

લેખકઃ—રા. તારાચંદ્ર પોપટલાલ અડાલજા.
ચિત્રકારઃ—રા. પંડિત.

( ગયા અંકથી પુરૂં. )

રા'દયાસને જીવતો પકડીને દુર્લભરાજ પાસે લઇ જવાની હોંશમાં પટણી સરદાર રાજમહેલ તરફ ધસ્યો, મહેલને ઓરડે ઓરડે ધુમ્યો, ખૂણેખૂણે ફરી વળ્યો, પરંતુ રા'દયાસ કે તેના એક પણ કુંટુંબીજનનો પતો ન મળ્યો ! મહેલ આખો ઉજડ હતો !*

### ઘેરો ઘાલ્યો !

રા'દયાસે જોયું કે પોતાને મૂર્ખ બનાવવામાં આવ્યો છે. અતિ વિશ્વાસના આવાં કડવાં ફળ ચાખવાં પડશે એવો તેને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો. બગડેલી બાજી સુધારવાનો હવે વખત ન્હોતો. લગ્નની ધાંધલમાં તેનું સૈન્ય પણ પ્રમાદી બની ગયું હતું, એકાએક શત્રુઓ સાથે બાથ ભીડવાનો વખત આવશે એવું તેણે કદી ધાર્યું નહોતું એટલે એ નિષ્કાળજીનો લાભ શત્રુઓને મળશે અને તેઓ ફાવી જશે એવી તેની ખાત્રી થઇ. અણહિલવાડ પાટણની કુંવરી મેળવવાની આશા તો ગઇ, પરંતુ તેને બદલે હલકા કુળની કન્યા દ્વારા તેની હાંસી થઇ એ જોઇને તે માનભંગ બન્યો, અત્યારની પોતાની લાચાર સ્થિતિ જોઇ તે આશાભંગ થયો અને આવી વિષમ દશામાં શું કરવું તેના વિચારમાં પડ્યો.

એને એક માર્ગ સુઝ્યો–તેના પિતામહ ગ્રહરીપુએ સંકટ સમયે સ્વરક્ષણ કરવા માટે જુનાગઢમાં બંધાવેલા ઉપરકોટનો આશ્રય લેવો અને શત્રુ સામે ટક્કર ઝીલવી. તરવારને પોતના પડખામાંજ લઇને સુનારા વીરો એ વખતે સદાય શત્રુઓના સત્કાર માટે તત્પર રહેતા, કઇ ઘડીયે સંકટ આવે તેનો નિર્ધાર ન્હોતો, ટકી શકવાનો એકે ચારો ન હોય ત્યારે શત્રુઓથી છટકી જવાના છુપા માર્ગોની રચના તૈયારજ રહેતી વંથળીના રાજમહેલમાં પણ એવુ છુપું ભોંયરૂં હતું. આ ભોંયરા દ્વારા રા'દયાસ પોતાના કુંટુંબપરિવાર અને રાજસેવકો સહિત નાઠો અને ઉપરકોટમાં ભરાયો.

---

* 'સોરઠી તવારીખ'માં ઉપરના પ્રસંગ આપીને 'દયાસને ત્યાંજ મારી નાખ્યો અને વંથળી કબજે કર્યું એમ જણાવ્યું છે, હિંદ રાજસ્થાન' દયાસ વંથળીથી નાસીને જુના કોટમા ભરાયો એમ લખ્યું છે, 'રાસમાળા' માં 'દયાસ જૂનાગઢના ઉપરકોટમા ભરાઇ બેઠો' એમ જણાવી દુર્લભસેનથી તે ન જીતાયાથી ચારણની મદદથી તેણે દયાસનો કેવી રીતે નાશ કરાવ્યો એ પ્રસગ આપ્યો છે આ પ્રસગોને લક્ષમાં રાખીને ઐતિહાસિક ઘટનાની વિકૃતિ ન થાય અને વાર્તાનો રસ જળવાઇ રહે એવા સ્વરૂપમાં તે રજુ કરવાનો અમે યત્ન કર્યો છે—લેખક

પટ્ટણી સરદાર વંથળીનો કબજો કરી બેઠો. વંથળી છતાયાની અને દયાસના પલાયનની વધામણી દુર્લભસેનજીને પહોંચી. દયાસ ઉપર કોટમાં ભરાયો છે એ ખબર પણ મળ્યા. તેને સૌરાષ્ટ્ર ઉપર પોતાની સર્વોપરી સત્તા જમાવવાની આ સુંદર તક જણાઈ. પોતાના પૂર્વજ મૂળરાજે ગ્રહરીપુને નમાવ્યો હતો તેવા રાજેન્દ્ર દયાસને નમાવીને તેને કીર્તિ કમાવાની અભિલાષા ઉત્પન્ન થઈ. દુર્લભદેવીએ પોતાના અપમાનના પ્રસંગનું સ્મરણ કરાવીને એ અભિલાષા દઢ કરી, અને 'દયાસનું માથું ઉડાવી દો ત્યારેજ મને ટાઢક વળે' એમ કહી દયાસના સંહાર માટે તેની પાસે પ્રતિજ્ઞા લેવડાવી. મોટા સૈન્ય સાથે તે જુનાગઢ આવ્યો અને ઉપરકોટને ઘેરો ઘાલ્યો.

અમંગળ સ્વપ્ન.

"સોરઠ! પ્રિયે! આજ આમ બ્હાવરી કેમ બની છે? તું તો ઉત્સાહની મૂર્તિ! તારા ઉત્તેજક શૌર્યભાવથી તો હું આટલી હિમ્મત ધરી રહ્યો છું, અને તું આજે હતાશ કેમ જણાય છે?" રા'દયાસ ને બે રાણીઓ હતી તેમાં સોરઠ નામની રાણી ઉપર તેને વિશેષ પ્રેમ હતો. સોરઠ પણ પ્રભાવશાળી હોવાથી તેણે રાજા અને રાજ્ય ઉપર પોતાની સત્તા જમાવી હતી. દયાસના નબળા વખતમાં તેજ તેને ધૈર્ય અને ઉત્સાહ આપતી અને શત્રુ ગમે તેવો સબળ હોય તો પણ તેને કદી નમતું ન જ આપવા તે સતત સબળ પ્રેરણા કરતી. શૌર્ય અને ઉત્સાહની મૂર્તિ સમી આ વીરાંગના આજે કંઈ ઉંડા વિચારમાં ઉતરી પડી હતી.

"પ્રભુ! આજે મને એક અમંગળ સ્વપ્ન આવ્યું." ચિંતાતુર સોરઠના મુખમાંથી આ શબ્દો યંત્રવત નિકળ્યા, પરંતુ તેનું ચિત્ત તો કંઈ વિચારમાળા ફેરવી રહ્યું હતું.

"સ્વપ્ન? તેની આટલી બધી ચિંતા? કહે તો જરી એ સ્વપ્નમાં શું જોયું?"

"ન પુછો, નાથ! એ વાત ન પુછો. એ દ્રશ્ય નજરે પડતાં તો મારા રોમેરોમ ઉભા થઈ જાય છે, મારું કાળજું કંપી ઉઠે છે!" સોરઠનો સાદ ગળગળો થતો ગયો, દયાસનું હૃદય દ્રવ્યું.

"સોરઠ! મારી હૃદયેશ્વરી! કહે, કહે, તારા જેવી વીરાંગનાનું કાળજું કંપી ઉઠે એવું એ ભયંકર દ્રશ્ય શું હતું?"

"એ સ્વપ્નમાં મેં એવું જોયું કે એક ચારણ આવ્યો, એ માગણે દાન માગ્યું, એ દાનથી મારું સર્વસ્વ હરાઈ ગયું..." રાણી સ્વપ્ન જોઈ રહી હોય તેમ ફાટી આંખે આકાશ તરફ તાકી રહી.

"તરે સર્વસ્વ હરાઈ ગયું? રાજવૈભવ અને રાજ્યસત્તા તેણે છીનવી લીધાં!" રાજા સત્ય રહસ્ય જાણવા અધીરો બન્યો.

"ના, તેણે મારું સૌભાગ્ય છીનવી લીધું, દાનમાં મારા મુગટમણી રા'નું માથુ માગી લીધું, મારા રા' એ તે આપ્યું..." રાણી સામે વાતાવરણમાં જોઈ રહી. જાણે સામે ચારણ ઉભો હોય, તેના હાથમાં રા'નું મસ્તક હોય! તેની કાયા કંપી ઉઠી.

"ત્યારે તો એ ભ્રમણા માત્ર. જો, સોરઠ! તારો રા' તો આ રહ્યો તારી પાસે જીવતો જાગતો. સ્વપ્ન કદી ખરાં પડયાં છે?"

"મારા રા'!" સોરઠ રા'ની સોડમાં પેઠી અને રા'ના મસ્તકે હાથ ફેરવવા લાગી.

પોતાના રા'ને ક્ષેમકુશળ જોઈને તેના જીવમાં જીવ આવ્યો "ખમા મારા રા'ને! પ્રભુ! મારું અહેવાતણું અખંડ રાખજે અને મારા રા'નું રાજ્ય અમર તપાવજે!"

આ શબ્દો સોરઠના મુખમાંથી નીકળ્યા, અને તેની જમણી આંખ ફરકી, પુનઃ તેને શંકા પડી. તેને લાગ્યું કે નક્કી કંઈ માઠું થવા બેઠું છે.

છેવટનો ઉપાય.

દુર્લભરાજ હોંસભર્યો આવ્યો તો ખરો, પરંતુ ઉપરકોટને ઘેરો ઘાલીને પડી રહેવાથી પોતાનું કંઇ વળવાનું નથી એવી થોડા જ વખતમાં, તેની ખાત્રી થઇ ગઇ. કાળા કાળમીંઢ પત્થરનો મજબુત કોટ અભેદ્ય હતો, એક ચકલું પણ ફરકી શકે નહિં એવો પાકો બંદોબસ્ત જણાતો હતો, સૈન્યબળથી એ દુર્ગ જીતી શકાય એવી આશા ન્હોતી.

પાટણનરેશે પ્રથમ તો ધાર્યું કે અનાજ અને પાણીની તંગીને લીધે અંતે શત્રુને શરણે આવ્યા વિના છુટકો જ નથી. પરંતુ, ઉપરકોટમાં અનાજના ભંડાર અને પાણીનું વિપુલ સાધન હોવાથી એની એ ધારણા ધૂળ મળી. બે ત્રણ વખત તેણે કોટ ઉપર હલ્લો કરવાનો યત્ન કર્યો, પરંતુ કિલ્લાને ફરતી ખાઇ હોવાથી તેના માણસો ખાઇ ઓળંગી જાય તે પહેલાં તો ઉપરકોટના કાંગરામાંથી છુટેલી ગોળીઓ વિંધી નાંખીને જળસમાધિ આપી દેતી. કોટના તમામ દરવાજાઓ બંધ કરવામાં આવ્યા હતા એટલે કોટમાં પ્રવેશ કરવાનું કાર્ય દુર્ઘટ હતું ગઢમાં વાપરેલા કાળમીંઢ પથ્થર તોપના ગોળા સામે પણ ટક્કર ઝીલે એવા હઠીલા બન્યા હતા.

દુર્લભરાજે ખુબ ધમપછાડા માર્યા, પોતાના સૈનિકોને અનેકવાર ઉશ્કેર્યા. અનેક યુક્તિઓ રચી, પરંતુ તેનું કંઇ વળ્યું નહિ. દયાસને નમાવવાની ઉમેદ પાર ન પડી.

દુર્લભદેવી પોતાના પતિની સેવાસુશ્રુષા કરવા, તેના પરિશ્રમને નિવારવા, તેના હૃદયમાં રણઉત્સાહ રેડવા માટે દુર્લભરાજની સાથે જ આવી હતી. પોતાના સૈન્યને દિવસે દિવસે નિરુત્સાહ થતું જોઇને તેણે દુર્લભરાજને પનો ચડાવવા માંડયો.

"આમ કયાં સુધી ઘેરો ઘાલીને પડયા રહેશો ?"

"જ્યાં સુધી કંઇ લાગ ફાવે ત્યાં સુધી"

"એટલે ? શું બાહુબળ કે સૈન્યબળથી તેને જીતી શકાય એમ નથી ?"

"ના"

"આપ આ શું બોલો છો? આપના પ્રતાપી પૂર્વજ મૂળરાજે એના દાદા ગ્રહરિપુને નમાવ્યો, સિયાળ બેટના પરમાર રાજા વીરમદેવે એના પિતા રા' કવાતને * કેદ કરી લાકડાના પાંજરામાં પુર્યો, એને પોતાને પ્રતાપે વંથળીમાંથી નસાડયો......"

"એ તો દગાથી, દેવી! ધર્મયુધ્ધથી નહિ. રા' કવાત બ્રહ્મદેવના વિશ્વાસે ફસાયો, બાકી કવાતે તો આબુના આના રાજાને દસ વખત પકડીને છોડી દીધો હતો. વંથળીમાંથી દયાસને નસાડયો તે પણ દગાથી......"

"તો પછી ઉપરકોટમાં પણ દગાથી તેનો સંહાર કરો. તેનું મસ્તક ધડથી જુદું કરવાની આપે જે પ્રતિજ્ઞા લીધી છે તે પૂર્ણ કરો, અને અમારા અપમાનનો બદલો વાળી જગતમાં કીર્તિને વરો." દુર્લભદેવીના મગજમાં અપમાનનો બદલો લેવાની ધુન મચી રહી હતી. તેણે છેવટનો ઉપાય સૂચવ્યો.

બીજલ ગઢવી!

"સોલંકી કૂળદીપકનો જય!" બહારથી અવાજ સંભળાયો.

દુર્લભરાજની આજ્ઞા મળતાં એ અવાજ કરનાર અંદર આવ્યો અને આશિષ આપી, "મહારાજાનો જય થાઓ."

"કોણ છો? કયાંથી આવો છો? કેમ આવ્યા છો?" પાટણનરેશે પ્રશ્નપરંપરા ચલાવી.

"અહીંથી જ. હું ચારણ છું. આપનું શુભ કરવા આવ્યો છું."

"કેવી રીતે?"

"રા' દયાસનું મસ્તક આપને ચરણે ધરીને."

* જુઓ 'એક હાથે તાળી' નામની વાર્તા—નવચેતનનો દીવાળી અંક નવેંબર ૧૯૨૪.

"કઇ ઉમેદથી ?" દુર્લભરાજને કુતુહલ થયું,

"આપની પાસેથી સારી જાગીર અને મોટું ઇનામ મેળવવાની આશાથી."

"તો તમને અવશ્ય મળશે. માત્ર એટલું જ નહિં, પરંતુ મારા દરબારમાં તમને મોટી પદ્વી આપવામાં આવશે. પરંતુ તમે શું કરશો ?"

ચારણ ખીલ્યો. જાગીર, ઇનામ અને માનમર્તબાની કલ્પનાએ તેને ઉત્તેજિત બનાવ્યો, "જે કામ આપનું આવડું મોટું સૈન્ય નથી કરી શક્યું તે હું એકલો જ કરીશ, દયાસનો દેહ પડતાં તેના માણુસો ઉત્સાહભંગ થશે અને ઉપરકોટનો કબજો તમારા હાથમાં આવશે."

"શાબાશ ! તમારૂં નામ ?"

"બીજલ."

"વાહ, બીજલ ગઢવી, તમારી માગણી મારે કબુલ છે. જાઓ કરો કંકુના."

બીજલ ગયો. આ ચારણ શું મોથ મારી શકશે એ વિચાર કરતો દુર્લભરાજ અનેક શંકાકુશંકા કરતો તેની પાછળ જોઇ રહ્યો.

### સ્વપ્ન ફળ્યું.

સોરઠને તો ક્ષણે ક્ષણે સ્વપ્નાજ ભણુકારા વાગતા હતા, દયાસ પાસે કોઇ માગણ આવી જ ન શકે એવી સાવચેતી વાપરીને તેણે દયાસને ઉપરકોટના એક કોઠામાં રાખ્યો હતો અને એ કોઠામાં રાજકુટુંબના માણુસો સિવાય કોઇ પણ પ્રવેશ ન જ કરી શકે એવો સખ્ત બન્દોબસ્ત કર્યો હતો.

ચારણ હોંસભર્યો આવ્યો. ઉપરકોટના મુખ્ય પ્રવેશદ્વારની એક બારી જરૂરી પ્રસંગે બહાર આવજા કરવા માટે ઉઘાડી રાખવામાં આવતી હતી અને તેના ઉપર સખ્ત ચોકી પહેરો હતો. ચારણ માંગણુ જાત હોવાથી અને તેમને ગમે ત્યાં જવા આવવાની છુટ હોવાથી બીજલને કોઇએ રોકયો નહિ. તેણે સપાટાબંધ કોટમાં પ્રવેશ કર્યો.

પરંતુ રા' ને મળવાનું કાર્ય અશક્ય હતું. મળ્યા સિવાય પોતાનું કામ થાય તેમ ન્હોતું. તેણે બીજો ઘાટ ઘડયો.

દયાસને કયા કોઠામાં રાખ્યો છે એ બાતમી બીજલે મેળવી લીધી. આ કોઠા પાસે આવીને તેણે દયાસના ગુણુગાન ગાવા માંડયાં :—

નામ રહંતા ; ઠાકરા,
　નાણુા નહિં રહંત,
કીર્તિ કેરા કોટડા,
　પાડયા નહિં પડંત
દયાસ તું દાનેસરી
　જાણે બીજો કર્ણ
ચારણુ માગણુ જાત જે,
　આવ્યો તારે શર્ણ.
દેશ દેશમાં ખ્યાત,
　પસરી ફુડા રાહની
યાચકને દે દાન
　દયા સંતુ દીલ ખોલીને.
ગાઇને તારા ગુણ,
　દસ દિશ કીર્તિ રેલશો
તુજ દર્શનની આશ,
　યાચક આવ્યો બારણે.

પ્રસંશા કોને પ્રિય ન હોય ? ખુશામત ખુદાને પણ પ્યારી છે. દયાસે પોતાની પ્રસંશાના કવિત સાંભળ્યાં, વધુ સાંભળવાની ઇચ્છા થઇ, 'ચોમેર શત્રુથી ઘેરાયલો તો છું જ, તો તેમાં બની શકે તેટલું દાનધર્મ શા માટે ન કરવું, અને આમ ઘર બેઠાં આવેલી ગંગાનો લાભ શા માટે ન લેવો ?' એવો વિચાર થયો. ચારણ પોતાને મળવા તલસે છે એ પણ જાણ્યું અને તે તેની વ્હારે ધાયો.

બીજા કોઇ જાણી શકે તેવી રીતે ચારણુને કોઠામાં બોલાવી શકાય એમ ન્હોતું. ચારણુને કોઠામાં પ્રવેશ કરવાની પરવાનગી મળવી મુશ્કેલ હતી. દયાસ મુંઝાયો.



દયાસે દોરડું ખેંચ્યું.

તીવ્ર હુલ્લાસાએ એક માર્ગ શોધી કાઢ્યો. કોઠામાં એક બારી હતી, ત્યાંથી ચારણ આવે તો કોઈને ખબર ન પડે. પરંતુ એટલી ઉંચાઈએ ચારણ ચઢી શકે કેવી રીતે? બીજી મુશ્કેલી ઉભી થઈ.

દયાસે તેનો પણ ઉપાય કર્યો. પોતાના ખંડમાં એક દોરડું પડ્યું હતું તે લીધું. મજબુત લાકડી સાથે દોરડાનો એક છેડો બાંધ્યો અને તે લોઢ (દોરડું) બારીમાંથી બહાર કાઢીને દોરડું નીચે ઉતારી દોરડાનો બીજો છેડો પોતાના પગથી મજબુત દબાવી રાખ્યો.

ચારણે દોરડું જોયું, તેને છેડે બાંધેલી લાકડી જોઈ અને એ સમજ્યો કે પોતાને માટેજ દયાએ આ સાધન મોકલ્યું હશે

તરતજ લાકડીના બંને છેડે તેણે પોતાના પગ ટેકવ્યા, અને હાથથી દોરડું મજબુત પકડ્યું અને લાકડી ઉપર શરીર બરાબર સ્થિર કરી તેણે દોરડું ખુબ હચમચાવ્યું.

દયાસે દોરડું ખેંચ્યું, ચારણને ઉપર ખેંચ્યો અને બારી વાટે તેને કોઠામાં લીધો. આ પ્રસંગ વિષે એક દુહો બોલાય છે :—

"ચારણ ચઢીયો લોઢ, મથો ગઢે માગ ગ્યો;
સોરઠ રા' દયાસ, સોઢણે ન કદિ કહાડે"

"ધન્ય, રા ધન્ય! તેં તો ચુડાસમા કુળને અજવાળ્યું" ચારણે કોઠામાં આવતાંજ પ્રસંશા ગવા માંડી.

"માગો, માગો, ગઢવી! જે માગો તે આપું." દયાસ તેના ઉપર પ્રસન્ન થઇ ગયો હતો!

'બાપ, તું તો બીજાને દાનેશ્વરી કર્યું છે! પરંતુ હું માગું અને તારાથી નહિં અપાય તો જગતમાં તારી હારી થાય એવી મને ફીકર થાય છે."

"તેની ચિંતા ન કરો, હું બ પદાદાના કોલથી અને સૂર્યનારાયણની સાખે વચન આપું છું કે તમે જે માગશો તે આપીશ."

ગઢવીએ જોયું કે હવે પોતાનો સ્વાર્થ સાધવાનો ખરો વખત આવ્યો છે. ઠાવકું મ્હોં રાખીને તે બોલ્યો, "દયાસ, હું દાનમાં તારી પાસેથી તારૂં માથું માગું છું."

દયાસ હસ્યો. "બસ, માગી માગીને એજ માગ્યું? ભલા માણસ! એમાં તમારૂં શું દળદર ફીટશે?'

"એ તો મારે જોવાનું છે. પૈસા ટકા અને જરજવાહિર માગનાર ચારણ તો અનેક થઇ ગયા, પરંતુ મારે તો રા'નું માથું માગનાર ચારણ તરીકે દુનીયામાં નામના મેળવવી છે. બીજી કેઇ પણ વસ્તુ કરતાં રા'ના માથાની મને વધુ કિંમત છે."

"તો તે ખુશીથી લ્યો. આપની ઇચ્છા પરિપૂર્ણ કરો. અબઘડી હું મારૂં માથું વાઢી આપું છું"

કોઠામાં અજાણ્યા માણસનો સ્વર સાંભળી સોરઠ રાણી ત્યાં ધસી આવી. જોયું તો એક ચારણ ત્યાં ઉભો છે!

## ૧૨. માથાનો આપનાર! શીશ સમર્પણ!

સોરઠના પેટમાં ફાળ પડી. તે દિવસનો સ્વપ્નપ્રસંગ તાજો થયો. રખેને એ સ્વપ્ન ખરૂં પડે! રખેને એ ચારણ રા'નું માથું માંગી બેસે! પ્રથમથીજ સાવચેતી વાપરતી હોય તેમ તે બોલી :—

"બધા તું બધા બિરં, ભાઇયે છ માંગણિહાર
તાજી ડિયાં, તકડા ડિયાં, હાથી ડિયાં હલકાર
ગિનની ચંદનહાર, દેં' છડીધા સરદાર.

[અર્થાત—હે ભાઇ! તું તો મારો ભાઇ થાય. તું માંગણ—ચારણ જણાય છે, તને ઘોડા દઉં, હાથી દઉં, હાથીની તો હલકાર (પુષ્કળ) આપું, તું ચંદન હાર લેને! (નહિં તો) મારો ધણી દેહ—શરીર મુકશે.]

ચારણે જોયું કે રાણી રખેને પોતાના પતિનું મન ચળાવે! રખેને તેનો સંકલ્પ તાડાવે! રખેને રાણી તેનું પોતાનું-(ચારણનું) જ દિલ પીગળાવી નાંખે.

કિનારે આવેલું વહાણ ડુબી ન જાય, પોતાની ધારણા ધુળ જેગી ન થાય તે માટે તેણે પોતાના હૃદયને દૃઢ કર્યું અને બોલ્યો,

"ગેમર આપ ઘણા, તાજિ આય તબીલમેં
મોંકે નાય મણા, આલો શીર વાલો અબે"

અર્થાત—(મારી પાસે) હાથી ઘણા છે, તબેલામાં ઘોડા છે, અને તેની ખોટ નથી (અને તો) હમણાં વ્હાલું માથું આપો."

એટલામાં રા'ની બ્હેન ત્યાં આવી લાગી. બ્હેને જાણ્યું કે ભાઇનું મન ડગશે તો અપકીર્તિ થશે. તેથી તે રા'ને ઉદ્દેશીને બોલી કે :—

"બઢી દેને વીર, મથો મંગણિહારકે,
દાતારા મન ખીર, અદાતા ધાયું ડકણ જે."

"પ્રભુ તને શાંતિ આપે" સતીએ ચારણને આશિષ આપી.

પોતાના પતિનું મસ્તક મળતાં સોરઠના આનંદની અવધિ થઇ. મસ્તક ધડ સાથે જોડીને પોતાના રા' ને ખોળામાં લઇ સોરઠ સતી થઇ. અગ્નિએ એ યુગલના દેહને બાળીને ભસ્મ કર્યા, પરંતુ તેમની કીર્તિ તો સદાને માટે અમર બની !

ઉપસંહાર.

રા' ગયો, સોરઠનો ધણી ગયો એટલે સોરઠી સૈનિકો પણ હતાશ બન્યા, રાજા વગરની પ્રજા પણ નિરાશ થઇ, પાટણનરેશ ફાવ્યો. દુર્લભદેવીની ઇચ્છા તૃપ્ત થઇ, દુર્લભરાજે 'ધણી વગરના ઢોર સુનાં' જેવી થઇ પડેલી સોરઠી સેના ઉપર વિજય મેળવ્યો. સોરઠમાં તેની આણ વર્તી. તેણે પોતાની સત્તા જમાવી, પોતાના તરફથી જુનાગઢમાં એક થાણદાર નીમ્યો અને તે વિજય સાથે પાટણ પાછો ફર્યો.

દયાસનો દેહ પડતાં દુશ્મનોના હાથમાં રાજ્ય જશે અને રા'નો વંશ નિર્મૂળ થઇ જશે એ વિચારથી દયાસની માની અને ડાહ્યા દરબારીઓની ઇચ્છાને માન આપીને દયાસની બીજી રાણી તેના ન્હાના પુત્ર સાથે ત્યાંથી ન્હાસી છુટી. આ પુત્ર તે રઝળનો રાજહંસ પ્રતાપી રા' નોઘણ! અને તેને પુનઃ ગાદીએ બેસાડનાર તે અડગ અહીર–વીર દેવાયત ! ×

( સંપૂર્ણ. )

---

# જીવન જ્યોતિ

લેખક :—રા. વલ્લભજી ભાણજી મ્હેતા.

પ્રિયતમ ! તારો અંતરાય આટલો વસમો કે—
મલયાનિલની શિતળ લ્હેરો દાવાનળની દારૂણ જ્વાળા બને:
સુકુમાર પુષ્પશય્યા પથ્થરની વજ્રભૂમિ બને.
અને સૃષ્ટિની સારી રમણીયતા ભીષ્મ ભયંકરતા બને.

* * * * *

નાથ ! તારે અને મારે હજારો ગાઉનું અંતર.
એમ થાય છે કે ઊંચે ઊડી ગગનની ગલીઓ ઢૂંઢું
કે નીચે ઊતરી પાતાળના મહા તત્ત્વ શોધી વળું
કે; દુનિયાની દિશ દિશાને ફેંદી નાખું
પણ હાય ! દેહ છે, પણ હિંમત નથી
પ્રેમ છે, પણ પાંખ નથી
લાગણી છે તેટલું સામર્થ્ય નથી.

---

× જુઓ નવચેતનનો સન ૧૯૨૨નો અંક.



**પ્રભુ!** તારી તે કેટલી કૃપા! એનો તે કંઇ પાર છે! પળે પળે તું મને સંભાળે! અજ્ઞાનથી ઘેરાયેલા આ જીવનને તું જ્ઞાનના અમૃત ચખાડે! મોહભર્યો જીવનમાં ય તું સંયમનં તેજ રેડે! ક્રોધથી ખદ્બદતા અમારા સ્વભાવમાં તું શાન્તિનાં શિતલ જલ સિંચે! સંકટ રૂપી અભ્રગણથી ઘેરાયેલા આ જીવનાકાશમાં ય તું સૂક્ષ્મ જ્યોતિનો સૂર્ય પ્રગટાવે! નિરાશાનાં ઘોર અંધારાંમાં ય તું ક્ષણે ક્ષણે આશાનાં અપરિમિત અજવાળાં પાથરે અને આ જીવનના ઉંડા મહાસાગરમાં ય નાવિક થઇ તું અમારી હોડી પેલે પાર પહોંચાડે.

કિરણ હજારોની સંખ્યામાં પડતાં જોઇ, મારા આનંદનો પાર રહેતો નથી. મારા ભાલ પ્રદેશમાં તારી મંગલમૂર્તિ વિરાજમાન થએલી જોઇ, મારા મનને તો કંઇ ને કંઇ થઇ જાય છે: મારા શરીરના અણુંએ અણુંમાં તારી પુણ્ય પ્રતિમા હસતી જોતાં, આનંદની સીમા નથી રહેતી.

× × × ×

પ્રભુ! તું મારે બારણે આવી કયારનોય બેઠો છે, પણ મને ખબર નથી પડતી. અંતર ચક્ષુવિહીન અંધને શી ગમ! હું બીજાને બારણે ભટકું છું અને પૂછું છું કે પ્રભુ કયાં છે? છે મારી મૂર્ખાઇની હદ? તું કેટલીયે વારથી મારે બારણે બેઠો બેઠો ઝોકયાં કરતો હશે અને તેનું મને ભાન પણ નથી. અને તું મારી કેટલીય વારથી સંભાળ લીધા કર તો હશે તેનું મને જ્ઞાન પણ નથી અને હું મૂર્ખો મનમાં મનમાં મલકાયે જાઉં છું કે મારો પ્રભુ આવશે, ત્યારે હું તેની સેવા કરીશ. છે મારી મૂર્ખાઇની હદ? પ્રભુ! ત્હેં મને રહેવાને કેવું સુંદર ઘર આપ્યું છે! અને તે છતાંય હું બીજાને ઘેર ઘેર રખડું છું: છે મારી મૂર્ખાઇની હદ?

પણ પ્રભુ! તારી કૃપાએ આજે મને અંતર ચક્ષુ સાંપડયાં છે, આજે તારો સહસ્રરશ્મિ સૂર્ય મારા દિલમાં પ્રગટયો જોઇ, હું હરખું છું: મારા હસ્તકમળમાં તારાં સૂર્ય

÷ ÷ ÷ ÷

વર્ષાઋતુ તેજ ફળદાયી ઋતુ છે તેવીજ રીતે આપત્તિકાળ તેજ જીવનની સુખ આપનારી ઋતુ છે. વર્ષાઋતુમાં આકાશ કાળાં વાદળાંઓથી ઘેરાયેલું હોય છે, અને તેથી સર્વત્ર અન્ધકાર નજરે પડે છે: પવનના સુસવાટ સાથે ઝાડ પાન હાલે છે, ડુંગરાઓ ડોલે છે, નાનાં નાનાં તરુવૃન્દ તો મૂળથી જ ઉખડી જાય છે. સરિતા સાગર અને સરોવર નાં પાણીમાં કેટલો ય કચરો ઉડીને પડે છે: જળ માત્ર હેલે ચડે છે, ફૂલ આદિ સ્વસુગંધ પ્રસારે છે, અને નર્ક દુર્ગંધ ફેલાવે છે. કાં તો વાદળાં વિખરાઇ જાય છે કે કાંતો વાદળાં વરસે છે. જો વરસે છે તો પાણી જમીનમાં પડવાથી ધાન્ય આદિ ઉગે છે અને લોકો સુકાળ પડવાથી સુખી થાય છે.

અને આવોજ જીવનનો આપત્તિ કાળ છે. આપત્તિકાળ એ મનુષ્યજીવનની ખરી કસોટી છે. આ આપત્તિકાળમાં મનુષ્યનું જીવનાકાશ સંકટોના વાદળાંથી ઘેરાયેલું હોય

છે અને વાદળાંની કાળાશને લીધે સર્વત્ર અન્ધકાર માલમ પડે છે: મનરૂપી પવનના સુસવાટ સાથે જીવન–ક્ષેત્રનાં ઝાડ પાન હાલે હાલે છે, ડુંગરાઓ ડોલે છે, નાનાં નાનાં તરુવૃન્દ તો મૂળથીજ ઉખડી પડે છે, સરિતા સાગર અને સરોવરના પાણીમાં કેટલોય કચરો ઉડીને પડે છે, જલ માત્ર હેલે ચડે છે, સદ્‌ગુણ સુગંધ પ્રસારે છે, દુર્ગુણ દુર્ગંધ ફેલાવે છે, દુઃખના સમયમાં માણસનું મન સ્થિર રહેતું નથી, અને જો મન દુઃખમાંથી ચળી જાય છે તો એ વાદળાં ઘેરાઇ જાય છે, મિથ્યા જાય છે–વરસતાં નથી અને વરસે છે, તો પાણી જીવન–ક્ષેત્રમાં પડવાથી ધાન્ય ઉગે છે અને જીવનક્ષેત્રમાંય સુકાળ પડવાથી ક્ષેત્રીને પરમ સુખ થાય છે.

* * * *

કવિતા અને કાવ્યમાં શો ફેર? કવિતા એટલે પાણીનો વહેતો પ્રવાહ એટલે સરિતા: કાવ્ય એટલે સ્વચ્છ જળનું પરિમિત સુંદર સરોવર:

કવિતા તો જોજનના જોજન સુધી ક્ષેત્રોના ક્ષેત્ર કાપતી ચાલી જાય. જતાં જતાં સુમધુર કર્ણપ્રિય અવાજથી પથિકોના મન રંજન કરે. પશુપંખી ત્યાં આવી ચાંચોમાં પાણી ભરી કલ્લોલ કરે, તરસ્યા મુસાફરો ખોબે ખોબે નિર્મળ જળના પાન કરી, આશિર્વાદ આપે: ઢોર આદિ પણ રડયાખડયા આવી આંતરડી ઠારી ચાલ્યા જાય: આ નદીને કાંઠે સુન્દર તરુઓ, છોડવાઓ તો ઉગ્યા જ હોય: આ સરિતાનો પ્રવાહ નૈસર્ગિક અને સરલ રીતે અપરિમિત વહ્યાંજ કરે: જે જે ક્ષેત્રોમાંથી તે વહેતી જાય, તે તે ક્ષેત્રોને તે ફળદ્રુપ કરે. કવિતામાં નૈસર્ગિકતા, સરળતા અને અપરિમિતતા પ્રાધાન્યપણે હોય છે.

કાવ્યનું સ્વરૂપ તેથી જાુદું છે. કાવ્ય એટલે એક સુંદર સરોવર. આ સુંદર સરોવરના સોનેરી જળ ઉપર કેટલાંય સૂર્યમુખી કમળો ખિલ્યાં હોય, રજતરંગી તારાઓના હૃદય પ્રતિબિંબ આસમાની અજવાળાં ફેલાવતાં હોય, આ સરોવરની ચારે બાજુ તરુઓ, છોડવાઓ આદિ ઉગ્યા હોય, પથિકો અને પશુ પંખીઓ પણ આ સરોવરનો પૂરતો લાભ લે.

હવે બન્ને વચ્ચેનો ફેરમાત્ર જોઇએ. કવિતા એટલે સરિતા, એટલે વહેતી ધારા માટે અપરિમિત: અને કાવ્ય એટલે સરોવર, બાંધેલું સુંદર તળાવ: માટેજ પરિમિત. કવિતા–નદી નૈસર્ગિકપણે સ્ફુરે: માટે તે નૈસર્ગિક કહેવાય, પર્વતમાં સરિતાનું મૂળ રહેલું છે: મગજના ઉંડાણમાં કવિતાનું મૂળ રહેલું છે, હૃદયતંત્રીના તાર જ્યારે ઝણઝણે ત્યારે કવિતા સ્ફુરે, કવિતાની સરિતા સ્વચ્છંદે વહેવા માંડે, દુઃખના હૃદયમાં પ્રગટે, તો જ કવિતા સ્ફુરે: દુઃખના મહોદધિઓનાં પૂર જ્યારે હૃદયમાં ઉલટે ત્યારેજ કવિતા સ્ફુરે, જેમ નદી પર્વતમાથી નિકળે, તેમ દુઃખના મહોદધિમાંથી કવિતા બહાર આવે, માટેજ કવિતા કુદરતી કહેવાય અને કવિતાકાર કુદરતી કવિ ગણાય.

પણ કાવ્યનું તેમ નથી, તે તો ઇચ્છાથી બાંધેલું સુંદર સરોવર માત્ર જ છે, તે નૈસર્ગિક નથી, તેમાં વિચારશકિત પ્રાધાન્યપણે છે, કાવ્ય–રસમાં ગંભીરતા અને સમજવામાં કઠીનતા વિશેષ છે, છતાં તેમાં વિચારશકિતના પરિણામે મધુરતા અને મીઠાશ લાવી શકાય છે, સાધારણ માણસ જ્ઞાનના બળથી કાવ્ય રચી શકે, પણ કવિતાનું તેથી ઉત્કૃષ્ટ સ્વરૂપ હોવાથી, જો તે નૈસર્ગિક કવિ હોય, તોજ તે કવિતા રચી શકે. કાવ્ય–રસ એટલે જ્ઞાનનો ભંડાર. કવિતામાં કુદરતી મિઠાશ છે, જ્યારે કાવ્યમાં જ્ઞાન સમજાયાથી મિઠાશ આવે છે. કવિતા આમવર્ગ માટે, થોડું ભણેલા માટે છે, કાવ્ય વિદ્વાન વર્ગ માટે છે. કવિતામાં લોકગીત વધુ અંશે આવે છે, કાવ્યમાં લોકગીતને સ્થાન જ નથી.

અને કવિતા અને કાવ્ય એકજ માબાપની પ્રજા છે. કવિતા બ્હેન છે: કાવ્ય ભાઈ છે: બ્હેનમાં સરળ સ્વાભાવિકતા છે: ભાઈ ભણેલ હોવાથી જ્ઞાનમૌક્તિક કહેવાય છે. કવિતા અને કાવ્યની માતા એ વિશ્વલીલા અને પિતા એ વિશ્વપતિ. આ ભાઈ બ્હેન સાથે રહે છે, સાથે રમે છે અને સાથે ખાઈપી આનંદ કરે છે. એમની પ્રીતિ અખંડ છે: અજર છે, અમર છે.

\+ + + +

પ્રાણીમાત્ર ઉપર દયા રાખવી એજ જો વિશ્વકર્ત્તાનો હેતુ ન હોય, તો આ અખિલ સૃષ્ટિનું શું કામ? દયા એ ધર્મનું મૂળ છે. દયાના પાયા-તત્ત્વ-ઉપર ધર્મશાસ્ત્રની રચના થઇ છે, દયા વગરનો ધર્મ એ જીવ વગરના શરીર જેવો છે, દયાના પારદર્શક યંત્રથી સાચી ખોટી બાબતો નજરે પડે છે. પાણી વગરના હોજમાં માછલું ન જીવી શકે, તેમજ દયા વગરના જગતમાં માણુસ ન જીવી શકે દયા એજ પ્રાણીમાત્રનો શ્વાસોચ્છ્વાસ છે. દયા એ એક જાતનો છૂપો પ્રેમ-ભાવ છે. દયા એ પ્રેમની જનેતા છે અને માટેજ દયાથી પ્રેમીનું જીવન અણુએ અણું ભરેલું છે. પ્રેમ-અને મૈત્રીનું તદ્દન આછું સ્વરૂપ દયા છે. ધર્મશાસ્ત્રનું ફરમાન છે કે દયા કરો, પ્રેમ કરો, મૈત્રી કરો.

સારીય આલમમાં કોઇ પણ એવી ચીજ બતાવશો કે જે દયા વગર અસ્તિત્ત્વ ધરાવતી હોય? સચરાચર સારુંય જગત દયાના આધારે જીવી શકે છે. માણુસનું શરીર કે માણુસનું જીવન કે માણુસ, પશુ પંખી, ઢોર કે અચર જડ વસ્તુઓ ઇત્યાદિ દયાથી ટકી રહ્યાં છે. શરીરના કેટલા અવયવો છે? અને બધાય એક બીજા સાથે સહકાર કરી ન રહે, તો શરીર ક્યાં છે? જીવનના કેટલાં અંગો છે? અને તેઓ એક બીજા સાથે કેવાં સહકાર કરી રહ્યાં છે? માણુસ, પશુપંખી, ઢોર કે જડ વસ્તુઓ આમાંની પ્રત્યેક ચીજમાં કેટલાય અણુંઓનો સહકાર થએલો છે અને આ સહકાર એટલે પ્રેમ અને દયા એ પ્રેમની જનેતા.

દયાના સૂક્ષ્મ અજવાળાં જ્યારે ફેલાયાં, ત્યારે આ જગત્ ઉત્પન્ન થયું અને બ્રહ્માએ શ્વાસ લીધો.

પ્રેમના ચરણુ સેવવા સારા, પણુ પ્રેમના શેઠ ન બનવું: પ્રેમના ચરણુ સેવવામાં ઉન્નતિ છે: પ્રેમના શેઠ બનવામાં અવનતિ છે. સારાય સચરાચર જગતના અણુએ અણું પ્રેમથી ઉભરાતાં હોય, ત્યાં એ પ્રેમ-પરમાત્મ-પારાવારમાં ડૂબકી મારી મોતી કાઢયેજ છૂટકો.

* * * *

કેટલાંય વર્ષો પહેલાં જ્યારે પેલો બાલક કન્હૈયો—ગાયોને ખેતરમાં ચરાવનાર, યશોદામાતાનો છૈયો—પેલા કદંબના ઝાડ તળે વાંસળી વગાડતો, ત્યારે તેમાં આખુંય વિશ્વ લય પામતું! એ વાસળીના સૂર માનવીની રગેરગમા સોંસરા ઉતરી પડતા! એ સૂરથી પાદડા નાચવા માંડતાં! ફૂલો ડોલતાં! એ સૂરોએ વૃક્ષોની ડાળીઓ નમી પડતી! ગાયો ચરવાનું મૂકી દઇ શ્રવણસુધામૃતમાં બે ઘડી ડૂબી જતી! હરણાં લયલીન થઇ જતા! ગંગા અને યમુના તપસ્વિની પેઠે ગંભીર સમાધિ ચઢાવતા અને આ સારીય સૃષ્ટિના અણુંએ અણું આનંદમાં આવી જતા, છાતી ફૂલાતી:

અને ઓ જગતના જાયાઓ! ઓળખો છો આ કાળના એ મહાન નરવીર મોહનને? વખત આવશે ત્યારે એ પૃથ્વીને પાટલે પૂજાશે.

— ÷ ÷ ÷

ખાંધે લટકાવેલી ઝોળી, એક હાથમાં દંડ અને એક હાથમા કમંડલુ લઇ અલ્યા મૂર્ખ માનવી! ક્યાં ચાલ્યો? ગૃહે અને દેહે થયો છું શું પાવન? અને આ ભગવાં વસ્ત્ર શાનાં!

પ્રભૂ! મારા અંતર-ચક્ષુ ખૂલ્યાં છે! હૃદયના દ્વાર ઉઘડયાં છે! તારાં સૂક્ષ્મ અજવાળાં ફેલાયાં છે.

મન ત્યાં સ્વર્ગ: પ્રેમ ત્યાં ઇશ્વર: જગત્ ત્યાં પરમાત્મા:

આજે હું દીન-સેવા કરી તારાં દર્શન કરીશ: મારા પ્રભુ!




લેખક —ર છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદાર.
ચિત્રકાર.—શ. ફાંકડો.

( ગયા અંકથી પુરૂં )

ક્વેટાના વિશાળ સ્ટેશન પર એક સ્હાંજે એક વયોવૃધ્ધ પારસી બાનુ ટ્રેનમાંથી ઉતરી પોર્ટરને બોલાવી ટ્રેનમાંથી પોતાનો સામાન ઉતરાવવા લાગી. તેણે લામી બ્હાયનું બદન પહેરેલું હતું રેશમી કાદાબાની ચીનાઇ સાડીની નીચેની કોર આગળ ચણીઆને બદલે રેશમી ઇજાર સ્પષ્ટ રીતે બહાર ડોકીઆં કરી રહી હતી એણે કાળી મખમલની સપાટ પહેરી હતી. તસનસીને બ.ધેલાઆથાબાના માથા તેના સફેદ રૂપેરી વાળ જાણે નાશી છુટવાની કોશેશ કરી રહ્યા હોય એમ લાગતા હતા. તેના કંઇક ગોરવણ પર વૃદ્ધાવસ્થાની કરચલીઓ હતી. આખની પાપણો સફેદ થવા આવી હતી. તે કેડેથી સ્હેજ ખુંધી હતી અને એણે આખે બ્લુ કાચના ચશ્મા પહેર્યા હતા એક ટ્રંક, એક બીસ્તરો, પાણીનો જરમન સીલવરનો કુંજો અને ખાવાનાનો એક મ્હોટો કરંડીયો એટલાં વાનાં ટ્રેનમાથી નીકળી રહેતાં ડોસા બોલ્યાં "એઇ પોરતર! ઇધર મ્હેરાબજી પારસીકે ઘેર હમકુ લઇ ચાલ! એવનની હું ખુશ થાઉંચ!"

પોર્ટર કંઇ સ્હમજ્યો નહિ, પણ પારસી નામ સાંભળી તે દોડી એક પારસી ટીકીટ કલેકટરને લઇ આવ્યો.

'કેમ માયજી, કોનને પૂછોચ!' તેણે ઘણી સભ્યતાથી પૂછ્યુ.

'મ્હારા મ્હેલ્લીને! દુશમનને કંઇ થઇ આયુંચ તે મ્હાના પર એનો તાર ઉનો. હું એની ખુબ થાઉંચ. નૌસારીની છું. મ્હેલ્લી મ્હેલ્લો! તમે અને ઓરખોચની બાવા!"

'મ્હેલ્લી! મ્હેલ્લી કોણ?' તેણે આશ્ચર્ય પામી પૂછ્યુ.

મ્હેરાબજી કોમીસરીઅટવાલા! દોરાબ બાલીસ્તરનો ભાઇ!" તે ડોસાએ કહ્યું.

'અરે હા! મ્હેરાબ કોમીસરીઅટ! ઓળખીગો! પન એ તો હજી ગઇ કાલેજ અરીઢરીં જેવો ડાન્સમાં નાચતો ઉતો."

'કોન જાને બા મ્હને તો એનો મરન પથારીનો તાર આયો એટલે દોરતી કે ઓય આવી! ઘરડું મનખ તે અજાનમા હું તો બીજે ટસ્ટેશને ઉતરી પરેલી ત્હાંથી અહીં વેરની તીકીતના પૈસા ઝાસી વરી અહીં આવી. લેવબા આય તીકેત' ડોસાએ ટીકીટ આપી તે લઇ પેલો પારસી ટીકીટ કલેક્ટર બોલ્યો.

"હસે, ચાલોજી હું તમુને એવનને મેલવી આપું. એઇ પોર્ટર ઉઠાવ સામાન.'

તે પારસી, ડોસાં અને પોર્ટર એમ ત્રણેનો જમેલો સ્ટેશન પર આવેલા રેસ્ટોરામાં



એક પારસી જવાન ઇઝીચેરમા પડયો પડયો સીગારેટ ફુકતો હતો

ધુસ્યો એક પારસી જવાન ઇઝીચેરમાં પડયો પડયો સીગારેટ ફુંકતો હતો

"મ્હેરાબ! આય તારાં ફુઇજી આયાય! તે પારસીએ પેલા ઇઝીચેરમાં પડેલા જુવાનને કહ્યું અને ત્યાંથી ચાલતી પકડી.

'મ્હારાં—ફુઇજી!' તે આશ્ચર્યથી બેઠો થઇ ગયો.

'કેમ દીકરા! ઓરખાન પરેચ કે! નોહારીમાં તારી સીકનેસનો મ્હા-ા પર તાર આયો—.'

'તાર! મ્હારો! સીકનેસનો!' હજી પણ મ્હેરાબ અજાયબીમાં ગરક જ હતો.

'જોની બા! આય કોન્નો તાર છે' ડોસાએ તાર કહાડી બતાવ્યો. મ્હેરાબે અજાયબી પામતાં તે તાર લીધો અને વાંચ્યો. તાર કવેટાથી નવસારી કુમલીબાઇના નામનો હતો Mehrab on Deathbed. Remembers you often come immediately. Rustom.

'સું લખીયુચ બા!' ડોસાએ પૂછયું.

મ્હેરાબ થોડીવાર સુધી અજાયબીથી ફાટે ડોળે ડોસાંના સ્હામું જોઇ રહ્યો 'કુમલી ફુઇ તમ્હે! બહુ નાનપણમા જોયાં હશે! કંઇ યાદ નથી આવતુ!'

'ઓવાય! સાનું યાદ આવે! હોસે બા! દુસ્મનને સાજો સમો જોઇને જાઉંચ એટલે થયું. હું તો મ્હારે અત્તરઘર્ં.એજ જવસ! થી કહેતો કે ફુઇ આવો! તે વરી સાંભ્મો કહેચ કંઇ ઓરખ નથી પરતી' ઓ ખોદાય!'

મ્હેરાબ કંઇક ખીસીયાણો પડી ગયો. તે વૃદ્ધ પારસી બાનુ તેની અજાણમાં હોય તોયે 'જ્યારે તે એનેજ પૂછતી' આવી છે ત્યારે તો તેની સરભરા કરવાને તે બંધાયલો હતો. વિચારથી ચકડોળે ચ્હડેલા મને તે

ઉઠયો, થોડીવાર કુમલી ફુઇ સ્હામે જોતા રહ્યો. પછી બોલ્યો 'ચાલો આપણે બંગલે, અહીં પાસેજ છે .

'ના રે ના. હું તો મ્હારે સીદ્ધી અહીંથીજ નોહારી જવસ '

દેખીતી રીતે કુમલીફુઇને ક્રોધ ઉપજ્યો હતો. બહુ સ્હમજાવી મ્હેરાબ તેને પોતાને બંગલે લઇ ગયો. 'માફ કરજો ફુઇજી મ્હે તમને ઓળખ્યાં નહિ. હજી બી હું તમને ઓળખી શકયો નથી. તમને જોયાંને ઘણાં વર્ષો થયાં એટલે કદાચ એમ હશે.'

પણ કુમલીફુઇએ તરત બધી વંશાવળી રજુ કીધી. મ્હેરાબ અને દોરાબની નાનપણની ખાસ ખાસીઅતો એને કહી સંભળાવી. મ્હેરાબને કંઇક ખાત્રી પડવા માંડી ! એના બંગલે આવતાં સુધીમાં તો એ એના 'વ્હાલાં ફુઇજી' ને બરાબર ઓળખી ગયો હતો !

'ફુઇજી તમે આયાં તો ભલે આયાં. મ્હારા કોઇ દુશ્મને તમારા પર ખોટો તાર કીધેલો લાગે છે. હવે તો થોડા દહાડા અહીં રહીને જજો !'

'અહીં એકલા મને ગમે કેમ ?'

'નારે મ્હેં અહીં એક મદમ પોર્ટી સાથ લગન કીધું છ. બહુ સોહામની ને ભલી છે.' મ્હેરાબે હસતાં હસતાં કહ્યુ

'મુવો તું પારસીનો થનો. વારૂ પન મ્હારા જેવી બુઢ્ઢી ફુઇજીને જોઇને તો એ હસશે.'

'નારે ના ! એમ બ્હીવો ના !'

આખરે તેઓ બંગલે આવી પહોંચ્યાં. મીસીસ મ્હેરાબે બહાર આવી કુમલીબાઇને આવકાર આપ્યો. 'મ્હારાં ફુઇજી' કરીને મ્હેરાબે એની ઓળખ આપી.

થોડા દિવસ આનંદમાં વીતી ગયા. એક દિવસ કુમલીબાઇ કંટાળનાં હોય તેમ બોલ્યાં. 'મ્હેરાબ ! દીકરા તારૂં 'કુબટા' નોહારી જેવું નહિ ! આંહી કાંઇ સોહાતું નથી. નોહારીમાં તો કેવાં મજેના ડ્રમરાં થતી વગારે ને મજેનો નાચ કરે ને અહીં તો એવું કંઇ નહિ મલે !'

"ઓ ફુઇજી ! ઘરડે ઘડપણ તમને નાચ જોવો ગમે છે ! વારૂ, આજે અમ્હે તમને એક અંગ્રેજી ફેન્સી ડ્રેસ બોલ જોવા લઇ જઇશું. પછી જો જો તમારાં ડુબરાંઓનો નાચ સ્હડે કે અમારો અંગ્રેજી ડાન્સ સ્હડે ! હી. હી. હી ગદ્ધા કયા જાને જાફરાનકી બાતાં !"

રાતના તે લોકો ફેન્સી ડ્રેસ બોલમાં જવાના હતા. મ્હેરાબ ને એની વહુ એમા નાચનાર હતાં. કુમલીબાઇના આગ્રહથી મ્હેરાબની વહુએ પારસણનો પોશાક પહેરવાનું કબૂલ્યું હતું. કુમલીબાઇએ જાતેજ એને સારી પહેરાવી ને પછી બોલ્યાં, 'ઓય મા નકરી પારસન જેવી લાગેચ ! હવે દીકરા મ્હેરાબ આપ અડવા હાથ પર કંઇ મોતીની કે હીરાની બાંગરી હોય તો શું શોભે ! બમ જેવી સબ્જ પરી !'

મ્હેરાબ પણ આજે જરા દારૂની લહેરમાં હતો. ફટ કરતાં કે ત્રીજોરીમાથી એણે હીરાની બ્રસલેટ ને નેકલેસ કઢાવ્યાં અને ફુઇજીના હાથમાં મૂકયા. ફુઇજી તો એ બે ચીજો જોઇને દચાઇજ ગયાં. હીરાના તેજથી જાણે અંજાઇ ગયાં હોય એમ તેમણે આંખે હાથ દીધા. 'વાહ ! દીકરા ! અહીં બેઠે બેઠે બી ત્હેં ઠીક કમાની કીધી લાગેચ ! શું કીમતના હોમે ?"

"ગરીબ માણસ છીએ ! જેમ તેમ અહીંઆં રોટલો કુટી કહાડીએ છીએ!" દેખાતી રીતે મ્હેરાબ આ વાત વધુ લંબાવવા માંગતો નહિ હતો એટલે એણે આમ ઉડાવતો જવાબ દીધો.

અંગ્રેજોનો 'ફેન્સી ડ્રેસ બોલ' કુમલી ફુઇને ગમ્યો નહિ.

'મુવા બૈરાં મરદ એક બીજાને ભેટીને નાચે એમાં મ્હલાજો કહાં રહેચ !' એમ

એમનો મત હતો, મ્હેરામ અને એની મડમ વહુ નાચતાં નાચતાં થાક્યાં એટલે ખૂબ દારૂ રહડાની કુમલીફુઇને લઇને મોટરમાં બેસી પાછાં બંગલે આવ્યાં. કુમલીફુઇ તો આ 'વટલેલા પારસી'ને ત્યાં જમતાં જ નહિ હતાં તો દારૂની ક્યાં વાત ! આટલા દિવસ તો એણે પોતાના ભાતા તેમજ કવેટાના લીલા સુકા મેવા ઉપર જેમ તેમ ખેચી કહાડયા હતા ! પણ હવે ભાતું ખલાસ થવા આવ્યું હતું અને એ પાછાં નવસારી જવાની ઉતાવળ કરતાં હતાં. ફેન્સી ડ્રેસ બોલમાંથી રાતે અગીઆર બારને સુમારે તેઓ બંગલે પાછાં ફર્યાં ત્યારે ત્યાં એક પારસી અને અંગ્રેજ એમ બે ગૃહસ્થો મ્હેરાબની વાટ જોતા દીવાનખાનાના એક સોફા ઉપર બેડા હતા. મ્હેરાબના ખાનસામાએ એને એ વાતની મોટરમાંથી ઉતરતાંજ વરદી આપી દીધી હતી. 'રાતની વખતે કોણ હશે' એમ શંકિત મને મ્હેરાબ કંઇક લથડતે પગે દીવાનખાનામાં દાખલ થયો, પાછળ એની વહુ અને કુમલીફુઇ હતાં.

'ઓહ ! સોરાબશાહ અડાજણીઆ! તમ્હે અહીંઆ ! આ વખતે ! જરા લખ્યું હોત તો સ્ટેશન પર લેવા આવતે! સામાન ક્યાં?' મ્હેરાબે એકદમ દોડી સોરાબશાને 'શેકહેન્ડ' કીધી.

'ઓહ થેંક્સ ! સામાન સ્ટેશન પર સ્ટેશનમાસ્ટરના રૂમમાં રાખ્યો છે. તમારો તાર આવ્યો એટલે અહીં આ અંગ્રેજ ગૃહસ્થ મી૦ સેમ્પસન સાથે આવવું પડયું.' સોરાબશાહ અડાજણીઆએ ખુલાસો કીધો.

'મ્હારો તાર !' મ્હેરાબના ડોળા અજાયબીથી બહાર નીકળી પડયા.

'તે વાત પછી આ બેનુ કોણ ?' સોરાબશાહે પૂછયું.

'મ્હેરાબના વહુ થાય છે જી ! અને હું

9

એવનની 'ફુઇ થાઉં'છ ?' કુમલીફુઇ હવે મદદે આવ્યાં.

સોરાબશાએ કુમલીફુઇ સાથે 'શેકહેન્ડ' કીધી પણ જેવો એ મીસીસ મ્હેરાબ સાથે શેકહેન્ડ કરવા જાય છે તેવોજ એ ચમકયો. તેણે પેલા અંગ્રેજ તરફ ફરીને કહ્યું Mr. Sampson ! Here are our stolen ornaments ! Bracelet and necklace !'

મ્હેરાબની મડમ બૈરી તો આ ભડાકો સાંભળી ગભરાટને મારે એક ખુરસી પર બેસી ગઇ ! વિચારમાં પડેલો મ્હેરાબ ચોંકયો ! એક પળમાજ તેણે નિશ્ચય કરી નાંખ્યો. બહુજ ત્વરાથી તે પાછો ફર્યો અને જ્યાં ન્હાસવા જાય છે ત્યાં તો કુમલીફુઇને બારણાંની બરાબર વચ્ચે હાથમાં રીવોલવર સાથે ઉભેલી એણે દીઠી !

'કુમલીફુઇ તમ્હે !' તે બદમાશ પાછો પડી બરાડયો.

"હા હું ! 'મીસ આયમાય અજીરાણીવાલાની' કુમલીફુઇ ! હવે ઓળખી બરાબર !"

પગ આગળ એક જબરદસ્ત બોમ્બગોળો ફુટયો હોત તોયે મ્હેરાબ આટલો અજાયબી નહિ પામતે ! તેણે પોતાના પહોંચા કરડયા ! પોલીસ ઇન્સ્પેકટર મી. સેમ્પસને બ્રેસલેટ, નેકલેસ તેમજ બીજી ચીજોની ચોરીના આરોપસર તેને હાથકડી પહેરાવી, એટલે મી૦ સોરાબશા કુમલીબાઇ તરફ ફર્યો.

"જી આપ આ મ્હેરાબના ફુઇજી થાઓ છો કે ? તેણે પૂછયું."

'નાજી, હું તો પ્રોફેસર ચંદ્રમૌલેશ્વર પંડીત આપનો નમ્ર સેવક—

'ઓહ મી પંડીત ! ડીટેકટીવ ! ત્યારે આ તાર મ્હારા ઉપર તમ્હે કર્યો હતો કે ? બાપરે ! આ ઘડી સુધી હું તમને ઓળખી શકયો નહિ હતો ! How clever !.

Thanks Mr. Detective! many thanks!'

કુમલીપુઇ ઉર્ફે મ્હારો હર્ષ સોરાબશાના આ અભિનંદનથી સમાયો જતો નહોતો. એક આંખના પલકારામાં હું કેદ થયેલા મ્હેરાબ આગળ ગયો અને એના કાનમાં બબડયો 'તમ્હે તો પેલી ચિટ્ઠીમાં લખતા હતા ની કે તમારા જેવો માણસ એકજ વાર છેતરાય છે અથવા મરે છે!'

'અરે હા! ઠીક યાદ આપી! Thank you.'

આમ બોલતાંની સાથે તો તે બદમાશ એક ભયંકર ચીસ સાથે જમીન પર બેડી સાથે પટકાઇ પડયો તે મોતના છેલ્લાં ડચકીઆં લેતો હતો! મ્હારી એ ભયંકર ભૂલ હતી! કારણ એના મૃત્યુ પર બેઠેલી જ્યુરીએ એવો અભિપ્રાય આપ્યો કે 'આરોપીએ છુપા કચડાને આત્મઘાત કીધો હતો!' શો ભયંકર છતાં એકવચની માણસ! એના મરણથી પેલા બહુ દસ્તાવેજ તેમજ ઝવેરાતની ચોરીની કેટલીક વિગત પર છે ા પડદો પડી ગયો!

મુંબાઈ તરફ પાછા ફરતા મારે મુસાફરી કરતાં ટ્રેનનાં ફર્સ્ટ ક્લાસના ડબ્બામાં હું તેમજ સોરાબશા વાતો કરતા હતા. ઇન્સ્પેકટર સેમ્પસન ડબ્બાની બારી આગળ બેસી બહારનો કુદરતી દેખાવ જોતો હતો. એક ખુણામાં મીસીસ મ્હેરાબ ગમગીન ચ્હેરે બેઠી હતી.

"મી. પંડીત! તમારા ગયા પછી અમારો દારાબ બેરીસ્ટર તો તમારા પર એવો છેડાઇ પડયો હતો કે બસ ન પૂછો વાત"

"એને માટે હું ખરેખર દિલગીર છું. મ્હને આપ એની પાસે જરૂર માફી અપાવશો" મ્હેં ખરા અંતરથી કહ્યું.

'અચ્ચીતજ! તમારૂં અમારા દાગીનાની ચોરી પકડવાનું કામ બહુ અદ્‌ભૂત કહી શકાય. ભારે ખંત, ચાલાકી અને સાહસ સિવાય આવી ચોરી ભાગ્યેજ પકડાય મી પંડીત મ્હને કહેશો તમ્હે આ કામ કેમ પાર પાડયું તે'

'હાજી તમારે ત્યાંથી નીકળ્યા પછી મ્હારા ઘરનો બંદોબસ્ત કરી હું નોસારી પહોંચ્યો અને ત્યા મ્હેરાબના કુમલીપુઇને શોધી કહાડી મ્હેં તેની સાથે ઓળખાણ પાડી. મેરાબ તથા મ્હેરાબની નાનપણની ન્હાની મોટી ખાસીયતો મ્હેં એની પાસેથી જાણી લીધી તેમ એની પોતાની પણ ખાસીયત મ્હેં જાણી લીધી. પછી મ્હારો તાર આવે તો મુંબાઇથી છુપી પોલીસના ઇન્સ્પેકટર સાથે તમારે તાબડતોબ કવેટા રવાના થઇ મ્હેરાબને ત્યાં સીધા ચાલ્યા આવવાની સુચના તમને કરી હું કવેટા પહોંચ્યો ત્યાથી મ્હેં નોસારી કુમલીપુઇ ઉપર એવી મતલબનો રૂસ્ત ના નામે તાર કીધો કે મ્હેરાબ મરણ પથારીએ છે. તમને બહુ સંભારે છે. તાકીદે આવો.' આ તાર નોસારીમા મ્હારા એક મિત્ર મારફત મ્હેં લેવડાવ્યો. એ તાર પરબીડીઆ સાથે મ્હને પછો મળે ત્યા સુધી મ્હેં કવેટામાં મ્હેરાબના સંબંધી લોકવાયકા એકઠી કરતાં રખડયા કીધુ. દરમ્યાન કામ પૂર્ણ સાવ ચેતીથી પાર પાડવા મ્હેં મ્હારો મુકામ કવેટાથી બીજું સ્ટેશન 'ચમન' છે ત્યાં રાખ્યો હતો. નોસારીથી તાર આવી ગયો કે તરત જ મ્હેં કુમલીપુઇનો સ્વાંગ ધારણ કીધો. મ્હેરાબને છતરી હું એને ત્યાં રહ્યો, પણ એને ત્યાં તમારા દાગીના કંઇ દેખાયા નહિ. હું નિરાશ થયો, છતાં હિમ્મત નહિ હારતાં ઇશ્વર પર વિશ્વાસ રાખી મ્હારી કોશીશ મ્હેં ચાલુ જ રાખી. એક વખત હું એની તીજોરી આગળ ઉભો હતો તે વખતે એણે તમારા વર્ણન મુજબની બ્રેસલેટ મખમલના દાબડામાંથી બહાર કહાડી, પણ પાછી એકદમ તેણે તે દાબડામાં મુકી દીધી! એણે તરત જ

મ્હારા તરફ જોયું, પણ હું વિકાર વગરનો હતો. તેજ દિવસે મ્હેં તમને અત્રે આવવાનો તાર કીધો. જોગાનજોગે એવું બન્યું કે તમે જે રાત્રે કવેટા આવ્યા તેજ રાતે ' ફ્રેન્સીડ્રેસ ' બોલમાં અમારે જવાનું હતું મ્હેરાબે દારૂ ખૂબ ઠાંસેલો એટલે એ જરા લહેરમાં હતો. પેલી બ્રેસલેટ તેમજ નેકલેસ એણે પોતાની મડમ બૈરી માટે કઢાવ્યા. મ્હારી ખાત્રી થઇ, તમ્હે માનશો ! મ્હેં તેજ પળે તમારી હાજરીની પ્રભુ પાસે પ્રાર્થના કરી ! પ્રભુએ તે સ્વિકારી, કારણ તમે જાણો છો તેમ મોડા તો મોડા પણ બરાબર અણીને ટાંકણે તમે ત્યાં હાજર હતા. પછીની વાત તો આપણે બધા જાણીએ છીએ ! '

Marvellous ! અદ્દભુત ! મી પંડીત તમ્હે તો પેલા સરકસમાં આવતા 'કલાઉન'ના જેવું કામ કીધું ! બેટ મામા જેવો લાગતો ' મવાલી કલાઉન ' પૂર ઝપાટે દોડતા ઘોડાને પુંછડે વળગે, પડે આખડે તોયે કૂદીને કે ઘોડાનું પુછડું પકડીને ઘોડે ચ્હડે, પુછડા આગળ બેસે, પીઠ પર બેસે, ઘોડા પર ઉભો થાય અને કંઇ કંઇ કમાલ કરે ! તમાશબીન જાણે કે ગરીબ બીચારો ' કલાઉન ' દોડતા ઘોડાની અડફટમાં આવી ક્યાંનો ક્યાં પીસાઇ જશે, પણ ના એણે તો ઘોડા પર એવો અદ્દભૂત કાબુ જમાવ્યો હોય છે કે એને આખરે ઘોડા પર કમાલ કામ કરતો જોઇ આપણે દંગ થઇ જઇએ ! ખરેખર તમે પણ તેવું જ કામ કીધું છે. ' મવાલી ડીટેક્ટીવે ' તો કમાલ કામ કીધું ! ' સોરાબશાએ હસતાં હસતાં કહ્યું.

" હું આપના સારા અભિપ્રાય માટે આભારી છું. આપની શુભેચ્છા અને મદદ વગર હું આ કામ પાર પાડી શકતે નહિ ' મેં કહ્યું.

' તમારી તે લાયકી છે ! '

"એક રીતે આ ચોરી તમારા પેલા ' ખ્હુ દસ્તાવેજે ' જ પકડી એમ કહું તો ચાલે "

આ તેમજ આવી વાતોમાં વખત વિતાડતા આખરે અમ્હે મુંબાઇ આવ્યા.

ન્યાયાસન આગળ વિધિસર તપાસ થઇ. ચોરાયલા દાગીના પાછા તેના ધણીને ૩પરદ થયા પોતાના પ્રિય દાગીના પાછા મળતા મીસીસ અડાજણીઆનો ? ૧ તો ઉમરાઇ જતો હતો. સોરાબશાએ ભારે વખાણ સાથે મ્હને પાંચ હજારનો ચેક આપ્યો. તે ઉપરાત એ બાઇએ પણ પોતાના ખાનગી ખાતામાંથી મ્હને બે હજારનો ચેક આપ્યો !

અને પેલો દોરાબ બેરીસ્ટર ! ભાઇના મરણથી તેને દિલગીરી તો લાગી, પણ એના ભાઇ જેવા કુલાંગારનું વધુ નામોશી થયા પહેલાં મરણ થયું તે માટે એ એક રીતે ખુશ થયો. તે વાચાળ પણ ભોળા પારસીએ મજાકમાં મ્હને એક લપડાક લગાવી કહ્યું 'તમારા હિંદુ લોકોથી તો હાથ જોરીયા બા ! તમ્હે લોકો દીસો મવાલી જેવા પણ કામ કરો એવાં કે જેનો દુનીઆભરમાં જોટો નહિ મલે ! આય જોયાને તમારા મહાટમા ગાંઢી ! દેખાયચ મવાલી જેવા પન કેવી કમાલ કરી રહ્યાચ તે ! ( સંપૂર્ણ





## " કુમાર " અને તેની કળા.

**બં**ગભાષાનાં " સન્દેશ " અને "આમાર દેશ" જેવા તથા હિંદીભાષાનાં " બાલસખા " સમા માસિકોની બાજુમાં અતિ ગૌરવપૂર્વક મારી ગુર્જર ગીરાનું " કુમાર " હું મૂકી શકું ને નિષ્પક્ષપાત ન્યાયાધીશ પહેલો નંબર " કુમાર" ને જ આપે.

બંગાળના એક પ્રસિધ્ધ ચિત્રકારે એક વેળા વાતચીતના પ્રસંગમાં મને કહેલું કે " તમારા ગુજરાતી ચિત્રકારોમાં મોટામા મોટી ખામી એ છે કે તેમના ચિત્રો પછવાડે કશો જ સંકેત હોતો નથી. દરેક ચિત્રને પોતાનો અમુક સંકેત હોવોજ જોઇએ " આગળ ચાલતા તેણે કહ્યું " Well, your Bombay artists are very light in their subject matter. "

આ આરોપનો હું શો ઉત્તર આપું ? છતાં મને તો જણાય છે કે " કુમાર " માસિકમાં દરેક ચિત્ર હેતુપુરઃસર જ અપાય છે. તેના કળાપ્રિય ને સંસ્કારી તંત્રી રા. રવિશંકર રાવલ સંકેતહીન ચિત્ર ભાગ્યેજ દોરે છે એમ મને અનુભવથી જણાયું છે. ચિત્રનો ધર્મ મનરંજન ખરો, પણ સંકેત વગરનું માત્ર એકલું મનરંજન તો નહિ જ.

" કુમાર " ના લેખો વિષે હું અત્રે લખવા ઇચ્છતો નથી, પણ તેની કળા વિષે લખવા ઇચ્છું છું.

પ્રથમ તેનું પુઠું લ્યો. કૌમાર, વીરત્વ, સૌન્દર્ય, તેજ, ઉલ્લાસ અને તનમનાટથી ભરેલ કોઇ કુમાર એક ચેતનશીલ અશ્વ પર બેસી દિગ્વિજય કરવા નીકળ્યો હોય એવું જણાય છે. જાણે વીસમી સદીનો કોઇ આદર્શ ' લવ ' કે ' કુશ !' કેવો ઉમદા સંકેત ધરાવતું ચિત્ર ?

આ ચિત્રની વધુ પ્રસંશા એટલા માટે કરવી પડે છે કે આ ચિત્ર Line drawing–રેખાચિત્ર–છે, અને રેખાચિત્ર દોરવામાં કુશળ હોય એવા ચિત્રકારો મુંબઇ ઇલાકામાં આંગળીને વેઢે ગણાય તેટલા છે. તેમાંના રા. રવિશંકર રાવલ એક છે.

"કુમાર" ની કળામાં Orientalism–પૂર્વના સંસ્કારો–ઓતપ્રોત છે. આપણા કુમારો અને કુમારીઓમા વિદેશી ભાવના રોપાય તો કાં તો એ તેના ઉજળા તત્ત્વ સહિત અને કાળાતત્ત્વ રહિત રોપાય અને કાં તો સમૂળગી ન રોપાય એ ઇષ્ટ છે. "કુમાર"માં આ લક્ષ્ય જળવાયેલું જણાશે.

"કુમાર" માં ત્રણ ચાર માસે એક ત્રિરંગી ચિત્ર અપાય છે, તે પણ હેતુપુરઃસર જ અપાય છે. "માતૃદેવોભવ" અને "દિલીપ" આનાં સચોટ પ્રમાણ છે.

વાંચનવિભાગમાં ચિત્રોની ગોઠવણી કળાની દૃષ્ટિએ જ થાય છે. તેના "હેડપીસીઝ" ને "ટેઇલપીસીઝ" પણ મંકેતહીન ન હોય! "ગેરદોરો" નામે પ્રો. ઠાકોરના એક કાવ્યનું "હેડપીસ" જોતાં હું તેની હેતુપુરઃસરતા પર મુગ્ધ થયો હતો.

ચિત્રો છાપવાના રંગની પસંદગીમા પણ "કુમાર" ઔચિત્ય જાળવે છે. હમણાં ફાગણના અંકમાં પ્રગટ થયેલું "અબોલા રાણી" નું ચિત્ર તેની સાબિતી છે.

સંકેત, યથાર્થતા અને પૌર્વાત્ય સંસ્કાર એ કુમારનાં ચિત્રોનાં મુખ્ય લક્ષણો છે.

તેમાં કોઇ કોઇ વાર રમુજી "કાર્ટુનો" પણ નિર્દોષ, રસયુક્ત ને અભ્યાસ કરવા લાયક આવે છે. "કેવી મુછો રાખશો!" ની ચિત્રમાળા જોઇ માનવજાતિની રૂઢી, શોખ, ને પસંદગીની વિચિત્રતાનું નિરીક્ષણ કરવું એ ખરેખર એક રસયુક્ત અભ્યાસ જ છે.

'કુમાર' એટલે "કોમાર." એ માસિક છેક નાનાં છોકરાઓ માટેજ છે એમ ન સમજવું. એ તો દેશની ઉગતી પ્રજા માટે છે. જેમને મુછનો દોરો ફુટવાની તૈયારી હોય એવાઓ માટે તો ખાસ છે. એ દરેક ગુર્જર ગૃહમાં હોવું ઘટે. એની બાર માસની બાંધેલી ફાઇલ માબાપો માટે કેટલેક અંશે ગુજરાતી "એનસાઇકલોપીડીઆ" ના એક ભાગ જેટલી ગરજ સારે તેમ છે.

આ ઉચ્ચ આદર્શવાળા પ્રયાસ માટે તેના તંત્રી રા. રવિશંકર રાવલ (તેમને અમારા વાંચનારાઓ કયાં નથી ઓળખતા?) અને તેમના સહકારી મંડળને અમારા હાર્દિક ધન્યવાદ!



'કુમાર' ના સંચાલક અને પ્રસિધ્ધ ગુર્જર ચિત્રકાર
રા. રવિશંકર રાવલ.




અવલોકનકાર:—રા. ન. જ. ત્રિ.

દેશદર્શન. १

સુધરેલી આલમની સમક્ષ તાત્કાલિક નિર્ણય માટે ઉભા થયેલા પ્રશ્નોમાંનો એક મહાન્ પ્રશ્ન સંતતિનિયમન છે જગતની વસ્તિ વધતી જાય છે, પણ ખોરાકનાં સાધનો તે પ્રમાણમાં વધતા નથી. આપણા દેશનીજ વાત કહીએ તો છેલ્લા પચાસ વર્ષમાં આપણી વસ્તિ દોઢી કરતાં પણ વધારે થઇ છે. ભારતવર્ષમાંની આટલી મોટી વસ્તિ માટે જોઇતો ખોરાક દેશમાં નથી. તેના અર્ધા ભાગના લોકોને પેટપૂરતું ખાવાનું મળતું નથી. તેથી ભારતવાસીઓ દીવસે દીવસે ક્ષીણ થતા જાય છે. દેશમાં પ્લેગ, ઇન્ફ્લ્યુએન્ઝા, કોલેરા વગેરે રોગો તથા ભયંકર દુષ્કાળો ફાટી નીકળે છે ને તેથી કરોડો મનુષ્યોનો સંહાર થાય છે. આપણા દેશનું બાળમરણનું મોટું પ્રમાણ વિચારશીલ દેશહિતેચ્છુઓનું હૃદય ચીરી નાખે છે. આ સર્વ મનુષ્ય-સંહારથી ભારત-માતાનું હીર ચુસાઇ જાય છે. તેનો ઉપાય એ જ છે કે જેટલાં બાળકોને સારી રીતે ઉછેરી શકાય તથા કેળવીને ઠેકાણે પાડી શકાય તેટલાં જ બાળકોને માબાપોએ જન્મ આપવો જોઇએ. અને તે માટે બને તેટલી મોટી વયે લગ્ન કરવાં, તથા લગ્ન પછી પણ જેમ બને તેમ સંયમ પાળવો એ દર્શાવવાનો ઠાકુર શિવનંદનસિંહના આ પુસ્તકનો ઉદ્દેશ છે.

સંયમ એ સંતતિનિયમનનો સર્વશ્રેષ્ઠ ઉપાય છે. પણ સર્વ પરણેલા સ્ત્રીપુરૂષો સંયમ રાખી શકતાં નથી. તેથી પાશ્ચાત્ય દેશોમાં અનેક પ્રકારના યંત્રો અને દવાઓની મદદથી સંતતિનિયમન કરવાના પ્રયત્નો થઇ રહ્યા છે. હમણાં બે વર્ષ પરજ લંડનમાં (International Birth Control Conference) સંતતિનિયમન માટેની દેશદેશાંતરની પરિષદ ભરાઇ હતી, તેમાં આ વિષયની સર્વદેશીય ચર્ચા કરવામા આવી હતી. તેનો અહેવાલ હમણાંજ છપાઇને બહાર પડયો છે. :ને વાંચતાં યુરોપ અમેરિકાના વિચારશીલ લોકો આ પ્રશ્નને કેટલું મહત્વ આપે છે, તથા તેનો નિર્ણય લાવવા માટે કેવો ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે તેનો ખ્યાલ આવે છે, પણ આપણા દેશમાં તે વિષે લગભગ કાંઇજ જાગૃતિ નથી.

---

१ લેખક—ઠાકુર શિવનંદન સિંહ

અનુવાદક—કુમારી સુમિત્રા દયાળજી મહેતા,

તેવી સ્થિતિમાં આ જાતનું ઉત્તમ પ્રતિનું પુસ્તક લખવા માટે ઠાકુર શિવનંદન સિંહને ધન્યવાદ ઘટે છે. પણ તેમને પણ જૂના મતનો એટલો ભય રહ્યો છે કે કૃત્રિમ સાધનોના ઉપયોગ વિષે આ પુસ્તકમા કાંઇ જ ન લખતાં તેમણે તે વિષે 'દંપતિ-મિત્ર' નામનું જૂદું જ નાનકડું ચોપાનીયું પ્રસિધ્ધ કર્યું છે. છતાં તેમણે આ પુસ્તકમાં સંતતિનિયમનની જરૂરીયાત તો સચોટ રીતે સાબીત કરી આપી છે. આવા ઉપયોગી પુસ્તકનો લાભ ગુજરાતી આલમને આપવા માટે ભાષાંતર કરનાર બ્હેનનો આભાર માનવો ઘટે છે.

Selections from Classical Gujarati Literature Vol 1.

કલકત્તા યુનિવર્સીટીના ઘડનાર સ્વ. આશુતોષ મુકરજીએ યુનિવર્સીટીના ઉચ્ચતમ શિક્ષણ માટે ઉપયોગી થઇ પડે તેવા હેતુથી હિંદની જૂદી જૂદી પ્રચલિત ભાષાઓના સાહિત્યસંગ્રહો પ્રસિધ્ધ કરાવવાનુ શરૂ કર્યું હતુ. તે પ્રમાણે કલકત્તા યુનિવર્સીટીના ગુજરાતીના અધ્યાપક રા. તારાપોરવાલાએ ગુજરાતી સાહિત્ય સમુચ્ચયનો આ પ્રથમ ભાગ તૈયાર કર્યો છે જેમાં પંદરમી સદીના સાહિત્યમાંથી પસંદગી કરવામાં આવી છે.

સંગ્રહકર્ત્તાએ અત્રે પાંચ કવિઓ લીધા છે—નરસિંહ, ભાલણ, પદ્મનાભ ભીમ અને મીરાંબાઇ. તેમાંથી પદ્મનાભ સિવાયના સર્વ કવિઓની ભાષા લગભગ હાલમાં પ્રચલિત ભાષાના જેવી જ છે તેથી આ સંગ્રહનો ભાષા અને સાહિત્યનો અભ્યાસ એવો જે ઉદ્દેશ પ્રારંભમાં દર્શાવવામા આવ્યો છે તેમાંથી લગભગ અરધો ઉદ્દેશ માર્યો જાય છે. પ્રથમ વિભાગની અંદર જેમ બને તેમ જૂની ગુજરાતી–જે જેવા સ્વરૂપમાં હતી તેવા જ સ્વરૂપમાં રજુ કરવામા આવી હોત તો ભાષાના અભ્યાસીને ઘણો લાભ થાત. પણ ભાલણના તેવા ગ્રંથ કાદંબરીમાથી તો અંત્રે કૈંજ લેવામાં આવ્યુ નથી. તેજ પ્રમાણે જૂની ગુજરાતીનું "ચમક ચમક થતી ચાદરણીના જેવું કાવ્ય" ૨. "વસંત વિલાસ" પણ મૂકી દેવામા આવ્યુ છે તે કાવ્યની ભાષાને રા. કે. હ. ધ્રુવ, "નરસિંહ મહેતાના સમયની જૂની ગુજરાતી" કહે છે, એટલે તે અહિં બરાબર સ્થાને જ થઇ પડત. આ એક ઉણપ બાદ કરતાં સંગ્રહ સારો થયો છે.

શરૂઆતમાં "ઉપોદ્‌ઘાત" રૂપે ગુજરાતી સાહિત્યના ઇતિહાસની રૂપરેખા આપવામાં આવી છે. તે મુખ્યત્વે આ વિષયના પ્રસિધ્ધ ગુજરાતી અંગ્રેજી પુસ્તકો પરથી લખવામાં આવેલ છે. છતાં તેમાં કેટલાક હકીકતના ગંભીર દોષો જોઇ આશ્ચર્ય સાથે ખેદ થાય છે જેમ કે :—

(૧) "દલપતરામની સહાયથી ફોર્બ્સે ૧૮૫૩માં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સ્થાપી, જે આગળ જતાં 'ફાર્બસ ગુજરાત સભા' કહેવાઇ." આટલા નાના વાક્યમા અનેક ભૂલો છે. ગુ. વ. સોસાઇટી ૧૮૪૮ મા સ્થપાઇ. દલપતરામ તેમા ૧૮૫૫મા જૂનમા જોડાયા. સોસાઇટીને અને ફોર્બ્સ સભાને કાંઇ જ સબંધ નથી. તે સભા તો સ્વ. મનઃસુખરામ વગેરેએ મુંબાઇમાં સ્થાપેલી.

(૨) "દલપતરામ.........પશ્ચિમના આદર્શોથી પૂરેપુરા રંગાઇ ગયેલા હતા. દલપતરામ વિષે કાંઇ પણ જાણનાર આ વાતને ખોટી કહેશે.

---

૨. કે. હ. ધ્રુવ. "વસંત વિલાસ" હાજી મહમ્મદ સ્મારક ગ્રંથ

( ૩ ) "નવલરામે ગુજરાતીમાં નિબંધલેખનની શરૂઆત કરી"—નર્મદે કરી જોઇએ.

( ૪ ) "કલાપીએ ગુજરાતીમાં 'સંગીત કાવ્ય' (Lyric) અને કુદરતવર્ણનનાં કાવ્યોની શરૂઆત કરી." રા. નરસિંહરાવનો આ વિષેનો "કૌમુદી" ના પ્હેલા બે અંકોમાંનો લેખ વાંચ્યા પછી હવે તો કોઇના મનમાં શંકા રહેશે નહિ કે સંગીતકાવ્યો આપણા દેશમાં અંગ્રેજી યુગ પહેલાંથી જ લખાતાં આવ્યાં છે. ને અંગ્રેજી યુગમાં પણ કલાપીની પહેલાં રા. નરસિંહરાવ તથા સ્વ. કાન્તે સંગીતકાવ્યો લખેલાં. આજ પ્રમાણે કુદરતવર્ણનનાં કાવ્યો વિષે પણ કહી શકાય.

વિગતના આ દોષો દર્શાવી અમે સંગ્રહકર્ત્તાના કાર્યને કોઇ રીતે ઉતારી પાડવા માગતા નથી. અમારો ઉદ્દેશ આવાં કાર્યો કેવાં મુશ્કેલ છે તથા તેમાં કેવી કાળજી રાખવી જોઇએ તેજ દર્શાવવાનો છે અને અમે આશા રાખીએ છીએ કે અમારી ટીકા તેવાજ અર્થમાં લેવાશે. અંતે, ગુજરાતની બહાર અને તે પણ બંગાળા જેવા સાહિત્યસમૃધ્ધ દેશમાં ગુજરાતી સાહિત્યનો અભ્યાસ ફેલાવવાનું કાર્ય કરી અધ્યાપક તારાપોરવાલા ગુર્જરમાતાની જે મહાન સેવા કરી રહ્યા છે તે માટે તેમને અમારાં અભિનંદન.

**સચિત્ર શારીર વિદ્યા ૩**

ગુજરાતીમાં વૈજ્ઞાનિક પુસ્તકોની મોટી ખોટ્ય છે તેવા સમયમાં ગમે તેવું પુસ્તક પણ આવકારલાયક ગણાય, તો પછી સ્વ. વૈષ્ણવ જેવા આ વિષયના ઠરેલ અભ્યાસીના હાથે લખેલું પુસ્તક વધાવી લેવા જેવું જ ગણાય. પુસ્તક લખાયા પછી તેમાં સુધારો વધારો કરવા માટે લેખક, કમભાગ્યે, જીવ્યા નહિ તેથી તેમા કેટલાક દોષો રહી ગયા છે. પણ તે તરફ, 'નિવેદન' માં કહ્યા પ્રમાણે, ઉદાર દિલથી જોવું જોઇએ

પુસ્તકમાં શરીરના અવયવો તથા તેમના ધર્મોનું ક્રિમવાર વર્ણન અનેક ચિત્રો સાથે આપવામાં આવ્યું છે રાષ્ટ્રીય કેલવણીના માતૃભાષા દ્વારા શિક્ષણ આપતી સંસ્થાઓમાં પાઠ્ય પુસ્તક તરીકે ઉપયોગી થઇ પડે તેવું પુસ્તક છે. સામાન્ય વાંચનારને પણ તેમાંથી ઘણું નવું નવું જાણવાનું મળે તેમ છે.



૩. લેખક સ્વ ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ.
પ્રકાશક—ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.

૪, પાકું પુંઠું-પાનાં ૧૯૨ રૂ, ૧-૦-૦

# પૃથ્વીશ.

લખનાર :—ધૂમકેતુ.

## આગલાં પ્રકરણોનો ટુંક સાર.

પટ્ટનના રાજા ચામરાજેન્દ્રને યુવરાજ પ્રતાપમલ્લ સાથે અણબનાવ થતાં રાજા તેની સત્તા નબળી પાડવા તેના મિત્ર પૃથ્વીશને કેદ કરવાનો અને તેને બનાવટી યુવરાજ ઠરાવવાનો યત્ન આદરે છે. તેના, આ કાર્યમાં ન્યાયાધીશ અવનીશ, સેનાપતિ યશલાલ, જંગલખાતાનો ઉપરી સોમનારાયણ અને વૃદ્ધ દિવાન નંદલાલ મદદ કરે છે. પૃથ્વીશને મદદ કરનાર કૂટસ્થ નામે એક સંન્યાસી જેનો પૂર્વ ઇતિહાસ કોઈ જાણતું નથી તે તથા ભદ્રેશ્વરના મંદિરનો સ્વામી પુષ્કર છે. રાજ્ય ખટપટની આ બાજી નિર્વિઘ્ને ખેલાય અને જીતાય તે માટે કૂટસ્થ પટ્ટન પર વારંવાર ચઢી આવવાની ઇચ્છા કરતા બહારવટીઆ માલદેવને સમજાવી રોકી રાખે છે. પુષ્કરનું બળ નરમ પાડવા રાજ્ય તરફથી ભદ્રેશ્વરના મંદિરવાળા ચોગાનનો વડ તોડવાનો હુકમ મળે છે, પણ કૂટસ્થ જંગલ ખાતાના ઉપરી સોમનારાયણને તે હુકમ ન બજાવવાની ધમકી આપે છે. તે છતાં વડ પાડવાનો યત્ન કરતાં મજુરો એ કાર્ય કરવા ના પાડે છે એટલે સોમનારાયણ નિષ્ફળ જાય છે. પૃથ્વીશના બંગલા પર જાપ્તો આવતાં તેની બ્હેન ઇંદુમતીને પૃથ્વીશનો મિત્ર કામિનીકુમાર પુષ્કરના આશ્રમમાં છુપાવે છે, અવનીશ હશમતજાન નામની ગાનારીને પોતાની રાજખટપટની બાજીમાં હથિયાર બનાવવા યત્ન કરે છે. પરંતુ કૂટસ્થ હશમતને બોધ આપી તેની શક્તિઓ સદ્‌માર્ગે વાપરવાની તેની પાસેથી કબુલાત લે છે. પૃથ્વીશ કેદમાંથી છુટો થઈ હશમત તરફ આકર્ષાય છે, પણ કૂટસ્થની આજ્ઞાથી હશમતને કોઈપણ રીતે હથિયાર તરીકે ઉપયોગમાં ન લેવા પૃથ્વીશ વચન આપે છે. કૂટસ્થ પ્રતાપમલ્લ અને પૃથ્વીશને પંચેશ્વર મહાલ તરફ અને કામિનીને દક્ષિણ પ્રાંતમાં મોકલે છે. પંચેશ્વર મહાલમાં પ્રતાપમલ્લ યશલાલસિંહને એક ગૃહસ્થની સ્ત્રીને બળાત્કારે રાજા પાસે ઉપાડી જવાના પાપ માટે કેદ કરે છે. કૂટસ્થના અનેક સમજાવવા છતાં માલદેવ લુટારો પટ્ટન પર હુમલો કરે છે. હશમતજાન ઇંદિરાને સલામતીમાં પોતાને ઘેર રાખવા લેવા માટે જાય છે, પણ પૃથ્વીશના સમજાવવાથી પાછી ફરે છે. પાછા ફરતાં તેને રાજદે નામે જમાદાર રોકે છે, જેને ચંદ્રસેન ઠાર કરે છે. પૃથ્વીશ આ ખૂન માટે પકડાય છે. ચામરાજેન્દ્ર કૂટસ્થને વિષ દે છે, પણ વિષ પચાવવાના અભ્યાસી કૂટસ્થને કંઇ થતું નથી અવનીશ તે પછી પ્રતાપમલ્લને કૂટસ્થ વિરૂદ્ધ ભંભેરે છે તથા કંચનને મોકલી તેના રૂપના જાદુથી કૂટસ્થનું મૃત્યુ લાવવા જાળ પાથરે છે, પણ એ જાળમાં પ્રીતમલાલ કસાઇ મૃત્યુ પામે છે. પૃથ્વીશને ખૂનના આરોપ માટે ફાંસીની સજા નક્કી થાય છે. હશમત અને ગુલાબ પૃથ્વીશને છોડાવવાની યુક્તિ રચે છે, પણ નિષ્ફળ જાય છે. ચંદ્રસેનને સ્નેહલતા છેલ્લી વાર મળી લ્યે છે. કૂટસ્થ અને માલદેવના ભયથી ચામરાજેન્દ્ર પૃથ્વીશ અને ચંદ્રસેનને છોડી મૂકે છે. આગલા ફોજદાર દેવીસિંહના કહેવાતા પુત્ર સુધીરને કૂટસ્થ હશમતજાન સાથે લીલાપુર મોકલે છે, ચામરાજેન્દ્રને જાણ થતાં યશલાલને લીલાપુર બંદોબસ્ત કરવા મોકલે છે. કૂટસ્થ લીલાપુરમાં સૌને રાજ્યદ્વારી રોજનું કામ વહેંચી દે છે. હશમત કંચનને પોતાના પક્ષમાં લેવા યત્ન કરે છે ચામરાજેન્દ્રના હુકમથી પ્રતાપમલ્લ પૃથ્વીશની લીલાપુરની જમીનદારી ખુંચવી લ્યે છે કામિની યોગમાં નિષ્ફળ નિવડે છે. પ્રતાપમલ્લ માલદેવને પકડવા નિષ્ફળ યત્ન કરે છે કૂટસ્થ પ્રતાપમલ્લને જૂનો ઇતિહાસ કહે છે જે પરથી તે ચામરાજેન્દ્રનો સગો પુત્ર નથી એ જણાય છે સુધીર ચામરાજેન્દ્રની હત્યા કરવા યત્ન કરે છે. કૂટસ્થ તેને રોકે છે ત્યાંથી આ વાર્તા આગળ ચાલે છે.

# પ્રકરણ ૩૫ મું

## ગંગાએ શી વાત કરી ?

ગંગા પ્રતાપમલ્લની સામે શાંત બેઠી. થોડીવાર તો ખંડમાં શાંતિ જ પ્રવર્તી રહી. અંતે કૂટસ્થ બોલ્યો :

"પ્રતાપમલ્લ ! ગંગા-દાસીએ આ રાજ્યનાં બે પરિવતનો જોયાં છે. વાસંતીદેવીની એ વિશ્વાસુમાં વિશ્વાસુ દાસી હતી. અજયપાળ અને વાસંતીદેવીના દરેક સંબંધની તેને ખબર છે."

પ્રતાપે બધું શાંતિથી સાંભળ્યું.

"ગંગા !" પ્રતાપ બોલ્યો "ઇંદિરા કોણ ?"

"ઇંદિરા, આપની બેન !"

અત્યંત દુ:ખથી પ્રતાપે પોતાના માથાને હાથમા દાબ્યું :

"એને પૃથ્વીશને ત્યા કોણ મૂકી આવ્યું ?"

"હું પોતે. ચામરાજેન્દ્રની રાણી અને વાસંતીદેવી બન્નેને સાથે કુવર જન્મ્યા. દેવીને બેડલાનાં—કુંવર કુંવરી બે જન્મ્યાં. રાણીનો કુંવર તરત મરણ પામ્યો. તેને સ્થાને રાણીએ, દેવી પરના સ્નેહને લીધે, આપને ગોઠવ્યા. પણ રાણી અને દેવી બન્ને વ્યથામાં મરણ પામ્યાં. વાસંતીદેવીએ મરણ પામતાં પહેલાં કુંવરીને પૃથ્વીશના પિતાને સોંપી. દેવીએ તે વખતે પૃથ્વીશના પિતાને મદદ કરી એટલે તે કરજમૂક્ત થયા. એ વાત ખાનગી રહી : ને ચામરાજેન્દ્રના પાટવી તરીકે રાણીના કુંવર તરીકે—આપના નામની પ્રસિદ્ધિ થઇ"

ગંગાએ કરેલી વાત કૂટસ્થની વાત સાથે તદ્દન મળતી હતી. પ્રતાપે ઉપકારભરેલી એક દ્રષ્ટિથી કૂટસ્થ તરફ જોયું

"ગંગા ! આ વાતની બીજા કોઇને ખબર છે ?"

"હા. અવનીશને કાંઇક શંકા ખરી. એણે મને પૂછ્યું હતું. મેં સાચી વાત કહી હતી ; પણ વૃધ્ધ નંદલાલ દીવાનને બધી ખબર છે. રાણીનો તેના પર સંપૂર્ણ વિશ્વાસ હતો"

"આ વિષે કાંઇ લેખીત પૂરાવો છે ?" ગંગાનો જવાબ સાંભળવા કૂટસ્થ અધીરો બન્યો :

"હા"

કૂટસ્થે વધારે ધ્યાનથી સાંભળ્યું.

"શું ?"

"નંદલાલ પર મહારાણીએ મોકલેલી ચીઠી !"

"ક્યાં છે ?"

"ગંગાએ પોતાના કાંડા પરથી એક સોનાનું માદળીયું છોડયું : પ્રતાપ આશ્ચર્યચકિત જોઇ રહ્યો, કૂટસ્થે વધારે શાંતિથી કાચમાં બેસી ગંગા તરફ જોયા કર્યું. ગંગાએ ચાપુની મદદથી માદળીયાને સાધામાંથી ખોલી નાખ્યું. અંદરથી બે ન્હાની ચીઠી નીકળી. પહેલી ચીઠી મહારાણીની હતી :

'નંદલાલ'

'મ્હારું શરીર હવે કદાચ નહિ રહે. તમે જલ્દી આવો. કામની વાત આવનાર ગંગા કહેશે. તે આપણી જ છે. કુંવર તો જન્મ્યાને દેવ થયા. હરિઇચ્છા ! જલ્દી આવો.'

બીજી ચીઠી વાસંતીદેવીની હતી. મોતીના દાણા જેવા અક્ષરોની સામે પ્રતાપ સજળ નયને જોઇ રહ્યો : ચીઠી પૃથ્વીશના પિતા પર હતી.

દાદા :

ગંગા સાથે જલ્દી આવજો. પણ નિશ્ચય કરીને આવજો. બાપુનો ભય હોય તો આવતા નહિ. કુંવરી જન્મી છે તે તમને સોંપવી છે.

બીક લાગે તો આવશો માં. જન્મ આપનારે તેનુ સ્થાન ચોક્કસ કર્યું જ હશે. કુંવરનું થઇ રહ્યું તેમ કુંવરીને પણ કાઇક નિભાવી લેશે વાસંતીદેવી.

પ્રતાપે ગંગા સામે જોયું :

"બાપુનો ભય એ શું ?"

"જી ! જગતસિંહે અજયપાળ પાસેથી દેવીને પાછાં મેળવ્યાં પછી દેવી તરફ તેની કૃપા ઓછી હતી. દેવીને સંતાન અવતર્યાં એ એને ખબર પડત તો રાજકુળની મર્યાદાની ખાતર તેમને હું ધારૂં છું કે અનાથાશ્રમમાં મોકલાવી દેત. એ રાજા એવા અભિમાની હતા."

પ્રતાપમલ્લના આખા શરીરમાં કંપારી છૂટી...પોતે આજે એક ભિખારી હત...આ સામે બેઠેલા નિસ્વાર્થી મહાત્મા ન હત, તો પોતાના જન્મસ્થાનની પણ એને ખબર ન પડત. તે એકદમ ઉઠીને કૂટસ્થના ચરણમાં પડ્યો. "ગુરુદેવ ! સ્વામીજી ! મેં આપના કાર્યમાં શંકા ઉઠાવીને મહાપાપ કર્યું છે."

કૂટસ્થ ધીમું મીઠું હસ્યો : "ગંગા ! વસંતસેનાને ચામરાજેન્દ્રનું આ રહસ્ય જાણવા માટે તેંજ ઝેર આપ્યું હતું, હવે તું અમારી બની છે માટે સંભાળ રાખજે !"

પ્રતાપમલ્લ આશ્ચર્યમાં ડૂબ્યો.

"હમણાં તો તું ચામરાજેન્દ્રની હો તેમ જ વર્તજે. પણ એની દરેક બાતમી પર ધ્યાન રાખજે. પશલાલ, સુધીરને હાથ કરી, શ્રીતમના ખૂની તરીકે, તેને ફાંસીએ લટકાવવા મહેનત કરે છે, તે તને ધ્યાન હશે જ"

"હા...અને એક બીજા ચોંકાવનારા ખબર એ છે કે, કર્નલ મેડામને મળી, મહારાજ પ્રતાપમલ્લને યુવરાજ તરીકે પદભ્રષ્ટ કરાવવાની તજવીજ, ચામરાજેન્દ્રના કહેવાથી, દીવાન અવનીશ, અને નંદલાલે શરુ કરી છે !"

પ્રતાપ કૂટસ્થની તરફ જોઇ રહ્યો : "ગુરુદેવ !"

"હા અને એનો ઉપાય પણ યોજાય છે. પણ ગંગા ! તું સાવચેત રહેજે : ચામરાજેન્દ્ર ને અવનીશ ક્યારે જવાના છે તે બાબર સરત રાખજે. અને સમાચાર તો વારંવાર આપતી રહેજે."

ગંગા ઉઠીને ઉભી થઇ. પોતાને ઘેર જવા તે રવાના થઇ. ઘેર પહોંચી ત્યારે એને લાગ્યું કે પોતે ચામરાજેન્દ્રને રમાડીને એવું વેર વાળશે કે જે તે આખી જીંદગી સંભારશે. તે અંધારામાં, ખડખડાટ હસી. અને તેનો પ્રતિધ્વનિ આવતાં પોતે પોતાનાથી ધ્રૂજી : 'કોણ હસે છે ?' તે બોલી. એનો યોગ્ય ઉત્તર આ હોઇ શકે : 'ગુપ્ત વેર !'

## પ્રકરણ ૩૬મું

### સાંકળની છેલ્લી કડી !

ગંગા મળ્યા પછી ચામરાજેન્દ્રનો મહેલ પારદર્શક બની રહ્યો. મહેલમાં થતી તમામ વાટાઘાટ કૂટસ્થ પાસે આવી જતી. નંદલાલ, અવનીશ, સોમનારાયણ, પશલાલ અને ચામરાજેન્દ્રની કંપનીએ એવો નિશ્ચય કર્યો કે પ્રતાપમલ્લને પદભ્રષ્ટ કરવાનો ઠરાવ કર્નલ મેડામ તરફ મોકલી આપી, તેની મદદ મેળવી લેવી. પદભ્રષ્ટ કરવાનાં પગથીઆં પ્રથમ તો એમ ગોઠવેલાં કે 'પ્રતાપમલ્લ અમારું સંતાન નથી, પણ અમારી તે વખતની ગેરહાજરીનો લાભ લઇ, વાસંતીદેવીએ કોઇનાં છોકરાને ગોઠવેલ છે.' પછી એક વૃધ્ધ બ્રાહ્મણ બ્રાહ્મણી પણ શોધી કહાડયાં : ગંગા ને નંદલાલ તથા દેવીસિંહ સાક્ષી બન્યાં : નંદલાલ પર તે વખતની લખાયલી હોય તેની ખોટી ચીઠીઓ પણ ગોઠવી રાખી. છેવટે એ આખી યોજના પડતી મૂકી પોતાના રાજ્યની નબળાઇ કર્નલ મેડામ પાસે પ્રગટ ન કરવાના નિશ્ચય પર સૌ આવ્યા. પરિણામે અવનીશે બીજી યોજના ઘડી કાઢી : તેના પણ સાક્ષી વગેરે

ગોઠવાઇ ગયા : અને અવનીશ પોતે કર્નલ મેહામ પાસે જાય એમ ઠર્યું. એ યોજના પ્રમાણે રાજનું હિત ને પ્રજાના કલ્યાણ તરફ દ્રષ્ટિપાત કરતાં મહારાજાને લાગ્યું કે પ્રતાપમલ્લ યુવરાજપદથી ભ્રષ્ટ થવો જોઇએ. જો કે એમ જણાવતાં મહારાજાને 'બહુ દિલગીરી' થઇ હતી !

'પ્રજાના કલ્યાણનો સવાલ ન હત, તો મહારાજા, પાટવીને થોડો વખત દૂર રાખવાની જ માગણી કરત. પરંતુ મહારાજ જગતસિંહના સમયથી, માલદેવ વગેરે બહારવટીઆનું મંડળ આ રાજની પ્રજાને સંતાપે છે. હાલ મહારાજાને માલુમ પડ્યું છે કે ગુપ્ત રીતે પાટવી પોતે જ માલદેવ સાથે આ કામમાં મદદ કરી રહેલ છે. મહારાજાને પુત્રપ્રેમ કરતાં રાજધર્મ વધારે પ્યારો છે. એટલા માટે આપને જણાવવાની મ્હને ફરમાશ થઇ છે કે મહારાજા ચામરાજેન્દ્રે પોતાના પાટવીને ઉત્તરાધિકારથી રદ કરેલ છે. ત્હેના દરજ્જા પ્રમાણે ત્હેને યોગ્ય વર્ષાસન બાંધી આપવાની મહારાજાની ઇચ્છા છે. પાટવીકુમાર વધારે વખત માલદેવને મદદ કરી અમારી રૈયતને રંજાડી ન શકે માટે તેનો કબજો લેવાની પણ આપને વિનંતી કરવા મહારાજા ચામરાજેન્દ્રે મ્હને જણાવ્યું છે'.

અવનીશ પોતે જ, આ લખાણ લઇ કર્નલ મેહામ પાસે જવાનો હતો. ત્યાંથી મદદ મેળવીને—હજી તો કોઇને ખ્યાલ પણ ન આવે તે પહેલાં—પ્રતાપમલ્લને જ દૂર કરવાની તેની ધારણા હતી : પૃથ્વીશ વગેરે આ ધામાંથી બેઠા થાય તે પહેલાં પ્રીતમલાલના ખુન માટે સુધીરને પકડી લેવાની, વડ પાડી નાખવાની ને માલદેવનો મહાત કરવાની યોજનાઓ પણ ઘડાઇ ચૂકી હતી. પણ સૌથી પહેલાં મૂળનો જ ઉચ્છેદ કરવાની અવનીશે તૈયારી કરી દીધી. એકદમ પટ્ટનમાં ફેરફાર થવા લાગ્યા. મહારાજાએ વડ ન પાડવાની આજ્ઞા બહાર કાઢી : માલદેવને ગરાસ આપવાની ને શરણે આવે તો બધા ગુન્હા માફ કરવાની જાહેરખબરો ચોડાવા લાગી : જન્મદિવસે બહાર ન પાડેલી લોકકલ્યાણની બે ચાર વાતો ચર્ચાવા લાગી : કેટલાક અધિકારીઓની હેરફેર થવા લાગી. પટ્ટનમાં સંક્રાંતિયુગ આવ્યો છે ને મહારાજા ચામરાજેન્દ્રે યુગધર્મને માન આપી પોતાનું વર્તન ફેરવી નાખ્યું છે એમ ઘણાને લાગવા માંડ્યું.

પૃથ્વીશ અને તેનું મંડળ કૂટસ્થના શબ્દની રાહ જોઇ રહ્યું હતું. અવનીશની રાજનીતિથી પ્રજા ફરતી જાય છે, એ કૂટસ્થ ચિંતાથી જોઇ રહ્યો હતો. અચાનક વાત બહાર પડી કે અવનીશ થોડા વખત પછી કુટુંબયાત્રા કરવા જાય છે.

કૂટસ્થે જોયું કે અવનીશે અત્યંત ચાતુરીથી પોતાની યોજના રચી છે. ગંગાએ આપેલી ખબર પ્રમાણે અવનીશ બરાબર એક અઠવાડીઆ પછી કર્નલ મેહામ સાથે, મધ્યરાત્રે પટ્ટનમાં પ્રવેશ કરવાનો હતો : એ ઉપરથી પ્રતાપમલ્લને ત્યાં સૌ મળ્યા. ત્યાં નક્કી કર્યું કે પૃથ્વીશ લીલાપુરથી બધાને લઇ ભદ્રેશ્વરમાં આવી જાય : પુષ્કર દક્ષિણ અને પંચેશ્વર મહાલમાંથી મુખ્ય માણસો—અને લોકસમૂહને પટ્ટનમાં આવવાનું આમંત્રણ આપી આવે. માલદેવ પટ્ટનની આસપાસ પોતાનાં માણસો ગોઠવી—કર્નલ મેહામ ને અવનીશના આવવાના માર્ગમાં છેક પટ્ટન સુધી ચોકી મૂકતો આવે. અને કૂટસ્થ, આ બધી યોજનાઓ સાંગોપાંગ પાર ઉતરે એ જોવામાં તથા સાંકળની છેલ્લી કડી ગોઠવવામાં રોકાય. આટલી ગોઠવણ કરી, જે દિવસે અવનીશ યાત્રા કરવા ચાલ્યો, તે જ દિવસે સૌ પોતપોતાના કામની ગોઠવણ માટે ચાલ્યા. હવે પછી તેમની વચ્ચેનો બધો વ્યવહાર લીલાપુર પૃથ્વીશની વાડીમાં જ થવાનો હતો, અને છેક છેલ્લી ઘડીએ સૌ પટ્ટન આવી પહોંચે એવી યોજના થઇ હતી.

## પ્રકરણ ૩૭ મું

### ગુપ્તમંત્ર

લીલાપુરની વાડીમાં છેક પાછળના ભાગમાં, ચાર જણા બેઠાં હતાં.

તેમની વચ્ચે અત્યંત ધીમેથી, પણ શાંત ચર્ચા થઇ રહી હતી.

"હવે એ ત્રણ દિવસમાં જ આપણે જે યોજના ઘડી રહ્યા હતા, તે સાંગોપાંગ પાર ઉતારવાની તક આવે છે: તમે સૌ એક વાત યાદ રાખજો કે સમય આવ્યા પહેલાં ઘા કરવાનો નથી: બીજી વાત યાદ રાખજો કે, જેમ બને તેમ શાંતિથી ઘા કરવાનો છે: અને ત્રીજી વાત યાદ રાખજો કે ઘા કર્યા પછી પાછા હઠવાનું નથી."

ત્રણે જણા કૂટસ્થના શબ્દો અત્યંત ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યા.

"માલદેવ! ત્હારે એક ધ્યાન રાખવાનું છે......"

"શું ?"

"કર્નલ ગ્રેહામ તેનાં માણસે કે અવતીશ કોઇને ત્હારે રોકવાનાં નથી: એ લોકો ભલે સીધા પટ્ટનમાં ચાલ્યા આવે: માત્ર અકસ્માત્ થાય તો, પટ્ટનમાં રહેલા અધિકારીઓ સામે ત્હારો ઉપયોગ છે. જે રાત્રીએ આ ફેરફાર થવાના છે, તે રાત્રિ પટ્ટનમાં તો નમૂનેદાર શાંતિથી પસાર થવી જોઇએ."

"પરંતુ તૈયારી તો દરેક પ્રકારની રાખવી પડશે નાં?"

"હા. દરેક પ્રકારની એટલે સુધી કે આપણે જે યોજના કરવા ધારીએ છીએ, તે યોજના નિષ્ફળ થાય તો, આપણે સૌ તેમાં હોમાઇ જવા તૈયાર રહી શકીએ. અને ગંગા! ત્હારે શું કરવાનું છે?"

આજે લીલાપુરની વાડીમાં સૌ છેલ્લાં મળીને, પછી તો પોતપોતાનો ભાગ જ ગંગાને અને પ્રતાપમલ્લને બહુ ચૂપકીથી કૂટસ્થે બોલાવ્યાં હતાં. બીજા પણ રે આવી પહોંચવાની તૈયારી હતી.

"મ્હારે શું કરવાનું છે?"

"ત્હારે ગ્રીષ્મ મહેલનું પાછળનું ખાનગી દ્વાર ખુલ્લું રાખવાનું છે, એક વખ ગુલાબને બચાવવા મ્હેં એ દ્વારનો ઉપયોગ કર્યો છે."

હવે પ્રતાપમલ્લની વાત રહી. કૂટસ્થે એક ઘડી વિચાર કર્યો: "પ્રતાપમલ્લ! જાય તે પહેલાં ત્હારી એક શંકા દૂર કરવા છે. પણ રહે, તે પહેલાં તું ત્હારે શું કરવાનું છે તે સાંભળી લે. જે રાત્રિમાં આ ફેરફાર થવાનો છે, તે રાત્રિ તું ત્હારા મહેલમાં જ રહેજે અને માલદેવને ખપ પડે તો સાં રહી, તું તારા પ્રભાવથી, પટ્ટનનું અધિકાર મંડળ ફેરવજે. જ્યારે બાજી છેક હાથથી જશે અને છેવટનો પાસો નાખવાનો વખત આવ તો હું ત્હને ગ્રીષ્મ મહેલમાં બોલાવીશ."

એ જ વખતે પૃથ્વીશ અને પુષ્કર પણ આવી પહોંચ્યા પુષ્કરની સાથે નાજી પટેલ કરસન રબારી, ગોવિંદ પટેલ, દુર્લભસિં ગોહિલ, વગેરે અગ્રગણ્ય પુરુષો હતા.

કૂટસ્થે પૃથ્વીશને એક તરફ બોલાવ્યા.

"જે યોજના આપણે ધારી હતી, સાંગોપાંગ તૈયાર થઇ છે. હવે કદાચ, એક અકસ્માત્ થાય, તો તેને પહોંચી શકે એ સમય પુરુષો તમારી પાસે હશે તો જ સફળ થશે. પરદેશી સત્તાને વચ્ચે લાવ વિના, કે તેની પાસે તમારું માન-ખંડ કરાવ્યા વિના તમે જો ફેરફાર કરવા શક્તિ ધરાવતા હો તો જ આ યોજના છે નહિતર એ પણ એક કાવતરું છે. જે પુરુષે બાજ પર તમે વિશ્વાસ રાખ્યો છે, તેને કસ કાઢો. જો તે સાચા હશે તો જ અકસ્માત્ વખતે પણ તમારી સાથે ઉભ

"ગુરુદેવ ! આ રખારી વગેરે કોઇના ગાંજ્યા જાય તેમ નથી "

"તો બસ. હા, પણ હવે ત્હારે અહીંનાં બધા મંડળ સહિત તે દિવસે સાંજે–મહેશ્વરમાં હાજર રહેવાનું છે !"

"હા"

"અને પુષ્કર જે પ્રજાજનો તૈયાર રાખે-- મોટાં જ્ઞાતિ સંમેલનો—તે તદ્દન શાંત રહે. તેમનો ઉપયોગ પડશે તો જ બોલાવાશે."

"હા"

"ત્યારે હવે હું જાઉં છું. તમે મને તે દિવસે મધ્ય રાત્રે–અને તે પણ જરૂર ઉપયોગ હશે તો–ગ્રીષ્મમહેલમાં જોશો "

'હેં !" પૃથ્વીશ નરમ પડી ગયો. 'પછી આ બધાને યોજશે–દોરશે કોણ ?"

"પૃથ્વીશ ! એ તું કરજે મ્હને ત્હારી શક્તિમાં વિશ્વાસ છે."

"અને ત્હમે ? .."

'હું ? મ્હને લાગે છે કે, અવનીશે કર્નલ-ગ્રેહામનો આશ્રય લીધો માટે આપણી યોજનાની એક છેલ્લી કડી મેળવવી પડશે. ચામરાજેન્દ્ર અવનીશ અને ગ્રેહામ ઘડી બે ઘડીમાં આવી પહોંચશે એવી આશામાં, છેવટ સુધી નમતું નહિ આપે."

"ત્યારે આપણે વ્હેલો ઘા કરીએ તો ?"

"ના, તો આપણો પરાજય થાય અવનીશ બહાર હોવાથી, ચામરાજેન્દ્રને ગ્રેહામની સોડ મળી જાય, ને પ્રજા તથા રાજાની વચ્ચે કલહ છે, એમ કહી, પરદેશી અધિકારીઓ પોતાનો રસ્તો કાઢે. આપણી યોજના–સફળ કે વિફળ માત્ર પટ્ટનની ચાર ભીંતોમાં જ રહેશે: ચામરાજેન્દ્રને આપણે હરાવશું તો આપણો દેશજન છે માટે હરાવ્યા પછી પ્યારથી ભેટીશું : તમે હારો તો ધૈર્યથી, નિભાવી લેજો, 'પટ્ટનની ચાર ભીંતો વચ્ચે તમે જે કરી શકશો તે વેર કે વિજય કહેવાશે: ચાર ભીંતોની બહારથી મેળવેલી મદદ વડે કરેલું કામ વિશ્વાસઘાત ને પરાજય ગણાશે - હવે હું જાઉં છું."

કૂટસ્થ એટલું કહીને તરતજ ચાલતો થયો : સાધન મેળવી આપ્યા પછી, ને સાધ્ય કહી દીધા પછી, વારંવાર તે પોતે જાણે કાંઇ મહત્ત્વ ન ધરાવતો હોય તેમ વર્તતો. એની આ જૂની ટેવ, સૌને પરિચિત હતી.

પૃથ્વીશ હવે સૌની વચ્ચે જઇને બેઠો : અકસ્માત્ થાય તો સૌને તૈયાર કરવાની તેણે શરુઆત કરી. સૌને સંબોધીને તે બોલવા લાગ્યો.

" ચામરાજેન્દ્રે ચલાવેલી રાજનીતિ પ્રજાહિતની એટલી બધી વિરુદ્ધ છે કે આપણે તેને પદભ્રષ્ટ કરી પ્રતાપમલને ગાદીએ બેસાડવા માગીએ છીએ; એણે અન્યાય કરેલા માણસોનું એક સારું મંડળ આપણી પાસે જમા છે: એ અન્યાય તેને દર્શાવીને, પ્રજાબળનો ટેકો દેખાડીને ..અને છેવટ માલદેવનો શસ્ત્રભય દેખાડીને...અથવા જે પરિણામ આપણે લાવવા માગીએ છીએ તે પરિણામ વહેલું મોડું પરદેશીને હાથે આવનાર છે, ત્યારે માનભંગ થઇને તે સહેવા કરતાં, અત્યારે ઐચ્છિક સિંહાસન ત્યાગથી, તેનું ગૌરવ જળવાઇ રહેશે એવી આગમચેતી આપીને, આપણે જેમ બને તેમ, કર્નલ ગ્રેહામ, આવી પહોંચે તે પહેલાં ફેરફાર કરાવી લેવા ઇચ્છીએ છીએ. આ બાબતમાં આપણું વલણ ચોક્કસ હોવું જોઇએ : કોઇ પણ રીતે આપણે કર્નલ ગ્રેહામને વચ્ચે પડવાનો વખત આવે તેમ ઇચ્છતા નથી : કારણ કે એમાંથી હમેશાં બે પરિણામ જન્મે છે : પરદેશીની હુંફમાં દેશીરાજા પોતાનો સ્વભાવજન્ય દેશપ્રેમ ભૂલી જાય છેઃ અને રાજા પ્રજા વચ્ચેનો અંટસ દેખાતાં વિદેશી સત્તા તેનો લાભ લેવા તત્પર રહે છે."

"પણ ધારો કે ચામરાજેન્દ્ર સમજતો જ નથી ?" માલદેવ પુછ્યું.

"એ વખતે પ્રજાનું ઉગ્રમાં ઉગ્ર સ્વરૂપ એ જોઇ લેશે!"

"શી રીતે? એ ચાર સવાલ સામટા પૂછાયા."

"તમારી પ્રજાજનોની તૈયારી તમે કહેશો ત્યારે જાણીશ. અમારી યોજના આ પ્રમાણે છે—" પૃથ્વીશે કહ્યું—"કે પટ્ટનની આસપાસ માલદેવનાં માણસો જ ફરતાં હશે: પટ્ટનની દરેક ઉપયોગી જગ્યા—તેના માણસોના હાથ નીચે મૂકાઇ જશે. ટ્રેઝરી, જેલ, ગ્રીષ્મમહેલ, ને જ્યાંથી બહાર સમાચાર કહેવડાવી શકાય તેવાં દરેક સ્થળો સ્ટેશન, તાર ઑફિસ, ટેલીફોન વગેરે પર પ્રતાપનાં માણસો ગોઠવાઇ જશે: અને આખા શહેરમાં જૂદા જૂદા ભાગમાં માલદેવનું સૈન્ય રક્ષણ માટે અને કદાચ કાંઇ તોફાન થાય તો તરત જ દાબી દેવા માટે હથિયારબંધ તૈયાર હશે. પટ્ટનની ચાર ભીંતમાં જ આ વિષયનો અહીં અંત આવી જાય, તેની સર્વ તૈયારી છે."

"પ્રજાનો સયદ કરસન ગોવિંદ વગેરે મુખ્ય માણસો સહિત તે વખતે ભદ્રેશ્વરમાં રહેશે' પુકારે કહ્યું

"હા. અને જ્યાં સુધી જરૂર ન પડે ત્યાં સુધી સૌ ત્યાં શાન્ત જ રહે. પણ હવે જ ગંભીર બાબત છે: ધારો કે, આમરાજેન્દ્રે આ બધી તૈયારી છતાં પોતાની હઠ છોડી જ નહિ, અથવા તો, કર્નલ ગ્રેહામ એ વખતે જ આવી પહોંચતાં, તેના રક્ષણ માટે તૈયારી કરે તો શું કરવું?"

"ઘા કર્યો પછી પાછા હઠવાનું નથી" માલદેવે કહ્યું.

"હા. બરાબર કીધું ભા!", કરસન રબારીનો જવાબ મળ્યો.

"ગોવિંદ પટેલ ત્હમે?..." પૃથ્વીશે શાંત બેસી રહેલા કણબીને પૂછયું.

"પછી તો એ પૂરું કર્યે જ છૂટકો. બાંધ્યે કણબીએ કાંઇ ગામ વસે બાપા!"

"ગોહિલ ત્હમે?"

"અમારો ઉપયોગ તમને ઠીક પડે તેમ કરજો. પણ અમારે ઘણી બદલવો છે એ વાત ચોક્કસ છે."

"ગુરુદેવ આ પ્રસંગને પહોંચી વળવા તૈયારી કરે છે. છેલ્લી કડી ગોઠવે છે...પણ એ પ્રસંગ આવશે જ તો ત્હમારે ભારેમાં ભારે બલિદાન દેવું પડશે. બલિદાન દીધા વિના યજ્ઞ પવિત્ર થતો નથી"

"હાં તે બાપા! એમાં શું મોટી વાત છે? ઘેર ઘેરથી એક જુવાન ઉઘરાવી દેશું. વાસણનું માથું દેવાયતે વધેર્યું નથી?" રબારીએ જવાબ આપ્યો. બધામાં એક પ્રકારની નવી મનોદશા ઉત્પન્ન થઇ.

"છોકરાનાં માથા વાઢીને તમને આપશું ને ગરાસણીને સતી થાવા ઘર સોંપતા આવશું...હવે બીજું શું જોઇએ?" બોલનાર દુર્લભસેન ગોહિલ હતો.

"બે પાંચ માણસની વાત નથી. પણ આ તો આખો દેશ ઉચાળા ભરશે..."

"પણ માલદેવ તું શું કરશે?"

"કોણ હું?" માલદેવ બોલ્યો: 'હું સદાશિવના સોગંદ લઇને કહું છું કે જ્યાં સુધી પ્રતાપમલ્લ ગાદી પર નહિ આવે ત્યાં સુધી કોઇને થાળે નહિ પડવા દઉં! મારે માથું જ નથી: મેં તો માથું આગળથી જ વાઢી રાખ્યું છે."

પૃથ્વીશ હસ્યો: 'પણ પ્રતાપમલ્લ ગાદી પર આવ્યા પછી, પાછી એવી જ ઢબ ચાલવા માંડશે તો શું કરશો?"

"તો વળી શું કરવું તું? અમને કાંઇ રાજા વ્હાલો નથી. એની રાજનીતિ વ્હાલી છે. રાજનીતિનો રંગ ફરશે એટલે પ્રજા ફરી બેસશે:"

"હવે વ્યવસ્થા કરવા તમે સૌ રવાના થાઓ. તે રાત્રિએ તદ્દન શાંતિથી તમારાં મંડળ ભદ્રેશ્વરમાં પડ્યાં રહે એટલું જોજો.

માણદેવ ને પ્રતાપમલ્લ પટ્ટનની વ્યવસ્થા કરી લેશે. હું આંહીનાં બધા માણસો સહિત ભદ્રેશ્વર આવી પહોંચીશ. કાંઇ પણ નવી પરિસ્થિતિ ઉત્પન્ન થાય તો મૂળ યોજનાને ધક્કો ન લાગે તેમ સૌ વર્તજો."

ધીમે ધીમે એ મંડળ વેરાઇ ગયું. હવે તો તે દિવસની મધ્યરાત્રિ કલ્પનામાં વધુ સુંદર બનીને તેમને લલચાવવા લાગી.

## પ્રકરણ ૩૮ મું

### ચામરાજેન્દ્ર કોણ ?

પૃથ્વીશ અને સૌ પોતપોતાના કામની વ્યવસ્થા કરવા વેરાયા. પ્રતાપમલ્લ, એકલો ઘોડા પર બેસીને ઝપાટાબંધ પટ્ટન તરફ ચાલ્યો. ગંગા પુષ્કરના મંડળ સાથે ચાલી ગઇ હતી. પ્રતાપ અરધે રસ્તે પહોંચ્યો હશે ત્યાં રસ્તા પર અંધારામાં એક આકૃતિ ઉભેલી માલુમ પડી: 'કોણ હશે?' તેને શંકા થઇ, તેણે ખોંખારો ખાધો, અને પોતની તલવાર સંભાળી.

છેક પાસે પહોંચ્યો ત્યારે પેલી આકૃતિ કાંઇક હાલી. "કોણ" તેણે હાકલ મારી.

"હું !"

"ગુરુદેવ ?"

"હા."

"તે ઘોડાપરથી નીચે કૂદી પડયો.

"મારે ત્હારું કામ છે" કૂટસ્થે કહ્યું "પ્રજાજનો ચામરાજેન્દ્રની રાજનીતિથી કંટાળીને તેને ખસેડે એ બરાબર છે: ત્હારો પિતા નથી, પણ એ પાલક તો છે જ. ત્હને એની સામે થતાં અનુપકાર જેવું લાગે હવે આજે હું તને ચામરાજેન્દ્રની જન્મકથા કહીને, આ રાજનો તું જ માલીક છો એ સત્ય સમજાવવા માગું છું. તું મારી સાથે ચાલ."

પ્રતાપ ને કૂટસ્થ બન્ને અંધારું ભેદતા, એક કેડી પર ચડ્યા: દૂર ગામડામાંથી કૂતરાના ભસવાનો અવાજ આવતો હતો. થોડીવાર ચાલ્યા પછી ગામડાનો ઝાંપો આવ્યો. "પ્રતાપમલ્લ! આજે જે વાત તું સાંભળે તે તું મનમાં જ રાખજે. હમણાં બહાર ન પાડતો" એટલું બોલીને કૂટસ્થે ઝાંપો ખોલાવ્યો. તરતજ કુતરાં ભસી ઉઠયા, ને 'કોણ?' કહેતો પસાયતો હાજર થયો. 'એ તો હું છું! નથુ!' કૂટસ્થે જવાબ વાળ્યો.

પ્રતાપમલ્લ આશ્ચર્યથી જોઇ રહ્યો, ત્યાં નથુ કૂટસ્થની સામે મથું નમાવતો ઉભો હતો.

"જગન્નાથ પંડિત ઘેર છે કે?"

"હા"

"ત્યારે ચાલને" નથુ આગળ થયો ને થોડીવારમાં તેઓ એક જરીપુરાણા ઈંટના મકાન પાસે ઉભા. તેની અનેક થીગડાંવાળી અને કળીઓવાળી ખડકીમાંથી નથુએ અંદર જોયું: 'દીવો બળે છે!' તે બોલ્યો.

"બસ હવે તું જા." નથુ તરત ચાલતો થયો.

હવે પ્રતાપે કૂટસ્થ તરફ જોયું: કૂટસ્થ સાંકળ ખખડાવીને ખડકી ઉઘડવાની રાહ જોતો ઉભો.

"ગુરુદેવ! આંહી શું છે?'

કૂટસ્થે તદ્દન શાંતિથી જવાબ વાળ્યો: "ચામરાજેન્દ્રનો પિતા!"

'હેં ત્યારે ચામરાજેન્દ્ર જગતસિંહનો પુત્ર:–'

"નથી એ તું હવે જોશે."

ખડકી ઉઘાડીને એક વૃધ્ધ માણસ હાથમાં ફાનસ ધરીને ઉભો હતો. 'આવો' કહીને તેણે સત્કાર આપ્યો ને બન્ને જણ અંદર ગયા. પાછળ બારણું ઠમાવીને વૃધ્ધ અંદર આવ્યો. સૌ અંદરના ઘરમાં ગયા. ત્યાં નીચે પથારી પર એક વૃધ્ધ સ્ત્રી હમણાં જ ઉઠી હોય તેમ અસ્તવ્યસ્ત બેઠી હતી.

કૂટસ્થે અંદર પ્રવેશ કર્યો. પ્રતાપમલ્લને એક સારા આસન પર બેસારીને વૃધ્ધ પુરુષ સામે બેઠો: (અપૂર્ણ)

# નવચેતન અને રંગભૂમિ


માસિકપત્ર

પુસ્તક: ૭ મું. અધિપતિ :—ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી અંક: ૩ જો.

[ સર્વ હક સ્વાધીન. ]


## જુન ૧૯૨૫ના અંકની અનુક્રમણિકા




લવાજમના વાર્ષિક દર :

હિંદના કોઇ પણ ભાગ માટે ... ... ... ... ... રૂ. ૬—૬—૦
હિંદ બહાર કોઇ પણ ભાગ માટે ... ... ... ... રૂ. ૭—૮—૦
છુટક નકલ ... ... ... ... ... ... રૂ. ૦—૧૨—૦

ઠેકાણું :—નવચેતન ઑફીસ. નંબર ૧૪ અમરતલા સ્ટ્રીટ, કલકત્તા.

આ માસિક નવચેતન કલકત્તા, માર્કસ લેઇન, નં. ૨, ધી ગુર્જર પ્રભાત પ્રીન્ટીંગ પ્રેસમાં ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશીએ આ પત્રના અધિપતિ ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશીના માટે છાપ્યું અને ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશીએ નં. ૧૪, અમરતલાસ્ટ્રીટ, કલકત્તામાં પ્રગટ કર્યું.



# અમારો આવતો અંક

| જે ગ્રાહકોનું લવાજમ જુનમાં પુરૂં થાય છે તમને વી. પી થી મોકલાશે. | જુલાઇ ૧૯૨૫ | તા. ૨૦ મી જુને એટલે શરૂઆત કરતાં ૧૦ દિવસ વહેલો બહાર પડશે |
|---|---|---|

**મુખપૃષ્ટ: અમરાવતિની પનિહારીઓ:** શ્રીમાન પુરૂષોત્તમે રા ચીમનલાલ લુહારની 'અમરાવતિનો અતિથિ' નામે વાર્તા પર દોરેલું આકર્ષક ત્રિરંગી ચિત્ર.

**અજવિલાપ:** રા. મૂલજી દુર્લભજી વેદ. કવિશિરોમણી કાલિદાસના અજવિલાપનો અતી કરૂણ ને પ્રશસ્ત ધ્વનિ ગુર્જરગીરામાં. કવિ કાલીદાસનું હૃદય રા. વેદે આ કાવ્યના એકએક સોરઠામાં બહુ જ સફળ રીતે ઉતાર્યું છે એમ આ કાવ્ય વાંચતાં જ પ્રતિતિ થશે આ આખું કાવ્ય આર્ટપેપર પર સુંદર શણગાર સાથે ઘણી ખેંચાણકારક ઢબે છપાયેલું દેખાશે

**અમરાવતિનો અતિથિ:** રા. ચીમનલાલ મુલજીભાઇ લુહાર. ચિત્રકાર શ્રીમાન પુરૂષોત્તમ. અમારા વાંચનારાઓ રા. લુહારની 'કંથના સજ્યા સોળ શણગાર' વાળી વાર્તા ભૂલ્યા તો નહિ જ હોય. તેમથી જ લેખિનીની આ અતિ સબળ પ્રસાદી ભાવભરી વાર્તારૂપે અમારા પાઠકોની સેવામાં રજુ થાય છે. આ વાત પર પ્રસિધ્ધ ચિત્રકાર શ્રીમાન પુરૂષોત્તમે તેવાં જ આકર્ષક ચિત્રો દોર્યાં છે.

**માતૃભાષા અને આપણા રાજવીઓ:** (સચિત્ર) રા. જગજીવન ત્રીકમજી કોઠારી. આ લેખમાં આપણી ભાષા પ્રત્યે આપણા રાજવીઓનું કેવું વલણ હાલ છે તેની ચર્ચા જણાશે.

**સ્ત્રીનો પ્રેમ:** મી० ઉસ્માન ગની "શબનમ્" ચિત્રકાર રા. દત્તાત્રય ઉર્દુ નાટ્યજગતમાં અમરસ્થાન ભોગવતા મશહૂર નાટકકાર હકીમ અહમદ સુજા સાહેબના 'આપકા ગુનાહ' નામે નાટકમાંનો એક કરૂણ પ્રવેશ જેનો અનુવાદ મી "શબનમે" ખાસ 'નવચેતન' માટે કર્યો છે.

**ચાર્લી ચાપ્લીન:** (સચિત્ર) રા. કનૈયાલાલ દેસાઇ. જગવિખ્યાત સીનેમાના એક્ટર મી. ચાર્લ્સ ચેપ્લીનનું ટુંકું પણ જાણવા યોગ્ય જીવનચરિત્ર, એ વ્યક્તિની કેટલી ખાસ ખાસીયતો સહિત. અનેક રમુજી ફોટો-ચિત્રો સાથેનો આ લેખ અમારા વાંચનારાઓને મોજ સમાન થઇ પડશે.

**જીવ્હા આખ્યાન:** રા. મોહનલાલ મણિલાલ શેઠ. ચિત્રકાર રા. શરમાળ. હાસ્યરસના એક નવા લેખક રા. શેઠને અમો ગુર્જર સાહિત્યક્ષેત્રમાં પ્રથમ વાર આ અંક મારફત રજુ

કરીએ છીએ. આ લેખ વાંચતાં રા. શેઠમાં હાસ્ય Humour લખવાની સારી શક્તિ છે એમ જણાઇ આવશે. રા. શરમાળે લેખને હાસ્યરસ વધારે એવાં રમુજી ચિત્રો દોર્યાં છે

**ચીન અને ગ્રેટબ્રીટન :** રા. "એ. પી." કવિવર ટાગોરે અફીણના વ્યાપારની લખેલી અભ્યાસ કરવા યોગ્ય અતી ઉપયોગી વિગતો.

**જોન રસ્કીન :** ( સચિત્ર ) રા. જયંત. અંગ્રેજી સાહિત્યના આ 'ગદ્યકવિ' નો ઉપદેશજનક અને રસપૂર્ણ જીવનવૃત્તાંત જે વાંચવા યોગ્ય જ ગણુ શે.

**માનવ ભાષાની ઉત્પત્તિ અને વિકાસ :** રા. અંબાલાલ એલ. ઠાકરનો સાહિત્યવિષયક મનન કરવા યોગ્ય ઉપયોગી લેખ

**મધપૂડો :** રા. મોહિનીચન્દ્ર. કાવ્ય, ફિલોસોફી અને ભક્તિનાં તત્ત્વો ધરાવતો સુંદર લેખ.

**મેઘમલ્હાર :** ગ્રે. હરિલાલ મુળશંકર મુલાણી ચિત્રકાર રા. દત્તાત્રય. આ વાંચવા યોગ્ય વાર્તાનો બાકીનો ભાગ આ અંકમા સંપૂર્ણ આવશે.

**વિસર્જન :** કવિવર રવિન્દ્રનાથનું આ વિખ્યાત નાટક જેના ત્રણ હપતાએ અમારા વાંચનારાએ સન્મુખ રજુ થઇ ગયા છે તેનો વધુ હપતો આ અંકમાં.

**પૃથ્વીશ :** રા. ધુમકેતુ. ગુર્જર સાહિત્યના પ્રખર વાર્તાલેખક રા. ધુમકેતુની વાર્તા ત્રણ વર્ષે આવતા અંકમાં પૂરી થાય છે. આ વાર્તાના અનેક પાત્રો લેખકને Subjective Writer તરીકે પૂરવાર કરી ગુર્જર સાહિત્યમાં જે ગણ્યાગાંઠ્યા મૌલિક વાર્તા લેખિકો છે તેમાં રા. ધુમકેતુને આગળ પડતું સ્થાન અપાવે છે. રા. ધુમકેતુએ આવી સુંદર ને સબળ સામગ્રી અમને આપી તે માટે અને અમારા પાઠકોએ અતી આદર અને પ્રેમપૂર્વક તેને આરોગી તે માટે આ સ્થળે અમારા હૃદયની ઉપકારવૃત્તિ પ્રગટ કરવાની તક લઇએ છીએ અને રા. ધુમકેતુ સુંદર ટુંકી વાર્તાઓ અમારા પાઠકોની સેવામાં રજુ કરતા રહેશે એવી આશા રાખીએ છીએ. આ વાર્તાના ચિત્રકાર તરીકે રા. રવિશંકર રાવળનું નામ આ સ્થળે—હવે વાર્તા પૂરી થવા આવી છે એટલે—જાહેર કરવાની રજા લઇએ છીએ. રા. ભાઇ રાવળે અનેક કળાયુક્ત સુઘટિત ચિત્રોથી આ વાર્તા દીપાવી છે એ નિઃસંદેહ છે.

## અને આ વાર્તા આવતા અંકમાં પૂરી થતાં તે પછીને મહીનેથી અમારી નવી ચાલુ વાર્તા

## "જંજીરને ઝણકારે" શરૂ થશે.

**જંજીરને ઝણકારે :** રા. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી. ચિત્રકાર શ્રીયુત એમ. વી. ધુરંધર. રજપુત યુગની આ એક કાલ્પનિક વાર્તા છે. માનવહૃદયના અતી સુક્ષ્મ ભાવોને આ વાર્તામાં પ્રગટ કરેલ જોશો. શત્રુ રાજ્યમાં બંધીવાન થયેલી એક રજપુત લલનાના હૃદયમાં પ્રકૃતિના કોઇ અદ્રશ્ય બળે શત્રુ–સેનાપતિ પ્રતિ પ્રથમ સમભાવ ઉત્પન્ન થાય છે. આ સમભાવ ધીરે ધીરે પ્રણયનું રૂપ ધારણ કરે છે. આ પ્રણય એ બંદિની રમણીને તેનો દેશપ્રેમ કેમ ભૂલાવે છે અને અંતે કેવું કરૂણ પરિણામ આવે છે એ વાંચતાં વાંચતા તમારૂ હૃદય દ્રવિત થયા વિના ન રહેશે. એ મૂળ ઘટના સાથે અનેક ઉપ–ઘટનાઓ પણ ગુંથી છે. આ વાર્તાના ચિત્રો જાણીતા ચિત્રકાર શ્રીયુત ધુરંધરે ખાસ દોરેલાં છે. વધુ વિવેચન ન કરતાં શરૂઆતથી જ આ વાર્તા વાંચવાની અમારા પાઠકોને ભલામણ કરીશું.




પુસ્તક ૭ મું  વર્ષ ૪ થુ  જુન ૧૯૨૫  અંક ૩ જો

# દશાંગુલ પર દેવ

લેખક.—રા. ન્હાનાલાલ દલપતરામ કવિ.

મ્હારી દૃષ્ટિને દેજોને દોર હો!
મ્હારી નજરૂંના દોરો પતંગ હો!

સુહાગી સન્ત હો!
મ્હારે કરવા છે એ દેદાર:
મ્હારે કરવા છે એ દેદાર..... ધ્રુવ

ચાંદણિયોમાં ચગવા દેજો, ઉડશે એ દૂર દૂર
કાળને સ્થળથી અળગાં છે જ્યહાં
માયાતીત બ્રહ્મપૂર:
મ્હારે કરવા છે એ દેદાર.

ઉરની અગાસીને નથી આગળિયા, નભના ઠોકીશું બાર
વિશ્વની પેલી પાળે ઉછળે
હરિનો પારાવાર:
મ્હારે કરવા છે એ દેદાર

પુણ્ય ને પાપ, પ્રકાશ-અન્ધારાં: દ્વન્દ્વપરો, સ્વયમેવ:
આભને ઉપલે આરે ધ્રૂવે
દશાંગુલપર દેવ:
મ્હારે કરવા છે એ દેદાર.

મ્હારી દૃષ્ટિને દેજોને દોર હો!
મ્હારી નજરૂના દોરો પતંગ હો!
સુહાગી સન્ત હો!
મ્હારે કરવા છે એ દેદાર:
મ્હારે કરવા છે એ દદાર.

# અમે આંસૂ ભરી બેઠા

લેખક.—રા રા "શયદા."

—ગઝલ—

હજી તો કોલ દીધો ત્યાં ફરી પાછા ફરી બેઠાં,
"અરે દિલબર ! શું કરવું'તું અને આ શું કરી બેઠાં ?"
અજબ આજે રમત જામી તમારા ને અમારામાં;
તમે ખંજર ધરી બેઠા, અમે ગરદન ધરી બેઠા.
તમારી ને અમારી આંખમાં થોડો તફાવત છે,
તમે સુરમો ભરી બેઠાં, અમે આંસૂ ભરી બેઠા.
પ્રથમ પોતે લડાવી આયનામાં આંખ પોતાથી;
પછી પોતા ઉપર પોતે જીગર સદકે કરી બેઠાં.
અમારા ખૂનથી દામન નથી એણે ભર્યું કાંઇ;
બધી ઉમેદથી આજે સનમ દામન ભરી બેઠાં.
હજારો હર્ષથી એ થાય છે શત્રુ ઉપર "શયદા"
અમારા પર નજર કાતિલ નિરંતર છે કરી બેઠાં.



જલક્રીડા કરનારી કુદકા પાણીમાં મારે છે. ઝડપી કેમેરાથી આ દ્રશ્ય ચિત્રપટમાં ઉતારી તેના સર્વાંગ શરીરનું સાચું દર્શન ફીલમ પર થાય છે. પાણીમાં પડવાનો કુદકો અતિશય ધીમી ગતિવાળો ફીલમ પર જણાય છે.

# સીનેમા ફીલ્મ અને કેળવણી

લેખકઃ—રા. ચીમનલાલ મુલજીભાઇ લુહાર બી. એસ. સી.

## સીનેમેટોગ્રાફર અને ફોટોપ્લેરીટ.

( એપ્રીલના અંકથી પુરૂં )

કેળવણીના દૃષ્ટિબિંદુએ સીનેમા ફીલ્મ જેવો મહાન શિક્ષક બીજો નથી. પ્રાથમિક શાળાથી માંડીને વિદ્યાલયોનો આગળ વધેલો શિક્ષણક્રમ સીનેમા ફીલ્મ શીખવી શકે છે. વિશ્વકેળવણીના સાધન તરીકે સીનેમા ફીલ્મનો ઉપયોગ ક્યારે, કયા સંજોગો વચ્ચે અને કોનાથી થવા લાગ્યો તે આપણે આગળ જોઇશું, પણ આટલું તો સમજાશે કે સીનેમા ફીલ્મ ઇંગ્લાંડ, અમેરીકા અને યૂરોપના કેટલા ય દેશોમાં, રંગભૂમિ પર, શાળામાં વિદ્યાલયોમાં, કલામંદિર અને ઉદ્યોગ હુન્નરના કર્મક્ષેત્રોમાં સાંસ્કારિક કેળવણીનો પ્રચાર કરવા અર્થે વપરાય છે. આજે પશ્ચિમનાં કેળવણીમંડળો અઢળક ખર્ચે સીનેમા ફીલ્મનો ઉપયોગ સમાજ અને શાળામાં કરે છે. સીનેમા ફીલ્મ ઉદ્યોગના કેન્દ્રસ્થાનો કેળવણી વિષયક ફીલ્મો તૈયાર કરતાં આડો ખર્ચ થતો સમજતાં નથી. કેળવણીવિષયક ફીલ્મોનો ઉપાડ અમેરિકા, ઇંગ્લાંડ અને જર્મનીમાં ઘણો છે; અને આ વધતી જતી માગણીને પહોંચી વળવા ફીલ્મ બનાવનારી કંપનીઓ અને રાજતંત્ર સંચાલકો મ્હોટો ખર્ચ કરી

આવી ફીલ્મો તૈયાર કરે છે. આજે હુન્નર હજારો સીનેમા ફીલ્મો બજારમાં મળી શકે છે. વિજ્ઞાનના વિવિધ વિષયોનું દિગ્દર્શન કરાવતી કેટલાક મુખ્ય વિષયો નીચે પ્રમાણે છે :–

| | | |
|---|---|---|
| ખેતીવાડી | ભૂસ્તરવિદ્યા | ધર્મશાસ્ત્ર |
| શિલ્પકલા અને બાંધકામ | અન્જીનીયરીંગ | ઇતિહાસ |
| લશ્કરખાતું | ખનીજ પદાર્થો | ભૂગોલ |
| હવામાં સફર | વિજળી | મુસાફરી અને માલ લાવ લઇ |
| રસાયણશાસ્ત્ર | આરોગ્યવિજ્ઞાન | જવાના આજનાં સાધનો |
| ભાષાવિજ્ઞાન | સૃષ્ટિસૌંદર્ય | જંગલખાતું |
| ચિત્રકલા | રમતગમત | |
| ડોશીશાસ્ત્ર | સંગીત | |

જગવિખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી અને શોધક મી૦ થોમસ એડીસને સીનેમા ફીલ્મને કેળવણી પ્રચારક બનાવવા પાછળ ઘણો આર્થિક વ્યય કર્યો છે, અને પોતાની પ્રયોગશાળામા ઘણી કેળવણીવિષયક ફીલ્મો તૈયાર કરી છે. મી૦ એડીસનના સ્તુત્ય પ્રયાસને ઉત્તેજતી બીજી કંપનીઓ આ દિશામાં ઘણો સારો ભાગ લે છે. આવી કંપનીઓમા પેરેમાઉન્ટ ( અમેરીકા ), એજ્યુકેશનલ ફીલ્મ કારપોરેશન ( અમેરીકા ), ગોમોંટ, એકલેર ( પારીસ ) અને ચાર્લ્સ અર્બન ( લંડન ) નો સમાવેશ થાય છે.

સીનેમા ફીલ્મના આરંભકાળમાં શોધકો તેને સાદી રમતગમત અને આનંદના સાધન તરીકે ગણતા અને ગણાવતા. આવતા ભવિષ્યમાં સીનેમા ફીલ્મ લોકવ્યવહારમાં કયું સ્થાન લેશે તે તેમને અજાણ હતું. સમાજકેળવણીની લગામ જેના હાથમા છે તેને આજે પૂછતાં જવાબ મળે છે કે સીનેમા ફીલ્મનો ઉપયોગ કેળવણીનો પ્રચાર કરવા કોઇકજ વાર થાય છે અદ્યાપિ તેનો પ્રચાર થવો જોઇએ તેટલો વસ્તુતઃ થયો નથી. આજથી દશેક વર્ષ પહેલાં ઇંગ્લાંડ ના કેળવણી મંદિરોના સંચાલકોનું ધ્યાન સીનેમા ફીલ્મ તરફ આકર્ષાયું હતું, અને સાદી, સરલ, અને જાણે અજાણે વ્યકિત કે સમાજને હાની ન પહોંચાડે તેવી કેળવણી- શાળા પાઠશાળામાં શી રીતે આપવી તે વિષે મ્હોટાં વિવેચનો થયાં હતાં. આજ લગી એવાં વિવેચનો થતાં આવ્યાં છે— અને પાંચેક વર્ષ થયાં સીનેમા ફીલ્મને કેળવણીના ક્ષેત્રમાં દાખલ કરવાના પ્રયાસો આરંભાયા છે.

પૂર્વના દેશો સીનેમાના હુન્નરને સાધારણ તમાશો લેખતા ત્યારે પશ્ચિમમાં રમતગમત, જ્ઞાન અને કેળવણી ફેલાવવાના સાધન તરીકે સીનેમા ફીલ્મ ઉપયોગમાં લેવા યોજનાઓ ઘડાતી હતી. માત્ર થોડાં વર્ષોની મહેનત પછી આજે પરિણામ જુઓ.

સીનેમાનો ઉદ્યોગ જગતના વિશિષ્ટ હુન્નર તરીકે ગણાય છે. નિર્દોષ આનંદ, ચારિત્ર્ય અને ભાવના, જ્ઞાન અને કેળવણી અને સેંકડોની આજીવિકાનું સાધન તે પુરૂં પાડી રહ્યો છે. એક જમાનામાં સીનેમા ફીલ્મ જોવી એ દુષણ ગણાતું. સમાજના કહેવાતા નૈતિક વાતાવરણને બગાડશે એમ મનાતું, માનવજીવનનું આરોગ્ય બગાડશે એમ મુકત કંઠે ઉચ્ચારાતું. આજે દરરોજ લાખો માણસો સીનેમા જુએ છે અને એક પણ ભયંકર પરિણામ થવા પામ્યું નથી. જ્ઞાન અને કેળવણી પ્રેરક થવા પામેલો આ ઉદ્યોગ બધાને હાથે ઉત્તેજન પામી રહ્યો છે. સંકુચિત વિચારવાળા કેળવણી સંચાલકો તેને પોતાના ક્ષેત્રમાં ઉપયોગી કરવા આનાકાની નથી કરતા. શાળા, પાઠશાળા, અને વિદ્યાલયોમાં

સીનેમાફીલ્મનો ઉપયોગ કેળવણી ફેલાવવા માટે થાય છે. અમેરીકા આ દિશામાં આગળ પડતો ભાગ લે છે. યૂરોપમાં બર્લીન, વીએના, પેરીસ, લાયોન્સ, લંડન, કેમ્બ્રીજ, ઓક્સફર્ડ, બર્મીંગ હામ, લીડ્સ, ગ્લાસગો, અને એબર્ડીનનાં વિદ્યાલયો સીનેમા ફીલ્મનો ઉપયોગ કેળવણીના મહાન સાધન તરીકે કરે છે. એટલે સુધી કે કેળવણીના સચોટ પ્રચારનું આધિપત્ય સીનેમા ફીલ્મ ધરાવે છે. યોજનાપૂર્ણ કેળવણી ફેલાવવી એ માટે બધા આજ ઝંખે છે. સીનેમા ફીલ્મે આવી કેળવણીમા સારૂં અને અસરકારક પરિવર્તન આણ્યું છે. અમેરીકા માં રોચેસ્ટરનું વિદ્યાલય સીનેમાફીલ્મ દ્વારા ચાર વર્ષનો નિયમિત કેળવણીક્રમ ગોઠવી વિદ્યાર્થીઓ કેળવે છે.



વેગવાળી ગોળી છોડતાં બંદૂકની ચાંપ પર હાથની આગળીની ક્રિયાનું પૃથક્કરણ. આંગળીને ચાંપ દાબતાં સેકન્ડના ચોથા ભાગ જેટલો વખત લાગે છે. એક સેકન્ડના ૨૫૦ ચિત્રોની ફીલ્મ ઉતારતાં ઉપનું દ્રશ્ય ઉતારવામાં આવ્યુ હતું. ફીલ્મ પર આંગળીની ક્રિયા ધીમી અને પૃથક્કરણ કરી શકાય એવી જણાય છે.

માત્ર વિદ્યાર્થીઓજ સીનેમા ફીલ્મ દ્વારા અપાતી કેળવણીનો લાભ લઇ શકે છે એમ માનવાનું નથી. રાજતંત્રો પણ પોતાની પ્રજામાં આરોગ્ય, જ્ઞાન, ચિરંજીવ ઇતિહાસ, ખેતીવાડી, વ્યાપાર, વિજ્ઞાન, અને હુન્નર ઉદ્યોગોની માહિતી સીનેમા ફીલ્મ દ્વારા વિના મૂલ્યે આપે છે. પશ્ચિમના ઘણાય રાજતંત્રો પોતાને ત્યાંજ કેળવણીવિષયક ફીલ્મો બનાવી પ્રજાકીય કેળવણી સુધારી રહ્યાં છે. તેમાં વધુ સંસ્કાર રેડી રહ્યાં છે. સચોટ અને તાત્કાલિક અસર કરનાર માત્ર આ એકજ સાધન છે કે જે પ્રગતિને પૂજતી પ્રજાઓ તરછોડતી નથી.

રાજ અને પ્રજાતંત્રની શુધ્ધિ, ખેતીવાડીની વૈજ્ઞાનિક ઉન્નતિ, જનતાના ભયંકર દૂષણો, ઇતિહાસનાં અમર થવા લાયક દ્રશ્યો, ખંડેરો, નમૂના, ઉદ્યોગના ઉન્નતિમાર્ગો, કલાના સ્તુત્ય નમૂના, વસુંધરા પર પ્રકૃતિના સૌંદર્ય દ્રશ્યો, દેશદેશના સામાજીક રીતરીવાજો અને બંધારણ આ બધાનું સચોટ જ્ઞાન સીનેમા ફીલ્મ આપી શકે છે. એટલે સુધી કે ધાર્મિક સિધ્ધાંતો અજ્ઞાન લોકો સમક્ષ સરલ સ્વરુપમાં સીનેમા ફીલ્મ શીખવી શકે છે. અમેરીકામાં વીસ લાખ રૂપિયાને ખર્ચે ઉભી થયેલી એક કંપની માત્ર ધાર્મિક ફીલ્મો તૈયાર કરી ખ્રીસ્તી ધર્મનો ફેલાવો પરધર્મીઓમા કરી રહી છે.

કાર્નેગીની હુન્નર ઉદ્યોગની શાળા જગપ્રસિધ્ધ છે. એની પ્રતિષ્ઠા કેળવણીનો પ્રચાર કરવાની પ્રસંશનીય યોજના ઉપર અવલંબે છે. સીનેમાફીલ્મ નામનો એક શિક્ષક પ્રત્યેક વિદ્યાર્થીઓને ત્યાં અજબ રીતે શિક્ષણ આપી રહ્યા છે ! ખાણમાંથી લોખંડની માટી રાક્ષસી પાવડાઓ વડે ખોદી કાઢી, તેને માલગાડીઓમાં ભરીને દૂર કારખાનામાં મોકલવામાં આવે. કારખાનામા આ માટી વિવિધ રસાયણિક પ્રયોગો નીચે પસાર થઇ શુધ્ધ લોખંડમાં પરિણામે એ શિક્ષણ શિક્ષક અને સીનેમા ફીલ્મ વિદ્યાર્થીઓને શીખવે છે. નજરે જોયેલું પુસ્તકના વાંચનની પૂર્તિ રૂપ થઇ પડે છે. વાંચેલુ ભૂલાવા, ન સમજાવા સંભવ છે. નજરે જોયેલું ભૂલાવા કે ન સમજવા ઘણો ઓછો સંભવ છે. નિશાળમાં ભૂગોળના પાનાંઓ જેમતેમ ઉથલાવી જવાં નિરસ લાગે

છે. અને રસવિહીન જ્ઞાન કે કેળવણી અપાઇ કે લઇ શકાતાં નથી. માટેજ સાથે સાથે દૂર દેશોના સૌંદર્યદ્રશ્યો, લોકોના આચાર વિચાર, રેહેણીકહેણી, ફીલમ દ્વારા જોવાથી સ્મરણ પટ પર કમેરાને માટે કોતરાઇ રહે છે. કેળવણી લેવાના ક્રમમાં વૈવિધ્યનું અસ્તિત્વ પ્રવેશતાં નિરસ પાઠ પણ આનંદપૂર્વક શીખી સમજી યાદ રાખી શકાય છે. નદી, નાળાં, પહાડ અને મેદાનો, ગીચ જંગલો, અને સરોવરના ક્ષેત્રફળનો સાચો ખ્યાલ હવાઇ વિમાનમા ઉડી નજરે જોવાથી મળી શકે છે અને તેવા જહાજમાથી કેમેરા વડે ઉતારેલાં નીચેનાં દ્રશ્યો જોવાથી વિશુધ્ધ જ્ઞાન એ પરત્વે સચોટ રીતે મળી શકે છે.

છાપાઓ જણાવે છે કે અવરેસ્ટ શિખર ઉપર પહોંચવાનું સાહસ એક ઇંગ્રીશ સાહસિક ટોપીએ માથે લીધું હતું. આ ટોપી પાસે સીનેમા કમેરા હતો અને જેમ જેમ તેઓ આગળ વધતા જતા તેમ તેમ પહાડી પ્રદેશના વિવિધ દ્રશ્યો, ત્યાના લોકોને વસવાટ વિગેરે વિષયમા ઉતરતાનુ ચિસરતા નહોતા. ઉંક માથે હજુ કોઇ જીવંત વ્યકિત પહોચી એવું સિધ્ધ નથી થયું અને ક્યારે થશે એ કહી શકાય એમ નથી. જતાં આ ટોળીએ ઉતારેલી ફીલ્મ બહાર પડી ચુકી છે. આ ફીલ્મ જોવાથી હીમાલયના આ ઉંચામાં ઉંચા શિખર અને તેની આસપાસના પ્રદેશની માહિતી મળે છે. બીજી એક ફીલ્મ "To Lhasa in Disguise"–લ્હાસા તરફ પર વેષમાં પ્રયાણ એ નામક ફીલ્મ પણ બનવવામાં આવી છે, જે પ્રથમ લંડનમાં બતાવવામાં આવી હતી. આફ્રીકાના જંગલોમાં અમેરિકાના કેટલાય સીનેમા કમેરામેનો તાડ તડકો સહન કરતા લોકકલ્યાર્થે કામ બજાવતી રહ્યા છે. આપણે જાણીએ છીએ કે કેટલાય પરદેશીઓં હીંદના વિશાળ મંદિરોની ફીલ્મ ઉતારી પોતાના દેશમાં લઇ જાય છે. આમ સીનેમા ફીલ્મ પૃથ્વીના અગોચર છેડાની વાતો પણ આપણી સામે કરી શકે છે.

જ્ઞાન સાથે ગમ્મત આપનારૂં સચોટ સાધન સીનેમા ફીલમ છે એ નિર્વિવાદ છે. ઇતિહાસના ચીરંજીવ સ્મરણો, ઉદ્યોગક્ષેત્રોને કાર્યક્રમ, વિજ્ઞાન અને વ્યાપાર ની ઉન્નતિને પ્રેરે છે. અને વખત જતાં સીનેમા ફીલ્મની આ અદ્દભુત શકિતનો પૂરેપૂરો અને યોજનાપૂર્વક ઉપયોગ કરવા પાછળ રાજ્યાધિકારીઓનું ધ્યાન આકર્ષાયું. ઇ. સ. ૧૯૧૭માં સીનેમા કમીશન બેઠું. સીનેમા ફીલ્મ અને કેળવણી બંને સાથે સાથે રહેવાં જોઇએ એ પૂરવાર કરી આપ્યું. ત્યારથી કેળવણીના ક્ષેત્રમાં એક ખર્ચાળુ અને લાભદાયક સાધન ખડું થયું.

આ સાધનનો ઉપયોગ : (૧) લોકોના આનંદ અર્થે રંગભુમિ પર, (૨) અને કેળવણીમાં.

સીનેમા ફીલ્મને કેળવણીનો મહાન શિક્ષક કહીએ તો પ્રધાન પદ તેજ લઇ શકે.

નિરસ લાગતા પાનાઓમાં લખેલું વિદ્યાર્થિ ગોખતાં થકી જાય છે. ઇતિહાસ અને ભુગોળમાં લખેલું ફીલ્મ દ્વારા નજરે જોતાં તે થાકતો નથી. મહાન નેપોલીયનની વોટર્લુની હાર, તેની છાવણીનું વૈચાલ્ય અને વ્યવસ્થા અને છેવટનો સેંટ હેલીનાનો કેદી એ બધું પડદા ઉપર જોતાં આ મહાન નરની અદ્દભુત જીવનકથાનો સાચો ખ્યાલ આવે છે.

દેશપરદેશના લોકોના આચારવિચાર, ત્યાંની નીકાસ, સારા પાકનાં સાધનો અને ત્યાંના સૌંદર્યના દ્રશ્યો ફીલ્મ દ્વારા નજરે જોવાથી ભૂગોળ વિસરવાનો સંભવ ઓછો રહે છે માઉંટ અવરેસ્ટ અને ટેરાડેલફ્યુએગો ભૂગોળમાં વાચવાથી તેનું અસ્તિત્વ સમજાય છે : ફીલ્મ દ્વારા બંનેનાં દ્રશ્યો જોવાથી તેમની મહત્તા, અને ભૂગોળની પ્રતિષ્ઠા સમજાય છે. ચીન જાપાનના રીતરીવાજો અને લોકાચાર સમજવા ત્યાં જવું જોઇએ કે એવી ફીલ્મ

જોવી જોઇએ. પાસીફીક મહાસાગર વચ્ચે આવેલી નાનકડી દ્વીપ ટોળી સેન્ડવીચ આઇલેંડ્સની વર્તમાન પરિસ્થિતિનો ખરો ખ્યાલ તેની માહિતી આપનારી ફીલમ જોવાથી આબાદ આવી શકે છે.

મહાન નેપોલીયન, એલેકઝાંડર, આઠમો હેનરી, ગાય ફૉકસ, અને તાજા દાખલા તરીકે છેલ્લી યૂરોપિય વિગ્રહની ભયંકરતાનો સાક્ષાત્કાર કરાવતી ફીલમો જોવાથી સૃષ્ટિ ઇતિહાસના જાણવા લાયક પ્રકરણો સ્મરણમાં રહી શકે છે. વિશ્વમાં આજ લગી નહિ ભરાયેલું એવું વેમ્બલીનું પ્રદર્શન ખરેખર જોવા લાયક હતું એમ બધા કહે છે. પણ આપણામાંના કેટલા તે જોઇ શકયા છે? થોડા માસ પહેલાં મુબાઇના રૉયલ ઑપેરા હાઉસમાં પાથે કંપની તરફથી પ્રદર્શનની પાંચ છ ભાગની ફીલમ બતાવવામાં આવી હતી. પ્રદર્શન જોવા માટે વિલાયત ન જઇ શકનારાઓ માત્ર થોડાજ ખર્ચે દ્રષ્ટિ સમક્ષ પ્રદર્શનની પ્રતિભા, વૈશાલ્ય અને મહત્વ જોઇ શકે છે. સીનેમા ફીલમના સાધન વિના આવું અને બીજું ઉપયોગી શિક્ષણ અને તેનો પ્રચાર ઘણો કઠણ થઇ પડે છે.

હુન્નર ઉદ્યોગના મોટા ક્ષેત્રમાં સીનેમા ફીલમે ઘણો અગત્યનો હીસ્સો આપ્યો છે. કોઇ પણ હુન્નર ઉદ્યોગ માટે પારંગત થવા નિશાળ, પાઠશાળાનું ભણતર એકલું કામ લાગતું નથી. હુન્નર ઉદ્યોગના નાનાં મોટાં કેન્દ્રસ્થાન જાતે તપાસવાથી સાચું જ્ઞાન મળી શકે છે. આ જ્ઞાન મોંઘું અને ઉચ્ચ પ્રકારનું ગણી શકાય. શાળા પાઠશાળાઓના વિદ્યાર્થીઓને ઇતિહાસ, અને વિજ્ઞાનના વિષયો પર વધુ માહિતી મેળવવા પરદેશમાં ભ્રમણ કરવાનો આર્થિક જોગ કેળવણી સંચાલકો કરી આપે છે. જેમ મારા અનુભવની એ વાત છે એમ ઘણાના અનુભવની આ સામાન્ય વાત છે.



બરફની જમીન પર સ્કેટીંગ કરતી બાલાની કુદરતી પ્રયક્ષ્ણ કરાવતી ફીલમનું આ દ્રશ્ય છે.

જનતાના પ્રયત્નને સ્હેલો કરવા સીનેમા ફીલમે કેવડો મોટો હિસ્સો આપ્યો છે તે સમજવું જાતિઅનુભવ વિના ન થઇ શકે. તમારી મનગમતી પ્રવૃતિ આરંભતાં તેને માટે હામ ભીડી તૈયાર રહેવું જોઇએ. જીવનની પળેપળે તેનો સાચો અને સચોટ અભ્યાસ કરવો જોઇએ. ધંધાનો ઉમેદવાર શાળા પાઠશાળામાં નથી શીખી શકતો તે સીનેમા ફીલમ દ્વારા ઘણું ય શીખે છે. દેશના દેશ ધામવાળા કેન્દ્રસ્થાનોના બજારમાં મળતી વસ્તુઓ આપણને નવાઇ નથી પમાડતી શું? વસ્તુ જોતાં–તેને ઉપયોગમાં લેતાં, તેના ગુણની પરિક્ષા કરતા તેના બનાવનારની તારીફ કરવાનું મન થઇ જાય છે. તમે પણ એવી ઉપયોગી વસ્તુ તમારા જ દેશમાં બનાવવા આત્મનિશ્ચય કરી બેસો છો. તેની બનાવટનો વિશુધ્ધ અભ્યાસ કરવા શિષ્યવૃતિ સેવો છો. કોઇ શોધક, વિજ્ઞાનશાસ્ત્રી, કે કામદારને પગલે પ્રવૃતિ આરંભો છો. તમારા કાર્યક્રમનું

પૃથક્કરણ કરતા જાઓ છો. છતાં જ્યાં સુધી વસ્તુની બનાવટની ક્રિયાઓ પૃથક નજરે જોઇ નથી ત્યાં સુધી સચોટ ખ્યાલ આવી શકતો નથી. કાં તો વસ્તુની બનાવટની બધી ક્રીયાઓ નજરે જ્યાં બનતી હોય ત્યાં જઇ જોવી પડે છે અથવા સીનેમા ફીલ્મ દ્વારા પડદા પર જોવી જોઇએ છે.

પળેપળે આગળ વધતા જતા આ જમાનામાં સીનેમા ફીલ્મનો ઉદ્યોગ એટલો મહત્વનો થઇ પડયો છે કે કેળવણીના ક્ષેત્રમાં તેની ઉપયોગિતા અદ્ભૂત રીતે અંકાય છે. અને રંગભૂમિ પર તેની પ્રતિષ્ઠા નિઃસીમ ગણાય છે, એ આપણે કયાં નથી જાણતા ?

વિજ્ઞાનના ક્ષેત્રમાં સીનેમા ફીલ્મ અગત્યનું સ્થાન ભોગવે છે રસાયણ, વિજળીકશક્તિ, પ્રાણી અને વનસ્પતિશાસ્ત્ર, આરોગ્યવિજ્ઞાન, ઇજનેરી કામ અને વિવિધ હુન્નરકલાના વિષયો પર સીનેમા ફીલ્મ કેળવણી આપી શકે છે.

દૃષ્ટિ ન માપી શકે એવી અતિ વેગ વાળી ઝડપ ( Speed ) નું માપ સીનેમા ફીલ્મ કરી શકે છે. વિજળીનો ચમત્કાર પળમાં પ્રગટીને અદ્રશ્ય થાય એ ક્રિયાનું અજબ પૃથક્કરણ સીનેમા ફીલ્મ પર થઇ શકે છે. માત્ર સીનેમા કેમેરાનો કેવી રીતે ઉપયોગ કરવો તે જ પ્રશ્ન છે રેસના દોડતા ઘોડાની ઝડપ રંગભૂમિ પર, નૃત્ય કરતી નાચનારીના અવયવોનું હલનચલન અને સર્વાંગ મરોડ વિગેરેનું શુધ્ધ પૃથક્કરણ, ક્રમેક્રમે અદ્રશ્ય થતાં જીવંત પ્રાણીઓની વૈજ્ઞાનિક યાદી અને માઇક્રોસ્કોપ દ્વારા જોઇ શકાતાં સૂક્ષ્મ જીવ જંતુઓનું જીવન આબેહુબ રીતે ફીલ્મ ઉતારી શકે છે. એવીજ રીતે અતિશય ધીમી ગતિનું સચોટ પૃથક્કરણ કેમેરા કરી શકે છે. દુનિયાના વિચિત્ર પ્રાણીઓ નજરે જોવાં કઠણ છે. વિજ્ઞાનની એ દિશા માં પ્રગતિ સીનેમા ફીલ્મે કરી છે એમ કહેવામાં ખોટું નથી. અમેરીકન સરકાર પોતાના નેચરલ હીસ્ટ્રી મ્યુસીયમ ( Natural History Museum ) માટે સીનેમા કંપનીઓ દ્વારા દેશદેશના જંગલી પ્રાણીઓનો ચિત્ર સંગ્રહ કરાવે છે. આ ફીલ્મો દેશના લાભાર્થે કેળવણીનો પ્રચાર કરવા અર્થે વપરાય છે. માંસાહારી, ઝેરી પ્રાણી અને વનસ્પતિની જીવનકથા નજરે જોવી બધાને શકય નથી. સીનેમા ફીલ્મ એકી સાથે ઘણા મનુષ્યોને સચોટ જ્ઞાન આપે છે. વિજળીક, ઝેર, કે નિશો આપનારા પદાર્થ મનુષ્ય કે પ્રાણીના શરીરમાં પ્રવેશતાં થતી અસરનું આબેહુબ દિગ્દર્શન સીનેમા ફીલ્મ દ્વારા જોવાથી સચોટ ખ્યાલ આવે છે, જેનું વર્ણન માત્ર જ પુસ્તકો આપી શકે છે. આજના વધી ગયેલા સાધનો દ્વારા પ્રાણીશાસ્ત્રી પોતાની વિદ્વતાનો સંઘરો પુસ્તકો અને ફીલ્મમાં રાખી શકે છે. કોઇ પણ વિષયનું બહોળામાં બહોળું, સાચું અને સચોટ જ્ઞાન સીનેમા ફીલ્મ આપે છે. જાતમજુરી કરી આજીવિકા ચલાવનારા મ્હોટા કલાકારો, વિજ્ઞાની અને કામદારો જે જ્ઞાન અને નિપૂણતા ધરાવે છે તે સીનેમા ફીલ્મને આભારી છે

વૈદકિય જ્ઞાનના સિધ્ધાંતોનું શિક્ષણ સીનેમા ફીલ્મ આપે છે. વૈદકિય શાળાઓમાં ટીંકામાં ટીંકુ અને ઝડપી શિક્ષણ આપનારું આ એકજ સાધન છે. વિદ્યાર્થીસમૂહના બધાને એકી સાથે નજરે જોવાનું બની આવતું નથી. એ ખોટ અને ખામી સીનેમા ફીલ્મથી પુરાઇ જાય છે. સીનેમા ફીલ્મનો છૂટે હાથે ઉપયોગ વૈદકિય શાળાઓ કરે છે. આ ક્ષેત્રમાં સીનેમા ફીલ્મનો ઉપયોગ આજથી ૨૦ વર્ષ પહેલાં થયો. ઇ સ. ૧૯૦૮માં ઇન્ટર નેશનલ કોંગ્રેસ ઓફ મેડીસીન આગળ ભાષણ કરતા ડૉ. ડોયને કહ્યું હતું કે, " પડેલા ધામ થી ચડતું શોદી બંધ શી રીતે કરવું એ સમસ્ત સાહિત્ય વાંચી જવાથી



વૈજ્ઞાનિક શોધખોળમાં થતો સીનેમા કેમેરાનો ઉપયોગ. ડાબી બાજુએ ઉભેલો માણસ કેમેરા વડે સૂક્ષ્મમાં સૂક્ષ્મ જંતુઓની જીવનક્રિયાની ફીલ્મ ઉતારે છે. આ વ્યવસાયમાં માઇક્રોસ્કોપની જરૂર પડે છે. વચમાં ઉભેલો માણસ આ જંતુઓને સંભાળપૂર્વક કેમેરાની લાઇનમા રાખી તેમના ઉપર પ્રયોગ ચલાવે છે. જમણી બાજુએ ઉભેલો માણસ આ જંતુઓ ઉપર આર્કલાઇટ નાખે છે.

નથી શીખાતું. માત્ર થોડી મીનીટો સીનેમાના પડદા ઉપર લોહી બંધ કરવાની ક્રિયા જોવાથી બરાબર શીખી શકાય છે. "

ડૉ. ડૉપનના ઉપલા શબ્દો ઉપરથી સીનેમા ફીલમની અગત્યતા જોઇ શકીએ છીએ. આજે તેના જેવા હજારો દાક્તરોએ સીનેમા ફીલમની ઉપયોગિતા પોતાના ક્ષેત્રમાં જોઇ છે. જનતાના આરોગ્ય માટે ઘણા ય ભયંકર રોગો, તેના નિવારણનાં સાધનો, તેમનો ઉપયોગ વિગેરેનું પુરૂ જ્ઞાન આપતી અનેક સીનેમા ફીલમો તૈયાર કરવામાં ઇગ્લાંડ, અમેરીકા, ફ્રાન્સ, જર્મની વિગેરે દેશોએ લાખો રૂપિયા ખર્ચી નાંખ્યા છે. પ્લેગ, કૉલેરા, ગરમી, પરમો, લોહીના જીવલેણ ચેપી રોગો એ વિગેરેનું સાચું જ્ઞાન સીનેમા ફીલમ આપી શકે છે. પરમાર્થની દ્રષ્ટિએ પણ સીનેમા ફીલમનો ઉપયોગ સ્તુત્ય ગણી શકાય. લોહીમાં ઝેરી જંતુઓનો પ્રવેશ થતાં શરીરના આરોગ્ય ઉપર કેટલી માઠી અસર કરે છે તેનું વસ્તુતઃ સાચું દર્શન સીનેમા ફીલમ કરાવી શકે છે. આપણને લાગે છે કે ફીલમ જોયા પછી જ આપણા આરોગ્ય પર તેમની ભયંકરતાનો આપણને ખ્યાલ આવ્યો છે.

પ્લેગ અને તેના નિવારણના વિવિધ સાધનોનું જ્ઞાન આપતી એક ફ્રેન્ચ ફીલમ મેં થોડા વખત પહેલાં પડદા પર જોઇ હતી પશ્ચિમના લોકો ઉંદરના ઉપદ્રવનો નાશ કરવા કેવાં કેવાં સાધનોનો ઉપયોગ કરે છે એ ખરેખર જોવા જેવું હતું. પીંજરામાં ઉંદરને



એક સેકન્ડના દશમા ભાગમાં દેડકો કીડાને પોતાની જીભ વડે પકડી શકે છે. આ ક્રિયાને ઝડપથી ચાલતા કેમેરા વડે ફીલ્મમાં ઉતારવામાં આવે છે. પડદા પર દેડકાની આ ક્રિયા ઘણી ધીમી અને બરાબર સમજી શકાય તેવી જણાય છે.

પકડવામાં પણ ઘણી અક્કલની જરૂર છે એમ એ ફીલ્મ સ્પષ્ટ બતાવતી. ઘાસલેટ, પેટ્રોલ, ગંધકનો ધુમાડો અને એનીલીનના કેટલાક પદાર્થોનો ઉપયોગ પ્લેગના ઉંદરોને પૃથ્વી પરથી હંમેશ માટે દૂર કરવામાં થતો જોઇ આપણને ખરેખર નવાઇ લાગે છે. એ ક્રીયામાં કેટલાય વૈજ્ઞાનિક સાધનોનો ઉપયોગ કરી પ્લેગના સૂક્ષ્મ જંતુઓથી બચવાના દશ્યો જ્ઞાનમુગ્ધ કરે એવા હતા. આપણી શહેરસભા અને સુધરાઇમંડળો આવી ફીલ્મો સમાજમાં બતાવે તો પ્રત્યેક શહેરીને તેમાંથી કેટલું શીખવાનું મળે ?

કેળવણીવિષયક ફીલ્મ બનાવવી એ એકજ માણસનું કામ નથી. તેને સમાજમાં કેળવણી આપવા અર્થે વાપરવી એ એક જ વ્યક્તિને સુલભ નથી. તંત્રનેતાઓ, અને કેળવણીમંડળો, શહેરસુધરાઇ અને પ્રજાકીય કેળવણીના સંચાલકોના ઉપર જ આવા ખર્ચાળ સાધનનો નિભાવ અવલંબે.

મોજમજાહના સાધન તરીકે છુટે હાથે ફીલ્મનો ઉપયોગ થાય છે તે આપણે નજરે જોઇએ છીએ. શીનેમામાં આંટાફેરા મારતાં આપણે શીખતા નથી શું ? દેશ પરદેશના અગત્યના બનાવોનું દિગ્દર્શન, પડદા ઉપર જોતાં લાંબી લાંબી ખબરોથી ભરેલાં છાપાંઓ નિર્માલ્ય લાગે છે. આપણી દેશી ફીલ્મ કંપનીઓના સાહસમાં આવી ખબર અંતર આપનારી ફીલ્મ બનાવવાનો સમાવેશ નથી થતો, છતાં અવારનવાર રાષ્ટ્રીય હીલચાલ, મહાન નેતાઓના દર્શન, પરિષદો, સંમેલનો વિગેરેની ફીલ્મો ઉતારવાનું દેશી કંપનીઓ ન ચૂકે તે છે. અમદાવાદમાં ભરાયેલી નેશનલ કોંગ્રેસની પાંચ ભાગની કોહીનુર કંપનીની ફીલ્મ ઘણી પ્રખ્યાત થઇ ગયેલી. બીજી

કંપનીઓનો આ દિશામાં સાહસ નો ચાલુ જ છે, પરંતુ સમસ્ત હીંદના ખબર અંતરો આપનારી ફીલ્મોની ઘણી જરૂર છે સીનેમા કંપનીઓ જ આ કામ હાથમાં લઇ શકે એમ છે; અને ધીમે ધીમે લોકસેવા કરવાના પ્રસંગો પ્રાપ્ત કરી કમાણી કરવી એ આપણા સીનેમા ઉદ્યોગને ખરેખર કીર્તિરૂપ છે. મહાત્મા ગાંધીજીને ફીલમ પર જોતા આપણે કેટલા આનંદ પામીએ છીએ? રાષ્ટ્રની પરિસ્થિતિ જોવા માટે લોકો આનાકાની કરતા નથી.

વિશુધ્ધ કેળવણીના ક્ષેત્રમાં સીનેમા ફીલમને વિદ્વાનો અને શિષ્યો એક સરખા પુજી રહ્યા છે. પ્રકૃતિના મનોહર દૃશ્યો વચ્ચે વસી રહેલાં પ્રાણીઓનો નૈસર્ગીક વસવાટ કોને જોવો નથી ગમતો? સીનેમા ફીલમે રંગભૂમિ પર અને કેળવણીના ક્ષેત્રમાં કોને મોહ નથી પમાડ્યા? મોજમજાહના સાધન માટે આપણે સીનેમા ફીલમનો ઉપયોગ કરીએ છીએ. કેળવણીના ક્ષેત્રમા તેનો ઉપયોગ કરવા આપણા કેળવણીમંડળોની હજુ ઉંઘ નથી ઉડતી. આપણે હમેશા જગત પાછળ જ રહેવા સરજાએલા લાગીએ છીએ. સાચું સચોટ શિક્ષણ સીનેમા ફીલ્મ આપે છે એ જાણવા છતા તેનો ઉપયોગ કરવા જેટલી શક્તિ નથી ધરાવતા એ કેટલું કંગાલપણું? હીંદની કોઇ પણ શાળા પાઠશાળામાં ક્યારેય શિક્ષણ સીનેમા ફીલમ દ્વારા અપાતું સાંભળ્યું છે? અમેરિકા, જર્મની અને યુરોપના આગળ વધેલા દેશોમાં નિયમિત શિક્ષણ ફીલમ દ્વારા અપાય છે ત્યાંના કેળવણીમંડળો આ ધંધાની મહત્તા સમજે છે. જનતાને આ વિદ્યાના જમાનામાં તેની કેટલી આવશ્યકતા છે તે ત્યાંના તંત્રાધિકારીઓ બરાબર સમજે છે—જાણે છે. મોટા મોટા નામવાળા આપણા વિદ્યાલયોને પશ્ચિમની કેળવણીની સંસ્થાઓ તરફથી ઘણું શીખવાનું બાકી છે. કેળવણીના વ્યાપારને ઉચ્ચ-સાત્કારિક બનાવો આ દેશની સમૃધ્ધિ થોડા જ વખતમાં વધી જશે. એક કરતા અનેક હુન્નર ઉદ્યોગો તમારી જ કંગાલ ભુમિમાં પ્રકટી તમારા ગામને, પ્રાંતને, દેશને, સામ્રાજ્યને ઉન્નતિને શીખર મુકી દેશે. તમારૂં સ્વાતંત્ર્ય અને નૈતિક ઉચ્ચતા તમારી ઉન્નતિના શિખર જાતે ન ક્યારે ચઢાવશે. તેની જ્યોત દશે દિશામા પ્રસારી તમારા રાષ્ટ્રની કીર્તિ સૂર્ય સમાન તેજસ્વી બનાવી બીજાને પો જશો. સ્વતંત્ર જાપાનને જોઇ આપણે શું અંજાઇ નથી જતા?

હીંદના કેળવણીમંડળો, વિદ્યાલયો, સામ્રાજ્યોના સંચાલકો અને રાષ્ટ્રનેતાઓ સીનેમા ફીલ્મને કેળવણીના મહાન સાધન રૂપ વાપરવા પ્રેરાઓ! (સંપૂર્ણ.)



# કામદાર સંઘની યોજના

લેખક :—રા. "એ. પી"

### કામદાર સંઘ

કામદાર વર્ગના ઉત્કર્ષ અને હિતને વાસ્તે એક સંસ્થા સ્થાપવાની જરૂર છે. એનું નામ કામદાર સંઘ હોય, એના સભાસદો સામાન્ય રીતે કામદાર સ્ત્રી પુરૂષો–ખાણ, કારખાનાં, રેલ્વે, છાપખાનાં, ઑફીસો ખેતરો વગેરેમાં કામ કરીને મહેનત મજૂરી કરીને જીવતાં–થઇ શકે આ સંઘમાં કારખાનાના માલીકો કે માલદારો જોડાઇ શકે નહિ. જેમને માલમીલ્કત, જરજમીન ન હોય, પણ જેઓ પોતાની મહેનત વેચીને ગુજારો કરતા હોય તેમના હક્ક અને હિતને ખાતર લડવાનો આ સંઘનો ઉદ્દેશ હોય.

### સંઘનો ઉદ્દેશ

ઇશ્વરે પેદા કરેલા સર્વ માણસોની સામાજીક અને આર્થિક રિથતિ એક સરખી કરવાનો, મહેનત કરનારને જ રહેવું બધું પરિણામ મળે અને મહેનત ન કરનાર સમાજના દુશ્મન ગણાય એવી રિથતિ સમાજમાં પેદા કરવાનો આ સંઘનો ઉદ્દેશ હોય. સંઘ એવી માન્યતાથીજ સ્થપાય કે જમીન અને તેની અંદર કે ઉપરની કુદરતી પેદાશો ખાનગી વ્યક્તિઓની નહિ પણ આખા સમાજની સામાન્ય' મીલ્કત છે. વળી કારખાનાં, હથીઆર, સાંચા વગેરે પણ સામાન્ય કામદારોની મહેનતથી બન્યું હોવાથી તે બધાં પણ આમ પ્રજાની મીલ્કત બને.

### શક્યાશક્યતા

આ રિથતિ શક્ય છે કે નહિ? આ પ્રશ્ન હરકોઇને સ્વભાવિક જ થાય. અત્યારનો માનવસ્વભાવ બદલાઇ ન જાય ત્યાં સુધી આ રિથતિ અશક્ય છે એમ ઘણાને લાગે. પણ આપણને અશક્ય લાગતી ઘણી વસ્તુઓ બની છે. સાઠ વરસ પહેલાં બળદ કે ઘોડા વિના ગાડી દોડે એ આપણને અશક્ય લાગતું, અને આજે વિજળીક યંત્રથી ટ્રામો અને ગાડીઓ દોડી રહી છે. આમ 'અશક્ય' જેવું કશું છે જ નહિ

### 'સંઘ'ની જરૂર

ઘણાને આ ચળવળ નકામી લાગે આવી ચળવળની જરૂર શું છે એમ પણ કોઇને થાય. એનાં થોડાંક કારણની તપાસ કરીએ.

ચાર પાંચ વર્ષ સુધી દુનીઆને નિર્યુદ્ધ બનાવવા માટેના યુધ્ધમાં જગતની બધી પ્રજા એક બીજાની કાપાકાપીમાં મચી રહી હતી. અને એ યુધ્ધ પુરૂં થયા પછી હવે આવતી લડાઇને માટે બધી મૂડીદાર પ્રજાઓ જોઇતાં લશ્કરી, દરિયાઇ અને હવાઇ સાધનોની તૈયારી કરી રહી છે. આની વિરુધ્ધ ચળવળ કરવાની જરૂર નથી?

દેશમાં અનેક બેકારો વધી રહ્યા છે. અસહ્ય ગરીબીને લીધે તેઓ અવર્ણનીય દુઃખ સહી રહ્યા છે. તેઓ કામ કરવાને યોગ્ય છે અને તૈયાર પણ છે. છતાં તેઓ કામે કેમ નથી લાગતા? માલીકો અને રાજદ્વારીઓ એનો ઉત્તર આપે છે કે

તેમના કામની દેશમાં જરૂર અને કીમત નથી, પણ આ વાત સાવ જૂઠી છે. એક માણસ મહિને રા. ૩૦નું કામ કરે ને એક લાખ કામદારો (કે જે બેકારોની ઓછામાં ઓછી સંખ્યા છે) તે દર માસે ઓછામાં ઓછા રૂ. ૩૦૦૦૦૦૦નો માલ પેદા કરી શકે. દુનીઆના કામદારો એક બીજાને માટે કામ કરીને જ જીવે છે. સાંચા પર કામ કરનાર સાંચા ખાઇ શકતો નથી કે છાપખાનાંનો કામદાર બીબાં ચાવી શકતો નથી બધા કામદારોને એક બીજાની જરૂર છે. દરેક કામદાર પોતાને જરૂરનું પેદા કરીને બીજાને વાસ્તે પણું ફાજલ પાડી શકે. આ જ દલીલ બેકારોને લાગુ પડે છે. કામદાર સંઘ એમ ઇચ્છે કે બધા મહેનત કરીને માલ પેદા કરે. અને બધા સરખા રીતે સમાન હકકથી :કોઇ પણ જાતના ભેદ વિના એનો ઉપયોગ કરે.

પણ અત્યારે તો સ્થિતિ એવી છે કે કારખાનાં, સાંચા, હથિઆર કામદારો બધું હોવા છતાં બેકારો કામે લાગી શકતા નથી, કારણ કે અત્યારની મૂડીવાદી સમાજનો મુખ્ય કાયદો એ છે કે જો કોઈ પણ કામદાર પોતાના માલીકને નફો ન કરી આપી શકતો હોય તો તે કામ કરી શકે નહિ. કામદારે પોતે પેટ પૂરું કમાતા પહેલાં પોતના પ્રભુને-કારખાનાના માલીકને નફો કરી દેવો જોઇએ. આ વિરૂધ્ધ શું ચળવળ કરવાની જરૂર નથી ?

મ્હોટાં શહેરોમાં રહેઠાણની જગાની ભારે તાણ છે એ સહુ કબુલ કરે છે. મુંબાઇ, અમદાવાદ, સુરત વગેરેમાં ભાગ્યેજ કોઇ સાધારણ ઘર ખાલી જડે છે. લોકો ઘરની શોધમાં મથી રહ્યા છતાં તેમને તે મળતાં નથી, અને હજારો બલ્કે-લાખો માણસોને માનવી રહેઠાણને માટે નાલાયક એવી ના તંદુરસ્ત સાંકડી જગાઓમાં રહેવું પડે છે. આ વાસ્તે શું યોગ્ય ચળવળ કરવાની જરૂર નથી ?

બધી જાતના કામદારોની રોજીમાં ભારે ઘટાડો કરવાને તેમના માલેકો તલપી રહ્યા છે. આ ઘટાડાની અસર પોતાના પર શું થાય તે પણ કામદારો બરાબર જાણે છે. માલેકો કહે છે કે બજારમાં વસ્તુઓના ભાવ ઉતરી ગયા હોવાથી રોજી ઘટાડવાની જરૂર પડી છે. આ દલીલ હવે કોને અજાણી છે ! આ દલીલ ને પરિણામે તો કામદારોની સ્થિતિ કદી સુધરે જ નહિ; કારણ કે બજારમાં ચીજોના ભાવ પ્રમાણે જ કામદારોને રોજી મળતી રહે.

પણ બજારમાં ભાવ ઉતર્યો છે એ વાત પણ સાચી નથી; ખોરાકીના અને કપડાં લત્તાના ભાવ તો ઉલ્ટા વધતા ચાલ્યા છે. આમ જો ભાવ વધે અને રોજી ઘટે તો પરિણામ શું આવે ? આ વિષે ચળવળ કરવાની જરૂર નથી ?

અને છેલ્લું પણ સૌથી અગત્યનું તો એ છે કે દેશમાં જ્યારે આમ ચોતરફ ગરીબી ફેલાઇ રહી છે, બેકારો વધી ગયા છે ત્યારે આમવર્ગના લોહી પર જીવતો ખાસ વર્ગ માલીક યા શેઠવર્ગ-બાળસુવર્ગ ભારે અમન-ચમન ઉડાવી રહ્યો છે; પોતાના શોખ અને વિલાસ પાછળ અને ઘોડાની શરતો પાછળ હજારો અને લાખો રૂપીઆ ઉડાવી રહ્યો છે ! આ વિરૂધ્ધ શું ચળવળ કરવાની જરૂર નથી ?

### મૂડીવાદીઓની મનોદશા

ઉપરનું વાંચતાં તમને જરૂર લાગ્યું હશે કે આ બધા વાસ્તે ચળવળ કરવાની જરૂર તો છે, પણ આ સ્થિતિ પેદા કરવા વાસ્તે જેમને દોષ દેવામાં આવે છે તે મૂડીવાદીઓને આ સ્થિતિ સમજાવવાથી તેઓ ન સુધાર એટલા સ્વાર્થી કે અક્કલહીણુ નથી. મૂડીવાદીઓ અક્કલહીણુ નથી એ વાત કબૂલ

છે, પણ તેઓ નિઃસ્વાર્થ તો નથીજ. તેઓ તો શરીરની રગેરગે સ્વાર્થી છે. આચારની સ્થિતિ તેમણે પોતે પેદા કરી છે: અને બની શકે ત્યાં સુધી ટકાવી રાખવા ઇચ્છે છે; કારણ કે તેમણે પોતાની રોકેલી થાપણ પર દશ વીસ ગણા નાણાં મેળવી લીધાં છે; હવે થોડાં વરસ તેમને બહુ નફો ન થાય ત્હેની તેમને પરવા નથી; કારણ કે હાલની કચડી નાખતી સ્થિતિમા કામદારોને અને બેકારોને બહુ શોષાવું અને સહન કરવું પડતું હોવાથી એ દુઃખના મૂળરૂપે કામદારોની ઉન્નતિની હિલચાલને અને વારંવારની હકને માટે પડતી હડતાલોને માલેકો બતાવી શકે; અને એ રીતે કામદારોના ઉધ્ધારની ચળવળને જ તેમના ધિક્કારમા આણવાથી મૂડીદારો સ્હામેનો ભ્ભરો ફાટી દૂર થાય. કામદારોના ઉધ્ધાર માટે આ સસ્થા કરવા ધારે તેવી દરેક ચળવળ સ્હામે માલેકો અને મૂડીવાદીઓનો વિરોધ રહેવાનો જ કારણ કે કામદારોના અજ્ઞાન અને ગુલામી વૃત્તિમાથીજ ત પોતાની મૂડી પેદા કરી પેલાને ગુલામીમા મજબૂત કરી શકે છે. આ આજના હિંદનાજ નહિ, પણ આખા જગતના મૂડીવાદીઓની મનોદશા છે. આ સ્થિતિ મટાડવા શું ચળવળ કરવાની જરૂર નથી?

"હજ" એજ તમારો—તમે જો કામદાર હો અગર મૂડીદાર ન હો તો—ઉત્તર આવે એ ચોક્કસ છે. ઉપર જણાવેલી અને બીજી ઘણી બાબતો એવી છે કે જેને માટે વ્યક્તિ ગત કામદારો કે તેમના હિતાર્થે કામ કરતા અમુક સમાજસેવકો કરતાં ખુદ કામદારોનોજ બનેલો સંઘ બહુ અસરકારક અને સીધી રીતે સંગીન કામ કરી શકે, અને કોઇ બીજા સાધન મારફત લડવાને બદલે કામદારો પોતે સીધા જ પોતાને થતા અન્યાયો સામે લ્હડી શકે.

આ યોજના છે. એમાં દરેક લીટીએ સુધારા ને ફેરફાર ને અવકાશ છે. પણ એનો ઉદ્દેશ ન બદલી શકાય એવો છે. આપણા દેશના આ યોજના વાચી શકે એવા કામદારો, કામદારોને માટે કામ કરતા 'સમાજ સેવાસંઘ' જેવા સંસ્થા ા કાર્યકર્તાઓ, કામદારોના પ્રશ્નોના અભ્યાસકો, કામદારોની સસ્થાઓ અને 'મજૂર સદેશ' જેવાં વર્તમાનપત્રો તથા કામદારોના હિત જેને હૈયે હોય એવા બધા સજ્જનો આ યોજનાની યોગ્યાયોગ્યતા પર છૂટથી ચર્ચા કરી તેને યોગ્ય લાગે કાંઇક મૂર્ત સ્વરૂપ આપવા પ્રયત્ન કરે એ ઇચ્છવા જોગ નથી?

(સંપૂર્ણ)



# મેઘ મલ્લાર

અનુવાદક :—પ્રૉ. હરિલાલ મૂળશંકર મુલાણી
ચિત્રકાર :—રા. દત્તાત્રય

( ૧ )

દશપારમિતાના મંદિરના ચોકમાં તે દિવસ મદારીના ખેલ જોવા માટે જે અનેક સ્ત્રી પુરુષો એકઠાં થયાં હતાં તેમાં પ્રદ્યુમ્ન આગળ પડતો જણાતો હતો.

જ્યેષ્ઠ માસની સન્ક્રાન્તિનો દિવસ હતો, દશપારમિતાનું પૂજન કરવા ચારે પાસના ગામડાંઓથી કન્યાઓ આવી હતી. એ જ ઉત્સવને અંગે અનેક મદારીઓ, ગાયકો અને વાજકો મંદિરમાં ભેગા થયા હતા; અનેક માળી લોકો નાનાવિધ સુન્દર પુષ્પોની માળા અને વેણીઓ ગુંથી બાલિકાઓ માટે વેચવા લાવ્યા હતા; એક વ્યાપારી મગધથી બહુમૂલ્ય રેશમી સાડીઓ અને ઓઢણીઓ વેચવા લાવ્યો હતો, અને એની જ દુકાને કન્યાઓની ઠઠ જામી હતી. પ્રદ્યુમ્ને સાંભળ્યું હતું કે જ્યેષ્ઠ સન્ક્રાન્તિને દિવસે દશપારમિતાના ઉત્સવ પર એક પ્રખ્યાત ગાયક અને બીન બજાવનાર આવશે. એને જોવા-સાંભળવા માટે જ એ આજે મન્દિરે ગયો હતો, પણ આખો દિવસ શોધવા છતાં એ પ્રખ્યાત પુરુષનાં દર્શન એને થઇ શક્યાં નહીં.

સન્ધ્યા થવા આવી ત્યારે મંદિરના આંગણામાં એક મદારી સાપના અદ્ભુત ખેલ બતાવવા લાગ્યો; અને તુરંજ અનેક કુતુહલ પ્રિય બાલક બાલિકાઓ એની આસપાસ એકઠાં થઇ ગયાં. થોડી વારમાં તો એ જગ્યાએ ખૂબ ભીડ જામી ગઇ. પ્રદ્યુમ્ન પણ એ ટોળાંમાં જ ઉભો હતો પણ પ્રથમથી જ એનું મન સાપના ખેલમાં લાગેલુ ન હતું તે ભીડમાંના પ્રત્યેક પુરુષ પ્રત્યે લક્ષપૂર્વક જોતો હતો, એમ ધારીને કે કદાચ ચ્હેરા કે હાવભાવ ઉપરથી પેલો બીન વગાડનાર પરખાઇ આવે. ઘણી વાર જોયા પછી એને એમ જણાયું કે એ ભીડમાંનો એક પ્રૌઢ પુરુષ તેના પોતાના પ્રત્યે જ તાકીને જોઇ રહ્યો હતો. એનો પોષાક અતિ જીર્ણ અને મલીન હતો. કોણ જાણે કેમ પણ પ્રદ્યુમ્નના મનમા થયું કે એ જ પેલો ગાયક. લોકોને ખસેડી પ્રદ્યુમ્ન તેના તરફ જવા લાગ્યો એટલે તેણે ઇશારાથી પ્રદ્યુમ્નને ભીડની બહાર નીકળવા સમજાવ્યું.

બહાર નીકળી પ્રૌઢે તેને પૂછ્યું "હું અવન્તીનો ગાયક સુરદાસ; તું મને જ ખોળે છે ને?"

પ્રદ્યુમ્નને આશ્ચર્ય થયું-પોતાના મનની વાતની આને ક્યાંથી ખબર!

પ્રૌઢે કહ્યું; "તું મને અજાણ્યો નથી. તારા પિતા સાથે એક વખત મારી ગાઢ મિત્રાચારી હતી હું કાશી જાતો ત્યારે તારા પિતાને મળ્યા વિના રહેતો જ નહીં. તને પણ-તું બહુ જ નાની ઉમ્મરનો હતો ત્યારે મેં જોયો હતો."

" તમે અહીં ક્યાં ઉતર્યા છો ? "

" નદી કાંઠે એક જીર્ણ મંદિર છે, એ જાણે છે ? "

" હા સમજ્યો. ત્યાં એક સન્યાસી રહે તો હતો ને ? "

" હા, એ હજી પણ ત્યાં જ છે. કોઈ દિવસ એ તરફ આવી મારી સાથે એનાં દર્શન કરજે. તું અહીં ક્યાં રહે છે ? "

" ત્રણ વર્ષથી અહિંના વિહારમાં અભ્યાસ કરૂં છું. તમે મંદિરમાં કેટલા દિવસ રહેશો ?"

" તે હું પછી કહીશ, એક બે દિવસમાં જ મને મળી જજે. "

પ્રદ્યુમ્ને પ્રણામ કરી વિદાય લીધી.

હજી સંધ્યાકાળ થયો નહોતો. જે ટેકરી ઉપર મંદિર હતુ તેની જ બન્ને પાસથી ઢાળવાળો રસ્તો હતો, જેના પર થઇ મેળામાં આવેલી બાલિકાઓ ઘેર પાછી ફરતી હતી. આ બાલિકાઓનાં ટોળાંમા કોઇને શોધતી પ્રદ્યુમ્નની દૃષ્ટિ આમ તેમ ફરી વળી. પછી તુર્ત તે એ લોકોની આગળ નીકળી જઇ ઉતાવળે પગલે ચાલવા લાગ્યો.

આચાર્ય શીલવ્રત બહુ ઉગ્ર સ્વભાવના માણસ છે. વળી પ્રદ્યુમ્નમા અન્ય શિષ્યો કરતા ચંચળતાનું પ્રમાણ વિશેષ જોઇને તેઓ એને અત્યારથી જ એક પ્રકારનાં શાસનમા રાખે છે તેમ છતાં વળી રાત પડી ગયા પછી વિહારમાં એ પાછો ફરે તો એમના કોપથી બચી કેમ શકાય ?

વાંક વળતાં જ ડાબા હાથ પર ટેકરીની આડચ નીકળી ગઇ. એ જગ્યાએ જરા ખુલ્લું હતું. પ્રદ્યુમ્ને જોયું કે દૂર, નદી કાંઠે, મંદિરનું શિખર દેખાતું હતું. શિખર ઉપર છાયાચ્છન્ન આકાશમાં પંખીનાં ટોળાં પાંખ ફફડાવતાં માળાઓમાં પાછાં ફરતાં હતાં. એથી પણ દૂર એક સામાન્ય વાદળાંનો પશ્ચિમ તરફનો છેડો સિંદુરથી રંગાયો હોય તેમ લાલ થઇ ગયો હતો.

એકાએક કોઇએ પાછળથી પ્રદ્યુમ્નનું વસ્ત્ર જરા ખેંચ્યું.

પ્રદ્યુમ્ને પાછું વળી જોયું ત્યાં વસ્ત્ર ખેંચનારીની આંખમાં કૌતુકનો વિદ્યુતપ્રવાહ ચમકી રહ્યા. એ કિશોરી, પોતાની ચંપક વર્ણી દેહલતાને ઢાંકતી નીલરંગી સાડી ફરફરાવતી ઉભી હતી। વિશેષમાં એક સરી ફૂલની માળા એના ભાલ પ્રદેશે રાજતી હતી.

પ્રદ્યુમ્ન વિસ્મયયુક્ત સ્વરે બોલી ઉઠ્યો, " ક્યાં હતી, સુનન્દા ! મેં તને આટઆટલી શોધી પણ ક્યાંય પત્તો જ ન લાગ્યો । "

પ્રથમ તો કિશોરીનું મ્હોં લજ્જાથી લાલ થઇ ગયું ; પછી જરા અભિમાનથી બોલી " અમને શોધવા સારૂં જ જાણે પોતે અહીં આવ્યા હશે, કેમ ? જે રાજ્યના મદારી લોક અને ગાયકોનાં મ્હોં જોતા જ ફર્યા કરતા હતા તે મને શોધવા જ આવ્યા હશે તો, બાપ । "

" હું સાચું જ કહું છું, સુનન્દા, હું તને જ શોધતો હતો. સંધ્યા વખતે તને શોધી, તે પહેલાં પણ તને શોધી હતી. તું કોની સાથે આવી ? "

આ વખતે ટેકરી ઉપરથી કન્યાઓનું એક જૂથ એજ રસ્તા પર ઉતરી આવતું દેખાયું. એ જોતાં જ એકદમ સુનન્દા પ્રદ્યુમ્નને પડતો મૂકી ઝડપથી ચાલવા લાગી. પાછળ અપરિચિત બાલાઓ આવી રહી છે, એવે વખતે સુનન્દાની પાછળ જવું ઠીક નહીં એમ વિચારી, પ્રદ્યુમ્ન થોડી પળ ચુપ ઉભો રહ્યો ; પછી હતાશ થઇને, માથું ઉંચું કરી, લાંબાં લાંબા પગલાં ભરતો એ ચાલવા લાગ્યો.

સન્ધ્યાનું ઝાંખું તેજ ક્યાંય વિલુપ્ત થઇ ગયું હતું ; અંધકારમાંથી ધીમે ધીમે તરલ થતું કોઇ શીતલ તેજ પસરવા લાગ્યું હતું ; પણ અન્યમનસ્ક પ્રદ્યુમ્નને એનો ખ્યાલ પણ ન હતો. થોડીવાર પછી ચમકી

તેણે જોયું કે પૂર્ણિમાનો ચંદ્ર પોતાની શુભ્રોજ્જ્વલ જ્યોત્સ્ના વડે પથ અને ઘાટ ધોળી રહ્યો હતો. દૂર, મઠનાં વૃક્ષપત્રો ચાંદનીમાં ચમકી રહ્યાં હતાં. એના અભ્યાસનું આજે શું થશે ? ત્રિપિટકનો પાઠ નહીં થાય તો આચાર્ય પૂર્ણવર્ધન એની ભર્ત્સના કરશે–તો શું થશે? આવી સુંદર રાત્રે યુગયુગના વિરહીઓની મનોવેદનાએ એને વ્યાકુળ બનાવી દીધો, અને એના અબાધ્ય મનમાં આવી સંપૂર્ણ જ્યોત્સ્નારાત્રે મહાકાષ્ટે વિહારની માનસસુંદરીની પાછળ પાછળ ફરવાની જે વૃત્તિ થઇ આવી, તે માટે શું એ એકલો જવાબદાર છે ?

દશપારમિતાના મંદિરમાં એજ વખતે સંધ્યાની આરતીના ઘંટાનાદ થવા લાગ્યા, દૂર જીર્ણ મંદિરમાં એક ઝાંખો દીવો પ્રકટ્યો. ઉત્સવ પર આવેલાં નરનારીનાં જૂથ જ્યોત્સ્ના પૂર્ણ રસ્તે જતાં ક્રમે ક્રમે બહુ દૂર અદૃશ્ય થઇ ગયાં પ્રદ્યુમ્ન વધારે વેગથી ચાલવા લાગ્યો.

રસ્તાની બાજુમાં એક વૃક્ષ ઝુમી રહ્યું હતું. તેની પાસે પહોંચતાં પ્રદ્યુમ્નને લાગ્યું કે વૃક્ષની ઓથે કોઇ ઉભું છે. વધારે પાસે જતાં એક અત્યંત પરિચિત મિષ્ટ કલરવ સમા હાસ્યના ધ્વનિથી ચમકી એ સ્તબ્ધ થઇ ઉભો રહ્યો. તેણે જોયું કે વૃક્ષની નીચે સુનન્દા ઉભી છે ; છાયેલી ઘટામાંથી ચંદ્રનાં રૂપેરી કિરણો એની સુંદર દેહલતા પર પડી અંધકાર અને જ્યોતિની જાળ આસપાસ ગુંથી રહ્યાં છે !

પ્રદ્યુમ્નને જોતાં જ માથું હલાવતી સુનન્દા બોલી ઉઠી, " વાહ રે ઝાડની પાસે તો આવીને ઉભા છો ને મને દેખતા ય નથી ! "

સુનન્દાને જોઇને પ્રદ્યુમ્નને બહુ આનન્દ થયો. તે બોલ્યો, " દેખે તે ક્યાંથી, ઝાડ નીચે છુપાઇને ઉભી છો ને. અને દેખું તોય શું ? આજ તો મને તારા ઉપર બહુ ગુસ્સો ચ્હડયો છે. સુનન્દા, સાચું કહું છું. "

" અપરાધ પોતાનો ને વળી તે પર પાછો રોષ કરવો ! તે દિવસ મેં શું કહ્યું હતું યાદ છે ? નહિ તો આખા રાજ્યના મદારીને બાજીગરન્નારે ! એમની પાસે તે શીદ જઇએ ? આવાં મેલાં કપડાં પહેરીને ! હું તો એની પાસે ઢુકું યે નહિ. "

પ્રદ્યુમ્ને કહ્યું " તું મોટા ઘરની દીકરી, તારી તો વાત જ જૂદી. પણ વાત શું હતી, શાની યાદ આપે છે ? "

સુનન્દા બોલી "જાઓ, નકામું વધારે કહેવાની મને ઇચ્છા નથી. મનમાંજ યાદ કરી જુઓ, એ શી વાત હતી ? તે દિવસ ન્હોતી કરી ?"

થોડીવાર વિચારી પ્રદ્યુમ્ન બોલી ઉઠ્યો, "હાં હાં યાદ આવ્યું. પેલી બંસીની વાત ?"

સુનન્દા અભિમાનપૂર્વક બોલી, "મેં કહ્યું નહીં કે યાદ કરી જુઓ. હું તો બપોરની મંદિરમાં આવી બેઠી હતી. આવવા ટાણે વળી......જાઓ જાઓ."

પ્રદ્યુમ્ન હસી પડ્યો : "વારુ સુનન્દા, તેં મને જોયોજ હતો ત્યારે બોલાવ્યો કેમ નહીં ?

સુનન્દાએ કહ્યું. "હું કંઇ એકલી હતી કે ? હા, બપોરે તો હું એકલી આવી'તી. પણ ત્યારે તો તમે આવ્યા ન્હોતા, પછી તો મારા ગામની બધીએ ય છોકરીઓ આવી ને, પછી કેવી રીતે બોલાવાય ?"

પ્રદ્યુમ્ને કહ્યું. " ચાલો, નક્કી થયું કે વાંક મારો જ થયો છે, પછી ? પણ તું જે આ મદારી અને વાજાં વગાડનારાની વાત વારે વારે કહાડે છે, તે માટે કહું છું કે કંઇ એમને શોધતો ન હતો. હું તો અવન્તીથી એક પ્રખ્યાત ગાયક અને વીણાવાદક આવનારો હતો એની શોધમાં હતો. તું તો જાણેજ છે કે મને વીણા શીખવાનો કેટલો મોહ છે. એટલે એને ખોળવા માટેજ હું ચારે કોર ફરતો હતો. એને છેક સાંજે મળી શક્યો.



"વાહ રે ઝાડની પાસે તો આવીને ઉભા છો
ને મને દેખતા ય નથી !"

એ નદીકાઠે પેલા જીર્ણ મંદિરમાં ઉતરેલ છે. એ તો જાણે ઠીક, પણ તારા બાપુ ક્યાં છે ?

સુનન્દા બોલી, "બાપુજીને તો મહારાજાએ બોલાવ્યા છે તે ત્રણ ચાર દિવસ થયા કૌશામ્બી ગયા છે."

પ્રદ્યુમ્ન એકાએક અટ્ટહાસ્ય કરી બોલ્યો, "હાં–હવે સમજાયું ! મને નવાઇ લાગતી હતી કે આટલી મોડી રાત સુધી સુનન્દા અહીં—"

પ્રદ્યુમ્નનાં મોંને બે હાથથી દબાવતી સુનન્દા લજ્જિતભાવે બોલી ઉઠી, "ચુપ ચુપ, તમને તે કંઇ ભાન છે કે લોકો આરતીમાંથી પાછાં ફરે છે તે સાંભળશે ?"

હસવું ખાળતો પ્રદ્યુમ્ન બોલ્યો, "પણ આજ રાતે તારા બાપુ ઘેર આવી ગયા હશે તો શું કરીશ ?"

"આવવા દો આવતા હોય તો. કહીશ કે હું આરતીનાં દર્શન કરવા રોકાણી હતી, કોણ જાણવાનું છે ?'

સુનન્દાના સુમકિન પુલપાંખડી જેવા સુંદર જમણા હાથને પોતાના હાથમાં લેતો પ્રદ્યુમ્ન બોલ્યો, "રહેવા દે ત્યારે, એ વાત જવા દઇએ. ચાલ સુનન્દા ! તને વાંસળી સંભળાવું ;

અત્યારે મારી પાસેજ છે. સાચું કહું ?– તને એ સંભળાવવાજ સાથે લાવ્યો છું. વળી તને સંભળાવવાજ પેલાને શોધીને બીન વગાડતાં શીખવાની મને ઇચ્છા થઇ હતી ”

બન્ને નદી તીરે આવ્યાં, પણ પ્રદ્યુમ્નમાં એકાએક નિરુત્સાહ વ્યાપી ગયો. એ વાંસળી વગાડવા બેઠો, પણ કોણ જાણે કેમ એ વાંસળીમાં એનો જીવ લાગ્યો નહીં–વાંસળીનો સૂર જામ્યો નહીં. આ પહેલાં ઘણી વાર બન્ને જણાં નિર્જનમાં એકલાં બેઠાં હોય ત્યારે પ્રદ્યુમ્ન પોતાની બંસરી છેડતો અને કેટલી યે વાર સુધી સુનન્દા મુગ્ધ બની એ સાંભળી રહેતી. જ્યારે પણ પ્રદ્યુમ્ન વિહારની બહાર ફરવા નીકળે ત્યારે વાસળી તો એની સાથેજ હોય. ઘણીવાર તો પ્રદ્યુમ્નની વાસળીના મધુર સ્વપ્નમય સૂર સાંભળતાં બન્ને જણાં બપોરના સૂર્યનો તાપ રાતાશ પકડે ... ને વિલીન થઇ જતો ત્યાં સુધી મંત્રમુગ્ધ બની બેસી રહેતાં; પણ બન્ને એકલાં હોય ત્યારે પ્રદ્યુમ્નને આજની માફક નિરુત્સાહિત બનતો સુનન્દાએ પહેલાં કદિ જોયો ન હતો

કોણ જાણે કેમ પણ પ્રદ્યુમ્નના મનમાં આજે વારંવાર પેલા જીર્ણવસ્ત્ર પરિધાન કરેલા અદ્‌ભૂત ગાયક સૂરદાસની વાત ખડી થતી હતી. વિહારના કલાકુશલ ભિક્ષુ વસુવતના દોરેલાં "જરા"ના ચિત્રના જેવોજ કરચલીઆળી ચામડીવાળો અને શીર્ણદર્શન એ સૂરદાસ! પુરાતન પોથીનાં શોજ પત્રના જેવો ફીકો અપ્રીતિકર એનો એક પ્રકારનો ઝાંખો લાલ રંગ!

( ૨ )

બીજે દિવસે સવારે પ્રદ્યુમ્ન નદી તીરે આવેલા પેલા જીર્ણ મંદિર ગયો. અંદરની દેવમૂર્તિ ઘણા દિવસથી અદૃશ્ય થઇ ગઇ હતી. ચારે પાસની દિવાલોમાં મોટી ફાટો પડીને સાપ વીંછીના વાસ થયા હતા. પાસેના ગામનાં લોકો કોઇ ત્યાં જતાં નહી. એક માત્ર કોઇ આજીવક સન્યાસી ત્યાં આજ સાત આઠ માસથી આવી રહેલા હતા. એના બે ચાર શિષ્યો હમણાં હમણાં એની પાસે ગામમાંથી જતા આવતા, એટલે આજકાલ મંદિરનો માર્ગ પહેલાની અપેક્ષાએ કંઇક સુધર્યો હતો.

અર્ધ અંધકારમય મંદિરે સૂરદાસ સાથે પ્રદ્યુમ્નનો મેળાપ થયો. પ્રદ્યુમ્નને જોઇને સૂરદાસ ઘણો આનન્દ પામ્યો, અને બોલ્યો "ચાલ બહાર જઇ બેસીએ, અહીં તો બહુ અંધારૂ છે."

બહાર જઇ પ્રકાશમાં સૂરદાસે પ્રદ્યુમ્નનું મ્હોં ધરી ધારીને જોયું; પછી મનમાં બોલ્યો 'થશે, તારી માફકજ થશે. મને એ ખાત્રી થાય છે"

પ્રદ્યુમ્ને સૂરદાસને હજી જ જોતાં જે ... અનુભવ્યુ હતુ, પાસે આવતાં તે ફરી ... અને ભાન થયુ કે એ પુરૂષના મુખ પર એક પ્રકારનો કઠોરભાવ છવાયલો હોવા છતા એમા પ્રતિભા હતી.

સૂરદાસે કહ્યું, "મને લાગતું જ હતું કે તું આજે આવીશ તારા પિતા તો એક પ્રસિધ્ધ ગાયક હતા. તું કંઇ શીખ્યો છે ?"

પ્રદ્યુમ્ને લજ્જિત મુખે ઉત્તર આપ્યો, "થોડી વાસળી વગાડતા શીખ્યો છું."

સૂરદાસ ઉત્સાહથી બોલ્યો, "ત્યારે તો ઠીક. તારા પિતાને ન જાણતું હોય એવું માણસ અહીં આસપાસમાં ભાગ્યેજ કોઇ હશે. દરેક ઉત્સવ વખતે કોશામ્બિથી તારા પિતાનો નિમન્ત્રણપત્ર આવતો. હાં, મેં સાંભળ્યું છે કે તું વાંસળીમાં મેઘમલ્લાર બહુ સુંદર વગાડે છે ?"

વિનીતભાવે પ્રદ્યુમ્ને કહ્યું "કંઇ ખાસ જાણું છું એમ નહીં, જે મનમાં આવે તે વગાડું છું. તેમાં કોઇ વાર મેઘ મલ્લાર પણ વગાડું છું ખરો."

સૂરદાસે કહ્યું, "જરા સંભળાવ તો ખરો, જોઇએ તને કેવું આવડે છે ?"

વાંસળી તો બધો વખત પ્રદ્યુમ્ન પાસે જ રહેતી. ક્યારે સુનન્દા સાથે મેળાપ થઇ જશે તે કહેવાય નહીં ને !

પ્રદ્યુમ્ને બંસરી બજાવવા માંડી. એના પિતાએ એને બાલ્યકાલમાં સંગીત શીખવ્યું હતું, તે ઉપરાંત સંગીતના વિષયમાં એનામાં એક પ્રકારની સ્વાભાવિક ક્ષમતા હતી. તેનો આલાપ અતિ મધુર હતો. લતા પત્ર ફુલ ફળમાંથી ઉદાર નીલ આકાશ અને જ્યોત્સ્ના રાત્રિ મર્મભેદી જે રસ ઝરી રહે છે તે રસ એની બંસરીના સૂરમાંથી જાણે મૂર્તિમંત થઇ ઉઠયો. સૂરદાસને એટલી આશા નહીં હોય, કેમકે ગાન પૂરૂં થતાં તેણે પ્રદ્યુમ્નને આલિંગન કરી કહ્યું, "ઇંદ્રધુમ્નનો દીકરો આવો કુશળ થાય એમાં નવાઇ નહીં. મને પહેલા જે લાગ્યું હતું તે સત્ય છે,—તારાથીજ એ થશે."

પોતાની પ્રશંસા સાભળી પ્રદ્યુમ્નનું તરૂણ મ્હોં લજ્જાથી લાલ થઇ ગયું.

બીજી થોડી આડી અવળી વાતો થયા પછી જ્યારે પ્રદ્યુમ્ન રજા માગી ઉઠયો ત્યારે સુરદાસે તેને કહ્યું, "સાંભળ પ્રદ્યુમ્ન, એક છાની વાત તને કહેવાની છે. તને એ કહેવા માટે મેં પહેલાં પણ તારી શોધ કરી હતી; ને તને મળ્યાથી મને બહુ સારૂં લાગ્યું હતું. પણ એ વાત કહું તે પહેલાં તારે પ્રતિજ્ઞા લેવી પડશે કે એ વાત કોઇને પણ તારે કહેવી નહીં."

પ્રદ્યુમ્ન ઘણો વિસ્મિત થયો. આ માણસ સાથે હજી તો એક દિવસનો પરિચય થયો છે ત્યાં એ એને છાની વાત તે શી કહેવાનો હતો ?

તેણે કહ્યું, "વાત શું છે તે જાણ્યા સિવાય શી રીતે......?"

સુરદાસે કહ્યું, "એમ વ્હેમમાં ન પડીશ. કંઇ અનિષ્ટજનક વાત હત તો હું તને કહેવાનો પ્રયત્ન પણ ન કરત."

વાત જાણવાની એટલી તિવ્ર જિજ્ઞાસા પ્રદ્યુમ્નના મનમાં પ્રકટી કે તેણે કોઇની પાસે એ વાતનો પ્રકાશ ન કરવાનું સુરદાસને વચન આપ્યું.

ધીમે અવાજે સુરદાસ કહેવા માંડયો, "આ નદીનો પણે જ્યાં મોટો વાંક વળે છે તેની સામેના ખડક પર એક મેદાન છે, તે જાણે છે ? એ જગ્યાએ પ્રાચીન કાળમાં એક સરસ્વતિ મંદિર હતું. એમ સાંભળ્યું છે કે આ દેશના મોટા મોટા ગાયકો થઇ ગયા તે અભ્યાસ પૂરો કર્યા પછી એ મન્દિરે આવી પોતાના ગાયનથી દેવીને તુષ્ટ કર્યા પહેલાં જીવનવ્યવસાય આરંભતા નહીં. એ વાતને ઘણો કાળ વહી ગયો છે. ત્યાર પછી મંદિર ભાંગી ગયું. તેનું ખંડીએર એ જગ્યાએ ખડું છે. એ જગ્યાએ બેસી આષાડી પૂર્ણિમાની રાત્રે હજી કોઇ ઉદાત્તભાવે મેઘ મલ્લાર ગાય તો સરસ્વતિદેવી સાક્ષાત્ તેને દર્શન દે છે. આ વાત આ દેશના લોકો જાણતા નથી. આષાઢ, શ્રાવણ અને ભાદ્રપદ, એ ત્રણે માસની પૂર્ણિમાએ એવી રીતે દેવીનાં દર્શન પ્રાપ્ત થાય તો એના વરથી ગાયક પોતાની કળામાં સિધ્ધિ પામે. એનો વર પામ્યા પછી સંગીતનો કોઇ પણ વિષય એ ગાયકથી અજ્ઞાત રહે નહીં. પણ જે ગાયક આ વર માગે તે અવિવાહિત હોવો જોઇએ. મને થયું કે આવતી પૂર્ણિમાએ તું અને હું મળી આ બાબતની પરીક્ષા કરી જોઇએ. તારો શો મત છે ?"

સુરદાસની વાત સાંભળી પ્રદ્યુમ્ન અવાક્ થઇ ગયો. એ બને કેમ ! આચાર્ય વસુવ્રતે ઘણીવાર કલા વિષે વ્યાખ્યાન આપતાં આપતાં કહેલું કે કલાની અધિષ્ઠાત્રી દેવી સરસ્વતિની જે મુર્તિ આર્યોએ માની છે ને

કલ્પના માત્ર છે; વાસ્તવતાનો એમાં કશો સંપર્ક નથી. એ ખરેખર નજરોનજર દેખાય એ શું સંભવિત છે ?

પ્રદ્યુમ્ન ચૂપ રહ્યો.

સુરદાસે જરા વ્યગ્ર ભાવે પૂછ્યું, "શું તારો મત નથી પડતો ?"

પ્રદ્યુમ્ને કહ્યું, "એમ નહી, પણ મને વિચાર થાય છે કે એ વાત તે બને કેમ ?—"

સુરદાસે કહ્યું, "એ બાબતમાં તું નિશ્ચિન્ત રહે. એની સત્યતા તો તું તારી પોતાની આંખે જ જોજે. તને વાંધો ન હોય તો આવતી પૂર્ણિમાએ હું બધો બંદોબસ્ત કરી રાખીશ."

સુરદાસની વાત સાંભળી પ્રદ્યુમ્નના મનમાં કોઇ અજબ પ્રકારનું કુતૂહલ થયું. તેણે માથું ધુણાવી કહ્યું, "ભલે, કરી રાખજો, હું આવીશ."

સુરદાસે કહ્યું, "ચાલો, ઘણો આનંદ થયો. વચ્ચે વચ્ચે એક બે વાર તું અહીં આવી જજે. તૈયારીમાં તારે પણ એક બે કામ કરવાં પડશે તે હું તને બતાવીશ."

એક વાર ફરી સમ્મતીદર્શક રીતે માથું ધુણાવી પ્રદ્યુમ્ને વિદાય લીધી.

તે પછી તે ચિંતિત ભાવે વિહારને રસ્તે વળ્યો.

તેના મનમાં થતું હતું—દેવી સરસ્વતિ સાક્ષાત્ ! શ્વેત પદ્મવર્ણી ! ઓજસ્વી મુખ શ્રી વાળી ! કેવી સુન્દર હશે ? પણ આચાર્ય વસુનતના મત પ્રમાણે તો......

( ૩ )

ભદ્રાવતી નદીને તીરે એ વખત શાલ-પીપળા—નક્તમાલનાં વનમાં ઘનઘોર વર્ષા જામી. સમસ્ત આકાશમાં જાણે કોઇ વિરહિણી પુરસુન્દરીનો અસ્તવ્યસ્ત મેઘવર્ણ કેશ કલાપ જ પાથરી દીધો હોય નહીં ! મેઘલી રાતનો ઘનાન્ધકાર તે જાણે એના પ્રિયવિહોણા પ્રાણની નિબિડ નિર્જનતા જ હોય નહીં ! દૂર વનમાં સંભળાતો ઝંઝાવાત એ જાણે એનો દીર્ઘ નિઃશ્વાસ જ હોય નહીં ! અવિશ્રાંત પણે ઝરઝર વરસતો વરસાદ એ જાણે એનાં ચક્ષુ દ્વયમાંથી પડતી અશ્રુધારા જ હોય નહીં ! અને મેઘમેદુર આકાશમાં ચમકતી વીજળી એ તેના હતાશ પ્રાણમાં આશાની ક્ષણિક ચમક જ જાણે હોય નહી ! એમ ભાસતું હતું.

આષાડી પૂર્ણિમાની રાત્રે સુરદાસની સાથે પ્રદ્યુમ્ન પેલા ટેકરા પરના મેદાનમાં ગયો. તેઓ ત્યાં પહોંચ્યા ત્યારે વાદળાંઓથી સમસ્ત આકાશ ઘેરાઇ ગયું હતું અને બધે અંધકાર વ્યાપી ગયો હતો.

સુરદાસના કહેવાથી પ્રદ્યુમ્ને નદીમાં સ્નાન કરી વસ્ત્ર બદલ્યું. સાથીની પૂજા સામગ્રી પરથી પ્રદ્યુમ્નને લાગ્યું કે એ તાંત્રિક હોવો જોઇએ. એના વિહારમાં એક ભિક્ષુ યોગાચાર્ય પદ્મસંભવનો શિષ્ય હતો. એની પાસેથી તાન્ત્રિકવિદ્યા સંબંધે એણે થોડું ઘણું સાંભળ્યું હતું. લાલ કરેણનાં ફુલની માળાઓ સુરદાસ સાથે લાવ્યો હતો તેમાંથી કેટલીક પોતે પહેરી, બાકી પ્રદ્યુમ્નને પહેરવા કહ્યું. બાળકની ખોપરીઓમાં તેલના દીવા પ્રકટાવ્યા એની પૂજાની તૈયારીમાં સહાય કરતાં પ્રદ્યુમ્ન હાંફવા લાગ્યો ! વિધિ પૂર્ણ થતાં શું દેખાશે એના કુતૂહલમાં પ્રદ્યુમ્ન એટલો તન્મય થઇ ગયો હતો કે એવી અંધારી રાત્રે એક તાંત્રિક સાથે એવા નિર્જનમાં પોતે એકલો હતો એની બ્હીક તો શું પણ વિચાર માત્ર પણ એના મનમાં આવ્યો નહીં. મોડી રાત્રે હોમ પૂરો થયો.

સુરદાસે કહ્યું, "પ્રદ્યુમ્ન, હવે તું તારૂં કામ શરૂ કર; મારૂં પૂરૂં થયું. સાવધાન, તારી કુશળતા ઉપર જ આનાં સાફલ્યનો સઘળો આધાર છે."

એની આંખમાંની ક્ષુધિત ચમક પ્રદ્યુમ્નને કંઇ ઠીક ન લાગી. છતાં તેણે એકામ મનથી

વાંસળીમાં મેઘ મલાર વગાડવો શરૂ કર્યો.

આકાશ અને પવન એ વખતે શાંત હતાં. અંધકારમાં મેદાન પર કંઇ દેખાય તેમ હતું નહીં. શાલવનનાં ડાળપાંદડાંમાં પવનને સ્પર્શે એક પ્રકારનો અસ્પષ્ટ શબ્દ થતો હતો. મોટા મેદાનની પેલી મેર શાલવન પાસે દિશાનાં બંધનરૂપે આવેલી પર્વત રેખામાં પૃથ્વીપટે નૈશ પ્રકૃતિ અંધકાર શય્યામાં પોતાની ચાદર બિછાવી સુતિ હતી. વિશ્રામ ન હતો માત્ર ભદ્રાવતીને ; એ કોઇ અનન્તમાં મળી જવાને આકુલ આગ્રહથી મૃદુ ગુંજતી, આનન્દથી ગાતી, કાંઠા પર તાલ દેતી દેતી વહી જતી.હતી. એકાએક સામેના મેદાન પર અંધકાર કપાઇ જઇ સમસ્ત પ્રદેશ એક પ્રકારના તેજથી ઝળહળી ઉઠ્યો. પ્રધુમ્ને આશ્ચર્યથી જોયું કે મેદાનની મધ્યમાં શત પૂર્ણિમાનાં તેજનાં મંડલ મધ્યે એક જયોત્સ્નાવર્ણી અનિન્દ્ય સુન્દરી મહિમામયી તરૂણી ઉભી છે ! એની કૃષ્ણ કેશરાજિ સહસા એના શીરદેશ પર પથરાતી સ્કંધ પાછળ ઉતરી પડતી હતી. એના દીર્ઘ નયનોના દીર્ઘ કૃષ્ણ પક્ષ્મ કોઇ સ્વર્ગીય ચિત્રકારની પીંછી વડે અંકાયલાં હતાં, એની તુષાર ધવલ બાહુલતા દિવ્ય પુષ્પાભરણો વડે શોભી રહી હતી, એની કૃશ કટિ આછા નીલ વસ્ત્રપટમાંથી ઝગકતી મણિ મેખલા વડે ઝગમગતી હતી, એના રક્ત કમલદલ સમા પાદદ્વયને હૃદયમાં ઝીલવા વાસન્તી પુષ્પ જાણે ભૂમિમાંથી ફુટી નીકળ્યાં હતાં. હા !—આજ એ દેવી વાણી ? આની જ વીણાના મંગલ ઝંકારે દેશોદેશ ચિત્રકારોની સૌંદર્યતૃષ્ણા. સૃષ્ટિ તરફ વળે છે, આના જ આશિર્વાદથી દશે દિશ સત્યની પ્રતિષ્ઠા સ્થપાય છે, આના જ જ્ઞાનભંડારે વિશ્વનો સૌંદર્યસંભાર નિત્ય સ્ફુરન્ત વહે છે ; શાશ્વત આનો મહિમા, અક્ષય આનું દાન, ચિરંતન આની વાણી !

પ્રધુમ્નના જોતાં જોતાં જ ધીમે ધીમે એ દેવીની મૂર્તિ વિલીન થઇ ગઇ. જ્યોત્સ્ના ઝાંખી પડી ગઇ. પવન નિસ્તેજ વહેવા લાગ્યો.

અનેક પળ પ્રધુમ્ન મોહમૂઢ બેસી રહ્યો. તેણે જે જોયું એ તે સ્વપ્ન હતું કે સત્ય ? છેવટ સુરદાસે એનું ભાન પાછું આણ્યું. તે બોલ્યો : ' મારે તો એટલું કામ હતું કે તોરી ઇચ્છા પૂરી કરવી. મારી વાત ખોટી ન હતી એ ખાત્રી થઇ કે નહીં ?'

સુરદાસની વાત અત્યારે કેવી યે અસંબધ્ધ લાગતી હતી. તેના મ્હોં સામે જોતાં પ્રધુમ્નને લાગ્યું કે અર્ધ અંધકારમાં એની બન્ને આંખો અંગારાની માફક ચમકી રહી છે !

તેની પાસેથી વિદાય લઇ પ્રધુમ્ન જ્યારે વિહાર તરફ પાછો ફર્યો ત્યારે પૂર્ણિમાના ચંદ્રને વાદળાંઓએ સાવ ઢાંપી દીધો હતો.

મેદાન ઘણું વિસ્તારવાળું હતું. તેને વટાવતા ઠીક સમય લાગ્યો. તેને વટાવતા મોટુ વન શરૂ થયું. વન ખૂબ ઘટ્ટ હતું. સાગ અને દેવદારનાં ડાળપાંદડાં એક બીજા સાથે ચૂડ ભેરવી ઉભાં હતાં ; તેમાં અંધકાર પણ ખૂબ હતો. પાછલી રાત હતી પરોઢીયું થઇ જવાના ભયે એ ઉતાવળા પગલાં ભરતો હતો. ચાલતાં ચાલતાં એને લાગ્યુ કે વનમાં એક જગ્યાએથી કંઇ પ્રકાશ આવતો હતો પ્રથમ તો એણે ધાર્યું કે વૃક્ષની ઘટામાંથી ચંદ્રના કિરણો ચળાઇ આવતાં હતાં, પણ વિશેષ જોતાં એને લાગ્યું કે એ પ્રકાશ ચંદ્રની જ્યોત્સ્ના જેવો નહીં પણ—કુતુહલ વધી જવાથી એ કેડી છોડી વનમાં એને ઢૂંઢવા પેઠો. જે પીંપળાના વૃક્ષમાંથી પેલો પ્રકાશ નીકળતો હતો તેની પાસે જઇ આંખ માંડી જોતાં પ્રધુમ્ન અવાચક બની ઉભો રહ્યો !

આ શું ? આ તો મેદાનની મધ્યમાં હમણાં જોઇ હતી એજ દિવ્ય સુંદરી !



તેના નેત્રો અર્ધ મીંચાયલા અર્ધ ઉઘડેલા હતા, જાણે કોઇ નિશાના ઘેનમાં હોય તેમ તેને ચારે પાસ બ્હાર નીકળવાનો માર્ગ હાથની મદદથી ફંફોસો પડતો હતો.

આશ્ચર્ય ! એણે શું જોયું ! મેદાનમાં જોઇ હતી એજ તેજોમયી સુંદરી વનમાં ચોતરફ આમ તેમ ઘૂમી રહી છે.

એના સમસ્ત શરીરમાંથી એક પ્રકારનો સ્નિગ્ધોજ્જ્વલ પ્રકાશ વિસ્તરે છે, અને વનના અંતર્ભાગને ઘણે દૂર સુધી અજવાળી રહ્યો છે. જરા પાસે જોઇ જોતાં જણાયું કે તેના નેત્રો અર્ધ મીંચાયલા અર્ધ ઉઘડેલાં હતાં; જાણે કોઇ નિશાના ઘેનમાં હોય તેમ તેને ચારે પાસ બ્હાર નીકળવાનો માર્ગ હાથની મદદથી ફંફોસો પડતો હતો, પણ એ ન જડતાં એજ પીપળાનાં ઝાડ ફરતી એ ચક્કર મારી રહી હતી ! એના મ્હોં પર વિષણ્ણતા છાઇ રહી હતી.

એકાએક પ્રદ્યુમ્નને ભય લાગ્યો. એણે વિચાર્યું કે મેદાનમાં સરસ્વતી દેવીનાં દર્શનથી માંડીને અત્યાર સુધીની સમસ્ત ઘટના પૈશાચિક તો ન હોય ! પૂર્ણિમાની રાત્રે શાલવનમાં આ શું થઇ રહ્યું છે !

એક ક્ષણ પણ વધારે એ સ્થળે એ ઉભો ન રહ્યો. વનમાંથી બ્હાર નીકળી ઉતાવળે પગલે હાંફતો હાંફતો એ વિહારના ઉદ્યાનમાં

પહોંચ્યો ત્યારે કુમારશ્રેણીના પહાડ પાછળ મ્લાન ચંદ્ર અસ્ત થઇ ગયો હતો.

પાછલી રાતે શય્યામાં પડયા પછી એણે એક સ્વપ્ન જોયું: રાત્રિના અંધકારમાં ભદ્રાવતીના કાળા જળમાં કોઇ એક દેવી પથ ભૂલી એકલી પડી ગઇ છે. જ્યારે જ્યારે તે ઉડી બહાર નીકળવાનો પ્રયત્ન કરે છે ત્યારે ત્યારે જળના તરંગો એને બાંધી રાખે છે, એના અંગની જ્યોતિને નદીના જળમાં શોષી લે છે, એની ચારે પાસ ગાઢ અંધકાર છવાઇ રહે છે, નદીની માછલીઓ એના સુકોમળ ચરણદ્વયને લોહી કાઢે છે— એના શરીરમાં વ્યથા છે, એનું મુખ વિષણ્ણ છે! દુ:ખથી કંપતી દેવીને જોઇ એક મોટો મત્સ્ય દાતીયાં કરી એક પ્રકારનું રાક્ષસી હાસ્ય કરી રહ્યો છે; એ મત્સ્યનું મ્હોં આબાદ ગંધક સૂરદાસના જેવુંજ છે!

( ૪ )

સ્હવારમાં ઉઠતા વેંતજ પ્રદ્યુમ્ને આચાર્ય પૂર્ણવર્ધન પાસે જઇ સૂરદાસ સાથેની પ્રથમ મુલાકાતથી માંડીને ગઇ કાલ રાત્રિ સુધીની બધી ઘટના કહી સંભળાવી. આચાર્ય પૂર્ણ-વર્ધન બૌધ્ધદર્શનના અધ્યાપક હતા અને મઠના બધા ભિક્ષુઓ કરતાં વૃધ્ધ અને વિદ્વાન હોવાથી સહુ તેના પર શ્રધ્ધા રાખતાં. બધી વાત સાંભળી એમને વિસ્મય થયું; તેમ એમની આંખ શંકાકુલ થઇ ગઇ. તેમણે પૂછ્યું, "આ વાત પહેલાં કેમ ન કરી?

"એણે મના કરી હતી. મારી પાસે પ્રતિજ્ઞા લેવરાવી હતી કે—"

"સમજ્યો ત્યારે અત્યારે વાત કેમ કરી?"

"અત્યારે મને એમ લાગે છે કે આમાં હું કોઇકનું કંઇક અનિષ્ટ કરી રહ્યો છું.

થોડીવાર વિચાર કરી પૂર્ણવર્ધન બોલ્યા. "મને લાગતુંજ હતું કે આવું કંઇક થવાનું. પદ્મસંભવ અને એના કેટલાક કાંડજ્ઞાનહીન તાંત્રિક શિષ્યો દેશનાં ધર્મ કર્મનો લોપ કરવા બેઠા છે. પોતાના સ્વાર્થની સિધ્ધિને ખાતર કોઈ પણ કામ કરતાં તેઓ અચકાતા નથી. અને તારે માટે તો મને એમ લાગે છે, પ્રદ્યુમ્ન! કે આ તારી સ્વચ્છંદતા અને અપૂર્વ કૌતૂહલ જ તારો સર્વનાશ કરશે. કાલે રાત્રે તેં ઘોર અપરાધ કર્યો છે. તેં દેવી સરસ્વતીને બંદિની કરવામાં સહાય કરી છે.

આ સાંભળી પ્રદ્યુમ્ન વિસ્મિત થઇ ગયો. એના મોંમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહીં. પૂર્ણવર્ધને કહ્યું, "આવા કુસંસર્ગથી દૂર રાખવા માટેજ હું શિષ્યવર્ગને ઝાઝું બ્હાર નીકળવા દેતો નથી. પણ થયું હવે; તું બાળક છો, તારો દોષ શો? વારુ, આ સૂરદાસ દેખાવમાં કેવો છે?"

પ્રદ્યુમ્ને સૂરદાસની આકૃતિનું વર્ણન કર્યું.

પૂર્ણવર્ધને કહ્યું, "એને તો ઓળખું છું. તું જેને સૂરદાસ કહે છે તેનું નામ ન સૂરદાસ છે કે ન એનું મકાન અવન્તીમાં છે. એ તો પ્રસિધ્ધ કાપાલિક ગુણાઢ્ય છે. પોતાનું કામ કઢી લેવા તારી આગળ ખોટું નામ બોલેલો.

પ્રદ્યુમ્ન અધીર બની બોલી ઉઠયો, "પણ તમે જે કહ્યું તે તો—"

પૂર્ણવર્ધને કહ્યું, "એ બધી વાત કહું છું, સાંભળ. નદી કાંઠે સરસ્વતી મંદિરનો જે ભાગેલો સ્તૂપ છે તે હિંદુઓનું એક અતિ વિખ્યાત તીર્થસ્થાન છે. આશરે બે સેકા પહેલાં એક તરૂણ ગાયક ત્યાં રહેતો હતો ત્યારે મંદિરમાં કંઇ સમૃધ્ધિ નહોતી. પણ લોકોક્તિ છે કે એ ગાયક મેઘ મલ્લારમાં એટલો કુશળ હતો કે આષાઢી પૂર્ણિમાની રાત્રે એના આલાપથી મુગ્ધ થઇ દેવી સરસ્વતી સ્વયં એને દર્શન દેતી હતી. તે પછી એ જ મંદિર એક પ્રસિધ્ધ તીર્થસ્થાન થઇ ગયું. એ ગાયકના મૃત્યુ પછી પણ પૂર્ણિમાની રાત્રે કોઇ સિધ્ધ ગાયકના મેઘ મલ્લારના આલાપથી આકર્ષાઇ દેવી ત્યાં પ્રત્યક્ષ થાય

છે. આ ગુણાઢ્ય પોતે એક વખત અવન્તીના પ્રસિધ્ધ ગાયક સુરદાસ સાથે એ મંદિરમાં ગયો હતો. સુરદાસ મેઘ મલ્લારમાં પ્રવીણ હતો. તેના ગાનથી રીઝી સરસ્વતી દેવીએ દર્શન દઇ એને વર માગવા કહ્યું. સુરદાસે માગ્યું કે એને દેશના સર્વ સંગીતશાસ્ત્રીઓમાં શ્રેષ્ઠ સ્થાન મળે. એને વર આપ્યા પછી દેવીએ ગુણાઢ્યને વર માગવાનું કહેતાં તેણે દેવીના રૂપ પર મોહી પડી એની જ માગણી કરી. દેવીએ કહ્યું કે એને મેળવવાનું કામ એના જેવા નિર્ગુણી માણસની શક્તિ બ્હારનું છે. જો કે તે નામે ગુણાઢ્ય છે, પણ એનામાં કોઇ પણ કળામાં એટલી નિપુણતા નથી કે જેથી એ દેવીને મેળવી શકે; એને મેળવવા તો એણે અનેક જન્મ સુધી સાધના કરવી પડશે. દેવી અંતર્ધ્યાન થયા પછી મુર્ખ ગુણાઢ્યનો મોહ ઉલટો વધી પડયો, અને સાથે સાથે એને દેવી પર ક્રોધ પણ ચ્હડયો. મંત્ર બળથી દેવીને બાંધવાના આશયથી એ કોઇ તાંત્રિક ગુરૂને શોધવા લાગ્યો. મેં સાંભળ્યું છે કે એ એક સન્યાસી પાસેથી તંત્રશાસ્ત્ર શીખ્યો. પણ કેટલાક દિવસ પછી તેની તંત્રસાધનાનો દુષ્ટ ઉદ્દેશ સન્યાસીના જાણવામાં આવવાથી એણે એને દૂર કર્યો. આ બધી વાત અહીંના જુના રહેવાસીઓ જાણે છે. તે પછી કેટલાક વખત સુધી ગુણાઢ્ય સંબંધી કંઇ પણ ખબર મને મળ્યા નહીં. મને લાગ્યું કે એ આ દેશ છોડી ચાલ્યો ગયો હશે. પણ તારી વાત સાંભળ્યા પછી મને લાગે છે કે કાલે રાત્રે એણે પોતાનો દુષ્ટ હેતુ પાર પાડયો છે. આટલા દિવસ એ જ ઉદ્દેશથી એ કયાંક તંત્ર સાધના કરતો હશે. હવે તું જઇ મંદિરમાં જો-એ છે કે નહીં; અને જો હોય તો મને તુર્ત ખબર આપ."

પ્રધુમ્ન હવે એક પળ પણ એ સ્થાને ઉભો ન રહ્યો: છુટેલાં બાણની પેઠે એ વિહારના ઉદ્યાનમાં પહોંચી ગયો. એ વખતે રહવારનો તાપ નીકળી ચૂકયો હતો; વિહારના વિદ્યાર્થીઓના સમગ્ર કંઠમાંથી સ્તોત્રગાન વહી રહ્યું હતું:—

"ये धम्मा हेतुए पमवा
तर्स हेतुं तथा गतो आह।"
"ते संच ये निरोधो
एवं वदि महा समनो॥"

જતાં જતા તેણે જોયું કે ઉદ્યાનને એક છેડે જામફળીના ઝાડ નીચે મૃગચર્મ પર બેસી આચાર્ય વસુવ્રત કંઇ ચિત્ર દોરી રહ્યા છે; પણ એના વદન પર અતૃપ્તિ છવાઇ રહી છે।

પ્રધુમ્નને જે ભય હતો તેમજ બન્યું હતું. તેણે જઇ જોયું તો મંદિરમાં કોઇ જ ન હતું. ગુણાઢ્ય જ નહીં, પણ પેલો આજીવક સન્યાસી પણ ચાલ્યો ગયો હતો. એક બે પાણીના ઘડા અને અગ્નિ ચેતાવવા એકઠાં કરેલાં સુકાં કાષ્ઠ મંદિરમાં અહીં તહીં પડયાં હતાં.

તે દિવસે, ગંભીર રાત્રિમાં, કોઇને કંઇ પણ કહ્યા સિવાય વિહારનો પરિત્યાગ કરી પ્રધુમ્ન ચાલી નીકળ્યો.

(બાકીનો ભાગ સુંદર ચિત્રો સાથે આવતા અંકમાં આવશે)





# અબોલ

લેખક :- રા. અવધૂત

એ દુઃખ ક્યાં જઇ કહું ? એ મ્હારી સાથે બોલતા જ નથી. પરણી ત્યારથીજ એમ્હણે તો અબોલડા લીધા છે. બહુ વિનવું છું ત્યારે ગીદવાય છે, ને કહે છે, "શું બોલું ! અભાગણી ! ભારે પગી !"

મ્હારાથી તો રડી દેવાય છે, કહે છે, "તું તો ફતવા કરે છે, એ નાટક મ્હને નહિ ચાલે," ને પછી ગુસ્સામાં ચાલ્યા જાય છે. ઓ પ્રભુ ! શા સારૂ જન્મી ?

હિન્દુ સ્ત્રીને ફરીઆદ કરવાનો હક્ક નથી. હું ય હિન્દુ સ્ત્રી છું, ને મ્હને ય એની ફરીઆદ કરવાનો હક્ક નથી ઘૃણા, તિરસ્કાર; મ્હેણાટોણા ! જીવનભરની ગુલામી ને ગમે તેવાની મૂર્તિપૂજા ! હિન્દુસંસારને એ એ બધું ય કરાવવાનો હક્ક છે, જન્મસિધ્ધ હક્ક છે. બધા ય એ હક્ક સ્વીકારે છે. સ્મૃતીના અર્થ પણ એવાજ થાય છે. હિન્દુ સ્ત્રીનો અવાજ મ્હોટો નથી, ને અવાજ મ્હોટો કરી પૂકારે તોય શું ? હિન્દુ સંસારનું પુરૂષત્વ હણાઇ ગયું છે, ને એથી હિન્દુ સ્ત્રીની વ્હારે કોઇ નહિ ધાય. છતાં બળતા દિલની બે ઉન્હી વરાળો કહાડી લઉં ? દિલ તો ધગધગી રહ્યું છે.

હું પરણી ત્યારે આશાભરી હતી; પતિ સેવાના કંઇ કંઇ પાઠો ગોખી રાખ્યા હતા; કંઇ કંઇ ઉકેલો ઉકલવાની સંઘરી રાખી હતી; આજે તો એ બધું ય ધૂળમાં મળી ગયું છે. એ કહે છે હું ભારેપગી છું. શી રીતે એ ગેરસ્હમજ દૂર કરું ?

પૂજ્ય સસરાજી માંદા રહેતા; એમ્હના જીવનનો ભરૂસો ન્હોતો. એમ્હને થયું કે ઉઘાડી આંખ છે એટલામાં પુત્રના લગ્નનો લ્હાવો લઇ લઉં. અમ્હારા લગ્ન એટલે ઉતાવળે થઇ ગયાં. લગ્ન પછી ચારેક દિનમાં જ હું ભારેપગી થઇ ગઇ. પૂજ્ય સસરાજી દેવલોક પામ્યા; કોઇએ એમ્હને ભરમાવી દીધું. "એ ભારેપગી શંખણી આવી ને ત્હમારા પિતા દેવલોક પામ્યા." થયું; એમ્હણે માની લીધું કે મૃત્યુનું તેડું હું જ લેતી આવી; એમ્હણે એ જ દિને કહ્યું, "અભાગણી ! આવા ભારે પગે કાં જન્મી ?" ને ત્યારથીજ એ અબોલ છે.

સાસુજી તો રોજ મ્હેણા મારે છે, "રાં–દાદાબળી ! બાપને ત્યાં મરી કાં ન ગઇ ! તું શંખણીના જાડા બળ્યા પગે એ અનર્થ થયો."

સસરાજીએ લ્હાવો લ્હેવા લગ્ન ન્હોતા લીધાં; સાસુજીનું અખંડ સૌભાગ્ય લુંટી લેવા હું ન્હોતી પરણી. બધા તો એ માની બેઠા.

દિલની બધી ઉર્મીઓ દાબી રહી છું નથી કહી શકતી એ ક્યાં સુધી દાબી શકીશ !

યૌવન તલખી રહ્યું છે; શી રીતે એ તલખ મટાડું ? સાસુજીને તો ડગલે ને પગલે વાં

કહાડવા રહ્યા. મ્હારામાં રૂપ છે. કાચમાં જોઉં છું ત્યારે ઘડીકભર મ્હારાથી યે હસી જવાય છે—એ રૂપનું પ્રતિબીંબ જોઇ; પણ બળ્યું એ રૂપ! એ તો વધતુંજ જાય છે. સાસુજીથી યે નથી સ્હેવાતું. "મેર મુઇ! ધણી બોલતો નથી તોય શરીરે કેટલી ફ્રાટી છે? છે જરાયે અરેકારો! ને આ રૂપ શા કહાડયાં છે?"

ઓ પ્રભુ! કાં તે રૂપાળી ઘડી?

ને એ ટકોર ને મ્હેણા એટલેથીજ અટકયા નથી. એમ્હણે તો એનો ઉંધો અર્થ કર્યો છે. એ નજીવી જણાતી ટકોરે ભયંકર રૂપ લીધું છે. એમ્હને મ્હારામાં વિશ્વાસ નથી, સ્ત્રીને મ્હેં પવિત્રતા ખોઇ હોય? દિલ તૂટી જાય છે. કોની હુંફ લેવા જાઉં? પ્રભુ! તું તો દયાહીણો થયો છે. ત્હારી દયા નથી ત્યારેજ એમ્હને એ અવિશ્વાસ આવે છે ને?

કોઇએ એમ્હને ભરમાવી દીધું છે 'રૂપવાન સ્ત્રી શત્રુ સમાન છે. ને એમ્હનો ભરમો નહિ;' પનઘટ પર જાઉં છું ત્યારે બધા મ્હારી તરફ તાકીને જુવે છે. હું શી રીતે એ બધાને અટકાવી શકું? રાત ને દિન વેતરુ કરૂં છું; શરીરને સાચવતી નથી; રૂપને ધૂળે રગદોળું છું; છતાં ય શી ખબર એ ભુંડું રૂપ તો ખીલ્યેજ જાય છે; આથી એમ્હનો સંદેહ તો વધે છે. એ વધુ દૃઢ થાય છે, અબોલડા તો લીધા છે, પણ હવે તો ઘણી વાર દર્શન યે દુર્લભ થાય છે.

મ્હને તો સ્હમજ નથી પડતી; અબોલડા લીધા ત્યારે એક વિચારે મન વાળ્યું હતું. એમ્હની અબોલ મૂર્તિપૂજા કરી એ અબોલા છોડાવીશ. પણ મ્હારી પુજા યે સ્વીકારવાની એ તો હવે ના પાડે છે

હિન્દુ સંસાર તો મૂર્તિપૂજક છે ને? ગમે તેવાની મૂર્તિપૂજા કરે છે ને કરાવે છે. હું ય હિન્દુ સ્ત્રી છું. વગર મૂર્તિએ શી રીતે પૂજન કરી શકું? અંતરમાં એમ્હની મૂર્તિ સ્થાપવા પ્રયત્ન કરૂં છું. પ્રયત્ન કરૂં છું? રખે ધૃતકારી ના કહાડશો; એ સ્થાપી નથી શકી; ખરૂં કહી દઇશ; મ્હારા અંતરમાં એમ્હની મૂર્તિ સ્થાપું એ ય એમ્હને રુચતુ નથી; એવી પૂજા કરાવવાની એ ના કહે છે. એ કહે છે કે "માની લે, હું ત્હને પરણ્યો જ નથી."

શી રીતે એ માની લઉં? શી રીતે મનને પટાવી લઉં?

એમ્હને પતિ નથી જોતી: રસોઇયો યે નથી જોતી, ગૃહિણીનો ય એમ્હને ખપ નથી, એમ્હને દાસી જોઇએ છે, ઘર રાખે; ઘમારે ને સારૂં કરે, ને એક ખૂણે પડી રહે. એ માને છે કે સ્ત્રીને લાગણી નથી હોતી; એ વાર ખાવાનું મળ્યું એટલે થયું.

સાસુજી કહે છે, "વહુજી, એ રૂપ બ્હેંહારી કોને મહાલવા જશો? શરમે ય નથી આવતી બાઇ!" એ ભયંકર કટાક્ષનું વિષ હું જાણું છું. પણ અબોલ મ્હોંએ એ સાભળી રહું છું. શો જવાબ એમ્હને આપું? કોઇ કહેશો એ રૂપની શી રીતે વિકૃતી કરૂં? કોઇ દાખવશો એ યૌવન શી રીતે અટકાવું? ચામડી બાળું? કે શીતળા માને આરાધું?

પરણી ત્યારથી અબોલ મ્હોંએ મ્હેં આ બધું સહ્યું છે. હવે સહન નથી થતું; કોને જઇને આ વિતક કહું? બા તો મરી ગઇ છે; ને એ હત તો ય શું કરત? ઉલટી વધુ દુઃખી થાત. હિન્દુ સંસારે છોકરી જન્મે ત્યારે કયા સાકર વ્હેંચાય છે?

પડોશના ડોશી "બા" થવા આવે છે, ઘણીવાર માથે હાથ ફેરવી એ કહે છે, "બેટા, એ ઉન્હી વરાળ મ્હારી આગળ ખાલી કરી દે; પેટ ખોલી દે; પછી હું સરસ માર્ગ દાખવું; એ બધાં ય સીધાં દોર થઇ જાય, બે દોરા ધાગા કરી દઉં; હમણા, અબઘડી એ એ અબોલ છોડી દયે."

પણ શી ખબર એમ્હનું કહ્યું કરવાનું મન જ નથી થતું. કોણ જાણે મ્હારૂં આખું અંગ શાથી ધ્રૂજી ઉઠે છે : એ માથે હાથ ફેરવે છે ત્યારે ; ને મ્હારાથી કહેવાઇ જવાય છે. "ડોસીમા ! મ્હારે તો બહુ સુખ છે. એ તો એમ્હના જીવને અસુખ હશે એટલે નહિ બોલતા હોય ; મ્હારે ત્હમારા દોરા ધાગા નથી કરવા.''

ડોસીમા તો હસી પડે છે એમ્હની આંખોમાં કોક જાદુગરને યોગ્ય વિજ ઝબકે છે પુરૂષોની એ બહુ છૂટથી મશ્કરી કરી શકે છે. ને ઘણા પુરૂષો એને નમે છે. શી ખબર શા જાદુ હશે એમ્હની પાસે !

રોઇ રોઇને આંખના નીર ઉડી ગયાં છે. સાસુજી મ્હેણા મારે છે ; ખીજવાય છે , ને ત્યારે જીવ કકળી ઉઠે છે, પણ આંસુ તો નથી પડતાં , દુ:ખનું પ્રદર્શન નથી કરી શકતી ; ને એથી તો સાસુજી વધુ ચીડવાય છે, ને કહે છે, "છે કંઇ લાજ શરમ ? આટલું આટલું કહું છું તોય કંઇ લાગે છે ? શંખણી પથરો ફાટી લાગે છે," આટલું છતાંય હું રડી નથી શકતી ; સુકી આંખોએ એ બધું ય સાંભળી લઉં છું. મ્હારૂં એ અબોલ યે એમ્હને સાલે છે. એ મ્હને તો કોઇ પણ રીતે મ્હને બાળવી છે ; ને બળું છુ એમ દાખવું નહિ ત્યાં સુધી એમ્હને નિરાંત નથી ; શી રીતે દાખવું કે હું તો બળીને ભડકું થઇ ગઇ છું. અભિનયકળાના ઓ કળાકારો ! દાખવશો કોઇ માર્ગ ? શીખવશો કોક એવી અભિનયકળા કે જેથી એમ્હની ખાતરી થાય કે હું તો બળી રહી છું ?

અબોલ રહી સારૂં યે જીવન વિતાડવાનો નિશ્ચય કર્યો હતો. પણ આત્મા કકળી ઉઠે છે. મરી જવાનું કોક વાર મન થઇ જાય છે. પણ જીવનો મોહ છુટતો નથી.

પ્રભુ ! શા પાપ કર્યાં હશે પૂર્વ જન્મે ? શા સારૂ હિન્દુ સ્ત્રી તરીકે અવતરી ? ને શા સારૂ ભૂંડું રૂપ દીધું ?

હિન્દુ સ્ત્રીએ અબોલ રહી બધાય દુ:ખો સહન કરવાં : હિન્દુ સંસાર એ માને છે. એ માન્યતાની વિરૂધ્ધ જવાની મ્હારામાં તાકાત નથી ; આટલું કહી ગઇ એ ખાતર ખંડખોર ના ગણશો. કોક દિન હું મરી જઇશ ; કેવી રીતે એ તો નથી કહી શકતી પણ હવે ઉગી સચું છે ; ગમે તેમ પણ હું મરી જઇશ; ને હું મરી જાઉં તો કયાં ખોટ આવવાની હતી ? મ્હારા મરણ પાછળ હિન્દુ સંસાર રડે એમ નથી; પખવાડીઆમાંજ વળી એ ઢોલ તાસાં વગડાવશે ; હું એ જાણું છું ; છતાં મરી જાઉં એ પ્હેલાં શા માટે દિલની વરાળ ન ખાલી કરૂં ? હિન્દુ સંસાર કેટલો અમાનુષી જુલ્મ ગુજારે છે; ને એ જુલ્મની ચેતવણી શાને ન આપી જાઉં ? મ્હને ય હવે જીવન અકારૂં લાગે છે. એકજ વાસના રહી છે ; ફક્ત એકજ વાર એ અસહ્ય અબોલા એ છોડે ; એકવાર માયાથી બોલાવે ; એકવાર એમ્હની આંખો અબોલા છોડી હસી દયે ; એકજવાર; એકજ શબ્દ; બસ; પછી જીવનભરનાં દુ:ખો અબોલ મ્હોંએ હું સહન કરીશ ; પછી મરી જાઉં તો યે વાસના નહિ રહે.

પ્રભુ એ અબોલા નહિ છોડવે ?

( સંપૂર્ણ )

# વાયરલેસ

મૂળ લેખક :—

અનુવાદક :—

# ટેલીફોન

સીગ્નોર મારકોની

ચાંપશી. વિ. ઉદેશી

દશવર્ષ પ્હેલાં "વાયરલેસ ટેલીફોની" તેની બાલ્યાવસ્થામાં હતી. આ નવા વિજ્ઞાનની દશ વર્ષ સુધી ખીલવણી થયા બાદ આજે લંડનનો એકાદ વ્યાપારી પોતાની ઑફીસમાં બેસી ન્યુયોર્ક કે ચિકાગોના વ્યાપારી સાથે વાયરલેસ ટેલીફોન દ્વારા વાત કરી શકે છે.

આ પ્રયોગ અજમાવવો બહુ દુર્ઘટ નથી. દરીયાનીચેના તાર દ્વારા ઇંગ્લાંડથી અમેરિકા ટેલીફોન કરવા કરતાં આ પ્રયોગ ઘણો વધારે સરળ છે.

હું જાણું છું ત્યાં સુધી સાધારણ ટેલીફોનથી દરીયાની સપાટી હેઠળ આજદિન સુધીમાં વધુમાં વધુ ૨૫૦ માઇલ સુધી છેટે વાતચીત થઇ શકી છે અને તે પણ એવા સાધનો દ્વારા કે જે સાધનો વ્યાપારિક હેતુ માટેના સાધારણ ઉપયોગમાં મૂકવાં કઠણ થઇ પડે.

આજે તારનાં દોરડાંવાળો ટેલીફોન વધુમાં વધુ ૧૦૦ માઇલના વિસ્તારમાં છે. ઇંગ્લાંડ અને હોલાંડ વચ્ચે એટલો વ્યાપારિક સંબંધ છે કે આ બે દેશો વચ્ચે ટેલીફોનનો વ્યવહાર હોવો જ



ચેમ્સફર્ડ પાસે ૪૫૦ ફીટ ઉંચો વાયરલેસનો થાંભલો

જોઇએ, છતાં એ બે દેશો વચ્ચે પણ સાધારણ તારનાં દોરડાંવાળો ટેલીફોન નથી.

પાણી નીચેના તારનાં દોરડાંવાળા ટેલીફોનમાં મુશ્કેલી એ છે કે તારના દોરડામાં વિજળિક મોજાંઓ—જે કંઠસ્વરની બરોબર છે—થોડાક માઇલ્સ પસાર જાય છે તે પછી ઉચ્ચારની વક્રતા તેમાં ઉત્પન્ન થાય છે. ઇંગ્લાંડને ફ્રાંસ વચ્ચે માત્ર વીશ માઇલના અંતરમાં પણ આ વક્રતા દૂર કરવાનાં સાધનો સમુદ્રમાં રાખવાં પડયાં છે. આ સાધનો પુષ્કળ ખર્ચ ને જહેમતને ભોગે જ જાળવી શકાય છે.

વળી એ પણ નવાઇ જેવું છે કે દરીયા નીચે દોરડાં મારફત પસાર થતું વિદ્યુતનું આન્દોલન થોડા માઇલ બાદ વક્રતા ધારણ કરે છે, જ્યારે હાલના દોરડાં વગરના "વાયરલેસ" દ્વારા હવાના મોજાં પર મોકલવામા આવતું વિદ્યુતનું મોજું ગમે તેટલા માઇલ દૂર જવા છતાં મૂળ સ્વરૂપે જ રહે છે.

"વાયરલેસ ટેલીફોની"માં આપણે આપણી વાણીના સ્વરોને વિજળિક મોજાંઓના તેવાજ સ્વરોમાં ફેરવી નાખી

તેમને જ્યાં સુધી તેઓ પહોચવાના સ્થાનના યંત્રને અથડાય ત્યાં સુધી હવાના મોજાંઓ મારફત પસાર કરીએ છીએ. ત્યાં તેમને મનુષ્યનો કાન સાંભળી શકે એવા સ્વરનાં મોજાંઓનું રૂપ પાછું આપવામાં આવે છે. હવાનાં મોજાંઓ વિજળીક મોજાંઓ દ્વારા જતા સ્વરને પોતાની અસલ સ્થિતિમાં આવવા દયે એવો ગુણ ધરાવતાં હોવાથી





"બાર" નામે 'લાઇટશીપ' 'આયરીશ ચેનલ' માંથી વાયરલેસ ટેલીફોન દ્વારા લીવર પુરના બંદરના ઓફીસર સાથે વાતચીત કરે છે

જાણુ ધરાવી શકે એવો દિવસ સમીપ આવવાની વાત કરવી એ તો અતિ શયોક્તિભરેલું ગણાશે, પણ એકજ પ્રદેશમા અનેક એવાં યંત્રો રાખી શકાય એ દિવસ તો આવશે જ.

આનો અર્થ એમ નથી સમજવાનો કે તાર વગરના સંદેશાઓ કદી યે વ્યવહારિક સ્વરૂપ સંદેશા મેળવવાનું કાર્ય આવતા સ્વરોને વધુ મોટા સ્વરૂપમાં લાવવા જેટલુંજ કઠીન માત્ર રહે છે.

તાર વગરના સંદેશા ઉત્તર આટલાન્ટીક સમુદ્રમાં ચાલે છે, પણ તે માટેનું યંત્ર અજમાયશ માટેનું છે, અને તેથી વ્યાપાર ક્ષેત્રને જોડે એવા સંદેશાઓ સમસ્ત આટલાન્ટીક સમુદ્ર પર ચાલી શકે તે માટે તેને અમુક વિકાસની જરૂર છે.

ગમે ત્યાં મરજી પ્રમાણે લઇ જઇ શકાય એવું તાર વગરના સંદેશા માટેનું યંત્ર દરેક

ધારણ નહિ કરી શકે. આપણે આજ ધારીએ છીએ તે કરતાં 'વાયરલેસ ટેલીફોની'નું ક્ષેત્ર જરૂર વધારે વિશાળ છે અને મને જણાવતાં ખેદ થાય છે કે આપણા દેશ કરતાં અન્ય દેશો આનો ઉપયોગ વધારે પ્રમાણમાં કરે છે. દાખલા તરીકે હોલેન્ડમાં એમ્સ્ટરડમ સ્ટોક એક્સચેન્જ' દરરોજ અમુક અમુક કલાકે વ્યાપારી બજારના છેલ્લા ખબરો 'વાયરલેસ ટેલીફોની' દ્વારા પહોંચાડે છે અને માર્કોની કંપનીના બનાવેલાં યંત્રો મારફત હોલેન્ડની બસો બેઠો એક સાથે આ સમાચાર મેળવે છે. મને ખબર મળ્યા છે કે આ ગોઠવણ ઘણી

સંતોષજનક અને વ્યાપારને પ્રોત્સાહન આપનારી નિવડી છે.

જે હોલેન્ડ કરી શકે છે તે આપણો દેશ તેમજ અન્ય દેશો કરી શકે, અને વ્યાપારી ખબરો ઉપરાંત અન્ય ખબરો પણ આ યંત્રથી આવજા કરી શકે. પણ જરૂર માત્ર આ પ્રકારની શક્યતાઓને ઘટતું સ્વરૂપ આપવાની જ છે.

થોડા અઠવાડીયાં પહેલાં 'ટાઇમ્સ' પત્રના પ્રતિનિધિઓએ 'સફોક'માં આવેલ 'સાઉથ-વોલ્ડ' અને હોલેન્ડમાં આવેલ "ઝેન્ડવુર્ટ"






હવાઈ ખાતાના સેક્રેટરી મેજર જનરલ સીલી પોતાના ઘરમાંથી વાયરલેસ ટેલીફોન દ્વારા વાતચીત કરી રહ્યા છે.

એ સ્થળો વચ્ચેથી વાતચીત કરી હતી તે વખતે તેઓએ પોતપોતાની જગ્યાએથી પચાસ મીનીટ સુધી છુટથી વાતચીત કીધી હતી. મારી ખાત્રી છે કે 'સાઉથવોલ્ડ'ને 'ઝેન્ડવુર્ટ' વચ્ચેનો અમારો આ અખતરો ટુંક વખતમાં વ્યવહારિક સ્વરૂપ ધારણ કરશે અને અંગ્રેજી તથા ડચ સીમાપ્રદેશો વચ્ચે આ "વાયરલેસ ટેલીફોન"નું જોડાણ કરવાથી લંડનમાં વાયરલેસ યંત્ર ધરાવતી કોઇ પણ વ્યક્તિ 'એમસટરડમ'ના પોતાની સાથે સંબંધ ધરાવતા ધંધાદારી સાથે વાતચીત કરી શકશે.

'સાઉથવોલ્ડ'નો આ અખતરો મુખ્ય મુખ્ય જમીનના ને દરીયાઇ માર્ગોનું વાયરલેસ' દ્વારા જોડાણ થવાની શક્યતા દર્શાવે છે ત્યારે આ દેશના અન્ય ભાગોમાં થયેલી કેટલીક અજમાયેશો હવે સાબિત કરે છે કે હવે એક ખાસ ચોક્કસ દિશામાં વાતચીત થઇ શકે છે એટલે આ શોધથી જે વ્યક્તિઓ માટે વાતચીત ન હોય તે વ્યક્તિઓ વાત સાંભળી લેતી એ વાંધો હવે દૂર થશે.

આ દેશમાં હજી સુધી 'વાયરલેસ'નો વ્યાપારિક ઉપયોગ 'આયરીશચેનલ'ના 'બાર લાઇટશીપ' નામે વહાણ અને લીવરપુલની 'મરસે ડોક'ની અને 'હારબર બોર્ડ'ની ઑફીસો વચ્ચે થયો છે. એ બે સ્થળે રોજ પ્રત્યેક કલાકે વાતચીત થાય છે અને કોઇ પણ જાતનું વિજળી સંબંધીનું ખાસ જ્ઞાન ન ધરાવતા હોય એવા માણસો યંત્ર પર બેસી શકે છે. આ પ્રમાણે અનેક વ્યાપારી સ્થળો વચ્ચે જોડાણ કરી શકાય.

હવાઇ વ્યવહારોમાં "વાયરલેસ" ની જરૂર કેટલી છે તે લખવાની અગત્ય નથી એમ હું ધારૂં છું. લંડન અને યુરોપના અન્ય કોઇ પણ દેશ વચ્ચે ઉડતું દરેક બ્રીટીશ હવાઇ જહાજ "વાયરલેસ ટેલીફોન" ધરાવે છે, અને



સીગ્નોર માર્કોની

આ યંત્રે હવાઇ મુસાફરીને વધારે સલામત બનાવી બીજાં અનેક ઉપયોગી કાર્યો બજાવ્યાં છે.

આ યંત્ર રેલ્વેમાં સાધારણ ટેલીફોન 'સર્વીસ' ઉપરાંત કેટલું ઉપયોગી થઇ પડે તે પણ એક રેલ્વે કંપનીને અમે સમજાવ્યું છે.

'પોકેટ વાયરલેસ સેટ' માટેનો દિવસ હજી દૂર છે 'વાયરલેસ' સંદેશા મેળવનારાઓની ઇન્દ્રિઓની તીવ્રતા હમણાં હમણાંમા એટલી બધી કેળવાઇ છે કે વાયરલેસનાં મોટાં મથકો પરથી' સીગ્નલ' મેળવી શકે એવાં નાનાં કદનાં યંત્રો રાખી શકાય તેમ છે. પણ 'સીગ્નલ' મેળવવા કરતાં આ કંઇક જૂદી જ બાબત છે. 'વાયરલેસ સીગ્નલ' માટે સીગ્નલના તારને યંત્ર કરતાં ઘણો ઉંચો રાખવાની જરૂર છે, અને જો જબરૂં અંતર હોય તો એક માણસ હાથમાં લઇ ફરે એવા યંત્રમાં સમાઇ શકે તે કરતાં વધુ વિજળીક બળની જરૂર છે. હમણાં જ માર્કોની કંપનીના નાના સહેલાઇથી ઉંચકાય એવા યંત્ર દ્વારા લંડનની 'ફાયર બ્રીગેડે' 'પટની હીથ' અને 'સાઉથ વોર્ક' વચ્ચે વાતચીત કરી હતી. આ બે જગ્યા વચ્ચે સાતથી આઠ માઇલનું છેટું છે એક ઝાડની ડાળી પરથી રસ્તાની બાજુએ તાર બાંધવામાં આવ્યો હતો અને "બ્રીગેડ" ના બંબાની ગાડી પાછળ એક નાની જગ્યાએ યંત્રને ગોઠવવામાં આવ્યું હતું.

એક વાત ચોક્કસ જ છે. "વાયરલેસ ટેલીફોની" ની પ્રગતિ જ થતી જશે. સાધારણ ટેલીફોનની પેઠે હાલ તે એવા સમયમાંથી પસાર થાય છે, જ્યારે તેને રાજ્યકર્તાઓ તરફથી મદદ મળતી નથી.

માત્ર વીશ જ વર્ષમાં વિજળીક મોજાંઓ માણસોની વાતચીતને સ્થળે સ્થળે લઇ જશે. ઓસ્ટ્રેલીઆ જેવા દૂર દેશોમાં વસતા મિત્રો સાથે 'વાયરલેસ' મારફત ખાનગી વાતચીત કરી શકાશે, અને કુદરતની એક વધુ નવાઇ પ્રગટ કરીને, વિજ્ઞાન, તેથી પ્રજાકીય ભ્રાતૃભાવની સાંકળમાં એક નવી કડી ઉમેરશે એ નિઃસંદેહ છે.



મુખ્યાત નવલકથાકાર મી. વીલીયમ લી કવોકસ ઓક્સફોર્ડમાંના પોતાના ખાનગી ટેલીફોન મારફત એબરડીનમાં વાતચીત કરે છે. આ બે જગ્યા વચ્ચે ૪૦૦ માઇલનું અંતર છે.

# વિસર્જન

મૂળ લેખક :—કવિવર રવિન્દ્રનાથ ટાગોર.

અનુવાદક :—ભક્ત નરસિંહભાઈ રામભાઇ.

( ગયા અંકથી ચાલુ )

## આગલા પ્રવેશોના સાર

રઘુપતિ એક મંદિરનો પૂજારી અને કાલીનો ઉપાસક છે. તે જીવોનો બલિ કાલીને આપતો આવ્યો છે અને રાજાના હુકમને ન માની આપવા માગે છે. ગોવિન્દમાણિક્ય, ત્રીપુરાનો રાજા છે અને તે અંતઃકરણથી કાલીને બલિ આપવાના કામથી વિરૂધ છે. તે એક કાયદાથી જીવોનો બલિ આપવાનો રાજ્યમાં નિષેધ કરે છે. અપર્ણાના એકના એક, વ્હાલા બકરીના બચ્ચાંનો મંદિરાનુચરો કાલીને બલિ આપી અર્પણાને ત્હેની ગેરહાજરીમાં તેનાથી વંચિત કરે છે. રઘુપતિનો શિષ્ય, જયસિંહ અર્પણા પ્રત્યે પ્રેમ દર્શાવે છે. ત્હેને આજે વધેરવામાં આવ્યું તે બચ્ચું અર્પણાનું હતું એ ખબર થતા ગ્લાનિ થાય છે. ત્યાંથી આ નાટક આગળ ચાલે છે.

## પાત્રો

### પુરૂષ પાત્રો

ગોવિન્દમાણિક્ય :—ત્રિપુરાના રાજા.
નક્ષત્રરાય :—ગોવિન્દમાણિક્યના ન્હાના ભાઇ.
રઘુપતિ :—રાજપુરોહિત.
જયસિંહ :—રઘુપતિનો પાળેલો રાજપુત યુવક ને રાજમંદિરસેવક.
ચાંદપાલ :—દિવાન.
નયનરાય :—સેનાપતિ.
ધ્રુવ :—રાજપાલિત બાલક.
મંત્રી અને પુરવાસીઓ.

### સ્ત્રી પાત્રો

ગુણવતી :—મહિષી.
અપર્ણા :—ભિખારિણી.

### દ્વિતીય દૃશ્ય.

મંદિર

અપર્ણા :—

[ ગાન ]

ઓગો પૂરવાસી !
આમિ દ્વારે દાંડાયે આછિ ઉપવાસી.

[ ગાન ]

( ઓ પુરવાસી !
હું છું દ્વારે ઉભી ઉપવાસી. )

જયસિંહ, જયસિંહ કયાં ! મંદિરમાં કોઇ નહિ ! તું કોણ અગમ્ય મૂર્તિ અહિં ઉભી છે—કાંઇપણ બોલ્યા ચાલ્યા વિના જગતનાં હોય તેટલાં સાધનો હરે છે ! અમે જેને માટે દુઃખી ગરીબો પથે પથે મરી ફીટીએ છીએ તેનું તું જાતે આવી ત્હારા પદ તળે આત્મસમર્પણ કરે છે ! ત્યારે ત્હારૂં પ્રયોજન શું ? શા માટે ત્હેને કૃપણના ધનની માફક ભંડારી રાખે છે—આ દરિદ્ર સંસારના ઉપયોગમાથી છુટું કરી દઇને ! જયસિંહ, એ પાષાણી શું સુખ આપે છે ? ત્હારી સાથે શી વાત કરે છે ? ત્હારા વિષે શી ચિંતા કરે છે ?—પ્રાણના ગોપન પાત્રમા કોણ જાણે કેવી સાંત્વનાનું અમૃત ચિરરાત્રિદિન સંચિત કરી રાખી દે છે ! એ ઉપવાસી ચિત્ત, કોને બંધ બારણે બેસી રહ્યું છે ?

[ ગાન ]

ઓગો પૂરવાસી
આમિ દ્વારે દાંડાયે આછિ ઉપવાસી.
હેરિતેછિ સુખમેલા, ઘરે ઘરે કોતો ખેલા,
સુનિતેછિ સારા બેલા સુમધુર બાંશિ !

[ ગાયન ]

[ ઓ પુરવાસી
હું છું દ્વારે ઉભી ઉપવાસી.
દેખું છું સુખમેળો ઘેર ઘેર કેટલી રમતગમતનો
બધી વાર સાંભળુ છું સુમધુર બંસી ! ]

[ રઘુપતિનો પ્રવેશ ]

રઘુપતિ :—કોણ રે તું આ મંદિરે ?

અપર્ણા :—હું એક ભિખારિણી છું. જયસિંહ ક્યાં છે ?

રઘુપતિ :—માયાવિની ! અહિંથી ચાલી જા. ઉપદેવિ, શું જયસિંહને દેવીની સમીપમાંથી ખુંચવી લેવા માગે છે ?

અપર્ણા :—દેવીને મ્હારા તરફથી શો ભય છે ? ઉલટો હું ત્હેનો ભય કરું છું કે રખેને મ્હારા સર્વસ્વનો ગ્રાસ કરી જાય ?

[ ગાતાં ગાતાં પ્રસ્થાન.

ચાહિના અનેક ધન રોબોના અધિક ક્ષણ,
જેથા હો'તે આસિયાછિ સેથા જાબો ભાસિ !
તોમરા આનંદે રો'બે નવનવ ઉત્સવે
કિછુ મ્લાન નાહિ હોબે ગૃહભરા હાંસિ !

[ માગતી નથી અનેક ધન રહીશ નહિ અધિક ક્ષણ
આવી છું જ્યાંથી ચાલી જઇશ ત્યાં
ત્હમે રહેજો આનંદે નવનવ ઉત્સવે
જરા પણ ગ્લાનિ ઉત્પન્ન થશે
નહિ ગૃહ હાસ્યપૂર્ણ જ્યાં ]

---

### તૃતીય દૃશ્ય

મન્દિરની સામેનો રસ્તો.

જયસિંહ

જયસિંહ :—ચિંતાજાળ ! દૂર થાઓ ! દ્વિધા દૂર થાઓ ! ચિંતાના નરક કરતાં કાર્ય, પછી તે ગમે તેટલું ક્રુર અને કઠોર કેમ ન હોય, પણ હજાર દરજ્જે સારૂં. કાર્યને અમુક અંત હોય છે, જ્યારે ચિંતાને સીમ નથી ; બાષ્પ માદક પળે પળે તે હજારો મૂર્તિઓને પકડે છે—ચોતરફ ગમે તેટલાં ફાંફાં મારી મરે તેટલા પ્રમાણમાં પથ લુપ્ત થતો જાય છે. એક સારૂં બધા કરતાં સારૂં. ત્હમે સાચા, ગુરૂદેવ, ત્હમારો આદેશ સાચો—સાચો માર્ગ ત્હમારા જ ઇંગિત સુખે—હત્યા પાપ નથી, ભ્રાતૃ હત્યા પાપ નથી, અને રાજહત્યા યે પાપ નથી.—તેજ ખરૂં, તેજ ખરૂં. પાપ પુણ્ય નથી. તેજ સત્ય. ચિન્તા રહો, આત્મદેહ રહો ને વિચાર વિવેક યે રહો. કયાં જાઓ છો ભાઇઓ ? રહમજાય છે કે નિશિપુર મેળો

છે ત્યાં બધા જાઓ છો.—કુડી રમણીઓનો નાચ થશે કે ? હું પણ જાઉં છું.—આ ધરામાં કેટલાં સુખ છે—નિશ્ચિંત આનંદ ને સુખે નારીદલો નૃત્ય કરે છે—મધુર અંગના રંગભંગો કાંઠાને અથડાતા તરંગો માફક ચોતરફ ઉભરાઇ જાય છે. ચારે બાજુએથી નિશ્ચિંત આનંદે બધા ધાઇ આવે છે—ગીત ગાયનો ગવાય છે, હાસ્ય પરિહાસ વહે છે ને ધરણીની શોભા ઉજ્જવલ મૂર્તિ ધારણ કરે છે.—હું પણ ચાલ્યો.

[ ગાન ]

આમારે કે નિબિ ભાઇ. સૌંપિતે ચાઇ આપનારે !
આમાર એ મન ગલિયે, કાજ ભુલીયે,
સંગે તોદેર નિયે જારે.

[ ગાયન ]

[ મ્હને કોણ લેશે ભાઇ, સોંપવા માગું છું પોતાને ;
મ્હારૂં આ મન પીગળાવી, કામકાજ
ભૂલાવી, તારી સાથે લઇ જા રે ]

[ દૂર અપર્ણાનો પ્રવેશ ]

પેલી શું, પેલી અપર્ણા ! દૂર શા માટે ઉભી રહી છે ? જયસિંહ ગાયન ગાય છે તે અવાક્ બની સાંભળે છે ? બધું મિથ્યા, બૃહત્ છેતર પીંડી, તેથી જ હસે છે—તેથી જ ગાયન ગાઉં છું. પેલાં જુઓ, લોકો પણ રસ્તા પર ચિંતા વિના તેથી જ ચાલે છે; તેથી જ ન્હાની વાત લઇને આટલું કૌતુક અને હાસ્ય ને આટલું કુતુહલ ; તેથી જ આટલી બધી સંભાળપૂર્વક શણગારાઇ છે. જો સત્ય હોત તો શું આવું હોત ? સહજો અહિં આટલો આનંદ વહત ? તે પ્રમાણે તો વેદનાથી ભેદાયેલી ધરામાં વિશ્વવ્યાપી વ્યાકુલ રૂદન બંધ પડી જઇ અનંતકાલ સુધી મુંગું બની જાત. જો બંસી વેદનાથી ખરેખર રૂદન કરતી હોત તે સંગીત ફાટી જઇ કાંઇ પણ અવાજ થાત નહિ—તાર નીરવ થયા હોત. ત્યારે મિથ્યા જ આટલી હાંસી ; શ્મશાનને ખોળે ગોરી રમતગમતો ને ક્રીડા, વેદનાની પાસે સુઇ ગાયન. હિંસારી વાઘણના તીક્ષ્ણ પંજાને તળીએ પ્રત્યેક દિવસનાં કામકાજ ચાલે છે. જો સત્ય હોત તો, શું આ બનવા પામત ? હા, અપર્ણા, તું અને હું કોઇ સત્ય નહિ—તે જાણી સુખી થાઓ. રસહીન વિસ્મયમાં મુગ્ધ આંખો ખોલી શા માટે તાકી રહી છે ? આવ સખિ, બંને જણ મળી ચીરદિન સંસારથી પર થઇ ચાલી જઇએ—શુન્ય આકાશ તળે બે ન્હાના વાદળીના ટૂકડા માફક.

[ રઘુપતિનો પ્રવેશ ]

રઘુપતિ :—જયસિંહ !

જયસિંહ :—હું ત્હમને ઓળખતો નથી. મ્હારા અદ્રષ્ટ માર્ગે પોતાના માર્ગ પર બીજા સહસ્ર વટમાર્ગુઓ જેમ ચાલ્યા જાય છે તેમ ચાલ્યો જાઉં છું. તું મ્હને ઉભો રાખનાર કોણ ? તું ચાલ્યો જા—હું ચાલ્યો જાઉં !

રઘુપતિ :—જયસિંહ !

જયસિંહ :—આ રસ્તા સામે જ સરલ પથ-ભિક્ષા પાત્ર હસ્તમાં લઇ, મ્હારી ભિખારિણી સખીને સાથે લઇ ચાલ્યો જઇશ. કોણે કહ્યું કે સંસારનો રાજપથ દુરૂહ-અઘરો છે ? જેમ જઇશ તેમ, પણ દિવસને અંતે તો જીવનના અંતિમ લક્ષ્યે પહોંચીશ ; આચારવિચાર, તર્કવિતર્કની જાળ ક્યાં બંધ પડશે ? આ ક્ષુદ્ર થાકી ગએલ નરજન્મને ધરણીને ખોળે સમર્પીશ. બેચાર દિવસની મ્હારી સમષ્ટી : બેચાર જૂથ ભ્રાન્તિ ; ભય,-દુઃખ, સુખ, ક્ષીણ હૃદયની આશા, દુર્બલતાથી ભ્રષ્ટ અને ચૂરેચૂરા થયેલો જીવનભાર ; અનંત કાળને હાથે ગંભીર વિશ્રામ ફરી આણી દેતો,—એ જ તો સંસાર ! શાસ્ત્રની વિધિઓ શા કામની ? ગુરૂનું શું કામ ?-પ્રભુ, પિતા, ગુરૂદેવ, શું બોલતો હતો ? આટલી વાર સુધી સ્વપ્નમાં હતો, આ રહ્યું તે મંદિર, પેલો રહ્યો અટલ કઠણ દૃઢ નિષ્ઠુર સત્યની માફક ઉભેલો કબીરવડ. કહો હુકમ

ફરમાવ્યો હતો ? ભૂલી જઇ શકતો નથી, કેવી રીતે ભુલી જઇ શકું. આ જુઓ

[છરી બતાવીને]

ત્હમારો હુકમ સ્મૃતિમાં, અંતરમાં અને બહાર તીક્ષ્ણ થતો જાય છે. બીજો શો હુકમ છે, પ્રભુ !

રઘુપતિ :—એ બાલિકાને મંદિરમાંથી દૂર કર. એ માયાવિનીને, ત્હારી જાદુગરી જાણું છું. ત્હેને દૂર કર.

જયસિંહ :—દૂર કરી દઇશ ! મ્હારા જેવી દરિદ્ર, મંદિરઆશ્રિત, હાય ! મ્હારી માફક સાથી વિનાની, અકંટક ફૂલ જેવી નિર્દોષ, નિષ્પાપ, શુભ્ર, સુંદર, સરલ, સુકોમળ, વેદનાપીડિત, ત્હેને દૂર કરી દેવી પડશે ? ગુરૂદેવ તે યે કરીશ. ચાલી જા અપર્ણા ! દયા માયા, સ્નેહ, પ્રેમ બધું ભુલી ચાલી જા ! અપર્ણા જા મર. સંસારની બહાર જો કોઇ નહિ હોય તો યે દયામય મૃત્યુ તો છે ? અપર્ણા, ચાલી જા.

અપર્ણા :—જયસિંહ, આ મંદિર છોડી દઇ તું ચાલ્યો આવ, બંને જણ ચાલ્યાં જઇએ.

જયસિંહ :—બંને જણ ચાલ્યાં જઇયે ! એ પણ શું સ્વપ્ન નથી ! એકવાર મ્હને સ્વપ્નમાં આ જગત સ્વપ્ન લાગ્યું હતું ! તેથીજ સુખે હસ્યો હતો, ગાયન ગાયું હતું. પણ આ સત્ય જો— હવે સુખની વાત વધારે ન કર,—સ્વાધિનતાનું પ્રલોભન દેખાડ નહિ— હું સત્ય કારાગૃહે બંદી છું.

રઘુપતિ :—જયસિંહ, મિષ્ટ આલાપનો વખત નથી ! એ બાલિકાને દૂર કરી દે.

જયસિંહ :—અપર્ણા, ચાલી જા.

અપર્ણા :—જઇશ શા માટે ?

જયસિંહ :—એને ત્હને નારી— અભિમાન છે ?

અપર્ણા :—અભિમાન નથી. જયસિંહ, ત્હારી વેદના મ્હારી સકલ વ્યથા—સર્વ ગર્વ— કરતાં વધારે છે. મ્હને કાંઇ અભિમાન નથી.

જયસિંહ :—ત્યારે હું જાઉં છું. જ્યાં સુધી અહિં રહેશે ત્યાં સુધી ત્હારું મોં જોઇશ નહિ. ચાલી જા અપર્ણા.

અપર્ણા :—(રઘુસિંહને) નિષ્ઠુર બ્રાહ્મણ ! ત્હારા બ્રાહ્મણત્વને ધિક્ ! હું ક્ષુદ્ર નારી ત્હને અભિશાપ દઇ જાઉં છું. આ બંધનમાં જયસિંહને બાંધી રાખી શકીશ નહિ.

[પ્રસ્થાન]

રઘુપતિ :—વત્સ, માથું ઉંચું કર. એક વખત વાત કર. પ્રાણપ્રિય, પ્રાણાધિક, શું મ્હારે પ્રાણે અગાધ સમુદ્ર જેટલું સ્નેહ-વાત્સલ્ય નથી ? હજી યે જોઇએ છે ? હું આ જન્મનો મિત્ર. બે ઘડીનો માયાપાશ જો તૂટી જાય તો આટલો કલેશ શા માટે ?

જયસિંહ :—થોભો પ્રભુ, સ્નેહકથા વધારે કરશો નહિ. મનમાં માત્ર કર્તવ્ય રહ્યું છે. સ્નેહ પ્રેમ તરૂલતા, પત્રપુષ્પની માફક માત્ર ધરણી ઉપર આવે જાય, સુકાય અને નવનવાં સ્વપ્ન માફક ગળી જાય છે—અનંત હૃદયભાર સમ શુષ્ક ને રૂક્ષ પાષાણનો સ્તુપ રાત્રીદિન નમી રહે છે.

[પ્રસ્થાન]

---

## ચતુર્થ દૃશ્ય.

### મંદિરનું આંગણું
### લોકનું ટોળું

ગણેશ :—આ વખત મેળામાં એટલાં માણસો થયાં નહિ !

અક્રુર :—આ વખતે માણસો થાય જ કેવી રીતે ? હવે તો હિંદુનું રાજત્વ વધારે વાર રહ્યું નહિં ! એ જાણે નવાબનું રાજ્ય થઇ ગયું ! પૂજારીનો બલિ પણ બંધ થઇ થઇ ગયો, તો મેળામાં લોકો આવે કે ?

કાનુ :—ભાઇ, રાજાને તો એ બુદ્ધિ નહતી. માલુમ પડે છે કે કાંઇ તેનામાં ભૂત ભરાયું છે.

અક્રુર :—જો કાંઇ ભરાયું હોય તો કોઇ મુસલમાનનું ભૂત ભરાયું છે, તેમન હોય તો બલિનો શા માટે નિષેધ કરે ?

ગણેશ :—પછી ગમે તેમ બોલો, એ રાજ્યનું મંગલ થશે નહિ

કાનુ :—પુરોહિત મહારાજે તો પોતેજ કહી દીધું છે કે ત્રણ માસ કોઇ મરો લાગુ પડી દેશ ઉજ્જડ વેરાન થશે.

હારૂ :—ત્રણ માસ શા માટે, જેમ દેખાય છે તે પરથી જણાય છે કે ત્રણ દિવસ પણ લાગશે નહિ. આ જોને અમારો માધીયો અઢી વરસ થયાં બીમારી ભોગવતો ભોગવતો જેમતેમ કરી બચી રહ્યો હતો, અને જ્યારે બલિ બંધ પડ્યો કે તરતજ મરી ગયો.

અક્રુર :—ના રે, તેને મરી ગયાને તો ત્રણ મહિના થઇ ગયા.

હારૂ :—ત્રણ માસ તો જરૂર થયા હશે, ને નહિ થયા હોય તો યે શું ? કિન્તુ આ વર્ષે જ તો મરી ગયો છે.

ક્ષાંતમણિ :—અરે, તેનું શું ? મ્હારા જેઠનો છોકરો, તે મરી જશે એમ કોણ જાણતું હતું. ત્રણ દિવસનો જ્વર ! ને જેવી વૈદ્યની ગોળી ખાધી કે તરતજ આંખ ફાટી ગઇ !

ગણેશ :—તે દિવસે મથુરહાટીની માર્કેટમાં આગ લાગી હતી અને એકે ઝુંપડું પણ બાકી રહ્યું હતું નહિ !

ચિંતામણિ :—આ બધી વાતનું કામ શું ? દેખતા કેમ નથી, આ વર્ષે ડાંગર જેટલી સસ્તી થઇ છે તેટલી કોઇ વર્ષે થઇ ન હતી. આ વરસે ખેડુતનાં કપાળમાં શું છે તે કોણ જાણે ?

હારૂ :—ઓ ! રાજા આવે છે રે ! સવારના પહોરમાંજ અમારા એવા રાજાનું મોઢું જોયું કે દિવસ કેવો જશે તે કોણ જાણે ? ચાલો, અહિંથી છટકી જઇએ.

[ બધાનું પ્રસ્થાન.

[ ચાંદપાલ અને ગોવિન્દમાણિક્યનો પ્રવેશ ]

ચાંદપાલ :—મહારાજ, સાવધાન રહો. ચોતરફ આંખકાન ખડાં જ રાખું છું–રાજનું ઇષ્ટ–અનિષ્ટ કશું મ્હારી જાણ બહાર નથી. મહારાજ, ત્હમારી પ્રાણહત્યા માટે ગુપ્ત વાટાઘાટ સ્વકાને સાંભળી છે.

ગોવિન્દમાણિક્ય :—પ્રાણહત્યા ? કોણ કરશે ?

ચાંદપાલ :—બોલતાં સંકોચ થાય છે. ભય લાગે છે કે રખેને ખરેખરી કટારી કરતાં નિષ્ઠુર અહેવાલ રાજાના હૃદયને અધિક આઘાત કરે !

ગોવિન્દમાણિક્ય :—અસંકોચે બોલી જા. રાજાનું હૃદય સતત આઘાતો સહવાને તૈયારજ હોય છે. કોણ આવી ગોઠવણી કરે છે ?

ચાંદપાલ :—યુવરાજ નક્ષત્રરાય

ગોવિન્દમાણિક્ય :—નક્ષત્ર ?

ચાંદપાલ :—મહારાજ, સ્વકાને સાંભળ્યું છે. રઘુપતિને યુવરાજે મળી છુપી રીતે મંદિરમાં બેસીને બધી વાત નક્કી કરી દીધી છે.

ગોવિન્દમાણિક્ય :—એ પ્રહરમાં આ જન્મનાં બંધનો તોડવાનું નક્કી થઇ ગયું ? હાય, વિધિ !

ચાંદપાલ :—દેવતા સમક્ષ ત્હમારૂં રક્ત આણી દેશે—

ગોવિન્દમાણિક્ય :—દેવતા સમક્ષ ? ત્યારે નક્ષત્રનો તો વધારે દોષ નથી. જાણવામાં આવ્યું છે કે દેવતાના નામે મનુષ્ય મનુષ્યત્વનું હરણ કરે છે. ભય નહિ, ત્હારે કામે જા. હું સાવધાન રહીશ.

[ ચાંદપાલનું પ્રસ્થાન.

મહાદેવી, રક્ત નહિ; ફૂલ લાવ્યો છું, માત્ર ભક્તિ ! હિંસા નહિ અને ધમકી યે નહિ ! મા જનનિ, આ જગતમાં દુર્બલો બહુ અસહાય છે–લાચાર છે. બાહુબળ

બહુ નિષ્ઠુર છે, સ્વાર્થ બહુ ક્રુર છે, લોભ બહુ સખત છે, અજ્ઞાનતા એકદમ આરૂઢ છે, અને ગર્વ કોઇપણ લાગણી દુભવ્યા વિના ક્ષુદ્રોને પગ તળે દબાવી ચાલ્યો જાય છે! અહિં સ્નેહ અને પ્રેમ અતિ ક્ષીણતામાં છે અને સ્વાર્થથી પલકવારમાં ભૂંસાઇ જાય એવો છે. જનની, તું પણ જો ત્હારૂં ખડ્ગ ઉગામે, રક્ત પીવા જીભ લંબાવે ત્યારે તો બધે અંધારૂં? ભાઇ ત્યારે હવે ભાઇ નહિ, પતિ પ્રતિ સતી અમાયાળુ, મિત્ર શત્રુ, મનુષ્યનું નિવાસગૃહ લોહીથી ગોઝારૂં બન્યું છે, હિંસા પુણ્ય ને દયાને દેશનિકાલ કરવામાં આવ્યાં છે. હવે વધારે નહિ, હવે વધારે વખત નહિ, છુપો વેશ છોડો, હજુયે સમય થયો નથી? હજી પણ ત્હારૂં પ્રલયરૂપ રહેશે? મ્હારા માથા વાસ્તે—મ્હને મારી ના ખવા ખાતર ચોતરફથી ખડ્ગ ઉઠે છે, માતા, એ શું ત્હારા ચતુર્ભુજેથી ઉઠે છે? તે થશે! ત્યારે તેજ બનો! જણાય છે કે મ્હારા રક્તપાતે હિંસાનલ બુઝાશે. ધરણી આટલી હિંસા સહન કરશે નહિ! રાજહત્યા! ભાઇથી ભ્રાતૃહત્યા! સમસ્ત પ્રજાની છાતીએ વેદના થશે, સમસ્ત ભાઇઓના પ્રાણ રૂદન કરી ઉઠશે! મ્હારા રક્તે હિંસાનો માતૃવેશ દૂર થશે અને રાક્ષસી આકાર પ્રકાશશે. આ જ જો ત્હારૂં દયાનું વિધાન હોય તો તે પ્રમાણે બનો!

[ જયસિંહનો પ્રવેશ ]

જયસિંહ :—બોલ ચંડિ! ખરેખર તું રાજરક્ત માગે છે? આ વખતે જ બોલ ત્હારે મોઢે જ બોલ, માનવભાષામાં જલદી બોલ, ખરેખર જ ત્હારે રાજરક્ત જોઇએ છે?

[ નેપથ્યેથી ] —જોઇએ છે!

જયસિંહ :—ત્યારે મહારાજ, ઇષ્ટ દેવતાનું નામ લો! ત્હમારો કાળ નિકટ આવ્યો છે!

ગોવિન્દમાણિક્ય :—જયસિંહ, શું બન્યું છે?

જયસિંહ :—ત્હમારા પોતાના કાને નહિ સંભળાયું? દેવીને પૂછ્યું કે 'સાચે જ તું રાજરક્ત માગે છે?' દેવીએ જાતે જ કહ્યું "જોઇએ છે"!

ગોવિન્દમાણિક્ય :—જયસિંહ, દેવીએ નહિ, અંતરપટમાંથી રઘુપતિએ કહ્યું. પરિચિત સ્વર હતો.

જયસિંહ :—રઘુપતિએ કહ્યું? અંતરપટેથી? નહિ, નહિ, વધારે વખત નહિ. હવે કેવળ સંશયમાંથી વધુ સંશયમાં ઉતરી શકતો નથી! જ્યારે હું કિનારા પાસે આવું છું ત્યારે મ્હને કોણ અગાધમાં ફેંકી દે છે? તે પેલો અવિશ્વાસી દૈત્ય! હવે ચાલશે નહિ! ગુરૂ હો યા દેવી હો, એકજ વાત.

[ કટારી બ્હાર કાઢે છે.]

ફૂલ લે, મા! લે, મા! ફૂલ લે. ત્હારે પગે પડું છું, માન ફૂલ લે અને સંતોષ માન. હવે રક્ત નહિ, મા! રક્ત નહિ! એ પણ રક્તનાં જેવાંજ રંગીન લાલ છે. એ જાસવંતીનાં ફૂલો પૃથ્વીની માતૃછાતીમાંથી ફાટી દુઃખિત ધરાની સ્નેહવેદના પેઠે સંતાનના રક્તપાતે ખીલી ઉઠ્યાં છે. લેવાં પડશે. એજ લેવાં પડશે! હું ત્હારા રોષથી ડરતો નથી! રક્ત દઇશ નહિ! ત્હારી આંખો લાલ ચોળ કર! ત્હારૂં ખડ્ગ ઉગામ! ત્હારો સ્મશાનનો જુલમ આણ! હું ડરતો નથી!

[ જયસિંહ સિવાય બધાનું પ્રસ્થાન]

આ શું થયું, હાય! દેવી, ગુરુ જે હતા તે બધું યે એક પહોરમાં ભુલી ગયો—વિશ્વમાં હવે કોઇ રહ્યું નથી!

[ રઘુપતિનો પ્રવેશ ]

રઘુપતિ :—બધું મ્હેં સાંભળ્યું છે. બધુંય નકામું ગયું! ઓ અકૃતજ્ઞ! ત્હેં શું કર્યું!

જયસિંહ :—દંડ દો, પ્રભુ!

રઘુપતિ :—બધું ભાંગી નાંખ્યું! બ્રહ્મશાપ અર્ધે રસ્તેથી પાછો વાળ્યો! ગુરુનું વાક્ય ઉલ્લંઘ્યું! પોતાની બુધ્ધિને બધા કરતાં મ્હોટી કરી! આ જન્મનું સ્નેહઋણ આ પ્રમાણે વાળ્યું!

જયસિંહ :—હા, પિતા!

રઘુપતિ :—શો દંડ દઉં?

જયસિંહ :—પ્રાણદંડ!

રઘુપતિ :—નહિ, ત્હેના કરતાં યે ભારે દંડ કરવા માગું છું! દેવીના ચરણનો સ્પર્શ કર!

જયસિંહ :—સ્પર્શ કર્યો.

રઘુપતિ :—ત્યારે બોલ શ્રાવણની છેલ્લી રાત્રીએ દેવીને ચરણે રાજરક્ત આણી આપીશ.

જયસિંહ :—હું શ્રાવણની છેલ્લી રાત્રીએ દેવીને ચરણે રાજરક્ત આણી આપીશ.

રઘુપતિ :—ચાલ્યો જા.

## તૃતીય અંક

### પ્રથમ દૃશ્ય.

મંદિર

લોકોનું ટોળું–રઘુપતિ અને જયસિંહ

રઘુપતિ :—ત્હમો બધા અહિં શા માટે આવ્યા?

સઘળાં :—અમે માતાનાં દર્શન કરવા આવ્યા છીએ.

રઘુપતિ :—ખરે! દર્શન કરવા આવ્યા છો? હમણાં જે ત્હમારે બે આંખો છે તે શું માત્ર ત્હમારા બાપના પૂણ્યે? માતા ક્યાં? દેવી આ રાજ્ય છોડી ચાલી ગઇ છે. ત્હમો દેવીને રાખી શક્યા નહિ! તે ચાલી ગઇ છે.

સઘળાં :—કેનો સર્વનાશ! મહારાજ-શું વાત કરો છો! અમે શું કર્યું છે?

નિસ્તારિણી :—મ્હારા ભાણીઓને રોગ લાગુ પડયો હતો તેથી જ કેટલાક દિવસ થયાં પૂજા કરવા આવી શકી હતી નહિ!

ગોવર્ધન :—મ્હારાં બે એક બકરાંને બલિ દઇશ એમ ઘણા દિવસથી વિચાર કરી રાખ્યો હતો, એટલામાં રાજાએ બલિ બંધ કરી દીધો, તેમાં હું શું કરું?

હારુ :—ને અમારા ગંધમાદને માનતા કરી હતી તે તેણે માનતા ચઢાવી નહિ. પણ માએ પણ તેના બદલામાં તેવીજ ત્હેને સજા કરી છે! ત્હેનું પેટ વધીને ઢોલક જેવું થઇ ઉઠયું છે—આજ બિછાનામાં પડયે છ માસ થયા! ઠીક થયું છે. આપણો મહાજન છે તેથી જાણે માને ઠગી શકશે!

અક્રુર :—ત્હમે ચુપ રહો! જુઠો ઘોંઘાટ મચાવશો નહિ. અચ્છા, મહારાજ, મા કેમ ચાલી ગઇ છે? અમારો શો અપરાધ થયો છે?

રઘુપતિ :—માતા વાસ્તે એક ટીપું માત્ર લોહી દઇ શક્યા નહિ, એવી તો ત્હમારી ભક્તિ?

અનેક :—રાજાની આજ્ઞા. ત્યાં અમે શું કરીએ?

રઘુપતિ :—રાજા કોણ? ત્યારે શું માતાનું સિંહાસન રાજા કરતાં નીચું? ત્યારે ઓ! માતૃહીન! ત્હમારા રાજાને લઇને રહો, જોઉં છું ત્હમારો રાજા ત્હમારી કેવીક રક્ષા કરે છે!

[સઘળા ભયભીત થઇ ગળગળા સ્વરે વાર્તાલાપ કરે છે.]

અક્રુર :—ચુપ રે! સંતાન જો અપરાધ કરે તો માતા દંડ દે, પણ એકદમ છોડીને ચાલ્યાં જાય એ માતાને લાયક હતું? બોલી દો, શું કરવાથી માતા પાછાં આવશે.

રઘુપતિ :—ત્હમારો રાજા જ્યારે રાજ્ય છોડી જશે ત્યારે માતા પણ રાજ્યમાં પાછાં પગ મુકશે.

[ નિસ્તબ્ધભાવે પરસ્પર મૂખાવલોકન ]

ત્યારે ત્હમો જોશો? અહિં આવો, ઘણે દૂરથી આશા કરીને જ્યારે માતાને જોવા આવ્યા છો ત્યારે એકવાર સંમેખદર્શન કરો.

[ મંદિરના દ્વારનું ઉઘડવું. પ્રતિમાનો પાછળનો ભાગ દેખાય છે. ]

**સઘળાં** :—આ શું ? માતાજીનું મુખ કઇ બાજુએ ?

**અક્રુર** :—અરે, એ તો મા વિમુખ થઇ છે.

**સઘળાં** :—ઓ મા, ફરી ઉભાં રહો ! ફરી ઉભાં રહો ! ફરી ઉભાં રહો ! એકવાર ફરી ઉભાં રહો ! મા ક્યાં ! મા ક્યાં ! મા, અમે ત્હને ફરી આણીશું ! અમે ત્હને છોડીશું નહિ ! અમારે રાજા જોઇતો નથી ! મરો રાજા !

**જયસિંહ** :—[ રઘુપતિની નજીક આવી. ] પ્રભુ, હું એક શબ્દ પણ ન બોલું ?

**રઘુપતિ** :—ના !

**જયસિંહ** :—સંદેહનું કાંઇ કારણ નથી ?

**રઘુપતિ** :—ના.

**જયસિંહ** :—બધુંજ શું માની લઉં ?

**રઘુપતિ** :—હા.

[ બાજુએ આવી ]

**અપર્ણા** :—જયસિંહ, આવ જયસિંહ, આ મંદિર છોડી શીઘ્ર આવ.

**જયસિંહ** :—છાતી ફાટી ગઇ !

[રઘુપતિ, અપર્ણા અને જયસિંહનું પ્રસ્થાન ]

[ રાજાનો પ્રવેશ ]

**પ્રજાગણ** :—રક્ષા કરો મહારાજ, અમારી રક્ષા કરો—માતાને ફરી આણો.

**ગોવિંદમાણિક્ય** :—વત્સગણ, સાંભળો ! ત્હારૂં પ્રાણપણ સાધો. જનનીને પાછી આણી આપીશ.

**પ્રજા** :—જય હો મહારાજ, જય હો ત્હમારો !

**ગોવિન્દમાણિક્ય** :—એકવાર ત્હમને પૂછું છું, ત્હમે શું માતાના ગર્ભમાં જન્મ નથી લીધો ? ભ્રાતૃગણ, ત્હમે તો કોમલહૃદયે માતૃસ્નેહસુધાનો અનુભવ કર્યો છે, ! જોઉં, માતા શું નથી ? માતૃસ્નેહ અ પ્રાચીન અને પવિત્ર છે, સૃષ્ટિની પ્રથમ માત્ર માતૃસ્નેહજ એકલો આંખો ના તરુણ વિશ્વને ખોળામાં લઇને જાગ્યો હ આજે પણ તે માતૃસ્નેહ ધૈર્યની પ્રતિમા બેઠો છે ; કેટલા યે ઉપદ્રવો, કેટલા યે શ કેટલી યે વ્યથા, કેટલો યે અનાદર—અ સન્મુખે ભાઇનો ભાઇથી રક્તપાત, કેટલી નિષ્ઠુરતા, કેટલો યે અવિશ્વાસ—મુંગી વેદ સહન કર્યાં છે, છતાંયે તે જનની હ દુર્બળોને માટે ખોળો પહોળો કરી એકદમ જે નિરુપાય છે ત્હેમને માટે પોતા બધું હૃદય સોંપી દઇ બેઠી છે. આજ આપ કયો અપરાધ કર્યો છે કે જેથી ત્હેને માટે અસીમ સ્નેહ આ સંસારને ચીરમાતૃહી અને અનાથ બનાવી ચાલ્યો ગયો ! વત્સગણ ભ્રાતૃગણ, બોલો, મુક્તકંઠે બોલો, એવે કયો અપરાધ કર્યો છે ?

**કોઇ કોઇ** :—માતાજીના બલિનો નિષે કર્યો છે ! માની પૂજા બંધ—!

**ગોવિન્દમાણિક્ય** :—બલિ નિષેધ કરવામ આવ્યો છે તેથી, તે અભિમાનથી, માત વિમુખે થઇ છે, મરો ચાલે છે, ઉપવાસ, અના વૃષ્ટિ, અગ્નિ, રક્તપાત વગેરે ચાલી રહ્યાં છે ! માતા, ખરે ! એવી અમારી માતા ! પળે પળે ક્ષીણ શિશુને સ્તન આપી માતા બચાવે છે, તે શું ત્હેના રક્તપાનના લોભથી ? આવા માતૃઅપમાને જ્યારે મનમાં સ્થાન લીધું ત્યારે આ જન્મની માતૃસ્નેહસ્મૃતિમાં યે વ્યથા પ્હોંચી નહિ ?—'રક્ત માગું છું, રક્ત માગું છું' એવી માતા ગર્જના કરે છે, મુંગો દુર્બળ જીવ પ્રાણભયે થરથર કંપે છે— દયાહીન નરનારીઓ રક્તમત્તતામાં નાચ કરે છે, એ શું માનો પરિવાર ! પુત્રગણ, એ શું માતાની સ્નેહછબી ?

( અપૂર્ણ. )

# મી. મેથેસન લૅંગ.

## વિધવિધ સ્થળોને અનુકૂળ દૃશ્યો ખડાં કરવાની ત્હેની ચાલાકી



લેખક :—
રા. શેઠ મોહનલાલ મણિલાલ



વિજ્ઞાનના, હુન્નર ઉદ્યોગના, કળાના, કેળવણીના કે કોઇ પણ અન્ય ક્ષેત્રમાં 'સંપૂર્ણતા'ના ઉચ્ચતમ શિખર ઉપર પહોંચ્યા વિના પ્રજા સમક્ષ કદાપિ બહાર નહિ પડવાની વિશિષ્ટતા એ પાશ્ચિમાત્ય લોકોની સફળતાનું અને જગત્ તરફથી ત્હેમને મળતા



મોરોક્કોમાં ખરીદેલ "નેકલેસ" સહિત મી. મેથેસન લૅંગ "શાઇલોક" ના પોષાકમાં.

અભિનંદનનું મૂળ કારણ છે. - અભિનય કળાને 'તરગાળાનો ધંધો' ગણી, આપણે ત્યાં થાય છે તેમ ત્હેને ધૂત્કારી કાઢ્યા વિના, ત્હેને પણ ઉચ્ચ સ્થાને મૂકી, યુરોપવાસીઓએ ત્હેને પોષણ આપવામાં કચાશ રાખી નથી. આથી ત્હેમની રંગભૂમિ, માત્ર થોડાક કલાકના વિનોદના સાધનનો નહિ પરંતુ આદર્શ કલાના પ્રતિબિંબ પાડતા મુકુરનો ભાસ કરાવે છે. હિંદમાં આનાથી ઉલ્ટીજ વૃત્તિ દેખાય છે. પચીસ વર્ષના નાયકનો ભાગ ભજવવાનો હોય ત્યાં રૂપેરી વાળને કલપ લગાડી ગોદડચંદ 'સ્ટેજ'ને ધમધમાવે અને ત્હેમની પત્ની બનનારો ઉમ્મરમાં એટલો ન્હાનો હોય કે નાટકનો સાર વાંચ્યો ન હોય તો એ ગોદડચંદની પુત્રી હશે કે "સેકન્ડ હેન્ડ" બૈરી હશે તે માટે જોનારને દસેક મિનીટ વિચાર કરી જોવો પડે. આવી વસ્તુસ્થિતિમા પ્રેક્ષકને તિરસ્કાર થાય અને કંપની ખીચડીખાઉ ગણાય તે સ્વાભાવિક છે.

દેશી ફીલ્મમાં પણ આવી રીતે ધર્મની ભાવનાઓ અને અસલના સુદર ને પવિત્ર વાતાવરણનું ખૂન કરવામા આવતું જોવાય છે. દ્રોપદી ઘરમાં બેઠી હોય ત્યા પણ ત્હેના પગમાં વ્હાઇટવે લેઇડલોની સપાટ ચમકારા મારતી હોય અને યુધિષ્ઠિરનો પટાવાળો ફોર્ડ મોટરકાર પાસે ઉભો ઉભો મૂછો આમળતો હોય! આ કથનમા અતિશયોક્તિ જણાતી હશે, પરંતુ ગણીગાંઠી સધ્ધર કંપનીઓના અપવાદ સિવાય, પોણોસો કે એંશી કંપનીમાં આવીજ અંધાધુંધીનું સામ્રાજ્ય હોય છે.

રંગભૂમિ ઉપર કેટલીક વાર દૂર દૂરના દેશના રહેવાસીઓ, પહેરવેશ, દશ્યો વગેરે બતાવવાં પડે છે અને



મી. મેથેસન લેંગ 'ઓથેલો' તરીકે

ત્હેમાંજ ડાયરેકટરને ત્હેની બધી અક્કલ ખરચી નાખવી પડે છે. આ બાબત રજુ કરવામાં ખામી આવતાંજ ડાયરેકટરનાં ચાતુર્ય અને દીર્ઘ-દૃષ્ટિની કિંમત અંકાઇ જાય છે.

જે દેશનાં દૃશ્યો, પ્રજાઓ વગેરે બતાવવાનાં હોય ત્હેનું જ અદ્ભૂત રીતે આબેહૂબ વાતાવરણ ઉત્પન્ન કરી, પ્રેક્ષકગણને ત્હેમાં ડૂબાવી દઇ, ઘડીભર ભૂલ થાપ ખવડાવી નાખવાની, તે જુદી જ દુનિયામા છે એવું ત્હેને ઘડીભર મનાવવાની દુર્ઘટ કળા હસ્તગત કરનાર એક વ્યક્તિ તે મી. મેથેસન લેંગ છે. આબેહુબ અનુકરણ કરવાની શક્તિને



આ મસ્જીદ પરથી લંડનમા ભજવવાના કોઇ નાટકમા આબેહુબ દૃશ્ય લાવવાનો મી. મેથેસન લેંગને ખ્યાલ આવેલો



'ઓથેલો'ના ચ્હેરાના આબેહુબ રંગ ને ઉઠાવ માટે આ આયાના ચ્હેરા પરથી મી લેંગને ખ્યાલ ઉપજેલો.

લીધે પ્રખ્યાત અને પ્રિય થઇ પડેલો મી. લેંગ જેની છબીને ટેરવે ન રમતો હોય એવો કોઇક જ ઇંગ્લંડવાસી હશે. જુદાજુદા દેશની પ્રજાઓના સંસર્ગમાં પોતે જાતે જ ન આવે તો ત્હેનું જ્ઞાન અપૂર્ણ રહે માટે મી મેથેસન લેંગ હંમેશાં દેશપરદેશ ફર્યાજ કરે છે; અને બારીક અવલોકન કરી, સંપૂર્ણ કેમ થવાય ત્હેના વિચાર કરે છે. આવી જાતના ત્હેમના એક વખતના પ્રવાસનું વર્ણન,

ત્હેમના પોતાના વિચારો સાથે, પરંતુ મ્હારી પોતાની ભાષામાં નીચે આપું છું. મી. લેંગ કહે છે:—

"પૂર્વ તરફના કોઇ દેશનું યોગ્ય નાટક હાથમાં આવતાં, પૂર્વની ખરેખરી વસ્તુસ્થિતિ અને ચમત્કાર પશ્ચિમની રંગભૂમિ–આલમમાં રજુ કરવાં::એજ હમેશાં મ્હારું લક્ષ્ય થઇ પડ્યું છે. પશ્ચિમવાસીની





જંઝીબારનાં આ મકાન પરથી 'શાઇલૉક'ના ઘરનો ખ્યાલ લેવાયેલો

કલ્પનામાં "પૂર્વ આવું હશે–તેવું હશે" એ જાતનું નહિ, પરંતુ ત્હેણે નજરોનજર જોએલું અને સ્મૃતિ–પટમાં કોતરેલું એવું વાતાવરણ હું ઉભું કરવા ઇચ્છું છું."

"મ્હારા સદ્‌ભાગ્યે મ્હને લગભગ આખા વિશ્વ ઉપર આફ્રિકા, હિંદ, સિલોન, ચીન

રંગભૂમિના પોશાકના કોઇક નમુના માટે આ "સ્નેપશોટ" લેવાયો છે.

વગેરે દેશોની પ્રદક્ષિણા કરવાનું મળ્યું છે. મ્હારા મનમાં જેટલાં અસંખ્ય સ્મરણો રહી ગયાં છે તેટલાજ 'સ્નેપશૉટ'થી મ્હેં સાથે રાખેલી મ્હારી બેગ અત્યારે ભરપૂર છે અને પૂર્વમાંથી લીધેલાં ખરેખરાં કપડાં અને ત્યાંની કેટલીક નવાઇની ચીજોથી મ્હારી ટ્રંક ખીચોખીચ



આ 'જંતુ'ના પહેરેશ ઉપયોગ ક્યારેક થશે.

ખડકાઇ છે. મ્હેં એ સઘળી વસ્તુઓને સંગ્રહી છે અને કાળજીપૂર્વક રાખી મૂકી છે—ફક્ત એકજ હેતુથી. જ્યારે મોડાઝહેલા કોઇ ખેલમાં પૌર્વાત્ય ભૂમિનાં વાસ્તવિક દૃશ્યો અને પોષાકની આવશ્યકતા જણાય ત્યારે ત્હેમનો ઉપયોગ કરવાના હેતુથી. અમુક મકાન, મહોલ્લો કે મનુષ્ય આવું કે તેવું હતું એ 'યાદ' તો કોઇ પણ રાખી શકે. પરંતુ એકાદ ચિત્ર કે વેશ કોઇની સમક્ષ કાઢી ત્હેને એમ કહેવાને સમર્થ થઇએ કે, 'જો, આ રહી, ત્યાંની પાઘડી !' તો તે વધારે સારૂં ખરૂંજ ને !'

આગળ ચાલતાં મી. લેંગ કહે છે, 'મી. યુ,' 'મર્ચન્ટ ઑફ વેનીસ,' અને 'ઓથેલો' ના મ્હારા ભાગ ભજવતાં મ્હેં પૂર્વમાંથી એકઠી કરેલી વસ્તુઓનો સારી પેઠે ઉપયોગ કર્યો હતો. હજુ ગર્ભસ્થ હોય એવાં કેટલાંક નાટકોમાં, ભવિષ્યમાં મ્હારી એ ભંડારના ખજાનાનો વધુ ઉપયોગ થશે."

દૃષ્ટાંત તરીકે ઝંઝીબાર લઇએ. પીકાડીલીથી ઘણેજ દૂર ત્યાં એક આશ્ચર્યકારક અને ચેતનવંતું સ્થાન છે. શ્વેત ગૃહરાજીની વચ્ચેથી સૂર્યપ્રકાશમાં લ્હેરથી ચાલ્યો જતો એક સુંદર અને વૃધ્ધ આરબ શેખ મ્હને ઝંઝીબારમાં મળી આવ્યો. હવામાં ઉડતા ત્હેના ઝભ્ભાએ અને આકર્ષક દેખાવે મ્હારૂં ધ્યાન ખેંચ્યું અને મ્હેં મ્હારી પત્નીને કહ્યું, "ઑથેલોને માટે આ ઝભ્ભો તદ્દન યોગ્ય છે; ઑથેલોએ બરાબર આવોજ પહેર્યો હશે."

એ ભપકાદાર આરબ મહાશય ત્હેમનો ફોટો પાડવાની અનુજ્ઞા આપશે કે નહિ તે વિષે અમે અમારા બોમીઆને પુછ્યું. બોમીઓ ખસડક ખસડક શેખ પાસે જઇ આવ્યો "ફોટો લેવા દેશે," એણે પાછા આવતાં દાંત કચકચાવી કહ્યું.

શેખ સાહેબે સીનેમાના કોઇ પ્રખ્યાત ખેલાડીની માફક તડકામાં 'પોઝ' લીધો અને કૅમેરાના કામની પૂર્ણાહૂતિ થતાંની સાથેજ એકદમ બોમીઆ સાથે રસપૂર્વક વાર્તાલાપમાં ઉતરી પડ્યા. એમના વાર્તાલાપમાં 'ગાબી' શબ્દ વારંવાર આવતો હતો.

એ બધો સમય, તે વૃધ્ધ પુરૂષ અમારી તરફ ટગર ટગર જોઇ રહીને વાતો કરતા હતા એટલે મ્હેં બોમીઆને વાતનો વિષય શો હતો તે પુછ્યું. બોમીઓ હસી પડ્યો, શેખ પાસે ગયો, પાછો આવ્યો અને ફરી પાછો ખડખડાટ હસી પડી બોલ્યો, "બહુજ મ્હોટા માણસ છે, હાં ! એમને બૈરી ખરીદવી છે."

"કઇ બૈરી ?" મ્હેં ગુંચવાઇને પુછ્યું.

મ્હારા આશ્ચર્ય વચ્ચે બોમીઆએ હાથ ઉંચો કર્યો અને મ્હારી પત્ની તરફ આંગળી ચીંધી.

ખચિત, શેખની ઇચ્છા પરિપૂર્ણ થઇ ન શકી એ કહેવું જરૂરનું નથી, છતાં મ્હારી પત્ની તો બોમીઆની મારફતે એ ગડીઆ સાથે ચાલાકીથી અને ફોસલાવી પટાવીને વાતો કરીને, ત્હેની પાસેથી, ત્હેણે પહેર્યો હતો તેવો એક ઝભ્ભો ખરીદી લેવામાં ફત્તેહમંદ થઇ શકી. ઝભ્ભો અમારી સાથે ઘેર આવ્યો—જે ખાસ સફેદ ઝભ્ભો હું પહેરૂં છું અને ભવિષ્યમાં કદાચ ઑથેલો તરીકે પહેરીશ તે.

ઝંઝીબારમાં મ્હેં જે સ્થળે શેખનો ફોટો લીધો હતો ત્હેનીજ નજીક એક સુંદર મકાન પણ મ્હારા જોવામાં આવ્યું. તે એટલું તો મનોહર હતું કે તરતજ મ્હારે ત્હેનો ફોટો લઇ લેવો પડ્યો. એ ચિત્રને હું પાછળથી જાહેરમાં મુકેલા 'મર્ચન્ટ ઑફ વેનીસ' ના ખેલમાં શાયલોકના ઘરના નમુના દાખલ વાપરી શક્યો. એ મ્હેલ દેખાવ દરેક રાતે મ્હારા 'સ્નેપશૉટ' ની પૂરેપૂરી નકલ હતી. એટલે પરિણામે તે દેખાવ પૂર્વ દેશની અદ્ભુતતા અને વિવિધતાથી ભરપૂર થઇ ગયો.

પૂર્વમાંથી મ્હેં સંચિત કરેલી વસ્તુઓમાંથી, ત્રણ વસ્તુથી તો મ્હને કોઇ સુવર્ણના ઢગલે ઢગલા આપે ત્હોય છૂટો પડું નહિ—એક હાર, એક જોડી બૂટ અને એક ખંજર. હાર મોરોક્કોથી આવ્યો હતો અને વારા ફરતી પરોવેલા ધાતુના ટુકડા અને પીળા મણકાનો તે બનાવેલો છે. મ્હારી પત્નીએ એક માણસને તે હાર પહેરી ઉભેલો જોયો હતો અને ત્હેને ઇંગ્લીશ ચામડાનો પટો આપી ત્હેના બદલામાં ત્હેણે તે લીધો હતો.

જ્યારે જ્યારે પ્રસંગ આવે ત્યારે એ હાર મ્હેં સ્ટેજ ઉપર પેહેરેલો છે, મુખ્યત્વે કરીને શાયલોકના ભાગમા, અને ઓથેલો તરિકે પણ ખરો. શેકસ્પીઅરે વર્ણવેલા યાહુદીના આ લેખમાં આપેલા ચિત્રમાં તે હાર સ્પષ્ટ જોઇ શકાશે એ બૂટ પણ મ્હારી પત્નીએ હિંદુસ્થાનના બજારમાથી ખરીદેલા છે, તે ઝાંખા રાતા ચામડાના છે અને ત્હેની અંદર કસબથી તરેહવાર આકૃતિઓ ભરેલી છે.

મ્હારૂં ખંજર જે ઘણું ખરૂં અર્ધ-વર્તુલાકાર છે તે પણ અદ્‌ભુત દશ્યો, ત્રાંબા પિત્તળનાં વાસણો અને આલ્હાદક ધ્વનિથી ગાજી રહેલા ઝંઝીબારના બજારમાંથી ખરીદ્યું હતું. અરેબીઆના 'તાજ વગરના રાજા' કર્નલ લૉરેન્સ જે ખંજર લટકાવે છે તે આને ઘણું જ મળતું આવે છે. ઑથેલોનો ભાગ ભજવતાં મ્હેં ત્હેનો ઉપયોગ કર્યો છે અને ચિત્રમાં તે દેખાશે. અમારા પૂર્વ તરફની નવાઇની વસ્તુઓના ભંડારમાં બહુ જ રસ લેનારી અમારા પ્રવાસ દરમ્યાન મીસ હટીન ક્રીટન (મીસીસ લેંગ) ની 'ડ્રેસર' નું કામ કરનારી અમારી ન્હાની, સ્વચ્છ આયા છે. અમને તે હિંદુસ્થાનમાં મળી આવી અને ડ્રેસરનું કામ કાંઇક કરી જાણે છે એમ પાછળથી માલુમ પડ્યું. ત્હેનો ચળકતો શ્યામ ચહેરો, તે ઉપર પસરી રહેતું વિશાળ મંદ હાસ્ય અને ત્હેના સફેદ વસ્ત્ર જોઇ આનંદ થતો. તે અમારી સાથે લાંબો સમય રહી હતી અને જાણે ત્હેનું જન્માક્ષરનું નામજ "આયા" હોય તેમ અમે ત્હેને આયા કહીને જ બોલાવતા

આયા નાટકની શોખીન હતી અને મ્હારે ઑથેલોનો ભાગ ભજવવાનો હોય ત્યારે તે રાત્રે મ્હને ખૂબ મદદગાર થઇ પડતી. મૂર લોકોનો વર્ણ હોય છે તેવો જ ત્હેની ત્વચાનો રંગ હોવાથી, તૈયાર થવાનો સમય નજીક આવતા, હું તુરત આયાને તેડાવી લેતો. ગાંભીર્ય સાથે આવી, મ્હારા ડાબા ખભા પાછળ ઉભી રહી, ત્હેનો ચહેરો તે મ્હારા ચહેરા સાથે સમાંતર કરતી. આવી રીતે અમારાં બન્નેનાં પ્રતિબિંબ એક બીજાની સાથે આયનામાં પડતાં અને આયાના જેવા જ રંગવાળું મ્હારૂં મુખારવિંદ થાય ત્યારે જ તે હસી પડવાની છૂટ લેતી અને મ્હને કહેતી, "હવે ત્હમે બરાબર દેખાવડા બન્યા." યુરોપીઅન ચામડી માટે ત્હેને માન જેવું કાંઇ જ ન હોતું.

ભવિષ્યમાં દશ્યોના નમુના તરિકે વાપરવાને માટે એકઠા કરેલા સ્નેપશૉટમાં છુટા છુટા લઇ લીધેલા બે સ્નેપશૉટ તો ખાસ અસરકારક નીવડશે એમ મ્હારૂં ધારવું છે. ત્હેમાનો એક પોર્ટ સૈયદની એક મસ્જીદના અંદરના ભાગનો છે. કાંગરાવાળી દિવાલ અને મિનારતોને લીધે તે મસ્જીદ ઘણી જ સુંદર દેખાય છે. હું ત્હેને બનતી ત્વરાએ ઉપયોગમાં લઇશ અને મ્હને ખાત્રી છે કે ત્હેનાથી બહુ અચંબો પમાડે તેવું દશ્ય ઉભું કરી શકાશે. બીજું એક પોમ્પીઆઇ શહેરનાં ખંડેરનું ચિત્ર છે, જેમાં ભુરામાં ભુરા નભોમંડળ તરફ મ્હો કરી, સુંદર ઝાડીમાં ઉભા રહેલા, ભાંગી ગયેલા, સ્તંભોના અર્ધ વર્તુલનો સમાવેશ થાય છે.

આફ્રિકાનો અનુભવ વર્ણવતાં મી. લેંગ કહે છે " દક્ષિણ આફ્રિકામાં અમે ઘણા સુખદ માસ પસાર કર્યાં હતા અને અસંખ્ય ચિત્રો સાથે એ મહાખંડના વાતાવરણની કદિ ન ભુલાય તેવી લાગણીઓ અમે સાથે લાવ્યાં છીએ. ડરબન શહેરમાં રીકશા નામની ગાડી ખેંચનારા છોકરાઓને જોઇને અમને બહુ જ રમુજ પડતી. ત્હેમને હંમેશાં ( Boys ) 'છોકરા'જ કહેવામાં આવે છે—જો કે હોય છે તો ખાસ્સા બાપા બનેલા ! અમારી મુસાફરીમાં અમારે દરેકને એક ખાસ ' બોય ' હતો. તે ઘણો નિમકહલાલ હોય છે અને ત્હેને માથે બાંધેલા પાટામાં પોતાના શેઠનું કાંઇ ખાસ ચિહ્ન રાખે છે. અમારા 'બોયે' મ્હારૂં એક કાર્ડ મેળવી, ત્હેમાંથી મ્હારૂં માથું કાપી લીધું હતું અને તે પદ્ચિહ્ન તે સગર્વ પહેરતો હતો. કોઇ ખેલમાં એ લોકોના નોંધ કરવા જેવા પોષાકની જરૂર પડે તો ત્હેને માટે મ્હેં ત્હેમના સ્નેપશૉટ લઇ લીધા.

આફ્રિકાની હીરાની ખાણમાં, ત્યાંના વતનીઓએ અમારા લાભાર્થે ગોઠવેલા, ત્હેમના વિચિત્ર ખેલમાં અમે ગયા. અમને ગમ્મત આપવા તે નાચતા અને ગાતા હતા. ત્હેમાંના કેટલાક સંગીત ઉપર જ મચી પડેલા જ્યારે કેટલા ચતા પડી, આળોટતા આળોટત સમતોલપણું જાળવી, પગ વડે સંગીત વગાડતા હતા. નાચ કરનારાઓમાંનો એક, જેનો મ્હેં ઘણી મુશ્કેલીએ અને સમજાવી સમજાવીને ફોટો લીધો હતો, તે આ લોકોના વિચિત્ર પહેરવેશ અને મજબૂત બાંધાનો સારો નમુનો પૂરો પાડે છે

મી મેથેસન લેંગ કોઇ પણ દેશના રહેવાસીનું, પહેરવેશ અને મુખાકૃતિમાં એક પણ ખામી વિનાનું અનુકરણ કરવામાં બીન હરીફ છે એટલું જ નહિ, પરંતુ ઉપર વર્ણવ્યા પ્રમાણે સ્થળને પુરેપૂરી રીતે અનુકૂળ થાય તેવું વાતાવરણ, તેવા દશ્યો, ઉત્પન્ન કરવામાં પણ એકકો છે. જનસમાજમાં ત્હેની પ્રતિષ્ઠા પ્રતિદિન વૃદ્ધિ પામતી જાય તો ત્હેમાં કશું જ નવાઇ જેવું નથી. કણ્વ ઋષિનો આશ્રમ બતાવવા વિક્ટોરીઆ ગાર્ડનનો પડદો નાખવાની ત્હેને ફરજ પડતી નથી. ( સંપૂર્ણ )



# વીરહૃદયા સોફીયા

લેખક
રા. રસેશ

રશિયાની સ્વતંત્રતાને સારૂ યુધ્ધમાં મરનાર વીર વ્યક્તિઓની નામાવલિમાં એટલું ઉજ્જવળ અને પવિત્ર નામ બીજા કોઇનું નથી, જેટલું તે વીર રમણીનું છે. તે બીજા અલેકઝાંડરની હત્યાના સાધનની એક મુખ્ય શક્તિ હતી. ત્હેનું નામ સોફીયા પૈરાફિકયા હતુ. ત્હેનો જન્મ રશિયાના અનન્ત ધનાઢય તથા સર્વોચ્ચ પૈરારિકયા કુળમાં થયો હતો. ત્હેના પૂર્વજો ઝારની છત્રછાયા હેઠળજ આશ્રય મેળવતા આવ્યા હતા; તથા સ્વેચ્છાચારી ઝારના જીવનની રક્ષાને સારૂ પોતાની જાતને સંકટમા નાખવાને પ્રત્યેક પળે તૈયાર રહેતા હતા. પૈરારિક-કુળ, સામ્રાજ્યની મહાઉચ્ચ અને જવાબદારીભરી પદવિયોને શોભાવતું આવતું હતું. સોફીયા પૈરારિકયાના પિતામહ એક સમયે શિક્ષાવિભાગના મંત્રી હતા.

વિખ્યાત કાઉન્ટ પૈરારિક, જેણે નિકોલસ પહેલાના સમયમા મધ્ય રશિયાના કેટલાક પ્રાન્ત જીત્યા હતા, તે સોફીયાના પિતાના કાકા હતાઁ, અને ખુદ ત્હેના પિતા કેટલાક વર્ષ સુધી સેન્ટપીટર્સબર્ગના ગવર્નર જનરલની પદવી ઉપર રહ્યા હતા. સોફીયાના જીવનની કમનીય કળીનો વિકાસ સને ૧૮૫૩ના સપ્ટેમ્બરની પહેલી તારિખે આ પૃથ્વીતલ ઉપર થયો હતો ત્હેની માતા પ્રતિભાશાલિની અને ઘરરખુ ગૃહિણી હતી. તે પોતાનો બધો સમય સંતાનોની શિક્ષા-દીક્ષામા જ વ્યતિત કરવાને તત્પર રહેતી: પરંતુ પાશ્ચાત્ય સભ્યતા ત્હેની એ આકાંક્ષામા વિઘ્ન નાખતી. સોફીયાની માતાનું હૃદય કમળ સરિખું કોમળ હતું: પરંતુ ત્હેના પિતાનો સ્વભાવ ત્હેનાથી સાવ વિપરિત જ હતો. સ્નેહમયી માતાના કરૂણાપૂર્ણ અંચલથી કઠોર હૃદયના પિતા દ્વારા તાડિત સોફીયાના અશ્રુ લુછવાનું તથા ત્હેના મમતા ભર્યા કરકમળ દ્વારા સાંત્વનાદાન ગ્રહણ કરવાનું સૌભાગ્ય ઇશ્વરે ત્હેને આપ્યું હતું.

સોફીયા સર્વ સંતાનોમાં સૌથી ન્હાની હતી. માતાનું શિક્ષણ ત્હેને આ પાશ્ચાત્ય સભ્યતાની કૃત્રિમતાથી દૂર લઇ જવા ઇચ્છતું હતું. પરંતુ પિતાનું શિક્ષણ ત્હેની ઇચ્છા વિરૂદ્ધ ત્હેને ઉચ્ચ સમાજમાં પ્રવેશ કરવાને જબરદસ્તીથી ધકેલી રહ્યુ હતું. સોફીયા, પોતાની માતાની માફક સાંસારિક સુખભોગને નિ:સાર સ્હમતી હતી અને ફેશનને સંસારના ભાર રૂપ લેખતી. તે એવા આડંબરોથી દૂર રહેવાનું પસંદ કરતી: કારણ કે એ સર્વ ત્હેને પ્રિય પોતાના પુસ્તકોના રાજ્યની સીમાથી દૂર ઘસડી જતાં.

સને ૧૮૬૬માં ક્રાન્તિકારી કારાકોયફે ( Karakoyoff ) સેન્ટપીટર્સબર્ગમાં અલેકઝાંડરનું ખુન કર્યું. ત્હેનું પરિણામ એ આવ્યું કે સોફીયાના પિતાને નોકરીમાંથી રજા મળી. નોકરી જવાના કારણથી પૈરારિકનું પ્રભુત્વ અને સંપત્તિ કૃષ્ણપક્ષના ચન્દ્રની માફક દિનપ્રતિદિન ક્ષીણ થવા લાગ્યાં. પૈરારિક કુટુંબની નૌકા ડોલવા લાગી. અંતમાં બધી સંપત્તિમાં માત્ર એક ન્હાની જમીનદારી અવશેષ રહી. સોફીયાની માતા પોતાના બાળકોની શિક્ષા અને લાલનપાલનનો સમ્પૂર્ણ ભાર પોતાને શિર લઇ ત્યાં રહેવા લાગી.

જે ગામમાં એ રહેતાં હતાં ત્યાં એક મ્હોટું પુસ્તકાલય હતું. ત્યાં સોફીયાને સારાં પુસ્તકોનો અભ્યાસ કરવાનો લાભ મળ્યો. ત્હેનો ભાઇ શાસનસુધારણા સંબંધી નવીન વિચારોથી પરિપૂર્ણ પુસ્તકો ત્હેને લાવી આપતો. સને ૧૮૬૯માં પેરાફિકને પોતાનું ઋણ ચુકવવાને સારૂ પોતાની જમીનદારીનો કેટલોક ભાગ વેચી નાખવો પડ્યો. આ અધિક કષ્ટથી સોફીયાની માતા જરાએ અધીર ન બની ત્હેણે સોફીયા અને ત્હેની બ્હેન મેરીને ઉચ્ચ શિક્ષણ આપવાના ઉદ્દેશથી કેટલી યે બહુમૂલ્ય ચીજો વેચી નાખી; અને તેમ કરવામાં જરા યે અચકાઇ નહિ. તે મેરી અને સોફીયાને લઇ સેન્ટપીટર્સબર્ગ ચાલી ગઇ.

સોફીયાનાં માતપિતા એક બીજાથી વિરૂધ્ધ પ્રકૃતિનાં હતાં આથી ત્હેમને સારી રીતે બનતું નહિ. સોફીયાનો પિતા કોઇ પણ કારણ વિના વાતવાતમાં ત્હેની માતાનો તિરસ્કાર અને અનાદર કરતો. કોઇ કોઇ વીર સરલહૃદયા સોફીયાને પિતાનો અન્યાય સહન કરવો પડતો. તે બિચારી પોતાનુ દુઃખ તો સહન કરતી; પણ પોતાની સ્નેહમયી માતાનું દુઃખ ત્હેનાથી જોયું જાતુ નહિ. નિર્દય પિતાથી જુદું રહેવાનું છે એમ જાણતાંજ સ્વતંત્રતાની ઉપાસિકા સોફીયા અત્યંત પ્રસન્ન થઇ. બન્ને બ્હેનોએ ઉચ્ચકક્ષામા અભ્યાસ કરવાનુ શરૂ કર્યું; અને થોડાજ સમયમાં ત્હેમના વિચાર પરિપુષ્ટ થયા. તે દિવસોમાં અનેક વિદ્યાર્થીઓ સાથે ત્હેની ગાઢ મૈત્રી બંધાઇ. આ વિદ્યાર્થીઓમાંના ઘણાંએ રશિયાની રાજક્રાન્તિમાં વિશેષ ભાગ લીધો હતો.

જ્યારે સોફીયાના પિતાને આ હકીકતની ખબર પડી ત્યારે તેણે સોફીયાને તે સહાધ્યાયીઓ સાથે સંબંધ નહિ રાખવાની સખ્ત આજ્ઞા આપી. પિતાની આ આજ્ઞાથી સોફીયાના હૃદયને બહુ આઘાત લાગ્યો. ત્હેને પોતાનું જીવન કંટકપૂર્ણ લાગ્યું જ્યારે કોઇ પણ ઉપાય હાથ ન લાગ્યો, ત્યારે માતાની સમ્મતિથી તે ઘરમાંથી ન્હાસી ગઇ. ત્હેનો પિતા આ જાણીને ગુસ્સે થયો; અને ત્હેણે હવે પછી તેને તેનું મુખ નહિ બતાવવાની આજ્ઞા કરી. સોફીયા જૂદી રહેવા લાગી. તે પોતાના પિતાની ગેરહાજરીમાં અન્ય સંબંધીઓને મળતી. આ રીતે પોતાના બંધનોને તોડી તે મુકત થઇ.

હવે ત્હેણે પોતાનો બધો સમય આંદોલનમાં ભાગ લેવામાં પસાર કરવા માંડયો: ૧૮૭૩ની સાલમાં ક્રાન્તિકારીઓને સંખ્યાબંધ પકડવા માડયા સઘળાં કેદખાનાઓ રાજનૈતિક કેદીઓથી ઉભરાઇ જવા લાગ્યાં. સોફીયા પણ સરકારની આંખમાં ખૂંચવા લાગી, અને ત્હેને ૧૮૭૫ની સાલમાં ગિરફતાર કરવામા આવી. કઠોર હૃદયના પિતાને આ હકીકતની ખબર પડતાં અત્યંત હર્ષ થયો. પરંતુ ત્હેની માતા એ કેમ સહન કરી શકે? ત્હેણે પોતાના જીવના જોખમે પણ ત્હેને મુકત કરાવવાનો પ્રયત્ન કર્યો. આખરે સોફીયા મુકત થઇ માતાની સુવ્યવસ્થાથી ક્રિમીયામાં બચેલી એક ન્હાની જમીનદારીમા જઇ તે રહેવા લાગી.

રશિયાની દીન–હીન પ્રજાનાં કષ્ટ દૂર કરવા માટે સોફીયાએ ડૉકટરીનો અભ્યાસ શરૂ કર્યો. તે નર્સની સ્કૂલમાં દાખલ થઇ: અને એક વર્ષમાં તે પરીક્ષા પસાર કરી. સને ૧૮૭૭ના શિશિરમાં ત્હેને પુન: પકડવામાં આવી. સામ્યવાદનો પ્રચાર કરવાના આરોપથી ત્હેને કેદ કરવામાં આવી હતી. કૉર્ટ દ્વારા ત્હેને મુકત કરવામાં આવી: પરન્તુ પોતાની મુકિતથી તે સંતુષ્ટ ન થઇ. ત્હેના હૃદયમાં પોતાના અન્ય સાથીઓને મુકત કરાવવાની લાલસા વિદ્યમાન હતી. ત્હેણે ત્હેમને કારાગૃહમાંથી ન્હસાડી મૂકવાની ઘણી કોશિશ કરી: પરન્તુ ત્હેના તે પ્રયત્નમાં ત્હેને સફળતા પ્રાપ્ત ન થઇ. આથી ત્હેને ઘણું

દુઃખ થયું તે પોતાના સહયોગીઓની કારાગારની દુર્દશા અને વેદનાનું સ્મરણ કરી કેટલા ય દિવસ અને રાત્રિ રડી.

ક્રાન્તિકારીઓનાં આંદોલનો વધતાં જોઇ સરકાર વધુ સખ્તાઇ કરવા લાગી. સામ્યવાદીઓને દેહાન્તદંડની શિક્ષા કરવામાં આવતી: અને બીજા અનેક પ્રકારનાં અસહ્ય દુઃખ દેવાતાં. સરકારની આ દમનનીતિએ ક્રાન્તિકારીઓની આગમાં ઘી હોમ્યું તેમણે Naroduaya Volya નામનું મંડળ સ્થાપ્યું. સોફીયા પણ એ મંડળમાં પાછળથી જોડાઇ.

આ વખતે સોફીયાના કેટલાક મિત્રોએ રશિયામાં અસંખ્ય અને અસહ્ય વિઘ્નોને લીધે ત્હેને બીજા દેશમાં જઇ તે આંદોલન જારી રાખવાનું કહ્યું; પરન્તુ વીરાંગના સોફીયાએ ઉત્તર આપ્યો, "હું બહાર જઇને મ્હારો સમય નષ્ટ કરવા ઇચ્છતી નથી. હું રશિયામાં રહીને જ મનુષ્યોના અધિકાર માટે સરકાર સાથે લ્હડીશ: અને ત્હેને માટે જો મ્હને દેહાન્તદંડની શીક્ષા કરવામાં આવશે તો તે પણ હું રશિયામાંજ અત્યંત પ્રસન્નતાપૂર્વક સ્વીકારી ફાંસીએ ચ્હડીશ." સોફીયાના આ ઉત્તરની સત્યતાની સાક્ષી ત્હેના અંતીમ જીવને આપી.

( ૨ )

સોફીયાને પૂર્ણસ્વરૂપે કર્મક્ષેત્રમાં ઝંપલાવ્યે થોડાજ દિવસ થયા હતા: પરન્તુ તેટલા ટુંક સમયમાં ત્હેણે પોતાની વીરતા અને તેજસ્વીતાથી મહાન વિપ્લવકારીઓને પણ આશ્ચર્યમુગ્ધ કરી દીધા. સને ૧૮૭૯માં મોસ્કોની નજદિકમાં ઝારની ગાડીને દારૂથી ઉડાડી મૂકવામાં ત્હેનો મુખ્ય ભાગ હતો. ઝારની ગાડી પસાર થવાના સમાચાર ત્હેના એક મિત્રને—જે ઇશારો થતાંજ બેટરીના પ્રાણનાશક તારને રેલ્વે લાઇનની નીચેના બોમ્બ સાથે જોડવાને તૈયાર થઇ ઉભો હતો—આપવાનું કાર્ય ત્હેણે પોતાને માથે લીધું હતું. ત્હેમાં ત્હેનો એક આશય હતો. જો કાર્યની સિધ્ધિ થતા પહેલાં સિપાઇઓ ત્હેના મિત્રને ગિરફ્તાર કરે તો સોફીયા પોતાને હાથે નાઇટ્રો ગ્લિસરીનની શીશીથી ષડયંત્રકારીઓ સહિત પોતાને ઉડાવી મૂકી શકે. આ સઘળો પ્રબંધ થયા બાદ પણ ઝારનું ખૂન કરવામાં સફળતા ન મળી. બીજી વાર સોફીયાને પોતાને હાથેજ બીજા નિષ્ફળ ખૂન કરવાનું ષડયંત્ર રચાયું; પરન્તુ એલકઝાંડર બીજાનું ખૂન થયું.

એ ભીષણ ષડયંત્ર સેન્ટપીટર્સબર્ગની એક ગલીને સુરંગથી ઉડાડી દેવાનું હતું. તે ગલીમાંથી ઝાર ઘણીવાર પસાર થતો. સુરંગ ફુટવાથી જો ઝાર બચી જાય, તો પછી ઉપરથી બોમ્બ ફેંકવાનું નક્કી કર્યું હતું. આ કાર્યની સિધ્ધિ માટે "મૈલો સોડાવાયા સ્ટ્રીટ"માં એક મકાન ભાડે લીધું: અને પોલીસને દગો દેવા સારૂ ત્હેમાં ગાંધીની દુકાન ખોલી ગુપ્ત રીતે તે ગલીમા સુરંગ તૈયાર કરવામાં આવી.

એક જથ્થાને હાથમા બોમ્બ આપી, ઝારના આગમનની પ્રતિક્ષા કરતો ઉભો રાખવામાં આવ્યો હતો. યથાસમયે બોમ્બ ફેંકવાનો, સુરંગ ઉડાવી દેવાનો અને બીજાં કાર્યોનો ભાર સોફીયાના જ હાથમાં હતો.

સને ૧૮૮૧ની ત્રીજી માર્ચે એલેકઝાંડર બીજો રાઇડીંગ સ્કૂલ જોવા ગયો. સોફીયા શાહી સ્વારીના પ્રત્યાગમનની પ્રતિક્ષા કરી રહી હતી. આખરે સ્વારી આવી પહોંચી સોફીયાએ રૂમાલ દ્વારા ઇશારો કર્યો. ઇશારો થતાંજ એક મ્હોટો ધડાકો થયો, અને ઉપરથી બોમ્બ પડવા લાગ્યા. ગાડીના ચૂરેચૂરા થતાંની સાથેજ ઝારનો ખુરદો થઇ ગયો. સેંકડો સૈનિકો ત્હેમાં હોમાઇ ગયા. અલેકઝાંડર બીજાનું મૃત્યુ થયું: પરન્તુ એ હત્યાથી થનારો લાભ ન થયો. ખૂનને દિવસે બપોરે ઝારે પ્રજાને કેટલાક અધિકાર આપવાનું જાહેર કર્યું

હતું; અને પોતાની સહી પણ કરી આપી હતી. જો ક્રાન્તિકારીઓને ઝારની આ ઉદારતાની ખબર પડી હોત તો ખુદ ઝારનો અંત તો ન જ આવત : પરંતુ તેમ ન બન્યું. વિધાતાના વિધાનને કોણ મિથ્યા કરી શકે ?

ઝારના ખૂન પછી સેન્ટપીટર્સબર્ગ એક ભયંકર સ્થળ બની ગયું. સરકાર ક્રોધથી મદમત્ત હતી, અને પ્રજા ભયથી વિહ્વળ હતી. જરા પણ શક પડતાં માણસને તુરત જ પકડવામાં આવતો. ખૂન થયા પછી બે દિવસમાં જ એકલા પીટર્સબર્ગમાં જ નવસો માણસને પકડવામાં આવ્યા હતા. કેવળ શક પડવાથી જ. ઘરની બહાર કોઇ નીકળી શકતું નહોતું. અસંખ્ય લશ્કરી સિપાઇઓ તથા જાસુસો બધી સડકો અને ગલીઓમાં ફર્યા કરતા અને જેના પર શક પડે ત્હેને તુરત જ પકડતા અને અસહ્ય દુઃખ દેતા. રાજ્યક્રાન્તિ કારીઓને ખાત્રી હતી કે ઝારના ખૂનથી સમસ્ત રશિયામાં ક્રાન્તિ થશે ; અને નવીન ઝાર ભયની આશંકાથી પોતાની શાસનપ્રણાલીમાં ત્હેમના મતને અનુકૂળ પરિવર્તન કરશે. આથી તેઓ ન્હાસી જઇને કોઇ ઠેકાણે છૂપાઇ બેઠા નહિ.

વિચારો અને પોતાના ઉદ્દેશની સિદ્ધિ અર્થે મથ્યા રહેલા તે લોકો તરફ ઘૂમતા ક્રમશઃ સિપાઇઓએ સમસ્ત ષડયંત્રકારીઓને પકડયા. સોફીયાને કેટલાક મિત્રોએ ન્હાસી છૂટવાની સલાહ આપી : પરંતુ ત્હેણે એવી કાયરતા દાખવવાનું પસંદ ન કર્યું. એવા ભયાનક સમયમાં સોફીયા સેન્ટપીટર્સબર્ગમાં ગલીઓમાં અત્યંત સાહસપૂર્વક નિર્ભયપણે ઘૂમતી હતી કારાગારનું કષ્ટ અને ફાંસીની સજાના ભયની છાયા ત્હેના હૃદય પર ઉપર નામમાત્રની પણ નહોતી, પરંતુ આમ તે ક્યા સુધી મુક્ત રહી શકે ? આખરે દશમી માર્ચે ત્હેને પકડવામાં આવી.

ન્યાય કરવાનો દિવસ આવ્યો. ષડયંત્ર કારીઓના મુકદમાને સ રૂ એક વિશેષ ન્યાયાલય ઉઘાડવામાં આવ્યું ; જેમાં પ્રત્યેક અપરાધીએ અતિ ગર્વ અને ગૌરવપૂર્વક પોતાને Naro-dnaya Volyaના મેમ્બર હોવાનો સ્વીકાર કર્યો. વિચારકે સોફિયા ઉપર દોષારોપણ કરતી વખતે પોતાના ભાષણમાં કહ્યું :—

"હું રાજનૈતિક ષડયંત્રના ભયાનક અને કઠોર ઉપદ્રવની કલ્પના કરી શકું છું. એવા આન્દોલનમાં એક સ્ત્રી ભાગ લે એ પણ હું કલ્પી શકું છું, અને એ કલ્પના આશ્ચર્યયુકત નથી; પરન્તુ એક સ્ત્રી આવા ભયાનક ષડયંત્રની નાયિકા બને, સમ્રાટનો વધ કરવાનો સઘળો ભાર પોતાના જ શિર ઉપરે લે, અને પોતાના ઇશારાથી આવું ભયાનક કાર્ય કરાવી પોતાના કાર્યની સફળતા જોઇ હર્ષોન્મત્ત બને એ મ્હારી કલ્પનામાં આવી શકતું નથી."

કૉર્ટ તરફથી પૂછવામાં આવ્યું, "ત્હમારે કાંઇ પૂછવું છે ?" સોફિયાએ ઉત્તર આપ્યો, "વિચારકે મ્હારા ઉપર જે દોષારોપણ કર્યું છે, ત્હેનો હું સ્વીકાર કરી ચૂકી છું. તે સંબંધી મ્હારે કાંઇ કહેવું નથી: પરંતુ મ્હારા તથા મ્હારા સાથીઓ ઉપર અધર્મ, અન્યાય, અને લોકમતની વિરુધ્ધ કામ કરવાનો જે આરોપ મૂકવામાં આવ્યો છે ત્હેનો હું વિરોધ કરું છું. જે અમારા જીવન તથા કાર્યપ્રણાલીથી પરિચિત છે, તે કદાપિ અમને અધર્મી, અન્યાયી અને નૃસંશ નહિ કહે."

સર્વને પ્રાણદંડની શિક્ષા ફરમાવવામાં આવી. સોફિયાને પણ એજ સજા ફરમાવાઇ. સોફિયાની સખી જેસ્સી હાફમેનની સજા તે ગર્ભવતી હોવાના કારણે માફ કરવામાં આવી. સઘળા અપરાધીઓને અન્ય ષડયંત્રકારીઓના નામ બતાવવા માટે ઘણાં દુઃખ આપવામાં આવ્યાં. પરંતુ કાંઇ પત્તો ન મળ્યો.

( ૪ ).

સોફિયાની ગિરફતારીની ખબર સાંભળી ત્હેની હૃદયભગ્ન માતા તત્ક્ષણ ક્રિમીયાથી

સેન્ટપીટર્સબર્ગ દોડી આવી. માતાની અનેક આજીજી અને વિનવણી છતાં, સરકારે સોફિયાની મુલાકાત લેવા દીધી નહિ. માતાએ પોતાની પુત્રીના ફાંસીના દિવસ એપ્રીલની ૧૫મી તારીખે, અન્તીમ સમયે મુલાકાત લીધી. તે મુલાકાત કેવી હતી ? પાઠક ! તું વાંચીશ ?

પુત્રીના દર્શનની આતુર માતા એક સડક પર ત્હેના આગમનની રાહ જોતી ઉભી હતી. તેનું ચિત્ત વિહ્વળ બન્યું હતું. આંખમાથી અવિરત અશ્રુધારા વહી રહી હતી. લાગણીની સેના એક પછી એક આવી ત્હેના કોમળ હૃદય પર પ્રહાર કરી રહી હતી. ત્હેના મનમાં અનેક પ્રકારના તરંગો ઉછળી રહ્યા હતા. "વ્હાલી સોફીયાને એક વાર છાતી સરસી ચાંપી ખૂબ રોઇશ." "ના, ના, મ્હારી સંપત્તિને મારી પાસેથી કોણ છીનવી શકે તેમ છે ? હું હયાત છું ત્યાં સુધી ત્હેને ફાંસીએ લટકવા નહિ દઉં."

એકાએક ત્હેને કાને ગાડીનો અવાજ પડ્યો. ત્હેણે ચમકીને જોયું તો એક ગાડી પૂર જોશમાં આવી રહી હતી. ત્હેની છાતી ધડકી રહી હતી. ત્હેની પાસે થઇને ગાડી પસાર થતા, ત્હેણે શું જોયું ? ગાડીની બારીમાંથી ત્હેની પ્રિય પુત્રી બે હાથે પ્રણામ કરી પ્રેમપૂર્ણ હૃદયે "પ્રણામ, માતા !" "વિદાય." કહી રહી હતી. એક સેકન્ડમા જ તે દયાહીન રાક્ષસી ગાડી સોફીયાને ત્યાંથી લઇ વધસ્થાને પહોંચાડવા આગળ વધી. માતા–પુત્રીની એ જ અન્તીમ ભેટ હતી.

સોફીયાના આશ્ચર્યજનક નૈતિક સાહસે અંત સુધી ત્હેનો સાથ મુકયો નહિ. ફાંસી ઉપર ચ્હડતી વખતે ત્હેના ચહેરા ઉપર તેજસ્વિતા ઓપી રહી હતી. મુખ ઉપરના ભાવ સ્થિર અને શાન્ત હતા. મોહની એક ક્ષીણ છાયા પણ દૃષ્ટિગોચર થતી ન હતી. સોફીયાનું જીવન–કુસુમ કેવળ ૨૭ વર્ષની અવસ્થામાં જ રાજહત્યાના કારણે કરમાઇ ગયું ; પરંતુ સોફીયાને વિશ્વાસ હતો કે ત્હેણે કર્તવ્ય અને દેશભક્તિની વેદિ ઉપર પોતાના પ્રાણની આહુતિ આપી હતી. ફાંસીએ લટકતા પહેલાં ત્હેણે પોતાની માતાને એક પત્ર લખ્યો હતો તે અક્ષરશઃ નીચે પ્રમાણે હતો :—

"સ્નેહમયી માતા !

ત્હારા કષ્ટનું સ્મરણ મ્હને હર ઘડીએ સતાવી રહ્યું છે. મા ! મ્હારી વિનંતી છે કે તું મ્હારા કષ્ટથી અધીર ન થઇશ. ત્હારાં અન્ય સન્તાનોને સુરક્ષિત રાખવાને તું સાવધાન રહેજે. મ્હને મ્હારા આ દુર્ભાગ્ય સારૂ જરા યે શોક થતો નથી ; કારણ કે હું તે પહેલેથી જ જાણતી હતી. હું જાણતી હતી કે હું ધીર અને શાન્ત હૃદયે ત્હેનું આવાહન કરી રહી હતી. મ્હને કેવળ એક દુઃખ છે, અને તે મ્હારા માટેનું ત્હારૂં દુઃખ ! હાય ! હું સ્હમજી શકતી નથી કે આ જીવનની કઇ વસ્તુ આપી, આ કષ્ટથી હું મુક્તિ મેળવું ?

ત્હારે આશરે એક મ્હોટો પરિવાર છે ; અને ત્હેને માતા ! ત્હારા નૈતિક બળની જરૂર છે. ત્હારા આધાર રૂપ એ નૈતિક બળની સમીપ હું જઇ શકી નથી. એજ એક મ્હારા હૃદયમા સાલી રહ્યુ છે પરંતુ મ્હારી દુર્બલતાને સમયે ત્હારી છાયામૂર્તિ મ્હને આશ્રય આપતી હતી. હવે મ્હારી ત્હારા પ્રતિ જે દૃઢ શ્રદ્ધા છે તે પ્રકાશિત કરવાની જરૂર છે ; કારણ કે મ્હારા બાલ્યકાળથી જ ત્હારો મ્હારા ઉપર અધિક પ્રેમ રહ્યો છે. માતા ! હું એ જ ઇચ્છું છું કે તું ધીરજ ધર અને મ્હારે સારૂ ત્હારે જે કષ્ટ સહેવું પડે ત્હેને માટે મ્હને ક્ષમા આપ. હું ત્હારા કોમળ હસ્તનું ધ્યાન ધરી, ત્હેને પ્રેમપૂર્વક ચૂમું છું.

સર્વને મ્હારા પ્રેમભર્યો અન્તીમ પ્રણામ છે. વિદાય થતા પહેલા એક વાર પુનઃ લખું છું, કે મ્હારે માટે શોક ન કરીશ. મ્હારી દશા કરુણાજનક નથી. ત્હારે તે માટે જરા પણ દિલગીર ન થવું. ત્હારી સોફીયા."*

* સુચિત,



કુમુદી–ભૃંગ.

ચિત્રકાર :—રા. જેઠીસન મીસ્ત્રી

"તુજ કાર નથી મુજ પ્યાર પરે,
મુજ કાર નથી મુજ પ્યાર પરે,
તું ભટકે ત્યમ હું ભટકું છું."

( સ્વ કલાપી )



# મીઠો મોરલો

લેખક:—રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ એમ. એ.

ચિત્ર દોરનાર:—મીસ્ટર એડમન્ડ ડલેક.

મીઠો મોરલો રે! મારી ઢેલબાનો કન્થ;
ઇન્દ્રવેલ અંગે ઓઢી પીંછડાંમાં ચન્દ્ર;
કંઠે ઉગ્યાં આભ એને કલગીનો આનન્દ;
પાયે નાચે નૃત્ય એવા છબીલાના છન્દ;
મીઠો મોરલો રે! મારી ઢેલબાનો કન્થ,
મીઠો મોરલો રે! મારી ઢેલબાનો કન્થ!



કૉલેજમાં વેકેશન પડી, અને મેં રમણીકના લગનમાં જવાની તૈયારી કરી. હું, જગુ, મોહન, છગીલ અને વલ્લભ એ સૌ રમણીકના પિતા રતનચંદના આગ્રહથી મુંબઈથી સાથેજ જવાના હતા.

એવી ગોઠવણ હતી કે અમે રતનચંદ અને રમણીકની સાથેજ ગુજરાત મેલમાં મુંબઈથી ઉપડી એક દહાડો અમદાવાદ રોકાવાના હતા. ત્યાંથી વઢવાણ જઈ ત્યાં માંડવો નાખવાનો હતો અને સગાં વહાલાંઓ આવી પહોંચતાં ત્યાંથી જાન ધામધુમથી મોરબી જવાની હતી.

અમારો સરસામાન તૈયાર કરી રમણીકના પિતાએ ખાસ રીઝર્વ કરેલા થર્ડ કલાસના ડબ્બામાં અમે જગ્યા લીધી. રમણીક ગેલમાં આવી ગયો હતો. એંગલોર ટોપી અને હાફકોટમાં નિરંતર ફરતો રમણીક લાલ ચમકદાર અમદાવાદી પાઘડી, કપાળે હળુ જેવો કંકુનો ચાંદલો, મોટો રેશમી સાયો અને ફુલના હાર સાથે ખડુ 'કોમીક' પ્રાણી લાગતો હતો. એને પણ આ બધું ફારસ જ લાગતું હતું, અને હદ બ્હાર હસતો કે ગમ્મત કરતો ત્યારે રતનચંદ એને ધમકાવતા પણ ખરા કે 'વરરાજા છો, ધ્યાન રાખો, દોસ્તારોમાં હમો તો ભલે, પણ અમદાવાદ ગયા પછી જરા ભારેખમ થતાં શીખજો. આ શું છોકરમત! જગત આખું પરણે છે તમે કંઇ નવાઇના નથી પરણતા.'

પિતાના ઠપકાથી રમણીક જરા ચાટ પડી ગયો. રતનચંદ જમાનાના ખાધેલ હોવાથી અમો દોસ્તોનાં દેખતાં વરરાજાને ધમકાવ્યાથી જરા દીલગીર થયા અને શાન્ત થઇ ગયેલો રમણીક પાછો ખીલે એ દાનતથી 'મ્હારે તો સુઇ જવું છે.' એમ કહી શ્રીમંત સગાંઓ માટે ખાસ રીઝર્વડ રાખેલા સેકન્ડ કલાસમાં ચાલ્યા ગયા,

## ખીલ્યો

પિતા ગયા પછી રમણીક ખીલ્યો અને હંમેશાં કૉલેજમાં 'ડલ' જેવા લાગતા અને ટેનીસ કોર્ટમાં તેના બેઢંગપણાથી હાસ્યાસ્પદ થતા રમણીકને અસાધારણ ઉલટ ને ઉત્સાહમાં આવી ગયેલો જોઇ અમે અજાયબીની વાતમાં ડુબી ગયા. જગુ પાસેથી હાથનું હાર-મોનીયમ લઈ તેણે બુલંદ અવાજે નીચે પ્રમાણે લલકાર્યું :–

"ખાપી જવું પ્રેમમાં ત્હારા
સમર્પણ એ હમે કહીએ
દફન થવું શેરીમાં ત્હારી,
હમારૂં સ્વર્ગ એ કહીએ.
દરસ ત્હારૂં, શ્રવણ ત્હારૂં
અને તુંમાં જ ગુમ થાવું;
પરમ અજ્ઞાન ને મુક્તિ
ધરમ એને હમે કહીએ

સફર તારી ગલીમાં
તે શાહનશાહી હમે કહીએ
રહેવું ચિન્તને તારા
પરાભક્તિ હમે કહીએ
દીવાનું ઘેલું તુજ પ્રેમી,
ત્વદર્પિત આણતનમનધન
ગુલામી કાયમી ત્હારી,
સનમનો રાહ એ કહીએ
(દિવાને સાગર)

"આફરીન-આફરીન દીકરા! તારા પર સંગીત દેવીની કૃપા છે એ તો આ પહેલીજ વખત જાણ્યું-ચાલ ચલાવ, બીજું થવા દે

'શરમસે નામ નહિં લેતે
કે સુન લે કોઇ,
દીલહી દીલમેં તુમે હમ
યાદ કીયા કરતે હંય;
ઈશ્કકી મક્તબમેં મેરી
આજ 'બીસમીલ્લાહ' હય,
મુંહસે કહતા હું 'અલીફ'
દીલસે નીકલતી 'આહ' હય.

"વાહ મીઆં, હજી તો જાન મોરબી પહોંચી નથી, હજી તો વહુરાણીનું મોઢું જોયું નથી ત્યાં જીગરમાંથી 'આહ' નીકળવા માંડી!"

"અય દોસ્તો, પરણવું એટલે તો પ્રભુતામાં પગલાં મૂકવાં" રમણીક ખેઠક ઉપર ઉભા થઇ જઇ સુરેન્દ્રનાથ એ જીની છટા ચલાવ્યું.

"લગન એટલે શું? લગન એટલેમોહ્યો એ તો પશ્ચિમવાસીઓની શુષ્ક ભાવના, એ તો વેપારી સાટું, પણ આપણી આર્યભાવના પ્રમાણે તો લગ્ન આપણા જીવનનું મધ્યબિંદુ છે. લગ્ન એટલે 'રોમાન્સ,' લગ્ન એટલે લહેર, લગ્ન એટલે ગમ્મત. ભાઇઓ! સદ્ગૃહસ્થો! અને બાનુઓ! હું ઇચ્છું છું કે તમે બધા મારી સાથે પરણવા આવતા હો. મને જગત ગુલાબી ગુલાબી લાગે છે. ગચ્છુ નદીને કાંઠે આવેલું તે મનોહર મોરબી,



જય પારોથી હાથનું હારમોનીયમ લઈ તેણે શુ અવાજે નીચે પ્રમાણે લલકાર્યું:—

કાઠીયાવાડનું એ અણુીયેલું મોતી, બહાદૂર વાઘ જેવા મહૂમ વાઘજી બા ગોરાઓની દખલથી બચી ગયેલું એ મો અત્યારે મારી ચક્ષુ સામે ખડું થાય એ મચ્છુ નદી! ત્યાં તેને જળ ભ મેં જોઇ હતી. આહ, એ દૃશ્ય હજી સમક્ષ ખડું થાય છે. એકજ વરસની છે. તે વખતે તેર વર્ષની હશે. દરથી સાળુ ને ઘડો જ દેખાયેલો, આહા પણ ગજગામિની ચાલ—"

રમણીક વધારે શું બાફે છે એનો અ વિચાર કરીએ છીએ ત્યાં તો લલકાર્યું કે:—

"સર પર ગાગર ફેરફર
ગજગામિની લચકાતી આવે



"સર પર ગાગર ધરકર
ગજગામિની લચકાતી જાવે,
હસી હસી પાય દેવે
નભ નીચુ લાય દેવે
મુખસે કછુ ગાય દેવે."

વિગેરે વિગેરે—રમણીકના ઉલ્લાસનો ચેપ જગુને લાગ્યો. તેની અસર વલ્લભને થઇ ને એ બન્ને જણા પણ કમ્પાર્ટમેન્ટમા ઉભા થઇ કુદવા, નાચવા ને ગાવા લાગ્યા.

છબીલે મારા કાનમા કહ્યું—"તને રમણીકનુ ભેજુ પોચુ પડી ગયેલું લાગે છે કે નહિ ?

"કેમ ?"

"આ બધા નખરા જોઇને મને એમ થાય છે."

"તે લગ્ન વખતે બધાને એમ થાય."

"નહી—ગયે વરસે જ હું પરણ્યો હતો. મને તો એવી કાંઇ અસર નહોતી થઇ."

"બિચારો ભલો છે, અને હોંસીલો છે. વળી આપણે સરખેસરખા છીએ એટલે ગેલમાં આવી જાય"

અમારી વાતથી મોહન જે જરા આંકપાયો હતો તેણે જરા વધારે પાસે આવી કહ્યું કે રમણીકના ગેલનું કારણ હું જાણું છું. કાલે સાંજે જ મને એણે એ વાત કરી હતી.

"શું ?" હું અને છબીલ બેઉ સાથે બોલી ઉઠયા.

"એ જ કે એમની આખી નાતમાં સૌથી ખુબસુરતમા ખુબસુરત પરીચેહર છોકરી મેળવવા એ ભાગ્યશાળી થયો છે. જે ઠેકાણે ચાલીસ માગાંઓ ગયેલાં ત્યાં આને "મોરકો" લાગી. એને જે ગેલ થાય છે તે આવી બેનમૂન એકકી નાજની મેળવવાને લીધે નહિ, પણ તેના હરીફો કેવા ચાટ પડી ગયા હશે એ ખ્યાલથી પણ જોયું વાડીલાલ ન આવ્યો તે ન જ આવ્યો. રમણીકની સગી ફઇનો દીકરો થાય. એ મીસ્તરે ફાંફા તો ઘણાં મારેલાં, પણ લટકી ગયા અને લગનની તૈયારી થતી જોઇ પંદર દહાડા આગળ જ પુને જઇ બેઠા.

"ત્યારે તો બરોબર છે" છબીલે પણ કબુલ કર્યું.

એ રીતે આખી રાત ટ્રેનમાં ખુબ ગમ્મત ને મજા કરી બીજે દિવસે સવારે આઠ વાગે અમે અમદાવાદ પહોંચ્યા ત્યા સારાભાઇ, ગગનભાઇ, મફતભાઇ, ચીમુભાઇ એવા સંખ્યા બંધ ભાઇઓ અમદાવાદી પાઘડીઓ સાથે હારતોરા લઇ વરરાજાને વધાવી લેવા આવી પહોંચ્યા. ટ્રેન અમદાવાદ પહોંચ્યા પહેલાં ડબ્બામાં એક ટુંક ભાષણ કરી રમણીકે અમારી પાસેથી માગી લીધેલું કે "બિરાદરો ! હવેથી હું ભારેખમ થાઉં છું. ખુદા ખાતર મને ના હસાવતા. વડીલો-હારતોરા પહેરાવે કે બૈરાંઓ

પીઠી ચોળે કે માંડવામાં કન્યા જોડે મારો હસ્તમેળાપ થાય તે વખતે આંખ મારી કે મારી સામે જીભ કાઢી મને ના ચીડવતા. મારો સ્વભાવ તો તમે જાણો છો, પિતાની આજ્ઞા તો તમે સાંભળી છે તો અય દોસ્તો! એ આજ્ઞાનું પાલન કરવામાં મારી જોડે તમે સહકારી થજો, અસહકારી ન થતા. તમારી સહાનુભૂતિ ને દિલસોજીથી હું ભારેખમ વરરાજા બની વડીલો, વેવાઈઓ, વેવાણો અને ખુદ વહુની પણ પ્રશંસા મેળવીશ. ચાલ છબીલ! મારો સાથો લાવ! લાવ પેલી મારી ખુણામાં પડેલી પાઘડી. તમે ધપ્પો મારી મારીને જરા ઢીલી કરી નાખી છે, પણ હવે એ દાડમછાલ ના પહેરાવતા" ( દાડમછાલ એટલે પાઘડી કે ટોપી પર દોસ્તો ધપ્પો મારે તે. )

અમદાવાદ સ્ટેશને રતનચંદની અજાયબી વચ્ચે અમે સૌ ભારેખમ થઇ ગયા. વડીલો વરરાજાનો વિવેક, વિનય, અને મર્યાદા જોઇ ખુશખુશ થઇ ગયા. ત્યાં ગગલભાઇને બંગલે તેમની મોકલેલી મોટરોમાં અમે સીધાવ્યા અને બપોરે મીષ્ટાન ઉડાવી જરા લેટી ગયા.

રમણીક અમદાવાદથી ભેગા થયેલા તેના એક જૂના દોસ્ત લલ્લુની સાથે જરા ફરવા ગયેલો તે છેક સાંજે આવ્યો.

બીજે દિવસે બીજા કેટલાક સગાઓની સાથે અમે સૌ વઢવાણ ઉપડયા. રમણીક તદ્દન બદલાઈ ગયો હતો.

### એ એને થયું શું ?

ટ્રેનમાં રમણીક બેઠો હતો તો અમારા જ ડબ્બામાં-પણ શાંત અને ગંભીર મુખમુદ્રાથી બારીની બહાર જ જોયા કરતો હતો. તેને એવી રીતે બેઠેલો જોઇ અમે જરા ચીડાયા, ને કહ્યું કે "અલ્યા, ભારેખમ તો વડીલ કે મુરબ્બીઓ પાસે જ થવાનું હોય, અમારી સાથે જરા વાત તો કર."

જવાબમાં તેણે ઉંડો નિશ્વાસ નાખ્યો ઓ બોલ્યો કે "દોસ્તો! મને આ કંઇ ન ગમતું!

"એટલે ?"

"આ લગન ને પરણવાનું નાટક"

"ઓ તેરીકી! છબીલ આ તો ઉંધું કાર ચલચલ, અહિં આવ રમણીક! આ પાન ખા

"નહી, પાન શું ખાવું—મને મા વિચારોમાં બેસવા દયો."

"અરે નખરાં છોડને."

"નખરાં નથી ભાઇ! નખરાં નથી. જીગર આગ લાગી છે."

"આગ લાગી હોય તો આઇસક્રીમ ખ જો."

"નહી, મશ્કરી ના કરો—ના સતાવો એમ કહી તે જુદી દૂરના ડબ્બામાં બેઠો.

રમણીકના આ ઓચીંતા પરિવર્તનથી અમને ઘણી અજાયબી લાગી. જગુએ તે એમ જ કહ્યું કે એ તો ભારેખમ થવાનુ 'રીહર્સલ' કરે છે, પણ મને, છબીલને અ વલ્લભને લાગ્યું કે અમદાવાદમાં પેલો લલ્લુ મળ્યા પછી એનામાં એ ઓચીંતો ફેરફાર થઇ ગયો છે. કંઇક નવું જુનું બન્યું છે તો ખરૂં.

મોહનને પુછ્યું તો એનો તો એમ અભિ પ્રાય પડયો કે અમદાવાદમાં ખરે બપોરે ફરવા ગયેલો તે તડકો લાગવાથી કદાચ ભેજું પોચુ પડી ગયું હશે.

અમે ઘણીએ મહેનત કરી, પણ રમણીક વઢવાણ આવ્યું ત્યાં સુધી દૂરનો દૂર જ બેસી રહ્યો.

વઢવાણ માંડવો નખાયો. રતનચંદના પિતા જગુશાહે ભારે ધામધુમ કરી હતી. મોટો મેલાવડો કરી વઢવાણ ઠાકોરસાહેબને અને બીજા સંભાવિત ગૃહસ્થોને નોતર્યા હતા. એ મેલાવડાને દિવસે સવારથી રમણીકનો પત્તો ન હતો.

પરોણાઓ વિદાય થયા પછી કેટલાક સગાઓ સાથે જગડુશાહ ને રતનચંદ વાત કરતા હતા ત્યાં રોતી સુરત સાથે રમણીક આવ્યો, ને બે હાથ જોડી જગડુશાને કહેવા લાગ્યો કે "દાદા, આ માંડવો છોડી નાખો, પરોણાઓને વિદાય કરો. મારા દોસ્તોને હું મુંબઇ મોકલી દઇશ. મારે નથી પરણવું."

અમે અને આખી મીજલસમાંના સૌ આ ઉદ્‌ગારો સાંભળી સ્તબ્ધ થઇ ગયા.

રતનચંદ તો પુત્રનું આ વર્તન જોઇ અજાયબી અને ગુસ્સાથી અવાચક થઇ ગયા હતા.

બુઢ્ઢા જગડુશાહે નાક પર બેનાળાં ચડાવ્યાં અને રમણીક સામે બે ઘડી ટગર ટગર જોઇ કહ્યું "કેમ અલ્યા–શું છે ?"

"દાદાજી ! મને પરણવાની ઇચ્છા નથી. મારો વિચાર મારા દેશ ખાતર–મારી માતૃભૂમિને ખાતર–જનસેવાને ખાતર સાધુ થવાનો છે."




ડગલું ભરી તો જોઇ છે આ ડોસ !

" તો મુંબઇથી આવ્યો શું ધૂળ મૂકવા ?"

" તે પિતાને પુછો. "

" અરે જા જા—પિતાવાળી. માળા ા.. દી ઉખડેલ. 'નથી પરણવું' મેં રતનીયાને હ્યુ તું કે અંગરેજી ભણાવીશ મા આવો ને ાવો પાકે છે. "નથી પરણવું" કંકોત્રીઓ ખી, જાન બોલાવી, હજારો રૂપીઆનો માડો કર્યો ને હવે ભાઇને નથી પરણવું. ાળા દી ઉખડેલ-ડખડખ કરી તો જોઇ છે ા ડાંગ ? "

એમ કહી ડોસા ઉભા થયા. અમે દોડી ાંગ પકડી ન લીધી હત તો રમણીકનું ડાચું ંગાઇ જાત.

'જાઓ છોકરાઓ એને લઇ જાઓ– રા સમજાવો-આ તે કાંઇ રીત છે ?" મ બોલી ડોસા જાણે કંઇ બન્યું ન હોય વી રીતે પાછા આવેલા માણસો સાથે વાતમા ડી ગયા.

"કેમ ગધેડા ! આ બધો ફારસ શું રે છે ? હવે છોડને તારી એકટીંગ–જોયો હિં તો મોટો ભારેખમ."

"નહિ દોસ્તો, એકટીંગ નથી. ખરા ગરના ઉદ્દ્ગારો છે."

"હવે જોયા તારા ઉદગાર ! મુંબઇથી પડ્યો ત્યારે તો ઇશ્કની ગઝલ ગાતો હતો ને અત્યારે આ વૈરાગ્ય કેમ ઓચીંતો ાવ્યો ?"

"ભાઇઓ" ગંભીર ડાચું કરી રમણીકે ્યું "એકજ માખી પડવાથી દુધપાક બગડી ય છે, તેમ એકજ પ્રસંગ કે બનાવથી નુષ્યનો જીવનક્રમ બદલાઇ જાય છે. એકજ ીવા પ્રસંગથી ઇતિહાસક્રમ ફેરવાઇ જાય . મારા જીવનમાં પણ આવોજ પ્રસંગ મદાવાદમાં બની ગયો. મને સંસાર શાન જેવો લાગે છે. તમે બધા ડાચુ ાગો છો. કાલે ઉપડશે એ મારી જાન નહિ, ણ મારી સ્મશાનયાત્રા છે. આવીશ– તમારી સાથે આવીશ-પિતા અને દાદાની આજ્ઞા પાળીશ, પણ મડદાં જેવોજ આ તમારો રમણીક રહેવાનો. કદાચ મોરબીમાં હું તમને છેલ્લી સલામ પણ કરી જાઉં."

જગુ તો કહ્યા જ કરતો હતો કે એ એકટીંગ કરે છે, પણ મને, છબીલ અને વલ્લભને લાગ્યું કે અમદાવાદમાં નક્કી કંઇ બન્યું છે. પેલા લલ્લુનો પતો મળે તો કંઇ ખબર પડે. પણ એ કન્યાનો કૈંક સગો હોવાથી પરબારો મોરબી પહોંચી ગયેલો. એટલે વિપરીત મનોવૃત્તિના વરરાજાનો ભેદ એમનો એમ જ રહ્યો.

રતનચંદ બીચારા બહુજ દીલગીર થઇ ગયેલા. ખરું કહીએ તો રોવા જેવા થઇ ગયેલા. અમને વારંવાર આવીને પુછતા "કે છોકરાઓ ! એને થયું છે શું !"

પણ અમે શું કહી શકીએ ? એ વાત તેમને ભેદરૂપ હતી તો અમને પણ એમજ હતી. બુઢ્ઢા જગડુશા ડાંગ ને દમદાટીથીજ કામ લેતા. જાન ઉપડતાં પહેલાં એણે અમને કહી દીધેલ કે "એ તો ગાડો છે ગાંડો, દી ઉખડેલ છે. રતને મારું માનીને વેપારમાં નાખ્યો હત ને ઇસ્કોલેથી ઉઠાડી મુક્યો હત તો આ ન થાત. એને તો હુંજ પાંસરો-દોર કરીશ. તમે તમારે આનંદ અને ગમ્મત કરજો."

## જાન પહોંચી.

જાન મોરબી પહોંચી. રોતી સુરતવાળા વરરાજા નીચે ઉતર્યાં. હવે અમને રમણીકના વર્તનમાં ગમ્મત આવવા માંડી હતી, અને ચિન્તાનાં વાદળ વિખરાઇ કૉમીક અને હાસ્યનો પ્રકાશ ચારે બાજુ દેખાતો હતો. વેવાઇઓ સામૈયું લઇ સામે આવ્યા હતા. તેઓ એક બીજાને ભીસીને ભેટ્યા. ઠાકોર સાહેબ પાસેથી ખાસ ભાડેથી આણેલી બે ઘોડાની ગાડીમાં વરરાજાને બેસાડ્યા તેમની પાછળ તેની અચુકસી બ્હેન લલિતા લુણ ઉતારતી બેઠી

હતી. અણુવર તરીકે અમે સૌએ એક મતે જગુને ચુંટી કાઢ્યો હતો. એને તો આ બધી રમણીકની એકટીંગ જ લાગતી હતી, અને વારે ઘડીએ "તારૂં ડહાપણ રહેવા દે" કહી વરરાજાની કચુંબરો અટકાવતો.

જાનીવાસે પહોંચ્યા. વરરાજાનો વિચાર પડતો મૂકી અમે તો અમારી પોતાની તૈયારીઓ કરી. એક સુંદર ઓરડો જોઇ ત્યાં ગાદલાંઓ બીછાવી દીધાં ને ઝબ્બીલનો ગંજીપો કાઢી બાજી ચીપવા મંડ્યા.

બપોરે બૈરાંઓ પીઠી ચોળવા આવ્યાં. વફાદાર જગુ વરરાજાની પાસે જ રહેતો હતો, અને વખત મળતાં દોડતો આવી રમણીકની વિચિત્ર વાતો અમને કહી જતો. બૈરાંઓ પીઠી ચોળતાં હતા ત્યા રમણિક બોલ્યો "માતાઓ, બ્હેનો અને માવડીઓ !




"ભાઇ ! એમ બોલાય નહિ" એમ કાનમાં કહી ધીમેથી એક ચુંટીયો ભર્યો,

આ તને કોને શણગારો છો ? આ મૃત દેહને–આ મડદાંને શા માટે પીળો કરો છો ? બ્હેનો! ભભુત લગાવો–મારે ભભુત જોઇએ છીએ–રાખ જોઇએ છીએ."

બૈરાંઓ વિચિત્ર ભાષણ સાંભળી અવાચક થઇ ગયાં અને રમણિકની ઝવેર ફઇએ તો **"ભાઇ! એમ બોલાય નહિ" એમ કાનમાં કહી ધીમેથી એક ચુંટીયો ભર્યો.**

જગુ જે પાસેજ ઉભો હતો તેનું હસવું બંધ થયા પછી બૈરાંઓને સંબોધી એ બોલ્યો કે "બ્હેનો! ગભરાશો નહિ! વરરાજા બહુ ગમતી છે. એ જાતજાતની ગમતો કરશે. ચાલતા આવેલા રિવાજથી જૂદી હવે પરણવાનો તેણે નિશ્ચય કર્યો છે, ને તમને ગભરાવવા માટેજ આ બધું બોલે છે, માટે તમે કાંઇ મનમાં ન આણતા" એમ બોલી પાછી રમણિક તરફ આંખો કાઢી તેણે કહ્યું કે "એ અલ્યા ગોપીચંદ! જરા સીધો બેસ. ખબરદાર હવે ભભુતની વાત કરી તો. આ કોણ જોગી છે કે?

## સસરો શું ચીજ છે ?

બપોરે સસરા મળવા આવ્યા. " કાં જમાઇરાજ! કેમ છો? આપે કે ન્હા કે કૉફીઑફી લીધી કે નહિ?"

"સસરાજી! મને ઝેરનો પ્યાલો આપો –મને ન્હા નહિ જોઇએ. શા માટે આ બધી ધામધુમ કરી? તમારી દીકરીને તમે મડા સાથે બાંધો છો."

સદ્‌ભાગ્યે જગડુશા ત્યા હાજર નહોતા નહિ તો શાન્તિનો ભંગ થાત. જગુએ **રમણિકના સસરાને બાજુમાં લઇ કાનમાં કૈંક એવું કહ્યું કે એ હસતા હસતા ચાલ્યા ગયા.**

અમે બધા જગુને અમારા રૂમમાં લઇ ગયા ને પેલા સસરાના કાનમાં એણે શું વાત કરી હતી એ પૂછ્યું.

" અરે દોસ્તો ! તમે મારા ઉપર તો કેટલી મોટી જવાબદારી નાંખી છે ? આ ઘેલાને પનારે હું કયાં પડયો ? એવું બાફે છે એવું બાફે છે! એક બાજુ હસવું પણ આવે છે અને બીજી બાજુ તેની ઉંધી બાજી સરખી કરતાં મારો જાન જાય છે. હું ઘણી સિફતથી પેલા લડાયક ડોસાને તેનાથી દૂરનો દૂર જ રાખું છું, નહિ તો કોણ જાણે અત્યાર સુધીમાં તો કેટલી ય ડાંગો વરરાજાએ ખાધી હોત. બિચારી એની મા ચોધાર આંસૂએ રડયા જ કરે છે,"

"પણ પેલા સસરાને તેં શું કહ્યું એ વાત કહે ની!"

"મે કહ્યું કે એ તો ગમત કરે છે.



બાજુમાં લઈ કાનમાં કૈંક એવું કહ્યું કે એ હસતા હસતા ચાલ્યા ગયા.

ગો રૂપીયાની શરત કરી છે. એણે કહ્યું કે ગાંડાઘેલાની માફક પરણું ને બધાને ભડકાવી

મારું. અમે કહ્યું કે એ નહિ બને. એ શરત છતવા માટે એ ચાળા કરે છે. બાકી ગાંડો બાંડો કંઇ નથી. આ વરસેજ તેને સ્કૉલરશીપ મળી છે."

## રોતા વરરાજા

સાંજે વરઘોડો ચડયો. ડોસાની તકેદારી હેઠળ વરરાજાને શણગારવામાં આવ્યા હતા. ડોસાની ડાંગના ભયથી રમણિક મુંગો રહ્યો હતો, પણ તેની રોતી સુરત મટી ન્હોતી.

નગારાં વાગ્યાં, નાનખટાઇ બેંડ શરૂ થયું. અમે સૌ શણગારી સાજનમાં સીધાવ્યા અને વરરાજા ઘોડે ચડયા.

પણ એ શું ? હાથમાં નાળીએર અને માથે લીલું લટકતા મંડિલ સાથેના વરરાજાની આંખમાંથી ટપક ટપક આંસૂ પડતાં હતા.

જગુશા લાલચોળ થઇ ગયા અને જગુ તેમને સમજાવી દૂર ન લઇ ગયો હોત તો વરરાજા એમની ડાંગના પ્રભાવથી ઘોડેથી નીચે જ આવત. દૂરથી "દી ઉખડેલ, દી ઉખડેલ" એ શબ્દો સંભળાતા હતા.

જગુએ વરરાજાની આંખો લુછી નાખી, અને તેને કહ્યું કે "દીકરી ! ખુદાને ખાતરે હવે આ તારૂં પોકળશ્રાપ છોડ. મારા કયાં ભોગ લાગ્યા કે તારો અણુવર હું થયો. ડાહી દીકરી ! ચાલ જો-હવે શાન્ત થઇ જા."

વરઘોડો ચાલ્યો. મોરબીના નગરજનોએ રોતી સુરતના વરરાજાને જોઇ જીંદગીમાં પહેલી જ વખત "રોતી સુરતના વરરાજા"ને જોયા. શેરીઓમાં છોકરીઓ દોડતી ને એક બીજાને કહેતી "અલી ચંચળ ! અલી ચંચળ ! આ મણીનો વર જોવો હોય તો. ઘોડે બેડો બેડો રૂવે છ."

માંડવે સાસુ સામાં આવ્યાં. વરરાજાને પોંખ્યા. નાક તાણુવાનો ચાળો કર્યો. વરરાજાએ આજુબાજુ ઉભેલાઓની અજાયબી વચ્ચે કહ્યું "તાણો-તાણો સાસુજી ! ખુશીથી તાણો. આ નાક નથી, પણ નળીયું છે."

સાસુજી બેભાન થવાની અણી પર હતાં, ત્યાં જગુજ તેને કંઇ કાનમાં સમજાવી અંદર લઇ ગયો. જગુની કુનેહને લીધે અમને તેજ વખતે તેને માટે ૨૫ ટકા માન વધી ગયું. અમને લાગ્યું કે ખરો ! ભવિષ્યમાં કોઇ દિવાન થશે."

## વરકન્યા સાવધાન !

રમણિકના સસરા વખતચંદે ભારે ધામધૂમ કરી હતી. આલીશાન માંડવો બાંધ્યો હતો. દૂરથી દેડકાંઓના અવાજ શા બ્રાહ્મણો વેદોચ્ચાર કરી રહ્યા હતા. અમૃત ચોઘડીયું જોવા માટે એક માણસ અગાસી પર થાળી લઇ બેઠો હતો. બરાબર સૂર્યાસ્ત થતાં ઉપર વાળાએ થાળી ઠોકી અને અથાણાની બરણી જેવા માતેલા ગોર મહારાજે બાગેબુલંદ અવાજે પોકાર કર્યો કે "કન્યા પધરાવો સાવધાન !"

એ અવાજ સાંભળી રમણિક ઉભો થઇ ગયો, અને કછોટો મારી બાંય ચઢાવી.

"કેમ-કેમ-કેમ !" મીજલસમાંથી ચારે બાજુથી અવાજ નીકળ્યો.

"સાવધાન થાઉં છું નથી પરણવું માટે પલાયન કરૂં છું"

જગડુશાની ડાંગ ઉછળી અને "હાં હાં હાં હાં હાં" કરતા જો સસરા અને વેવાઇઓ વચમાં ન પડયા હોત તો વરરાજાનું થોબડું ત્યાંજ રંગાઇ જાત અને ચોરીમાં અદ્‌ભુત દૃશ્ય ખડું થાત, પણ એ પ્રસંગ ન આવ્યો.

કુનેહબાજ જગુએ રમણિકના કાનમાં કૈંક કહ્યું ને એ શાન્ત થઇ પાછો બેસી ગયો. એ શું કહ્યું એ અમને ન ખબર પડી અને એ ચકમે અમારી જીજ્ઞાસા ઉશ્કેરવા કહ્યું કે "મુંબઇ જઇને વાત કરીશ, પણ જાઓ વરરાજા હવે તોફાન નહિ કરે."

હથેવાળો મળ્યો. વરરાજા ચાર ફેરા ફર્યા અને રોતી સુરતવાળા વરરાજા એવી રોતી સુરત સાથે જ વખતચંદની દીકરી

મણી સાથે સૂર્ય, ચંદ્ર અને અગ્નિની સાક્ષીએ પરણ્યા.

જગુએ કંઇક એવું એના કાનમાં કહ્યું હતું કે રમણિક શાન્ત તો થઇ ગયો હતો અને પરણી ઉતર્યા પછી કંઈ બાફતો નહિ. બે ત્રણ દિવસ જાન જમી, તેમા એ શાંત અને ગંભીર રહ્યો, પણ તેના મોઢાંના ભાવ પરથી લાગતું હતું કે તેણે કંઈ દૃઢ નિશ્ચય કર્યો હશે.

વખનચંદે જાનને બે દહાડા ખાસ વધારે રોકી અને બહાર મચ્છુ નદીને કિનારે એક વખત ગોઠ કરી,

મારે, છબીલને અને વલ્લભને જગુના ભાઇના વિવાહમાં જુનાગઢ જવાનું હોવાથી અમે રતનચંદની રજા લઇ ઉપડી ગયા. રસ્તામા પણ જગુએ વરરાજાના કાનમાં શી વાત કરી હતી એ ભેદ ખોલ્યો નહિ.

જગુના ભાઇના લગન પતી જતાં અને વેકેશન પૂરી થતાં અમે મુંબઇ આવ્યા. રમણિક કોલેજમાં એક મહીનો મોડો આવ્યો અને તેની વર્તણુંક તો હવે રાબેતા મુજબ સીધી જ હતી. તેમાં જરા ય વિચિત્રતા નહોતી.

અમે તો એને મોરબીથી પરબારો ઘાણે ગયેલો ધારતા હતા. એને બદલે સમનોલ ભેજાં સાથે તેને આવેલ જોઇ અમને ભારે અજાયબી થઇ તથા અમને એમ પણ લાગ્યું કે જગુની જ વાત ખરી હતી.

બે એક દિવસ પછી પુનેથી જગુ આવી પહોંચતાં, અમે રમણિકના લગનની વાત છેડી. તે હસી પડ્યો ને બોલ્યો કે "કેમ, રમણિકે કાંઇ ખુલાસો કર્યો કે નહિ?" "નહિ, એ તો કંઈ કહેતો જ નથી. 'જવા દો ને એ વાત–જવા દો ને એ વાત' એમજ કહ્યા કરે છે,"

"ઠીક, તમારે એ ભેદ જાણવો છે?" જગુએ કહ્યું "તો ચાલો અત્યારે જ રમણિકને ઘેર. એ ઘેર નહિ હોય એટલે બધો ભેદ ખબર પડશે, બાકી બની એવું ગયું છે કે પોતાને મોઢે તો એ આ વાત આખી જીંદગી કોઇને કહેશે નહિ."

અમે સૌ દોસ્તો વિકટોરીઆ ભાડે કરી ચીના બાગમાં રતનચંદને બંગલે પહોંચી ગયા. રતનચંદે અમને આવકાર આપ્યો. ત્યાંથી અમે ઉપર ગયા અને જગુ રમણિકની વહુ મણીના સગપણમાં હોવાથી એણે એને બોલાવી.

ચૌદ પંદરેક વર્ષની અત્યંત મનોહર બાળા ઉંબરામાં આવી ગઇ અને અમને સૌને જોઇને સ્હેજ શરમાઇ ગઇ.

"કેમ જગુ ભાઇ! મને બોલાવી?"

"હા બ્હેન! તમારું ખાસ કામ છે. આ બધા રમણિકના દોસ્તો છે. એનાથી નાના એટલે તમારા દિયરો. જરા કહેશો કે એ રાત્રિએ શું બન્યું હતું?"

બાળા જરા હસી 'એવું તે શું પૂછતા હશો જગુભાઇ!"

"એ બીચારાને ગાંડો જોઇ આ મારા દોસ્તો ત્યારના જમતા યે નથી. માટે ભેદ ખોલવાની જરૂર છે."

મણી ભણેલી અને ચબરાક લાગી "વાતમાં કંઈ દમ નથી. એ રાત્રે હરણનું ચામડું ઓઢી શરીરે ભભુત લગાવી એ આવ્યા અને ઉંબરમાં ઉભા રહ્યા. હું બીકતી હતી. એ બોલ્યા કે દેવી! આજ્ઞા આપો હું જગતની સેવા કરવા જાઉં. બુધ્ધ તો યશોધરાને ઉંઘતી મૂકી ચાલ્યા ગયા હતા, પણ હું તો આપની આજ્ઞાથી જ જવું છે. હું દિલગીર છું કે તમારા પર આ આફત મેં આણી, પણ મારો ધર્મ, મારો દેશ અને કરોડો ગરીબ ગુરબાં મને બોલાવે છે."

એમનાં એ વચન સાંભળી હું તો ગભરાઇ જ ગઇ. બીકથી ઉભી થઇ ગઇ. 'વાયમા'

ફરી જરા બૂમ નીકળી ગઈ. એટલામાં એ પોતેજ મારી પાસે દોડી આવ્યા. ટગર ટગર મારી આંખોમાં જોવા માંડ્યા અને બોલ્યા કે શું ત્યારે લલ્લુની વાત ખોટી ?"

'શી વાત ?' મેં પૂછ્યું.

'ઇ તો કે'તો તો કે વખતચંદ શેઠની દીકરી કાણી છે."

"એ તો મારી મોટી બ્હેન. એને તો ત્રણ છોકરાં યે છે."

'તો દેવી ! માફ કરજે. મારે તને નથી છોડવી, પણ આ વાત કોઇને કહીશ માં'

જગુભાઇ ! મેં એમને વચન આપ્યું હતું, પણ આ વચન તમે તોડાવ્યું."

"તો જાઓ, અમે બધા વચન આપીએ છીએ કે આ વાત અમારા મંડળની બહાર નહિ જાય."

જગુએ ત્યાર બાદ ઉભા થઇને કહ્યું કે "ગૃહસ્થો ! મેં જે પેલુ ભેદી વાક્ય રમણિકના કાનમા કહ્યું હતું તે એ હતું કે "દીકરી ! હમણાં તો પરણી લે, પછી બુધ્ધની પેઠે ચાલ્યો જજે."

( સંપૂર્ણ )



ટગર ટગર મારી આંખોમાં જોવા માંડ્યા અને બોલ્યા કે શું ત્યારે લલ્લુની વાત ખોટી ?

# કાળરાત્રિ

લેખક:—રા ઉછરંગરાય કે. ઓઝા.

અયિ કાળરાત્રિ! તુજ કરાળ કીકી સળગે,
અયિ અંધકાર ઇંદ્રાણિ! નેત્ર લખ ભભકે;
જો! જો! રૂધિર શાં લાલ વેરતાં સત્વો
તુજ આસપાસ નાચે કરી નાદ ઘુઘવતો!

ત્યાં ઝેર તણા વરસાદ વરસી રહેલા છે!
ધસમસે હરીફો અંધ અને મેલા એ!
એ ધસમસાટ, વરસાદ, નાચને ભેદી
આર્થતી મેદિની તને કાળી ચીસેથી

જડ, તંદ્રામય ને રુગ્ણ જગત અર્ધાંગે
કંગાળ તરફડે ક્રોધધૂત વામાંગે;
બુધિમાં ખંડ, દંડ ઇચ્છામાં, હિંસા ચિન્તે
ભરી રોમરોમ લાલસા વિષય ને વિન્તે.

તે સર્વ પરે, ઓ કાળરાત્રિ! તુજ કીકી
કઇ અબજ આંખથી પડે, વિશ્વ રહે ધીકી
હોમાયે ચારે પાસ અનલમા અંબા જો! જો!
નિઃસહાય ને નિસ્તેજ માનવી ભોગો!

ઓ કાળરાત્રિ! ઓ કાળરાત્રિ! આશાને કાંઠે ઉભી,
ઓ કાળરાત્રિ! ઓ કાળરાત્રિ! અમૃતસર છેડે દેખી,
ઓ કાળરાત્રિ! ઓ કાળરાત્રિ! જય, ક્ષમા, જીવનને ચાંખી
છેવટે તારૂં સામ્રાજ્ય કબૂલું હાય એક નાંખી.

# ઇનામ રૂા. ૫૧)

## ઉતમ નિબંધ લખનારને

—o—

### તે વિષે નીચેની વિગતો ધ્યાનથી વાંચો

### "વિમાના ફાયદા-દેશને અને પ્રજાને"

એ વિષય પર ઉત્તમ નિબંધ લખનારને રૂા. ૫૧) આપવામાં આવશે.

**શરતો :—**

(૧) આ નિબંધ ૫ ફુલસકેપ પાનાંથી વધારે લાંબો ન હોવો જોઇએ.

(૨) આ નિંબધ મોડામાં મોડો તા૦ ૧૦ મી ઑક્ટોબર સુધીમાં મળી જવો જોઇએ.

(૩) હરીફાઇમા આવેલા સર્વ નિબંધો પર લખાવનારના જ સર્વ હક્ક રહેશે.

(૪) નિબંધોની યોગ્યતાનો નિર્ણય 'નવચેતન' ના અધિપતિ મી૦ ચાંપશી ઉદેશી અને ધી હીમાલયા એશ્યોરેન્સ કુ૦ લી૦ ના મેનેજીંગ એજન્ટ મી૦ એન. રજબઅલી કરશે અને એ નિર્ણય છેવટનો જ ગણાશે.

(૫) નિબંધ ગુજરાતી ભાષામાં સારા અક્ષરે લખી **મી૦ એન. રજબઅલી.** મેનેજીંગ એજન્ટ **ધી હીમાલયા એશ્યોરેંસ કંપની નંબર ૭, બાઉબજાર સ્ટ્રીટ, કલકત્તા.** એ શીરનામે મોકલવો.

(૬) આ હરીફાઇનું પરિણામ નવચેતનના નવેમ્બર ૧૯૨૫ના અંકમાં જાહેર કરવામાં આવશે.

# આંખો

લેખક :—પંડિત ક્ષેમાનંદ રાહત

મારી આંખો આજ મને કાં ફરિયાદ કરે છે ? તેમણે જ તો મને મારા પ્રિયતમને દેખાડ્યા હતા, અને એજ કારણે તો આ અસહ્ય દુઃખ મારા પર તૂટી પડયું છે.

અરે ! આ આંખો જ તે દિવસે અત્યંત બેતાબી સહિત એકી ટસે પ્રિયતમ તરફ જોઈ રહી હતી તે આજ કાં આમ રોઇ રહી છે ? તેમને પોતાની મુર્ખાઇનું જે ફળ મળ્યું છે તે તેઓ શાન્તિપૂર્વક સહન કાં નથી કરતી ?

તે દિવસે તો પોતાની મરજીથી એકી ટશે તેની તરફ જોતી હતી અને આજ તે પોતે જ રોઇ રહી છે ! મારી આંખો પણ કેવી ગાંડી છે !

આ અનિવાર્ય દુઃખ દઇને મારી આંખો પણ હવે સુકાઈ ગઇ છે. રોતાં રોતાં તેમણે આસુંઓના ખજાનાને બિલ્કુલ ખાલી કરી દીધો છે.

મારી તે આંખો જેમણે સમુદ્રથી પણ વધારે વિસ્તૃત દુઃખ મારા પર નાખી દીધું છે તે હવે દુઃખને લીધે ચોળાઈ રહી છે—રાત્રે તેમને ઉંઘ પણ નથી આવતી.

અહા ! મારે માટે આ કેટલા આનંદની વાત છે કે એ આંખોએ મને જે દુઃખ દીધું છે તેજ દુઃખનો શિકાર એ પોતે થઇ ગઈ !

આજ નેત્રો તે દિવસે ઉન્મત, લાલસાપૂર્ણ અને પ્રેમપૂર્વક તેના રૂપની મદિરા પી રહ્યા હતા ! ઇશ્વર કરે કે દુઃખ અને શોકથી થાકીને તે હવે તદ્દન સુકાઇ જાય.

નિઃસંદેહ, દુનિયામાં કેટલાક એવા પણ માણસો છે જેઓ બદલામાં પ્રેમ મળ્યા વગર પણ પ્રેમ કરે છે ! મારી આ આંખોને જુઓ, પ્રિયતમને ન મળી શકવાને કારણે તેમને ઉંઘ પણ નથી આવતી.

જ્યારે તે દૂર હોય છે ત્યારે મારી આંખોને નિદ્રા નથી આવતી અને જયારે તે ઘેર આવે છે ત્યારે પણ તે નથી સુતી—બન્ને દશાઓમાં અનંત વેદના જ તેમના નસીબમાં લખેલી છે.

મારી આંખોની પેઠે જો લોકોની આંખો પણ ઢઢેરા પીટતી ફર્યા કરે તો બીજાંનાં ગુપ્ત રહસ્યો જાણી લેવાં શું મુશ્કેલ રહે !

# પૃથ્વીશ.

લખનાર :--ધૂમકેતુ.

## આગલાં પ્રકરણોનો ટૂંક સાર.

પટ્ટનના રાજા ચામરાજેન્દ્રને યુવરાજ પ્રતાપમલ્લ સાથે અણબનાવ થતાં રાજા તેની સત્તા નબળી પાડવા તેના મિત્ર પૃથ્વીશને કેદ કરવાનો અને તેને બનાવટી યુવરાજ ઠરાવવાનો યત્ન આદરે છે. તેના આ કાર્યમાં ન્યાયાધીશ અવનીશ, સેનાપતિ યશલાલ, જંગલખાતાનો ઉપરી સોમનારાયણ અને વૃદ્ધ દિવાન નંદલાલ મદદ કરે છે. પૃથ્વીશને મદદ કરનાર કુટસ્થ નામે એક સંન્યાસી જેનો પૂર્વ ઇતિહાસ કોઈ જાણતું નથી તે તથા ભદ્રેશ્વરના મંદિરનો સ્વામી પુષ્કર છે. રાજ્ય ખટપટની આ બાજી નિર્વિઘ્ને ખેલાય અને જીતાય તે માટે કુટસ્થ પટ્ટન પર વારંવાર ચઢી આવવાની ઇચ્છા કરતા બ્હારવટીઆ માલદેવને સમજાવી રોકી રાખે છે. પુષ્કરનું બળ નરમ પાડવા રાજ્ય તરફથી ભદ્રેશ્વરના મંદિરવાળા ચોગાનનો વડ તોડવાનો હુકમ મળે છે, પણ કુટસ્થ જંગલ ખાતાના ઉપરી સોમનારાયણને તે હુકમ ન બજાવવાની ધમકી આપે છે. તે છતાં વડ પાડવાનો યત્ન કરતાં મજુરો એ કાર્ય કરવા ના પાડે છે એટલે સોમનારાયણ નિષ્ફળ જાય છે પૃથ્વીશના બંગલા પર જાપ્તો આવતાં તેની બ્હેન ઇંદુમતીને પૃથ્વીશનો મિત્ર કામિનીકુમાર પુષ્કરના આશ્રમમાં છુપાવે છે, અવનીશ હુશ્મતજાન નામની ગાનારીને પોતાની રાજખટપટની બાજીમાં હથિઆર બનાવવા યત્ન કરે છે. પરંતુ કુટસ્થ હુશ્મતને બોધ આપી તેની શક્તિઓ સદ્‌માર્ગે વાપરવાની તેની પાસેથી કબુલાત લે છે. પૃથ્વીશ કેદમાંથી છુટો થઈ હુશ્મત તરફ આકર્ષાય છે, પણ કુટસ્થની આજ્ઞાથી હુશ્મતને કોઇપણ રીતે હથિઆર તરીકે ઉપયોગમાં ન લેવા પૃથ્વીશ વચન આપે છે કુટસ્થ પ્રતાપમલ્લ અને પૃથ્વીશને પંચેશ્વર મહાલ તરફ અને કામિનીને દક્ષિણ પ્રાંતમાં મોકલે છે. પંચેશ્વર મહાલમાં પ્રતાપમલ્લ યશલાલસિંહને એક ગૃહસ્થની સ્ત્રીને બળાત્કારે રાજા પાસે ઉપાડી જવાના યત્ન માટે કેદ કરે છે. કુટસ્થના અનેક સમજાવવા છતાં માલદેવ લુટારો પટ્ટન પર હુમલો કરે છે. હુશ્મતજાન ઇંદિરાને સલામતીમાં પોતાને ઘેર રાખવા લેવા માટે જાય છે, પણ પૃથ્વીશના સમજાવવાથી પાછી ફરે છે. પાછા ફરતાં તેને રાજદે નામે જમાદાર રોકે છે, જેને ચંદ્રસેન ઠાર કરે છે પૃથ્વીશ આ ખૂન માટે પકડાય છે. ચામરાજેન્દ્ર કુટસ્થને વિષ દે છે, પણ વિષ પચાવવાના અભ્યાસી કુટસ્થને કંઇ થતું નથી. અવનીશ તે પછી પ્રતાપમલ્લને કુટસ્થ વિષે ભંભેરે છે તથા કંચનને મોકલી તેના રૂપના જાદુથી કુટસ્થનું મૃત્યુ લાવવા જાળ પાથરે છે, પણ એ જાળમાં પ્રીતમલાલ ફસાઇ મૃત્યુ પામે છે. પૃથ્વીશને ખૂનના આરોપ માટે ફાંસીની સજા નક્કી થાય છે. હુશ્મત અને ગુલાબ પૃથ્વીશને છોડાવવાની યુક્તિ રચે છે, પણ નિષ્ફળ જાય છે. ચંદ્રસેનને સ્નેહલતા છેલ્લી વાર મળી લ્યે છે કુટસ્થ અને માલદેવના ભયથી ચામરાજેન્દ્ર પૃથ્વીશ અને ચંદ્રસેનને છોડી મૂકે છે. આગલા ફોજદાર દેવીસિંહના કહેવાતા પુત્ર સુધીરને કુટસ્થ હુશ્મતજાન સાથે લીલાપુર મોકલે છે ચામરાજેન્દ્રને જાણ થતાં યશલાલને લીલાપુર બંદોબસ્ત કરવા મોકલે છે કુટસ્થ લીલાપુરમાં સૌને રાજ્યદ્વારી શેત્રંજનું કામ વહેંચી લે છે. હુશ્મત કંચનને પોતાના પક્ષમાં લેવા યત્ન કરે છે ચામરાજેન્દ્રના હુકમથી પ્રતાપમલ્લ પૃથ્વીશની લીલાપુરની જમીનદારી ખુંચવી લ્યે છે કામિની યોગમા ,નિષ્ફળ નિવડે છે. પ્રતાપમલ્લ માલદેવને પકડવા નિષ્ફળ યત્ન કરે છે. કુટસ્થ પ્રતાપમલ્લને જૂનો ઇતિહાસ કહે છે જે પરથી તે ચામરાજેન્દ્રનો સગો પુત્ર નથી એ જણાય છે સુધીર ચામરાજેન્દ્રની હત્યા કરવા યત્ન કરે છે. કુટસ્થ તેને રોકે છે. ને ચામરાજેન્દ્રનો પૂર્વ ઇતિહાસ પ્રતાપમલ્લને દેખાડે છે. ત્યાંથી આ વાર્તા આગળ ચાલે છે.

"આ કોણ ?" તેણે કૂટસ્થને પૂછ્યું.

"રાજ્યના ખરા માલીક: જગતસિંહના દૌહિત્ર."

"એમ ? વાસંતીદેવીના પુત્ર ?"

"હા પંડિતજી ! મહારાજા ચામરાજેન્દ્રની સત્ય હકીકત જાણવાનો એ અધિકારી છે."

પંડિતજી ઘડીભર મૌન રહ્યા. તે પછી પોતાની વાત શરૂ કરી: "વર્ષો પહેલાંની વાત છે. હું ત્રિવેણીતટમાં સોમેશ્વર મંદિરમાં રહેતો: મંદિરની ખ્યાતિ એવી હતી કે પટ્ટનના રાજવંશીઓ ત્યાં વારંવાર આવતા. જગતસિંહ મહારાજને મંદિર પર ઘણી શ્રધ્ધા હતી. મહારાજે મને હમેશાં પૂજ્યભાવથી જોયો હતો. જગતસિંહ મહારાજની રાણી એક વખત યાત્રા કરવા આવ્યાં ત્યારે આંહી એક વર્ષ રહ્યાં હતાં. ભાયાતોના દ્વેષથી ને રાજ્ય રેઢું ન પડે માટે દીવાન નંદલાલ ને દાસી ગંગાએ રાણીને દિવસો જાહેર કર્યો. મેં રાણીસાહેબને સોમેશ્વરના છત્ર નીચેજ રાખવાની મહારાજાને સલાહ આપી. ત્યાર પછી શું બન્યું તે તમને આ કહેશે"

પંડિતે પોતાની સ્ત્રી તરફ જોયું. ડોશી ફુઇ પણ તે હિમ્મત રાખીને બોલવા મંડી.

"તે વખતે ગોપાલ મ્હારા પેટમાં હતો."

"ગોપાલ ?"

"ચામરાજેન્દ્ર નામ તો પછી પડયું. ગોપાલનો જન્મ થયા પછી નવમે દિવસે દાસી ગંગા ને દિવાન નંદલાલ આવ્યા. અને અનેક લાલચો આપીને તેને લઇ ગયા. ત્યાર પછી તે રાણીના પુત્ર તરીકે ફરી જન્મ્યો. અને તે ચામરાજેન્દ્ર નામે પ્રસિધ્ધ થયો."

"તમારે એ પુત્ર હતા ને ?"

"હા. બીજો તે વખતે પાંચ-છ વર્ષનો હતો. એની ધૂન જન્મથી જ જૂદી હતી. તે પંદર સોળ વર્ષનો થયો ત્યારે ઘેરથી નાસી ગયો."

પ્રતાપમલ્લ શાંત બનીને સાંભળી રહ્યો. ચામરાજેન્દ્રનો જન્મભેદ તે આજે જ પામ્યો.

પછી મેં તીર્થસ્થાન છોડી દીધું. બન્ને પુત્રો ગયા. ને એક પુષ્કર નામે ત્યાં બ્રહ્મચારી હતો તે પણ ગયો. આજ હવે ભદ્રેશ્વરમાં છે એટલે પછી, અમે આંહી રતનપુરમાં રહેવા આવ્યાં. ગોપાલની દુષ્ટતા વિષે ઘણું સાંભળ્યું. એક દિવસ બ્રહ્મચારી પુષ્કર આંહી આવેલ. તેણે કહ્યું કે એક સમર્થ પુરુષ ભદ્રેશ્વરની ટેકરીઓમાં રહે છે. તેની મદદથી ચામરાજેન્દ્રને પદભ્રષ્ટ કરવા તે પ્રયત્ન કરે છે. ખરી હકીકત, જો રજુ થાય તો તેનો યત્ન સફળ થાય. મેં તેને સાચી વાત કહી. સાંભળ્યું છે કે એ બધા ચામરાજેન્દ્રને સુધારવા યત્ન કરે છે. ઇશ્વર એમને સદ્‌બુધ્ધિ અને સામર્થ્ય આપો !"

વૃધ્ધ પંડિત બોલતાં બોલતાં થાકી ગયો. પ્રતાપમલ્લ અને કૂટસ્થ બેઠા થયા. રજા લઇને તેઓ ગામ બહાર નીકળી ગયા. પ્રતાપે આજે જે આશ્ચર્ય જોયું તેથી તદ્દન શાંત બની ગયો હતો.

"ગુરુદેવ ! ત્યારે પુષ્કર ને તમે એ જ આ વાત જાણો છો?"

"જાણે છે ઘણા, પણ પંડિતની ભાળ પ્રથમ પુષ્કરને લાગેલી."

પ્રતાપમલ્લે ભૂતકાળમાં દ્રષ્ટિ ફેંકી. યોજનાની શરુઆત અને ત્યાર પછી એનો ધીમો ધીમો વિકાસ, કૂટસ્થે સાથે રાખેલાં, અને ચામરાજેન્દ્રની દુષ્ટતાનો ભોગ થયેલાં, અનેક પાત્રો અને આ છેવટની કડી–આ બધું જોઇ તેને ભારે આશ્ચર્ય થયું.

તેઓ છુટા પડયા ત્યારે કૂટસ્થે પૂછ્યું: "પ્રતાપ ! હવે ત્હારા મનમાં કાંઇ શંકા છે ?"

"ગુરુદેવ ! ના."

અને શાંત રાત્રિમાં બન્ને જૂદા પડી ગયા. પ્રતાપ પટ્ટન તરફ ને કૂટસ્થ પોતાના ભવ્ય એકાંતવાસ તરફ

# પ્રકરણ ૩૯મું

## મધ્ય રાત્રિએ.

રાત્રિના દસ થયા. જે દિવસની–જે પળની–રાહ જોવાતી હતી તે પળ આવવા લાગી. ભદ્રેશ્વરના મંદિરમાં અનેક માણસો મૃત્યુના જેવી શાંતિથી બેઠાં હતાં. થોડીવારમાં તેના પાછળના ભાગમાંથી એક હોડી, નદી પાર કરવા છૂટી ને અનુકૂળ પવનના વેગથી ગ્રીષ્મ ભવન તરફ ચાલી.

આખા પટ્ટનમાં તે વખતે શાંતિ જામતી જતી હતી. અને પટ્ટનનો આ ભાગ દૂર હોવાથી, ત્યાં સર્વત્ર શાંતિ ફેલાઇ ગઇ હતી.

ગ્રીષ્મભવન પાસે હોડી અટકી ગઇ. એક પછી એક માણસો ઉતરવા લાગ્યા. અંધારામાં ગુપચુપ તેઓ આગળ વધ્યા અને એક દ્વાર પાસે સૌ અટક્યાં.

એક જણ આગળ વધ્યો. ને દ્વાર પર પોતાનો કાન ધર્યો. અંદર મૃત્યુના જેવી જડ શાંતિ હતી. તેણે ધીમેથી દ્વાર ઠેલ્યું. બારણું તરત જ ઉઘડી ગયું : ને અંધારામાં એક સ્ત્રીની મૂર્તિ દેખાણી :

"કોણ ? ગંગા ?"

"હા. એ જ."

"બધું બરાબર છે ?"

"હા, ગુરુદેવ થોડા સમય પહેલાં આવ્યા હતા, ને એક વૃદ્ધ પુરુષ તથા સ્ત્રીને પાસેના ખંડમાં રાખતા ગયા છે"

"એમ ? પછી ક્યાં ગયા ?"

"માલદેવ પાસે"

"માલદેવ ક્યાં છે ?"

"પટ્ટનના મધ્ય ચોકમા, યશલાલ ને સોમનારાયણ કેદમાં પૂરાઇ ગયા છે !"

"હેં !"

"હા. બધુ શાંતિથી થઇ ચૂક્યું છે. માલદેવે ભારે ચપળતાથી બંદોબસ્ત કર્યો છે. પ્રતાપ-મલ્લે સાથે સાથે ફરીને–કોઇ સામે ન થાય તે જોયું. આ મહેલ પણ હવે લેવાઇ જવામાં છે !"

"શાબાશ !–એટલું" બોલીને, પાછળ સૌ થંભી જઇને સાંભળતાં હતાં તેમના તરફ પૃથ્વીશ ફર્યો : "ત્યારે આપણે પણ ચાલો !"

એક પછી એક સૌ અંદર જવા લાગ્યાં : સૌથી મોખરે કંચન હતી. સુધીર, ગુલાબ, હરમતજાન, મોતી મોતીગર–એક પછી એક અંદર પેઠાં.

એ જ વખતે ગ્રીષ્મ મહેલના દીવાન-ખંડમા જરાક કોલાહલ થતો સંભળાયો. પૃથ્વીશ ચેતી ગયો. માલદેવે મહેલનો કબજો લઇ, બધા દ્વાર પર પોતાનાં માણસો ગોઠવ્યાં હોય તેમ લાગ્યું. ગુરુદેવે જ શરુઆત કરી હશે, એમ ધારી તે એકદમ દીવાનખંડ તરફ ચાલ્યો.

દીવાનખંડના એક દ્વારમાંથી તે એકદમ અંદર પેસવા ગયો. પાછળથી તેના ખભા પર લોખંડી પંજો પડ્યો : માલદેવ તેની સામે જોઇ સંતોષથી હસતો હતો : "યોજના તો ભારે શાંતિથી પાર ઉતારી" એટલું કહેતો તે દીવાનખંડમાં પેઠો. દીવાનખંડની ચારે તરફ તરત જ માલદેવનાં માણસો ટહેલવા લાગ્યાં.

અબનુસની સોનેરી રૂપેરી ભાતવાળી ખુરશીમાં દીવાનખંડમાં ચામરાજેન્દ્ર બેઠો હતો, અને તેની સામે એક કોચ પર કૂટસ્થ કાંઇ ન હોય તેમ શાંતિથી વાત કરતો હતો.

પૃથ્વીશે પ્રવેશ કર્યો. સ્વામીએ તેની સામે જોયું. પૃથ્વીશ શાંતિથી એક બીજી ખુરશી પર બેસી ગયો.

" અવનીશ યાત્રાએ ગયેલ છે તે આવ્યા પછી તમે પ્રજાજનની બધી હકીકત રજુ કરજો " ચામરાજેન્દ્રે કૂટસ્થના કોઇ સવાલનો જવાબ અપાતો હોય તેમ કહ્યું. " અને હવે આપણે ઉઠીશું ?"

"મ્હને લાગે છે આજે તો આપણે ચોખવટ કરીને જ ઉઠીએ "

" ચોખવટ ? "

" હા. ત્હમારા ઉપર પ્રજાનું ઘણું ઋણ છે : અને વળી પૃથ્વીશના કહેવા પ્રમાણે ત્હમારે ખાતે કેટલાક ન્યાયના આંકડા પણ ઉધાર છે ! "

" હશે. " ચામરાજેન્દ્ર ઉઠ્યો. " આજે મ્હને વખત નથી " તેણે પાસેની ટોકરી પર હાથ મૂક્યો. ઘંટડી વાગતાં જ પટાવાળો હાજર થયો.

ચામરાજેન્દ્રે તેને એક હાથથી ઇશારત કરી સ્વામીજીને બહાર લઇ જવા કહ્યું.

" સ્વામી ! હવે તમે જઇ શકો છો "

" બરાબર " કૂટસ્થે શાંતિથી જવાબ વાળ્યો.

આ અભેદ્ય શાંતિથી ચામરાજેન્દ્ર ખીજવાયો :

" ક્યાં છે યશલાલસિંહ ? " તેણે પટાવાળાને પૂછ્યું.

"જેલમાં" તદ્દન શાંતિથી જવાબ વળ્યો.

" હેં ! હરામખોર—નફટ—નાલાયક ! અલીજમાદાર ! " તેણે મોટેથી બૂમ પાડી.

એક બીજો પટાવાળો હાજર થયો : તે પ્રતાપમલ્લનો માણસ લાગ્યો : ચામરાજેન્દ્ર ગભરાયો :

" તું ? તું અહીં ક્યાંથી ? ક્યાં છે પ્રતાપમલ્લ ? અલી જમાદાર ક્યાં છે ? " ચામરાજેન્દ્ર પોતે બહાર દોડ્યો.

" ખબરદાર ! " દીવાનખંડની બહાર બૂમ સંભળાણી. બારણામાં જવાનો રસ્તો રોકીને માલદેવ ઉભો હતો !

ચામરાજેન્દ્ર હતો ત્યાં જ થંભી ગયો : " અરે ! માલ..." તેણે મોટેથી બૂમ પાડી. ને એકદમ દોડીને ' ટેલીફોન ' હાથ કર્યો.

" હલો...હલો...તમારો નંબર ?"

" ૮૧ " જવાબ મળ્યો.

" એકાશી ?...હં, યશલાલ ત્યાં છે ? "

ચામરાજેન્દ્ર સડક થઇ ગયો. કેદમાં છે, એવો જવાબ મળ્યો હતો.

" સ્વામીજી ! આ બધું શું છે ? " હવે ચામરાજેન્દ્રે સ્વામીજી તરફ ફરીને પૂછ્યું.

" મ્હને લાગે છે કે " કૂટસ્થે અત્યંત શાંતિથી પણ દૃઢ નિશ્ચયથી જવાબ વાળ્યો "આપનો વિચાર પ્રતાપમલ્લને ગાદી આપવાનો છે, એ લોકો જરા વધારે ઉતાવળથી સિધ્ધ કરાવવા માગે છે "

" એટલે ? "

" ત્હમારે અર્ધા કલાકમાં રાજ્યાસન છોડવાનું છે ! "

" એમ ? જૂઓ હું આ છોડીને ચાલ્યો "

ચામરાજેન્દ્ર સપાટાબંધ એક બારણા તરફ આગળ વધ્યો.

બારણે પહોંચતાં જ તેના પર ફરી પેલો મજબૂત હાથ પડ્યો :

"મહારાજ દીવાનખંડમાં જ આપ સલામત છો : બહાર તો આપના રક્ષણ માટે સશસ્ત્ર હું ચોકી ભરું છું."

"તું ? કોના કહેવાથી ?"

"હા. હું માલદેવ. મહારાજ પ્રતાપમલ્લનો એવો હૂકમ છે !"

ચામરાજેન્દ્ર પાછો હટ્યો : "આનો અર્થ એમ કે સ્વામીજી ! હું કેદ છું ?"

"ત્હમે ખરી રીતે આજે જ છૂટ્યા."

"પણ આ બધું શા માટે ?"

કૂટસ્થે શાંતિથી એક બારણું તરફ અંગુલી-નિર્દેશ કર્યો. ચામરાજેન્દ્રે ત્યાં જોયું. એક

વીસ વર્ષનો ક્ષીણ દિલગીરીભર્યો જુવાન ત્યાં ઉભો હતો. ચામરાજેન્દ્ર વિહ્વળતામાં પાછળના આસન પર ગયો.

"સુધીર !" તે આશ્ચર્યથી બોલ્યો : "એને શું છે ?"

કૂટસ્થે એક વેધક દ્રષ્ટિથી ચામરાજેન્દ્રને વિંધ્યો : "મહારાજ ! એને એની મા જોઇએ છીએ."

"તે હું કયાંથી આપું ?"

એ જે વખતે દુર્લભસેન ગોહિલ, પુષ્કર, કરસન, ગોવિંદ : વગેરે પ્રજાપ્રતિનિધીઓએ પ્રવેશ કર્યો.

"ગંગાને પૂછો !" કૂટસ્થે જવાબ વાળ્યો.

સુધીરની પાછળથી ગંગાએ દિવાનખંડમાં પ્રવેશ કર્યો : "મહારાજ ! આપના કહેવાથી મેં એની મા વસંતતિલકાને ઝેર આપ્યું છે !"

કર્નલ ગ્રેહામ ને અવનીશ આવવાના છે એ આશામાં ચામરાજેન્દ્ર વખત ગાળવા લાગ્યો : તે કાંઇ બોલ્યા ચાલ્યા વિના કોચ પર બેઠો રહ્યો :

"રાજા તરીકે તમે કેટલો વિનાશ કર્યો છે એનો આ જીવતો ઉલ્લેખ રહ્યો."

"બીજો કોઇ પણ રાજા હત તો તે પ્રમાણે કરત."

"તમે સુધીરને ફાંસીએ દેવાનો હુકમ કર્યો હતો ?"

"હાસ્તો કેમ નહિ ? પ્રીતમના ખુનનો આરોપ-સિદ્ધ થાય તો હજી કાલે જ પાછો એ હુકમ નીકળે."

"કાલે તો ત્હમે રાજા નહિ હો પણ—"

એક બીજા દ્વારમાંથી કંચને પ્રવેશ કર્યો હતો : "પ્રીતમનું ખુન મેં કર્યું છે !" તે સામે આવીને બોલી.

"શા માટે ?" ચામરાજેન્દ્રે પૂછ્યું.

"ત્હમારા પ્રધાન અવનીશે મહાત્મા કૂટસ્થને ફસાવવા મ્હને એક વખત ભદ્રેશ્વર મોકલી હતી. ત્યારે મ્હારા હોઠને હળાહળ વિષથી રંગ્યા હતા. સંયમધન સ્વામીજીએ તો મ્હને પૂણ્યમાર્ગ બતાવ્યો. પાછા ફરતાં પ્રીતમલાલ તેમાં હોમાઇ ગયો !"

"એમ !" ચામરાજેન્દ્રે આશ્ચર્યથી ચારે તરફ જોયું.

બીજી તરફથી ગુલાબ દેખાણી. હવે તે ખરેખર મુંઝ્યો.

"ચામરાજેન્દ્ર ! અનંતનું ખુન કોણે કર્યું ? કોના કહેવાથી કર્યું ?" કૂટસ્થે ભવ્યતાથી પ્રશ્ન પુછવાની શરુઆત કરી.

"પટ્ટનનું સિંહાસન એવા જવાબ આપવાને ટેવાયેલ નથી !"

"અનંતનું ખૂન કરનાર કાલુ જમાદાર છે. કાલુ જમાદાર મહારાજા ચામરાજેન્દ્રના કહેવાથી મ્હારું હરણ કરવા આવેલો !" ગુલાબે જવાબ વાળ્યો.

ચામરાજેન્દ્રનો ચ્હેરો ફિક્કો પડી ગયો.

"અને કોણ છે એનો સાક્ષી !"

"હું" હરમતે ગુલાબની પાછળથી ડોક ઉંચી કરીને જવાબ વાળ્યો.

"એનો બીજો સાક્ષી હું !" પૃથ્વીશે બેઠા થઇને કહ્યું.

"એનો ત્રીજો સાક્ષી ચંદ્રસેન ગવૈયો !" એક અવાજ સંભળાયો.

ચામરાજેન્દ્રે કોઇ પર ધ્યાન આપ્યું નહિ.

"હવે એક છેલ્લી વાત. કૂટસ્થ બોલ્યો "આ કોણ છે ?" ચામરાજેન્દ્રે ઉંચું જોયું. મોતીગર સામે હાથ જોડીને ઉભો હતો.

"આ બાવાને પણ તમારી સામે એ જ ફરિયાદ છે ?"

"શું ?"

"મેં તીનું–એની સ્ત્રીનું–સેનાપતિ યશલાલ સિંહે, આપના કહેવાથી કરેલું અપહરણ!"

"કોણ કહે છે? સ્વામીજી! આ કપટ-જાળનો અર્થ શું છે?"

"હું કહું છું માબાપ!" મોતીગર બોલ્યો.

"એ વાતની મ્હને ખબર છે!" ગોવિંદે કહ્યું.

"અને મને પણ" કન્સને ટાપશી પૂરી.

"પણ યશલાલ પોતે જ તમને એ વાત કહેશે" પાછળથી જવાબ આવ્યો. સૌનું તે તરફ ધ્યાન ખેંચાયું. પ્રતાપમલ પોતે હાજર થયો હતો. અને તેની સાથે યશલાલ ઉભો હતો. કૂટસ્થે એક અર્થસૂચક દ્રષ્ટિ પ્રતાપ તરફ કરી.

"સ્વામીજી! ઇશ્વર આપણી મદદે છે" પ્રતાપે અકસ્માત હાજર થવાનું કારણ સમજાવ્યું.

બધાનું ધ્યાન પ્રતાપ શું કહે છે તે તરફ ખેંચાયું.

"કર્નલ ગ્રેહામ મોટરઅકસ્માત થવાથી હાલ નહિ આવી શકે એવો ટેલીફોન આવ્યો છે!"

આનંદના એક પોકારથી બધા અરધા બેઠા જેવા થઇ ગયા. કૂટસ્થ અને ચામરાજેન્દ્ર તદ્દન શાંત રહ્યા :

"કોણે કહ્યું?" બન્નેએ અકસ્માત એક સાથે પૂછ્યું. અને બન્નેથી એક બીજા સામે મોં મલકી ગયું.

એ જ વખતે ટેલીફોનની ઘંટડી પર ઘંટડી વાગવા લાગી :

ચામરાજેન્દ્રે ઉઠીને ટેલીફોન હાથમાં લીધો. એ જ સમાચાર હતા. તે ઘડીભર ત્યાં થોભ્યો: ટેલીફોન ફરી હાથમાં લીધો.

"કોણ? ત્હમે? અવનીશ?"

પાછળથી માલદેવે તેના ખભા પર હાથ મૂક્યો હતો. લોખંડી પંજા નીચે ખભો દબાતો હતો: "સાહેબ! માફ કરજો પણ જો અવનીશ સાથે વાત કરવાનો પ્રયત્ન થશે......"

"તો?" ચામરાજેન્દ્રે કરડાકથી પૂછ્યું.

"તો તમને અપ્રિય એવી અગવડતા વેઠવી પડશે." માલદેવે હસતાં જવાબ વાળ્યો.

ચામરાજેન્દ્ર કાંઇ બોલ્યા વિના પાછો ફર્યો. તેણે યશલાલ તરફ જોયું. "યશલાલ! ત્હમે શું કહેવાના હતા?"

"જી! આપના કહેવાથી મ્હેં મોતીનું અપહરણ કર્યું હતું એમ આ સૌ કહે છે!"

"અને તમે?"

"હું માનું છું કે આપનો હું વિશ્વાસુ માણસ હતો અને એટલી સેવા બજાવવામાં મ્હેં મ્હારો ધર્મ જ બજાવ્યો છે!"

બધાનાં મોં આ આડકતરી વિનયવાણીથી મલકયાં.

"ત્યારે હું તમને ન્યાય આપવા તૈયાર છું! પ્રજાની શું માગણી છે?" ચામરાજેન્દ્રે દિવાનખંડની મુખ્ય બેઠક લેવાના ઇરાદાથી તે તરફ પગલાં માંડયાં.

સામેથી પ્રતાપ ને માલદેવ આવતા હતા. પ્રતાપ સિંહાસન તરફ વળ્યો. ચામરાજેન્દ્ર ધ્રુજ્યો.

"સ્વામીજી! આપને આ ઉચ્છૃંખલતા નથી લાગતી? કર્નલગ્રેહામને અમે જણાવીશું ત્યારે નાહક આ લોકો હેરાન નહિ થાય?"

પ્રતાપ સિંહાસન પર બેસી ગયો હતો. સ્વામી કૂટસ્થ સિવાય સૌ તેને સલામ કરવા ઉભા થયા હતા. ચામરાજેન્દ્રે એક નિરાશા ભરી દૃષ્ટિથી આ જોયું :

"સ્વામીજી!" તે ફરી બોલ્યો.

એ જ વખતે બહાર તોપનો અવાજ થયો: અને ગગન ફાડી નાખે એવી જનસમૂહની ઘોષણા આવી:

"પ્રતાપમલ્લ દેવનો જય !"

ચામરારાજેન્દ્ર ભડક્યો: "સ્વામીજી ! આ શું ?"

"જે કારણે અવનીશને ત્હમે કર્નલ પાસે મોકલેલ છે, તે કારણ સફળ થયું હત તો પણ જનસમૂહ ત્હમને વધારે વખત રાજા તરીકે જોવા ખુશી ન હતો, તે આ ઉપરથી સમજાઇ જશે."

"ત્યારે હું રાજા નથી ?"

"ના."

ચામરાજેન્દ્રના પગ ભાગી પડયા હોય તેમ એકદમ નીચે બેસી ગયો: તેનાથી એક ધ્રુસ્કો મૂકાઇ ગયો.

ફૂટસ્થે શાંતિથી તેના સામે જોયું. પછી તે ધીમેથી બેઠો થયો. ને ચામરાજેન્દ્રની પાસે ગયો: તેનો હાથ હાથમાં લીધો, ને અત્યંત પ્યારથી કહ્યું:

"ભાઇ ! ચાલ હું તને બીજી અપરિમિત સત્તાનો સ્વામી બનાવું !

ચામરાજેન્દ્ર તેની સામે જોઇ રહ્યો.

ફૂટસ્થે તેનો હાથ લઇ તેને બેઠો કર્યો અને પછી પ્યારથી તેના શરીરને ટેકાવીને પાસેના ખંડમાં લઇ ગયો.

———:૦:———

## પ્રકરણ ૪૦ મું
### વાતાવરણ ફરે છે.

———

સૌ એક બીજાની સામે જોઇ રહ્યા. માલદેવની ચપળતાથી અને પ્રતાપમલ્લની પોતાની દરેક દરેક સ્થળમાં હાજરી હોવાથી પટ્ટનની વ્યવસ્થા બહુ શાંતિથી થઇ ગઇ હતી પટ્ટનની ચાર ભીંતની અંદર શું થાય છે તે બહાર ખબર પડે તેની સ્થિતિ ચાલી ગઇ હતી: સૂર્યના ઉગવા સાથે પોતાનું નશીબ એ તરફ અજમાવવાના હોંશીલા અમલદારો ફરી ગયા હતા; કેટલાક તટસ્થ બન્યા હતા. હવે તો ચામરાજેન્દ્રનું શું થાય છે તે જોવા સૌ આતુર બન્યા.

અંદરના ખંડમાં બન્ને ગયા. પછી ચામરાજેન્દ્રે તરત જ ફૂટસ્થનો હાથ છોડાવીને તેના તરફ ધિક્કારથી જોયું:

"મ્હેં ત્હમારી હમેશાં પ્રતિષ્ઠા જાળવી એનો આ બદલો આપ્યો ?"

ફૂટસ્થ તેની સામે સીધો ટટ્ટાર ઉભો રહ્યો: "ચામરાજેન્દ્ર ! મ્હેં ત્હને ઉગારી લીધો છે !"

"આનું પરિણામ થોડુંક જ ખરાબ આવશે. અંગ્રેજ અધિકારીઓ—"

"વધારે શું કરવાના હતા ? આમ જો-" એટલું બોલીને ફૂટસ્થે આગળથી ત્યાં ગંગાએ લાવી મૂકેલી એક પેટી ખોલી

ચામરાજેન્દ્ર સડક થઇ ગયો

"કોનું કામ ?"

"ગંગાનું !"

પેટીમાં ચામરાજેન્દ્રે પોતાના હસ્તાક્ષરથી, પોતે કરેલાં દરેક દુષ્કૃત્યની નોંધ હતી: તારીખ; કલાક: ને માણસના નામ પણ નોંધેલાં હતા. કેટલેક ઠેકાણે વિલાયતી સ્ત્રીઓના ફોટા પણ ચોડયા હતા: ફૂટસ્થે આ સર્વ નોંધ ત્યાં ખુલ્લી મૂકી દીધી.

ચામરાજેન્દ્રનું માથું ફરવા લાગ્યું. આ ઘા અસહ્ય હતો. તેણે પાછળની ખુરશીનો ટેકો લીધો:

"સ્વામીજી ! આ વિશ્વાસઘાત અસહ્ય છે !"

તરત જ ફૂટસ્થે પેલી-ઘણા વખતથી છૂપાતી ફરતી—નેતરની પેટી ખોલી:

"ચામરાજેન્દ્ર! તું કોણ છો ?"

તેણે સ્વામીજી સામે જોયું: "હું ? પટ્ટનનો મહારાજા !"

કૂટસ્થે એક જૂનો કાગળ તેના હાથમાં મૂકયો. તેમાં કોઇની જન્મોત્રી હતી. આશ્ચર્યની પરંપરા હોય તેમ તે જોઇ રહ્યો. તેને પોતાના જન્મની શંકા હતી, પણ તેનો આટલો પુરાવો હશે તે ખબર નહિ

"એમાં શું છે ? કોઇ ગોપાળની જન્મોત્રી છે !"

"એ ગોપાળ તું !"

ચામરાજેન્દ્રે જન્મોત્રી તરફ દૃષ્ટિ ફેરવી. તેમા ગોપાળનુ નામ હતું. ને જન્મોત્રી કરનાર 'બ્રહ્મચારી પુષ્કર'નું નામ હતું.

કૂટસ્થે નેતરની પેટીમાથી એક માદળીયું કાઢયું.

ચામરાજેન્દ્રે તે તરત ઓળખ્યુ. પોતે દસ બાર વર્ષનો થયો ત્યા સુધી એ બાંધેલ પછી ભદ્રેશ્વરની ટેકરીઓ તરફ ફરતાં પડી ગયેલું. આજે એ કૂટસ્થ પાસેથી નીકળી આવ્યું. તે સ્તબ્ધ બનીને જોઇ રહ્યો.

"એનો શું ઉપયોગ છે ?"

"આ જન્મોત્રીનો ગોપાળ અને આ માદળીયું પહેરનાર ચામરાજેન્દ્ર બન્ને એક જ છે !"

કૂટસ્થે તરત જ માદળીયું ખોલી નાખ્યું. અંદર એક કાગળ હતો: "બેટા ચામરાજેન્દ્ર! તું મોટો થા ત્યારે ધ્યાન રાખજે કે ત્હારાં માતાપિતા સોમેશ્વરમાં રહે છે. ત્હારું નામ ગોપાળ હતું. ત્હારા ભાઇનું નામ ધનશ્યામ" નીચે જગતસિંહનાં રાણીની સહી હતી.

ચામરાજેન્દ્ર હવે તદ્દન નિરાશ થઇ ગયો. તેણે પોતાનું મોં બે હાથથી ઢાંકી દીધું. ધબ દઇને તે ખુરશી પર બેસી ગયો.

એ જ વખતે વૃધ્ધ પંડિત અને તેની સ્ત્રી સાથે ગંગાએ પ્રવેશ કર્યો.

"પંડિતજી! ચામરાજેન્દ્રને તેની પૂર્વાવસ્થા સમજાવશો?" કૂટસ્થે વૃધ્ધ પંડિત તરફ ફરીને કહ્યુ.

"હા. સોમેશ્વરમાં હું રહેતો ત્યાં એનો જન્મ થયો હતો. તેનું નામ ગોપાળ."

"આ જન્મોત્રી એની છે?" કૂટસ્થે પેલો જરીપુરાણો કાગળ આગળ ધર્યો.

"હા અમારી પાસે તે વખતે પુષ્કર બ્રહ્મચારી રહેતા—હાલ ભદ્રેશ્વરમાં છે તે. તેમણે જ એ કરેલી. જ્યારે ગોપાળ મરી ગયાની બુમ અમે ઉડાડી ત્યારે તેણે વારંવાર જન્મોત્રીમાં જોઇને શંકાથી માથું ધુણાવીને કહેલું કે: "રાજયોગ છે, મૃત્યુયોગ નથી!"

ચામરાજેન્દ્રે એકવાર ફરી ઉંચે જોયું: "ગંગા!" તે બોલ્યો: "મ્હેં ત્હારામાં સંપૂર્ણ વિશ્વાસ મૂકયો હતો બોલ અને હવે સાચું બોલજે મ્હેં રાજ્યાસન છોડી જ દીધું છે. હું ગોપાળ છું એ તને ખબર છે?"

'મહારાજ! દિવાન નંદલાલની સાથે જઇ, આપને રાણીવાસમાં પધરાવનાર જ હું છુ !"

"બસ ત્યારે. પ્રતાપમલની વાત તો જગજાહેર છે. એનો વાસંતીદેવીના પુત્ર તરીકેનો હક્ક સૌને વિદિત છે." તે એકદમ સ્વામીજી તરફ ફર્યો: "હવે શું કરવું છે સ્વામીજી?" એના સ્વરમાં દૃઢ નિશ્ચય અને નિરાશા હતાં.

"આત્મા જાગે એટલે શું ન થાય? આવા અનેક સિંહાસનસ્થ પુરુષો ત્હારા ચરણમાં લોટે એવી વિભૂતિનો તું સ્વામી છે! ત્હારે—બ્રાહ્મણને—એક રાજનું સ્વામીત્વ હોય ? ચાલ હું તને અમર્યાદ પ્રદેશ દેખાડું!"

કૂટસ્થ ચાલતો થયો અને ચામરાજેન્દ્ર ડોક નમાવીને તરત તેની પાછળ ચાલ્યો. તેણે ઉંબર ઉપર પહોંચીને એકવાર ફરી ખંડ તરફ દૃષ્ટિ કરી: જમના પાસેના

ખંડમાંથી દોડીને ગંગાને કંઠે વળગી પડી હતી ને ગંગાની આંખમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં. - માર્કદેવનાં માણસોએ ખંડનો કબજો લીધો હતો.

આ બધી ભૂતકાળની બીના હોય તેમ ચામરાજેન્દ્રે જોરથી દૃષ્ટિ પાછી ખેંચી લીધી. અને તે જ વખતે એના આખા શરીરમાં એક રણકાર થઈ રહ્યો કે 'હવે આ ખંડ ફરી જોવો નથી !'

---

## પ્રકરણ ૪૨ મું
### સ્વતંત્રતાનું ગીત

ચામરાજેન્દ્ર શરણ થયો ત્યારે પ્રથમ તો બીજો ઉપાય જ નથી એવી નિરાશા તેના મનમાં હતી. પોતાના જ હસ્તાક્ષરનો પોતાના દુષ્કૃત્યોનો ઉલ્લેખ સામા પક્ષની પાસે હતો. ગંગા કંચન-સુધીર-મોતી-ગુલાબ વગેરે જીવતા સાક્ષીઓ પણ તેમની જ પાસે હતા , પ્રતાપના જન્મ વિષે સિધ્ધ થઈ શકે તેવાં સબળ સાધનો હતાં : અને સૌથી છેલ્લે પોતાના જ હક્કને ઉડાવે તેવી સઘળી યોજના પણ તેમની પાસે તૈયાર હતી–આટલાં બધા વિરોધી સત્વોની સામે હાર કબુલવામાં વ્યવહારિક ડહાપણ હતું. ચામરાજેન્દ્ર શરણ થયો ત્યારે તેની આ ભાવના હતી. પોતાને જ હાથે પ્રતાપને ગાદી સોંપી, ગૌરવ જાળવી રાખવામા જ હવે સ્વમાન અને સ્વાર્થ હતાં.

પણ પછી તો જેમ જેમ કૂટસ્થની મહત્તા સમજાતી ગઈ, તેમ તેમ એની મનોદશા ફરવા લાગી : બન્ને જણા પાછા આવ્યા ત્યારે બધા સ્તબ્ધ બનીને તેમના તરફ જોઈ રહ્યા :

' યશલાલસિંહ ! ' અંતે ચામરાજેન્દ્ર બોલ્યો : 'અવનીશને ખબર કરો કે મહારાજની તબીયત ઠીક નથી, માટે તમને જલદી બોલાવે છે.! '

યશલાલ પ્રતાપની સામે જોઈ રહ્યો. પ્રતાપે ડોકું ધુણાવ્યું કે તરત જ અવનીશને તે પ્રમાણે ખબર અપાઇ ગયા.

હવે સૌ ગંભીર બનીને છાના બેઠા.

કૂટસ્થ ઘડી પછી બોલ્યો :

" જ્યાં માણસો સ્વતંત્ર ને પવિત્ર હોય છે, ત્યાં જમીન પણ પવિત્ર બને છે : ત્યાં જમીનમાંથી રસના ઝરણાં ફૂટે છે. ત્યાં કલા, સાહિત્ય, વિજ્ઞાન અને ધર્મ શિયાળાની પ્રભાતમાં ખીલતા ગુલાબની પેઠે ફોરે છે : ત્યાં કલા, સાહિત્ય, વિજ્ઞાન અને ધર્મ–સમાજના ચાર મહાસ્તંભો–માનવજીવનને અગમ્ય ભેદોના ભેદ આપવા માટે જન્મે છે. પરંતુ જ્યાં રાજા જમીનને પવિત્ર માને છે, અને જ્યાં મનુષ્યની સ્વતંત્રતા લૂંટવી એ અધર્મ મનાય છે ત્યાં જ આકાશ, પૃથિવી, જળ, વાયુ અને તેજ–પોતપોતાની અગમ્ય કથા કહી જાય છે . જ્યાં જમીનને જડ માનવામાં આવે છે અને જ્યા મનુષ્યની સ્વતંત્રતા ગમે તેવા નજીવા કારણે લૂંટાય છે ત્યાં આ અગમ્ય તત્ત્વો કાયડારૂપે–ભયરૂપે રહે છે. તમારા દેશની આ અવસ્થા છે : ગમે તેવું અગમ્ય તત્ત્વ મનુષ્યથી મહાન નથી જ. પણ તમે તમસ્–અંધકારને જોઇને ધ્રૂજો છો.

પરંતુ જ્યાં સ્વતંત્રતા પૂજાય છે, છતાં એની પૂજામાં વિલાસ અને ઉચ્છૃંખલતા જ મહત્વનું સ્થાન ભોગવે છે : જ્યાં સ્વતંત્રતા એ ઇશ્વરી પ્રસાદ છે માટે કોઇની સ્વતંત્રતા લૂંટવી એ ખુદ ઇશ્વરનો નકાર છે, એમ માનવાને બદલે, પોતે સ્વતંત્ર રહેવું–મહાન થવું અને તે બીજાનાં ખૂન રેડીને એમ માનવામાં આવે છે, ત્યાં પૃથિવી, જળ વગેરે પોતાની અગમ્ય વાતો તો કહી દે છે, પણ તેમના પર પ્રભુત્વ સ્થાપનાર મનુષ્યની મનોદશાથી એ બધાં છવાઇ જાય છે . મનુષ્ય એમનો સ્વામી બનીને એમનો ઉપયોગ કરે છે : પરંતુ ધગધગતા અંગારા વરસતા હોય

તેની આ પ્રવૃતિથી મનુષ્યોનો વિનાશ થાય છે: એમનાથી બચવા માટે મનુષ્યો દોડાદોડ કરે છે. ત્યારે આ અગમ્ય તત્ત્વો અટ્ટહાસ્ય કરીને કહે છે: 'મનુષ્યો! ગમે ત્યાં દોડો, ત્હમારા પર છૂટેલું ચક્ર એટલા જ વેગથી ત્હમારી પાછળ દોડશે!'

પણ જ્યાં મનુષ્ય સાદાઇથી, સ્વતંત્રતાથી, સુઘડતાથી અને સચ્ચાઇથી રહી શકે તેટલો જમીનનો કટકો પવિત્ર ગણીને તેના તરફ કોઇ લોભવૃત્તિ રાખતું નથી, ત્યાં અગમ્ય તત્ત્વો સુંદર વેષ ધરીને આવે છે: ત્યાં મીઠાં ઝરણાં રસજીવન આપે છે: વાયુ નિર્દોષ અને શાંત બને છે: આસમાનના તારા મનુષ્યને પ્યારથી જૂએ છે: અને અનેક મનુષ્યોના સ્વતંત્ર આત્મામાં સ્વયંભૂ કલ્યાણમૂર્તિઓ ઘડાતી જાય છે. જેટલા તંત્રને સુવ્યવસ્થિત જાળવી શકાય તેટલા તંત્રની જવાબદારી સ્વીકારવી, તેનું નામ સામ્રાજ્ય! પૃથ્વી વધારવાનો મેહ એ વૈશ્યવૃત્તિનો પડછાયો છે જે જમીનમા ઝડપાન અને પ્રાણીની સૃષ્ટિ પણ અકારણ, માત્ર મનુષ્યના વિલાસ ખાતર, નાશ પામતી નથી, તે જમીન વધારે સુંદર અને પવિત્ર છે. તે જમીનમાં માનવજીવન વિકાસ પામે છે અને તે જગતમાં દેવને મોહ થાય તેવાં મનુષ્યો જન્મે છે. તમારી જમીનને હવે તમે એવી બનાવો"

કૂટસ્થ બોલતો બંધ થયો: સૌ સાંભળી રહ્યા. હવે તે એક પછી એક વ્યક્તિઓ તરફ ફર્યો:

"કંચન! સૌન્દર્ય એ ઇશ્વરી બક્ષિસ છે. ઇશ્વરે આત્માને સુંદર કરવા માટે શરીરને સુંદર કરેલું હોય છે. પણ સૌન્દર્યને કોણ પૂજે છે ત્હને ખબર છે?"

"હા. વિલાસી પુરુષો!"

'ના એમને મન એ અભિલાષાની તૃપ્તિ છે!'

'જુવાન માણસો!'

'ના એમને મન એ આનંદનું સાધન છે!'

'ત્યારે કોણ?'

સૌન્દર્યને ખરા પૂજનારા કદરૂપા, અપંગ, આંધળા અને ગરીબ મનુષ્યો હોય છે!

સૌ કૂટસ્થ તરફ જોઇ રહ્યા.

"સુંદર સ્ત્રીને જોઇને તે બિચારા શ્રદ્ધાથી બાઘામંડળની માફક મો વકાસી રહે છે એ ત્હમે જોયું છે?"

'હા'

'ત્યારે એમાં ઇશ્વરી સંકેત છે. ઇશ્વરે સુંદર મનુષ્યનો વિકાસ એમાં છૂપાવી રાખ્યો છે."

'હેં!'

'હા. એ મનુષ્યો ત્હારા તરફ શ્રદ્ધાથી દેવીની માફક જોવા ટેવાયલા છે. તું રોગની વચ્ચે, દરિદ્રતાની વચ્ચે અપંગ અને આંધળાની વચ્ચે જા. બેટા! ત્હને ઇશ્વરે રૂપ આપ્યું, સ્ત્રી શરીર આપ્યું, સત્તા પૈસો ન આપ્યા તેમા ત્હારા વિકાસ માટે આ બીજ છુપાવી રાખ્યું છે!

ત્હારે મનુષ્યમાંથી દેવ થવું હોય તો આ રસ્તો છે!'

વિલાસને જ જોવા ટેવાયેલી કંચન ભડકી: પણ કૂટસ્થે બતાવેલો કલ્યાણમાર્ગ એ એક જ માર્ગ એના ભૂતકાળના જીવન પર પડદો નાખવા માટે હતો.

'બોલ તું એ રસ્તો પસંદ કરે છે?'

કંચને ધીમેથી કહ્યું 'હા.'

'ત્યારે મહારાજ પ્રતાપમલ્લ ત્હ. સાધન અને માર્ગ બન્ને આપશે.'

ચામરાજેન્દ્ર પર આ પરિવર્તનની ભારે અસર થઇ. તેને પણ નવું જીવન જીવવાની અભિલાષા જાગી. મનુષ્ય સ્વભાવથી પાપી નથી. પાપમાં ડૂબ્યા છતાં જ્યારે વખત મળે ત્યારે તે પુણ્યને વખાણવા ચૂકતો નથી. ભૂતકાળને ટાળી નાખવા તે હમેશાં તૈયાર હોય છે. ચામરાજેન્દ્ર માલદેવ તરફ ફર્યો:

(અપૂર્ણ)

# નવચેતન અને રંગભૂમિ

માસિકપત્ર

પુસ્તકઃ ૭ મું.　　અધિપતિ — ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી　　અંકઃ ૫ મો.

[ સર્વ હક સ્વાધીન ]

## ઑગસ્ટ ૧૯૨૫ના અંકની અનુક્રમણિકા



### લવાજમના વાર્ષિક દર :

હિંદના કોઇ પણ ભાગ માટે … … … … … રૂ. ૬—૬—૦
હિંદ બહાર કોઇ પણ ભાગ માટે … … … … રૂ. ૭—૮—૦
છુટક નકલ … .. … … … … રૂ. ૦—૧૨—૦

ઠેકાણું :—નવચેતન ઑફીસ નંબર ૧૪ અમરતલા સ્ટ્રીટ, કલકત્તા.

આ માસિક નવચેતન કલકત્તા, માનુકસ લેઇન, નં. ૨, ધી ગુર્જર પ્રભાત પ્રીન્ટીંગ પ્રેસમાં ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશીએ આ પત્રના અધિપતિ ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશીના માટે છાપ્યું અને ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશીએ નં. ૧૪, અમરતલાસ્ટ્રીટ, કલકત્તામાં પ્રગટ કર્યું.

## અમારો આવતો અંક



| ત્રિરંગી ચિત્રો<br>સ્મૃતિવિષાદ : રા. જે. મીસ્ત્રી<br>ગાલિબ ફોટો-ચિત્ર | સપ્ટેમ્બર ૧૯૨૫ | આર્ટપેપર પર ફુલપેજ ચિત્રો<br>સેનાપતિએ તલ્વાર લીધી<br>શ્રીયુત એમ વી ધુરંધર |
|---|---|---|

---

**હૃદયતંત્રી હલાવનારાં :** ( સચિ ) રા કળાપ્રિય. સીનેમાની રંગભૂમિ પર કરૂણારસ જગાવનારાં પાત્રોની ટુંક પણ રસિક શૈલીમાં પિછાન. અનેક સુંદર ચિત્રો સાથેનો આર્ટપેપર પર રંગીન શાહીમાં છાપેલો આ લેખ વાચનારને અતિ રસિક જણાશે.

**ગાલિબ :** ( સચિત્ર ) આ મશહૂર ઉર્દૂ શાયરની શાયરીની પિછાન રા. સાદિક તમને આ લેખમાં સુંદર રીતે કરાવે છે. મહાકવિ ગાલિબના ત્રિરંગી ચિત્ર તેમજ હસ્તાક્ષર સાથે.

**અમરાવતીનો અતિથિ:** રા. ચીમનલાલ મુ કુંદ'ર. અમરાવતીની રાણીએ બંધનમાં રાખેલો મણિપુરનો એ જાસુર કોણ હશે તે તમે કલ્પી શકો છો ? ન કલ્પી શકતાં હો તો સુંદર બાનીમાં લખાયેલી આ વાર્તાનો આ છેલ્લો હપ્તો જરૂર વાંચો.

**જોન રસ્કીન :** ( સચિત્ર ) આંગ્લ સાહિત્યના આ પ્રખર "ગદ્યકવિ"ના જીવનચરિત્રનો બાકીનો ભાગ. લેખક રા. જયન્ત

**હિંદ-જુનું કે નવું ?** રા નરેન્દ્ર. જૂના ને નવા હિન્દના શરીર અને હૃદયનું અતિ સુંદર ને ઉપયોગી પૃથક્કરણ આ મનન કરવા યોગ્ય લેખમા જણાશે. તેમા હિંદવિષયક સામાજીક, ધાર્મિક અને આર્થિક ચર્ચા અતિ ઉમદા સ્વરૂપમાં થઇ છે.

**બાળકેળવણી વિષે દંદક :** રા. "એ. પી." પ્રોફેસર ગીદવાણીના બાળકેળવણીને લગતા, એક અતિ ઉપયોગી લેખનો સુઘટિત અનુવાદ

**ભવિષ્ય સુધારનારૂં શિક્ષણ :** રા. નગીનદાસ શેઠ. આપણી હાલની આર્થિક દુર્દશા દૂર કરવા કેવું શિક્ષણ લેવાની હવે જરૂર છે તેની ચર્ચા કરનો ટુંકો ઉપયોગી લેખ

**કલાનાં વિષ :** ( સચિત્ર ) રા. કાન્તિલાલ. મ. જોશી. ચિત્રકાર રા. દત્તાત્રય. એક નાની સુંદર મૌલિક વાર્તા તેવાંજ આકર્ષક ચિત્રો સાથે.

**ટાઇપરાઈટરની શોધ :** ( સચિત્ર ) રા. બાલમુકુંદ દેશાઇ. ટાઇપરાઇટરની શોધ ક્યારે અને કોણે કરી તથા તેમાં કેવા કેવા સુધારાવધારા થતા આવ્યા છે તે દર્શાવનારો લેખ.

**છત્રીનો વિમો :** ( સચિત્ર ) રા. શ્યામ. હ. ભગવતી. એક નાની રમુજી વાર્તા જે વાંચી તમો આનંદ પામ્યા વિના ન રહેશો.

**શેતરંજ :** ( સચિત્ર ) રા. " હેમ " આ જગતપ્રિય રમત વિષે સરલ ભાષાશૈલીમાં લખાયેલો જાણવા યોગ્ય વિગતોથી ભરપૂર ઉમદા લેખ.

**એ કોણ?** ( સચિત્ર ) શ્રીયુત પ્રેમચન્દ. અનુવાદક રા. છગનલાલ વેલશીભાઇ. ચિત્રકાર શ્રીયુત નાણાવટી અને રા. જાની એક ટુંકી હૃદયસ્પર્શી સામાજીક વાર્તા.

**ઉસ્તાદોની પિછાન :** ( સચિત્ર ) રા. મોહનલાલ. મ. શેઠ. ચિત્રકાર રા. જાની. કલાપી, મણિલાલ નભુભાઇ, કે બાલાશંકર કંથારીઆ નહિ, પણ કોઇક જૂના જ ઉસ્તાદોની પિછાન આ રમુજી કાવ્યમાંથી મળશે.

**ચિત્રપટ :** ( સચિત્ર ) રા. રસકાન્ત. ચિત્રકાર રા. મીસ્ત્રી. કવિવર ટાગોરની એક ટુંકી ભાવનાશીલ કહાણીનો સુઘટિત અનુવાદ.

**જંજીરને ઝણકારે :** ( સચિત્ર ) રા. ચાંપશી. વિ. ઉદેશી. ચિત્રકાર શ્રીયુત ધુરંધર. આ રસિક વાર્તાનો વધુ ભાગ સુંદર ચિત્રો સાથે.



# "ક્રાઉન" માર્કાની ઝાડની છાલની બનાવેલી પેટીઓ

**(જેને માટે કલકત્તા ને દીલ્હીના પ્રદર્શનમાં સોનાનાં ચાંદ મળ્યા છે)**



૧૦થી ૧૮ ઇંચ લાંબીના દર ઇંચે ૭ આના<br>
૨૦ થી ૨૮ ,, ,, ,, ,, ૯ ,,

તે સિવાયની જાત માટેના ભાવો પુછાવો.

જો તમારે કરકસર–સ્વચ્છતા, ટકાઉપણું–વોટરપ્રુફ કવોલીટી–હલકું વજન–એ સૌ એક જ સાથે જોઇતું હોય તો અમારા 'ક્રાઉન' માર્કાની ઝાડની છાલની કપડાં રાખવાની, ગ્રામોફોનની ચુડી રાખવાની, બંદુક રાખવાની વિગેરે માટેની પેટીઓ ખરીદો.

**એસ. એસ. બસુ એન્ડ બ્રધર્સ.**<br>
નં૦ ૯૧, રાજા ધીરેન્દ્ર સ્ટ્રીટ,<br>
કલકત્તા.




બધા જાણીતા મેકરનાં

ઘડીયાલો પર

કેટલૉગની કીંમત ઉપર

૨૫ ટકા વળતર મળશે!

# લીમટન વૉચ કુંપની.

૭–૮, રાધાબજાર સ્ટ્રીટ,

## કલકત્તા.

તારીક એડ્રેસ :—"Timekeeper."  પોસ્ટ બોક્સ નં. ૨૦૭૬.

શેતરંજનો દાવ



ચિત્રકાર ] જામ જસાજી અને ઝાલી રાણી શેતરંજ રમે છે. [શ્રીમાન પુરૂષોત્તમ

૨૧ આરાધનના પ્રગટ થનાર વાર્તાસંગ્રહમાંથી.




પુસ્તક ૭ મું | વર્ષ ૪થું | ઑગસ્ટ ૧૯૨૫ | અંક ૫ મો

# પ્રભુનું નામ.

લેખક.—રા. કૃષ્ણદાસ ગોવિંદજી આસર

એવું એવું પ્રભુનું નામ
ઝુકે જોગી ભોગી ય તમામ;
એવું એવુ પ્રભુનુ નામ.

નામ સુણી કાંઇ નીતર્યાં
સુજ નેનનથી રસબુંદ;
બુંદ બુંદ બોલી રહ્યાં
"જે પુણ્યભર્યો અમ વૃંદ;
એ વૃંદે અક્ષરધામ:"
એવું એવું પભુનું નામ.

અણદીઠલ કાંઇ દેખવા
આ દેહ થયો છે જન્મ;
વણસૂણ્યું કાંઇ સૂણવાનો
"સૃષ્ટિ" શબ્દનો મર્મ;
દેવું દેવું નથી હો! દામ:
એવું લેવું પભુનું નામ.

પથિક! નથી ર્‌હાં મંદિરે
કોઇ દેહભૂખ્યો, પણ દેવ;
દેવભૂખ્યાને દેખતાં
એની સજીવ થાવા ટેવ;
જેવું ક્યાંય ન દીઠું કામ;
એવું એક પ્રભુનુ નામ.

ઓછપ છે શું સાગરે
કે ઓછપ આ આકાશ?
ઓછપ ર્‌હારે અંતરે
વિશ્વેશ નથી વિશ્વાસ,
ત્હોયે "પતિત પાવન રામ"
એવું એવું પ્રભુનું નામ.

જીવન જ્યોતિ એથી ન મોટી
એકે દીઠી દીપમાળ;
સૂરજ ઝાંખા, સોમ જ ઝાંખા,
ઝાંખાં જણાય ત્રિકાળ;
ઓરે ઓરે આતમરામ:
લેવું લેવું પ્રભુનું નામ.

# હું મારાં ભાષણો કેમ તૈયાર કરું છું ?

એ વિષય પર કેટલાક પશ્ચિમના જાહેર વક્તાઓનો સ્વાનુભવ,

સંગ્રહ કરનાર—ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી

## મી૦ લોઈડ જ્યોર્જ

જો મી. લોઇડ જ્યોર્જને પાર્લામેન્ટમાં બેકારી વિષે ભાષણ કરવાનું હોય તો તે પ્રથમ આગેવાન વ્યાપારીઓ અથવા એ વિષયના જાણકારોનો મત લ્યે છે અથવા મત લખી પૂછાવે છે. તે બાદ તે એ બધું લખાણ અને તે વિષયના અન્યત્ર પ્રગટ થયેલ લેખો એ સર્વ ધ્યાનપૂર્વક અવલોકી જાય છે, અને જોઇતી સર્વ માહિતી એકઠી કરે છે. ત્યાર પછી જે બોલવાનું હોય તેની રેખાઓ મગજમા દોરે છે. ઘણીવાર કોઇ જાણકારનો કોઇ ખાસ મત તેના મગજમાં વિચારોની પરંપરા ચાલુ કરી દયે છે ને એજ વિચારોને વિકસિત સ્વરૂપે એ ભાષણમાં મૂકે છે. તે પછી તે એક કાગળ પર ભાષણનું ખોખું તૈયાર કરે છે ને એ વારંવાર વાંચે છે. મોઢે કરવા નહિ, પણ મગજ પર એ વિષય પૂરેપૂરો ઠસે અને ભાષણમાં જે કહેવાનું હોય તે નિયમબધ્ધ સ્વરૂપે કહી શકાય એ માટે. ભાષણને દિવસે થોડાંક મથાળા તૈયાર કરી અવારનવાર વાંચે છે. આ મથાળાઓ ભાષણના મુખ્ય મુખ્ય મુદ્દાઓ જાળવી રાખવામાં મદદ કરે છે, છતાં યે ઘણી વાર આ પ્રકારે તૈયારી કર્યા પછી પણ તે પોતાની નોંધથી તદ્દન જૂદો પડે છે અને પાર્લામેન્ટમાં કંઇક જૂદું જ બોલે છે. તેથી તે ભાષણ કરે નહિ ત્યાં સુધી તે શું બોલનાર છે એ નક્કી કહી શકાય નહિ.



મી૦ લોઇડ જ્યોર્જ.

મી. લોઇડ જ્યોર્જ પ્રખર વાંચનાર છે. એને આખા દિવસના પરિશ્રમ પછી પણ રાત્રે તે ઇતિહાસ, જીવનચરિત્ર, પ્રવાસ કે અન્ય ભાષાના ઉત્તમ ગ્રંથોના અનુવાદ વાંચે છે. વાંચતા વાંચતા અમુક ભાગ પાસે તે નિશાની કરે છે અને અદ્ભુત સ્મરણશક્તિની મદદથી તે નિશાની કરેલા ભાગો તેને યાદ રહે છે અને વખત આવ્યે તે એનો ઉપયોગ અવતરણ તરીકે કરે છે.

મી. લોઇડ જ્યોર્જ અકસ્માત ભાષણ આપવામાં પણ કુશળ છે. તેનું કારણ એ છે કે સાંભળનારાઓના સ્વભાવ અને આત્મજ્ઞાન પારખવાની એનામાં અજબ પ્રતિભા છે. તેના ઉત્તમ ગણાતાં ભાષણોમાંના કેટલાંક ઓચિંતાં જ અપાયેલાં હતાં અને તેમાંના વિચારો ને દલીલો પ્રતિપક્ષીનું ભાષણ સાભળતા સાભળતાં જ જન્મેલાં હતાં.

તેની સ્મરણશકિત અદ્ભુત છે, અને વર્ષો પહેલાંના પોતે આપેલા કોઇ ભાષણની દલીલો અને કેટલીક વાર તો તેણે એ ભાષણમાં વાપરેલાં વાકયો તે પોતાની યાદીથી પાછાં રજુ કરી શકે છે. આ સર્વ કુદરતી બક્ષીસો એક જાહેર વકતાને અમૂલ્ય થઇ પડે છે.

## ડોકટર મેકનામારા

પોતે જે સૌથી સારૂં જાણતો હોય તે ભાષણમાં મૂકવાની જાહેર વકતાની ફરજ છે. તેને સાંભળવા આવનારાઓને તે પોતાની પાસે જે ઉત્તમમાં ઉત્તમ હોય તે આપવું ઘટે છે. તેથી મારે કોઇક વાર ઓચિંતું ભાષણ કરવું પડે એ જુદી વાત છે, પણ નહિ તો હું મારો ઘણો સમય મારે ભાષણમાં શું કહેવાનું છે તે તૈયાર કરવામાં ગાળું છું. વસ્તુસ્થિતિ સ્પષ્ટ રીતે, મુદ્દાસર અને સંપૂર્ણપણે ભાષણમાં રજુ કરવાનો આ જ રસ્તો છે. સભા ચાલતી હોય ત્યારે જો હું કોઇક માણસને પરબીડીયાં પાછળ પોતાના ભાષણ માટેની નોંધ તૈયાર કરતો જોઉં છું તો હું સમજી જાઉં છું કે હવે ગુંચવાડાભરેલું ને ઢંગધડા વગરનું ભાષણ સાંભળવા મળનાર છે.

પ્રથમ હું ભાષણ પુરૂં લખું છું. તે પછી મને સંતોષ થાય ત્યા સુધી એની વાકયરચના સુધારૂં છું. પછી સખત કાગળના એક તાના ચાર ભાગ કરી તે પર એ ભાષણને સારા મોટા અક્ષરે અથવા ટાઇપમાં લખાવું છું ને દરેક ભાગ વચ્ચે એક હાંસીયા જેવું રાખું છું. તે બાદ અગત્યના શબ્દો નીચે લાલ કે બ્લુ પેન્સીલથી લીટી દોરૂં છું અને દરેક પાનાનું લખાણ મારા મગજમાં સ્પષ્ટ રીતે ઠસાવું છું. દરેક પાનામાં લખેલ



ડૉ૦ મેકનામારા.

હકીકત ભાષણમાં રજુ કરતાં બેથી ત્રણ મીનીટ લાગે છે.

સભામાં હું મારી સામે ટેબલ પર ભાષણના એ કાગળો જાહેર રીતે મુકું છું અને હું ભાષણ કરતો હોઉં ત્યારે તેના પર નજર નાખતો જાઉં છું. જો મેં પહેલાં એ પાનાંઓ બહુ સારી પેઠે વાંચ્યાં હોય છે તો માત્ર એક નજર નાખતાં જ આખા પાનાની વિગત મને યાદ આવી જાય છે.

હું મારા હાથમાં નોંધનો કાગળીયો નથી પકડતો. મને એ અગવડભર્યું જણાય છે. કેટલાક લોકો નોંધનો ઉપયોગ કરતાં શરમાય છે ને તેથી નોંધના કાગળને ગોળ વાળી કાં તો હાથમાં કે પીઠ પાછળ વાળી રાખેલ હાથમાં રાખે છે ને અવારનવાર જરા તેમાં જોઇ લ્યે છે. મને તો એ કઢંગી રીત જણાય છે. જો મારે ખુલ્લી જગ્યામાં કે જ્યાં ટેબલ ન હોય ત્યાં બોલવું પડે કે કોઇ કારણવશાત્ નોંધના કાગળ હાથમાં પકડી રાખવાની જરૂર પડે તો હું સખત જાડા નોટપેપર વાપરૂં છું.

જાહેર સભા સમક્ષનું ભાષણ અડધાથી પોણા કલાક કરતા વધારે ચાલે એવડું લાંબું ન હોવું જોઇએ. જો તે વધુ લાંબું હોય તો તેમાં કંઇક ખાસ રસ પડે એવું તત્ત્વ હોવું જોઇએ.

ભાષણ કરવાની ઢબના સંબંધમાં કહેવું જોઇએ કે વકતાએ વાતચીતમાં વપરાતા અવાજથી જ શરૂઆત કરવી જોઇએ અને પોતાનું માથું ઉચું રાખી ધીમે અને સ્પષ્ટતાથી બોલવું જોઇએ તેમજ ઓછી જરૂરનો શબ્દ અસ્પષ્ટતાથી ન બોલાય તેની સંભાળ રાખવી જોઇએ. પોતાના સંભાળનારાઓના મગજ પર ઠસાવવા માટે તેની પાસે ત્રણ કે ચાર મુદ્દા હોવા જોઇએ ને તેની છાપ પૂરેપૂરી પાડવા તેણે યત્ન કરવો જોઇએ. કોઇક મુદ્દો સાંભળનારના મગજ પર હજી બરાબર



પ્રેસીડન્ટ હાર્ડીંગ ભાષણ કરે છે.

હસ્યો નથી એમ તેને જણાય તો વધારે સંભાળપૂર્વક ને બળપૂર્વક તે ફરી વાર રજુ કરવો જોઇએ. ટુંકમાં તેણે યાદ રાખવું જોઇએ કે જે સંદેશો ને લોકોને આપવા માગે છે તે પોતાની સાથે લઇને લોકો જવા જોઇએ.

ગંભીર ભાષણમાં વચ્ચે હાસ્યરસ વપરાય તો તે સ્વાભાવિક હોવો જોઇએ. જો તમારા ભાષણના મુદ્દાને કોઇક પ્રાસંગિક હાસ્યરસિક વાર્તા બંધબેસતી આવતી હોય તો તેને ભાષણમા જરૂર કહેવી એ વાર્તા પ્રાસંગિક ને મુદ્દાનું બળ વધારનાર હોય તો ગમે તેટલી જૂની ને ચવાઇ ગયેલી હોવા છતાં પણ કહેવી. પણ જો તમે સભામાં શરૂઆતથી જ હાજર ન હો તો તમે કહેવા ધારેલી વાર્તા તમારી આગળનો કોઇ બોલનાર કહી તો નથી ગયો તેની સાવચેતી રાખવી, નહિ તો સાંભળનારાઓ પર તમે હાસ્યરસ ઢોળવા ઇચ્છતા હશો તેને બદલે શ્રોતાવર્ગ જ તમારા પર હાસ્યરસ ઢોળશે.

## પ્રેસીડન્ટ હાર્ડીંગ

સાધારણતઃ હું મારા વિષય પર વિચાર ને અભ્યાસ કરી લઉં તે બાદ ભાષણ લખતાં મને થોડો જ વખત લાગે છે. ઘુંટણ પર રાખી કાગળના 'પેડ' પર લખવાની મને આદત છે. હું આવું લખાણ પેન્સીલથી અતી ઝડપમા લખી નાખું છું.

કાચું લખાણ થઇ ગયા પછી હું તેને ટાઇપ કરાવી ફરી વાર વાંચી જાઉં છું, ને તેમાં ભૂલો હોય તો સુધારતો જાઉં છું. આ સુધારા પછી તેને નાના કદના કાગળો પર ટાઇપ કરાવું છું ને ભાષણ દરમ્યાન આ કાગળો મારા હાથમાં રાખું છું ને તેમાંનાં જ શબ્દો બનતા સુધી ભાષણમા બોલાય તેની ઘણી કાળજી રાખું છું.

પ્રેસીડન્ટ થયા પહેલાં હું મારા વિષયનો અભ્યાસ કરી વગર લખ્યે કે વગર નોંધ લીધે જ ઓચીંતુ ભાષણ આપતો, પણ પ્રેસીડન્ટ થયા પછી મેં આ ટેવ પાડી છે.



સર આર. બેડન પોવેલ ભાષણ આપે છે.

પોતે લખેલા ભાષણને વફાદાર રહી જાહેરમાં બોલવું જેમ અનેક જાહેર વકતાઓ ઉચિત ગણે છે તેમ ભાષણ લખી તેને બે ત્રણ વાર વાંચ્યા બાદ મોઢે કરી લેવાની ટેવ મેં કેળવી છે. એ જ કારણે ભાષણ આપતાં મારા હાથમાંનાં ટાઇપ કરેલા કાગળીયાંઓ પર હું નજીવું ધ્યાન આપતાં હોઉં એમ જણાય છે.

## સર આર. એડન પોવેલ

ભાષણ તૈયાર કરવાની મારી રીત ઘણી સાદી છે. પણ તે અસરકારક છે કે નહિ તે તો બીજા જ જાણે.

મારા શ્રોતાઓએ જે મુદ્દો પોતાના મગજ પર ઠસાવી પોતાની સાથે લઈ જવો જોઈએ તે મુદ્દા પર હું પહેલાં ખૂબ વિચાર કરી લઉં છું. પછી જે જાતનો શ્રોતાવર્ગ જોઉં અને મારા ભાષણ આપવા વખતે એ વર્ગને જેવા રંગમાં જોઉં તે પ્રકારના સ્વરૂપમાં હું મારા એ ખાસ મુદ્દાને મૂકું છું.

અગાઉથી તૈયાર કરી રાખેલું ભાષણ હું વાંચવા જાઉં તો નિષ્ફળ નિવડ્યા વગર હું ન રહું એવું મને લાગે છે.

મારા મત પ્રમાણે ચેવેલીઅર કહે છે તેમ "આપણે શું કહેવું તેના કરતાં કેવી ઢબે કહેવું એ જાણવું ઓછી જરૂરનું નથી" તે મુજબ શ્રોતાની રગ પારખી ભાષણ આપવું જોઈએ એવું મારૂં માનવું છે.

## મી૦ બોનર લૉ

વીશ વર્ષ થયાં હું રાજનીતિવિષયક પ્રશ્નોમાં રસ લઉં છું, પણ ભાષણ તૈયાર કરવામાં કે તે બોલતી વખતે મેં નોંધના કાગળનો કદી ઉપયોગ કર્યો નથી. પાર્લામેન્ટના મેમ્બર થયા પછી એટલે કે દશ કરતાં વધુ વર્ષ થયાં મેં 'હાઉસ ઑફ કૉમન્સ'માં જે જે ભાષણો આપ્યાં છે તે સર્વ મારા મગજમાં જ તૈયાર થયાં હતાં ને લખાયાં હતાં–તેનો કોઈ પણ ભાગ કાગળ પર લખાયો જ ન્હોતો. આ રીતે ભાષણ અપાતાં સાંભળી હું અસાધારણ યાદદાસ્ત ધરાવું છું એવું ઘણા ધારી લે છે, પણ ના, તેમ નથી. ભાષણનો વિષય મગજમાં ઘોળાય ત્યારે ચિત્તની એકાગ્રતા જ મારી આ ટેવના કારણરૂપ છે. 'કૉન્ઝરવેટીવ' પક્ષના નેતા થયા પછી આ રીતે ભાષણ તૈયાર કરવાં મારે માટે અશક્ય



મી૦ બોનર લૉ.

થઈ પડયાં અને હવે તો કયા કયા મુદ્દા પર જવું એટલું જ વિચારી રાખી ભાષણ કરૂં છું. હવે તેમને મગજમાં ગોખી રાખવા યત્ન કરતો નથી. (સંપૂર્ણ)






લેખક :—રા. ચીમનલાલ મુલજીભાઈ લુહાર બી એસ સી
ચિત્રકાર :—શ્રીમાન પુરૂષોત્તમ.

(ગયા અંકથી ચાલુ)

મોક્ષપુરી સમોવડી અમરાવતીની સામ્રાજ્ઞિના ઉજ્જવલરંગી રસમંદિરમા પ્રવેશ કરતા મ્હને ક્ષોભ થયો ન સમજાય તેવા, અપરિચિત ભાવ અંતરમાં ઉછળ્યા ! આખા મહાલયમાં ચોપાસ વૈભવવિલાસની અનેરી રસરેલ મ્હારાં આતુર નયનોને વધાવી રહી. ન્હાનેથી મોટે સુધીની સર્વ દાસીઓ મ્હને તરસી નજરે જોઇ રહી ઠેકાણે ઠેકાણે ગુંચળું વળી સેવકગણો મ્હારી દુર્દશા પર હસવા લાગ્યા. સ્વહસ્તે વ્હોરેલી કેદ માટે હું મનમાં જરા ખિન્ન થયો-પરંતુ સમયને-મ્હારા કર્ત્તવ્યને જ માન આપવાની અત્યારે જરૂર હતી. મ્હેં પણ બરાબર રંગભૂમિ જમાવી. કઠોર મન કરી, દીન વદન પર મહાન ગુન્હેગાર ફાંસીએ જતાં પહેલાં જે ગંભીરતા ધારે, તેવી ગંભીરતા ધારી હું અમરદેવના પ્રસાદના વિશાળ ખંડોમાથી પસાર થતો. મનોરાજ્યમાં કંઇ દિગ્વિજયો કરતો રાગુ નાયકના ગૌરવભર્યા પગલે પગલે ચાલતો હતો.

આસપાસ દાસદાસીઓ ઉતાવળે પગલે આવજાવ કરી રહ્યાં હતાં. મલકતે હૈયે વ્હાલ વસંતે વિહરતી કોયલ માફક દાસીઓ રસમોજ ઉડાવતી હતી. ઘડીક મ્હારી નજર અનિમિષ ત્હેમના પર ઠરી. સુંદર મણિની ચમક ભરતી કોમલાંગનાઓ ચેતનભર્યો નવલ હાસ્ય વિનોદે આખું મંદિર ગજવતી. વિખૂટડી પડેલી ઇન્દ્રના દરબારની મેનકાઓ કે રંભાઓ પ્રફુલ્લ સ્મિતભરેલ મુખે લજ્જાભર્યું હસતી, અનંતાનંદના હોલ્લાં સુખ સંગીતમાં અલબેલી નાચતી. તેમ્હને અંગે ને વદને ચંદ્રિકાની સુધામય ભીનાશ હતી. પૃથ્વીને પાલવ મહીં ઢાંકી રહેલા આસ્માની વ્યોમે તારલિયા ઝબુકે તેમ રસભરી કર્ત્તવ્ય વ્યોમે તે ઝબુકતી.

મ્હને લાગ્યું કે આ અણમૂલો ભંડાર શા માટે અહીઆ સંચ્યો હશે ? દેવી વસુંધરાના ન્યાયમાં ખામી લાગી ! અમરાવતીના રસિક પ્રભાવની મ્હને કંઇક ઝાંખી થઇ. અહીયાં તો અનેરૂં રમણીજીવન જણાતું. જ્યાં ત્યા કોમલાંગીનું જ શાસન મ્હેં નીરખ્યું અને પારખ્યું. 'અહીં તો ન્હોતું સઘુણું નર જીવન, ન્હોતો એકે નરોત્તમ, ન્હોતો એક

પ્રકૃતિમય પુરૂષ, જે આ નગરીની ગોરીનો જય વિજયમાં ધુમતો સૌભાગ્યરાજ થાય. જે સામ્રાજ્ઞિ અમરદેવીના ઉન્મત રાજશાસન પર પોતાનો દોર જમાવી ત્હેને–અમરાવતીને સમસ્ત સામ્રાજ્યને પોતાનું કરે !'

અમરમંદિરની સૌંદર્યમાળાના મોંઘા મણકાઓ નિહાળવામાં ગમે તેવો માનવી ભાન ભૂલે એમાં નવાઇ શી? નાયકે મ્હને જગાડયો ત્યારે જ હું મોહનિદ્રામાંથી જાગ્યો

નાયકે ધીમે સાદે કાનમાં કહ્યું "ચાલો હવે સ્વસ્થ થાઓ. દેવીનો વાસ આવ્યો."

એક કરતાં વધારે પ્હેરેગીરોથી રક્ષિત ઓરડાના સોને મઢેલા દ્વાર આગળ આવ્યા. અંદર કોઇ ગાતું સંભળાયું. શું મધુર ગીત ? આહા ! શો મંજુલ સ્વર ! આસપાસનું ભાન ભૂલી હું તો પ્રસરતા મનહર સુરોમાં લીન થવા લાગ્યો. આવું રસાળ ગીત કોણ ગાતું હશે ? પુછવા નાયકને વિચાર થયો ; પરંતુ વિવેકબુધ્ધિ વિસરી બાજી બગાડવી ઠીક ન લાગી. આવું ભાવનાવાહી ગાનાર અમરદેવી હોય તો મ્હારી કાર્યસફલતા સંદેહ વિના દૃઢ થાય ?

વીણાનાદમાં મેનકા વિશ્વામિત્ર આગળ નૃત્યગીત કરતી લાગી. મ્હેં કલ્પ્યુ કે ઓરડો સંગીતભકતોથી ભરેલો હશે, શુધ્ધ સંગીતના લયતરંગે ઉછળતું રસિક કાવ્ય જોવાતેવાને સુલભ હોતું નથી. ગુરૂજીના રસવાકયો સ્મરણ માં આવ્યાં. મ્હને લાગ્યું કે મ્હારો પ્રયોગ વિજયી નીવડશે. મ્હને ગીતઘેલો જોઇ રામુનાયક નવાઇ પામ્યો. એકાએક રસવૃત્તિ જન્મ પામતાં મહાવિરાગી રસપ્રદેશમાં વ્હા વરો આથડે તેમ નાયકને થયું. કલાકાર માં શુધ્ધ જ્ઞાન હોય તો શુધ્ધ: ભાવનાભરેલું સંગીત હેને કેટલું પ્રિય થઇ પડે ! મ્હને કંઇક આવું થયું. રસચેતન જગવનારા વીણા સુરો મ્હારા મગજને ભરી દેવા લાગ્યા ગીત સરસ હતું, પણ ભાવના રસાળ ઉરની હતી ! સુરો માત્ર વીણાની હતા–પણ સુમધુર લય ને આલાપ કુશળ કલાકારનાં હતાં. સન્માન કરતી નવલ નવોઢા રસિકને ઝંખે અને અમીઝરતા પ્રેમની રસધારા પીતી પીતી વિયોગમાં વલ્લભની વાટ જોતાં અવનવા દશ્યો નીરખી મોહગુંચમાં પડે એ ભણકાર દેવીનિવાસમાંથી પ્રસરતા આ ગાનના શબ્દે શબ્દે હતો. મ્હેં ધ્યાનપૂર્વક સાંભળ્યા કર્યું.

પવનની પાંખ પર ધુમે,
સખી! મનમ દિરે દીવો !
હૃદયના પાલવે ઢાંકયો,
છતાં રાણો થયો શાને ?

"શું મધુર સંગીત નાયક !"

નાયકે મ્હારી સાન સુધ જતી જોઇ ક્રોધભરી દષ્ટિ ફેંકી. નયનઇશારે જ હું ચુપ રહ્યો.

'દેવી અંદર છે ?' વિશાળ ખભા પર પ્રચંડ હાથે નાગી તલવાર ટેકવી ઉભેલા પ્હેરે ગીરને નાયકે પુછયું.

"હા, હમણાં જ જમીને ગયાં"

"આ તેમનો જ અવાજ લાગે છે નહિ !"

"હા" પ્હેરેગીરે જવાબ આપ્યો. વિચારની પાંખ પર ઉડતો મ્હેં આત્માનંદ અનુભવ્યો. અમરદેવી સંગીતભકત છે એ મ્હને ચોક્કસ થયું.

"આ કેદી કોણ છે ? નાયક !" પેલા પ્હેરેગીરે પ્રશ્ન કર્યો. તેણે મ્હારા તરફ તિરસ્કારભરી નજર નાંખી.

"મહા કાવત્રાંબાજ છે. મણિપુરનો જાસુસ છે."

નાયકના ચ્હેરા પર કૃત્રિમ ક્રોધની જ્વાળો પગટી 'મ્હેં એ અભિમાનીને એકલે હાથે કેદ કર્યો ! તું દેવીને ખબર કર. મ્હારૂં નામ દેજે. હું તેમ્હને મળવા ચાહું છું."

પ્હેરેગીર નાયકનો સંદેશો લઇ ઓરડાનું દ્વાર આસ્તેથી ઉઘાડી અદૃશ્ય થયો. નાયક મ્હારા તરફ ફર્યો, અને ધીમેથી બોલ્યો, "હવે હિંમત રાખજો તમ્હે."

"તમ્હે બેશીકર રહો" નીચે મ્હોડે મ્હેં નાયકને કહ્યું.

થોડીવારે પેલો પ્હેરેગીર પાછો આવ્યો.

"ચ્યો, ઠીક થયું નાયક ! દેવી તમ્હારી જ રાહ જુવે છે."

નાયકે મ્હારૂં કાંડુ પકડયું, અને ધીમેથી ઓરડામાં પ્રવેશ કરાવ્યો. ગંભીર મદભર્યે પગલે ગજરાજ ચાલે એમ નાયકની પાછળ હું ચાલ્યો.

**ઉંચા આસનવાળી પચરંગી સુંવાળી ગાદી પર હરણ શાં નયનવાળી એક મેધાવિની હાથમાં વીણા લઈ બેઠી હતી.** આખો ઓરડો કોઇ કુશળ કારીગરને હાથે શણગારવામાં આવ્યો હોય એમ લાગતું. મોટાં મહારાજ્યોમાં પ્રસિધ્ધ થયેલી સામ્રાજ્ઞિ અમરદેવીના મહાલયનું વર્ણન કરવુ એ માત્ર કુશળ કલમને જ સંભવે. કાદંબરી રચનાર લીલાભોગી કવિ બાણભટની વૈભવવાળી શબ્દપ્રબન્ધ કળાની મ્હારામાં ખામી હોવાથી હું ઘણો લાચાર છુ, પરંતુ ગમે તેવા સંયગી મહંતને મોહ ભુલભુલામણીમાં નાંખે એવું રસિક ભવન અને ત્હેનામાં વાસ કરતી રંભા જેવી તરૂણ યૌવનાની કલ્પના કરવાથી અમરમંદિર અને અમરાવતીની સામ્રાજ્ઞિનો સહજ ખ્યાલ આવશે.

અમ્હને જોઇ આસન પર બેઠેલી, જેને મેં અમરદેવી ધારી હતી, તે સૌંદર્યસુલભા સ્વસ્થ થઇ. વીણા બાજુએ મુકી.

હું અદબવાળી નાયકની બાજુએ ઉભો ઉભો ઓરડાની રચના નિહાળતો હતો. નાયકે દેવી સમીપ જઇ વિનયપૂર્વક પ્રણામ કર્યો અને મ્હારી સામે ઉભો.

"નાયક !" ઘેર દેવમેવામાં વપરાતી રૂપેરી ઘંટડીનો રણકો મ્હને યાદ આવ્યો.

ઓરડામાં શાંતિ પ્રસરી. અમરદેવીના "નાયક" શબ્દે હું ભાનમાં આવ્યો.

"તમ્હારૂં જ મ્હારે કામ હતું. ચાલો ઠીક થયું ! આ કેદી કોણ છે ?" અમરદેવીની નજર પળભર મ્હારા પર ઠરી રહી.

"પરદેશી છે ! મણિપુરથી આવે છે !"

"મણિપુરથી ?"

"હા,"

"ત્હેનું શું મ્હારી આગળ ?"

"મંત્રી મહારાજ દેશાટને ગયા એટલે આપની આગળ જ કેદીને લાવવો પડયો. એ મણિપુરનો જાસુસ છે."

"જાસુસ ? અને તે પણ મણિપુરનો ?" અમરદેવીએ કાતર દૃષ્ટિ મ્હારા પર નાંખી. કોઇ ગર્વિષ્ટ યોધ્ધાને છાજે એવા આડંબરથી હું નિશ્ચિતપણે ઉભો હતો. અમરદેવીની દૃષ્ટિ પળભર મ્હારી વનરાજનું અભિમાન ઉતારે તેવી દ્રષ્ટિ સાથે ભેટી રહી.

"નાયક, તમ્હારી બાહોશી માટે હું આનંદ પામું છુ આપણું સૈન્ય મણિપુરની સરહદ પર એક કે બે દિવસમા પડાવ નાખશે. એટલામાં મંત્રી મહારાજ આવી લાગશે પછી મણિપુરને કહીએ કે જોઇ લે અમરાવતી સામે બાથ ભીડવી એ રમત નથી."

"આપનું કહેવું ખરૂં છે, પણ આવા જાસુસો જ્યાં સુધી સામ્રાજ્યમાં છુપાછાના આવી ભમે છે ત્યા સુધી આપણી સલામતી પકી નહિ."

"એમાં ગભરાવાનું છે જ નહિ. મચ્છરને મસળતાં વાર શી ? દેશેદેશ અમરાવતીનો વિજયધ્વજ ફરકે છે. મણિપુર જોતજોતામાં અમરદેવીના સામ્રાજ્યનું ગામડું થઇ રહેશે !"

હું ધારતો હતો કે અમરદેવીનું રાજ્ય રડયાખડયા મંત્રીઓથી ચાલતું હશે. અત્યારે તો આખા સામ્રાજ્યની લગામ એક પચ્ચીશ વર્ષની તરૂણ અબળાના હાથમાં જ હતી.

અમરદેવીએ ઉમેર્યું : "ભલે મણિપુર પકાડા માર્યા કરે ! એક વાર અમરાવતીની

મોહ ભુલામણીમાં ફસ્યું કે પછી રમુજ ! પળમાં દુનીયા જાણશે કે સ્વતંત્ર મણિપુર જે એકવાર અમરાવતીને દબાવતું તે એક અબળાના કામણે મસ્તક નમાવે છે. તમ્હે જોઇતા હુકમો કઢાવો. હું તમ્હારા કેદીની જાસુસી વેચાતી લઉં છું." દેવીના વદન પર હાસ્ય મલકયું.

રામુ નાયક વિદાય લઇ ચાલ્યો ગયો. હું વમળમાં પડયો કે અમરાવતીના એકતરફી સ્ત્રીશાસનમાંથી મ્હારી જન્મભૂમિને શી રીતે બચાવાય? મ્હારી આસપાસ ઇંદ્રજાળ પથરાતી લાગી.

અમરદેવી આસન પરથી ઉઠી. પાસેના આસન પર બેસવાની મ્હને આજ્ઞા કરી. હાથપગની બેડી સહિત હું વગર બોલ્યે બતાવેલી જગા પર ગોઠવાયો. સંગેમરમરની ચોરસ ખુરશી પર બરાબર મ્હારી સામે દેવી બેઠી. હું ત્હેને જોઇ રહ્યો.

"તમ્હે જાણી શકયા હશો કે અહીં અમ્હારી ચળવળ શી ચાલે છે ?"

"હા જી" હું જરાક હસ્યો, ને ઉમેર્યું "તેથી કાંઇ મણિપુર ડરશે, દેવી !"

"કેટલાં ય મહારાજ્યોમાં અમરાવતીની આણ વર્તે છે. મણિપુર પણ જોતજોતામાં નમશે."

"તમ્હે એમ ધારો છો તેમાં ભુલ છે. મણિપુર આપે કહ્યાં તેવાં મહારાજ્યો જેવું નમાલું નથી"

"નમાલું છે ત્યારે જ તો જાસુસો અમરાવતી મોકલાવે છે !"

"દેવી ! રાજ્યપ્રકરણો બધાં બળ અને કળથી જ ભરેલાં છે કળથી કામ થતું હોય ત્યાં બળનો વ્યય કરવો એ ડાહ્યા રાજ્યને ન છાજે. તમ્હે બળ વાપરો છો, પણ કોની સામે ? જેની પાસે કળ વાપરવાની જોઇએ તેટલી આવડત નથી. બાકી મણિપુર ધારે તો તમ્હને બળથી પણ હંફાવે ખરું !"

"એમ ?"

"હા, દર વર્ષે સરહદ પર લોહી રેડાય છે—પણ મણિપુરનો કોટ હજી ઉભો છે."

"દરેકનો ગર્વ ગળે છે. મણિપુરનો પણ એક દીવસ ગળશે. શેરને માથે સવા શેર હોય જ."

"ખરું છે,—પણ મણિપુર અત્યારે તો સવા શેર છે. અમરાવતીની મોહીનીમાં મણિપુરને નાખવા બહુ બહુ પ્રયાસો થઇ ગયા—પણ આખરે તો તે ફાંફાં જ નિવડયાં!"

"તમ્હે એમ ધારો છો કે તમ્હારી જાસુસીથી અમરાવતીને આંચ આવવાની છે?"

"ભાવિ કળવું મુશ્કેલ છે દેવી! પણ એટલી તો આશા છે કે મણિપુર અને અમરાવતી એક દિવસ સ્નેહલગ્ને જોડાશે!"

"સ્નેહલગ્ને? તમ્હે શું બકો છો! અમરાવતી પાધર થાય, પણ મણિપુર સાથે સલાહ કરે ?"

"જાસુસોની જાસુસી કોઇ કાળે સલાહ કરાવે."

"હું જોઇશ. તમ્હારી જાસુસી શું શું કરે છે! બેઠા બેઠા કેદખાનાની ઇંટો ગણ્યા કરજો."

"કેદખાનામાં બેઠા બેઠા પણ સૂચક શરો છોડી શકાય"

"તમ્હે બોલવા પરથી લાગો છો હીંમતવાન. અહીંનું કેદખાનું અનુભવવાથી તમ્હારી બડાશો પાણીમાં જશે. અમરાવતીની શેરીમાં જેટલો કલ્લોલ છે તેટલો જ અહીંના કારાગારમાં ત્રાસ છે. તમ્હને પશ્ચાત્તાપ નથી થતો ?"

"શાનો ?"

"તમ્હને જન્મકેદ મળશે તેનો !"

"માતૃભૂમિના સાચા પુત્રને ડર શો? તમ્હારા કેદખાનાને દિસાએ જ હું ઘેરથી

નીકળ્યો હતો." બેદરકારીપણે મ્હેં મ્હોડું ફેરવ્યું ; અમરદેવી ઉઠી મ્હારી પાસે આવી.

"આ ઉગતી વયે છંદગી પાણીને મૂલે વેચો છો ! મણિપુરમાં દુર્લભ એવું સુખ અમરાવતી આપશે." અમરદેવીના બોલવાનો અર્થ હું બરાબર સમજ્યો.

"એ સુખ અમરાવતીના ભાગ્યશાળી પુત્રોને જ મુબારક રહે. એક માટીના પુતળાં માટે મ્હારો દેશ ન વેચાય." વૃધ્ધ હોડી-વાળાનો શબ્દેશબ્દ કાનમાં વાગવા લાગ્યો.

મ્હેં અમરદેવી પર નજર ઢાળી. ત્હેને જોવાય તેટલી જોઇ. ત્હેના ગોરા મુખ પર કુમારીકાનું તેજ હતું ; આંખોમાં આગ નાંખે એવી ચમક હતી, વાણીમાં મોહભરી મીઠાશ હતી.

ત્હેને જોઇ ભલભલા આદમી ભાન ભુલે, પણ મ્હારે સ્વસ્થતાની જરૂર હતી. મ્હારે ગુલામી ન્હોતી શીર પર વ્હોરવી. મ્હારી જનેતા ભૂમિનો જયકર ડંકો અમરાવતીમાં વગાડી ગુરૂપ્રસાદીની અનેરી સુધા પીરસવાની હતી

અમરદેવી હતાશ થઇ પાછી બેસી ગઇ. તેનાં માન-આડંબર-ધવાયાં હતાં.

"આટલી અડગતાથી બોલનાર તો તમ્હને જ જોયા ભલે અમરાવતીની કેદ સેવાય ત્યાં લગી સેવો."

"અને દેશસેવા કરતાં પ્રાણ આપીશ તો મ્હારા પ્રભુનો અને આપનો ઉપકાર માથે ચઢાવી સ્વર્ગે સીધાવીશ." ઠંડે પેટે મ્હેં કહ્યું.

"તમ્હારી મરજી. મેં ત કોઇને વ્હાલું નથી. તમ્હને અહીં કોણે મોકલ્યા ?"

"સ્વદેશસેવા કરવા કોણ પ્રેરતું હશે ? તમ્હે રાજ્યસામ્રાજ્ઞિ થઇ આટલું યે જાણતા નથી એ નવાઇ લાગે છે." અમરદેવી ફરીથી મ્હાત થઇ. "મ્હારી પાસેથી વધુ નહિ જાણી શકો."

"જાણવાના ઘણા રસ્તા છે. અત્યારે મુખાંઇ કરી લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે ત્યારે મ્હો ધોવા જાઓ છો !

"એ કહેવું શા ખપનું ? હું તે કાંઇ બાળક છું !"

અમરદેવી બાજુના ખંડ તરફ ફરી : "ઇન્દ્રા !"

દાસી દોડતી આવી.

"શમુ નાયકને મોકલ." દાસી આવી તેજ ખંડમાં પુનઃ ચાલી ગઇ. થોડીવારે નાયક આવ્યા.

'નાયક ! એમને મહેલમાં જ કેદ રાખો. સખત પ્હેરા તળે એવા ભયંકર માણસને નજર આગળથી દૂર રાખવા એ સારૂં નહિ." હું ખડખડ હસી પડયો. અમરદેવી ગુસ્સામાં ફરી

'પાપીને પોતાની અધમતાનું પણ ભાન નથી. જો જો છટકી ન જાય આના જોખમ-દાર તમ્હે રહેશો.' નાયકે પુનઃ મ્હારૂં કાંડુ પકડયું. જતા જતાં હું બોલ્યો.

"તમ્હે બેફીકર રહો. હું નાયકની છંદગી જોખમમા નહિ નાખું"

મ્હેલની સામી બાજુના એક વિશાળ ઓરડામાં મ્હને નજરકેદ મળી. મ્હને સમજ ન પડી કે અમરદેવી શાથી મ્હને રાજમહેલમાં કેદ રાખતી હતી. આ ઓરડો જેટલો સુખ સગવડવાળો દેખાતો હતો તેટલા જ પ્રમાણમાં તેમાંથી કેદીને ન્હાસી જવાનું અસંભવિત હતું.

ઓરડામાં આવી નાયકે ધીમેથી કહ્યું.

"હવે જન્મારાની કેદ સમજવી. કહો ન કહો, પણ દેવીએ તમ્હારા ઉપર મહેર બતાવી ! કોઇક જ કેદીને આવી સુખ આરામ વાળી કેદ મળે છે.

"એમ ? પણ હું તો અમરાવતિનો અતિથિ છું ને !" નાયકના ખભા પર મ્હેં હાથ

મુકયો. ત્હેનો ચ્હેરો ઉદાસ લાગતો હતો.

"નાયક, તમ્હે પાણીમાં બેસશો તો પછી હું શું કરીશ! પ્રભુ પર વિશ્વાસ રાખો. સૌ સારાં વાનાં થશે."

"ઠીક, ત્યારે તમ્હારો બંદોબસ્ત કરાવું છું. હું પાછો સવારે આવીશ."

"કદાચ સવાર પહેલાં રંગ બદલાઇ ગયો લાગશે!"

નાયકના નયન કમાન ખેંચાયાં. તે મ્હારૂં હૃદય પારખવા-મ્હારી રમત કળવા બહુ યે આતુર હતો, પણ મ્હારે મૌન્ય ધારવાની ખાસ જરૂર હતી. ગૌરવશીલ સ્વસ્થતા ધારી તે મ્હને મુકી ચાલ્યો ગયો. ત્હેની પાછળ લોખંડના ચાપડા જડેલું બારણુ બંધ થયું. બહાર તાળામા કુંચી ફરવાનો અવાજ કાને પડ્યો

"ચાલો, હમણા તો આપણે પત્યા." હુ નિશ્ચિંતપણે હસ્યો. શાંત ઓરડામાં પડઘો પડ્યો. મ્હને હવે ખાત્રી થઇ કે અમરદેવીનું કામણુ જેવું તેવું ન્હોતું.

૫

જીંદગીમાં પ્હેલી જ વાર કેદ ભોગવવાનો મ્હારો અનુભવ હતો. મ્હારૂં કેદખાનું કોઇ શ્રીમંતના દીવાનખાનાને શરમાવે તેવું હતું. કહો ન કહો, પણ અમરદેવીની મ્હારા ઉપર અમી નજર જણાતી, કારણુ કે આવી વૈભવવાળી કેદ કોઇ પણ માણસ વર્ષો સુધી વણબોલ્યે અને ચિન્તા વિના ભોગવે. મ્હારી ગણના કોઇ રાજકેદીની થતી હશે એમ મને લાગ્યું. રાસુનાયકની વફાદારી મ્હને સ્પષ્ટ થવા લાગી; કારણુ કે મ્હારી સુખ સગવડની ઉત્તમ વ્યવસ્થા કરવામાં આવી હતી.

હવે મ્હારૂં કર્ત્તવ્ય શું? એ વિચારમાં મન ચગડોળે ચડ્યું.

ઘડી પર ઘડી જવા લાગી, અને આખરે મ્હારી રાત્રિ પણ પડી. પીત્તળની ગોટી દીવી આખા ઓરડામાં પ્રકાશ પાથરતી હતી. ત્હેની પુર્વ તરફની બારીમાંથી દેવીના વાસનો રવેશ મ્હને સામે જ જણાતો હતો ભાવિક્રમ જેમ તેમ કરી સપાટામાં ગોઠવ્યો; વાળુ વખતે ભોજન પર મ્હેં જબરો હાથ લગાવ્યો. બે એક લોટા થંડું જળ પી આત્મતૃપ્તિનો લાંબો ઓડકાર ખાધો; અને મણિપુરનું આત્મીય મંડળ યાદ આવ્યું. ગુરૂજી યાદ આવ્યા, ભાવિ માટે બળનો સંચય કરી કળે કામ થતું હોય તો વ્યર્થ જીવનું જોખમ ન ખેડવું એ છેલી શીખામણ સ્મરણમાં રમી રહી. મનો-રાજ્યમાં ગુરૂજીના આશિષમંત્રો વ્યાપી રહ્યા. તેમ્હના નિર્મળ જીવનના પાઠો રસભેર ગોખવા માંડયા. પ્રેમ, આનંદ, અને ઉત્સાહભરેલી ગુરૂવર્યની મધુર વાણી પુનઃ પુનઃ સાંભરી. મ્હારી બુધ્ધિ નિશ્ચયાત્મક, અને પ્રભાવશાળી બને એવી સ્પૃહા કરવા લાગ્યો

અમરદેવી સંગીત પર સ્નેહભાવ રાખે છે એ સિધ્ધ હતું. મુરલીધરની મુરલીના કોમળ સુરે ગોકુળની ગોપી ઘેલી થાય, તેવો સંબંધ સંગીતને મ્હારી સાથે હતો. રાજ્ઞાતિ આ જાણુતી ન્હોતી.

નિશાના પ્હોર વાધતા હતા. અવની પર ચંદ્રિકા શીતળ મ્હેકતી હતી. વ્યોમે વિહરતી નવલ બેલડી જેવા લાગતા તારલિયા વિયોગે દુભવેલી અમર સરની કુમુદીને વ્હાલસુંબને મનાવતા ચંદ્રને જોઇ મશ્કરી કરતા. આસ-પાસ વાતાવરણુ ધીમે ધીમે શાંત-શૂન્ય થતું હતું. મધ્યરાત્રિના રાજ ચોઘડીયાં થયાં. શાંત રજનીમાં ગાઢ ઘોડીવારે બંધ થયાં. વાતા-વરણુ પુનઃ અટુલું બન્યું.

ગીતાનંદ ગુરૂનું નામ રટતાં શય્યામાં બેઠો થયો. બારી તરફ પીઠ કરી દીવાલની લગોલગ ઓશીકાને અઢેલી પથારી પર લાંબા પગે બેઠો. વાતાવરણુની શાંત મનોરમ્યતા મ્હને પ્રફુલ્લ કરી રહી. જ્યોત્સ્નાની શીતળતા અંતરના ગુપ્ત પડોમાં સંચેલી ગુરૂપ્રસાદી મુખ દ્વારા સૃષ્ટિને વ્હેંચવા લાગી. પગમ

હું સંગીતની ધુનમાં લીન થયો. બુલંદ અવાજ અમર મ્હેલની ચોપાસ પ્રસરવા લાગ્યો. હું કયાં હતો ત્હેનું પણ ભાન વિસારે મૂક્યું.

સંગીતના સુરો. અમરદેવીના મંદિરને ખુણે તરંગો માફક નિદ્રાવશના કાનને અથડાયા. મ્હારો ગગનભેદી ગીતાલાપ દિગંતમાં પ્રસરી રહ્યો.

......પાની મેં મીન પિયાસી !
　　　　પાનીમેં......
મોહે સુન સુન આવત હાંસી
　　　　પાનીમેં......
......સચરાચર સબ ઠૌર ભર્યો હે.
ઢુંઢત ફીરત અવિનાશી .....
પાનીમેં......મીન પિયા.... .સી
　　　　પાની મેં......

'મોહે સુન સુન આવત હાંસી' લીટી ઉથલાવી ઉથલાવી ગાતાં મ્હેં બારીની સામેના રવેશ પર નજર નાંખી. પગ પર પગ ચઢાવી, આંખો રવેશ પર સ્થાપી સુરસંગીતના મધુર તરંગો ઉછાળવા લાગ્યો। થોડાં જ વખતમાં દૂરથી કોઇ બારી, બારણા અફાળવાનો અવાજ સંભળાયો; કોઇના બોલવાનો ધીમો અવાજ કાને અથડાયો. મ્હેં જાણ્યું કે રાજ-મહાલયને મધ્ય રાત્રિએ જગાડ્યું ! આ કેવી ધૃષ્ટતા? પરિણામ કેવું આવશે એ કલ્પના પળભર મનોરાજ્યમાં ઉદ્‌ભવી. બીજી જ પળે વિસારે મુકી.

માત્ર થોડી વારમાં સામેના રવેશની બારી ખુલી. હૃદય જરા થડકી ઉઠ્યું. આતુર નયને, જોયું કે બે પરિચિત લાગતી રમણીઓ રવેશમાં દ્રષ્ટિએ પડી. મ્હારી સામું તેઓ જુએ તે પહેલાં તો હું ઓથે ખસી ગયો. વણઅનુભવેલો ઉલ્લાસ ઉરમાં પ્રગટ્યો। ત્રાંસી નજરે ચોક્કસ કર્યું કે સામ્રાજ્ઞિ અમરદેવી ઇન્દ્રા નામની દાસી સાથે રવેશમાં ઉભી હતી.

"પાની મેં મીન પિયાસી......" એક વાર, બે વાર, ઘણી વાર સુર તાલમાં ગાયું; ઉત્સાહથી, અનેરી આશાના અભિલાષથી, બંને અબળા કયાંય સુધી ત્યાં જ ઉભી ઉભી આતુર કાને મ્હારા ગીતને સાંભળી રહી મ્હને એમ થયું કે તેમ્હની પરસ્પર વાતચીત સાંભળી શકું તો કેવું સારૂં ?

અર્ધી ઘડી પછી મ્હારી પ્રવૃત્તિ વિરમી ને મ્હેં શય્યા પર લંબાવ્યું.

બહાર ઘણા માનવીઓનું બોલવું કાન પર અથડાયું; કોઇ ગુસ્સામાં, આનંદમાં દયાપૂર્વક, પ્રશંસાથી વાત કરતું સંભળાયું। આખું રાજ્યમહાલય નિદ્રા તજી ખળભળી ઉઠ્યું. આપણે તો કશાની ભ્હીક કે પરવા વિના જાગતા ખેલ જોતા હતા. અત્યારે નહિ તો કાલે સવારે આપણને જે થવાનું હશે તે થશે પાસુ વાળી ઉંઘની આરાધના કરતો હતો એવામાં મ્હારા ઓરડાનું બારણું ખુલ્યું. મ્હેં જાણ્યું ભોગ મળ્યા. કાલે આવતું મોત આજે ઉતાવળું થયું ! રાસુ નાયક મ્હારી સામે આવી ઉભો. હું બેઠો થઇ ગયો.

"કેમ નાયક ! શા સમાચાર ?"

"ગોળધાણા વ્હેંચો એવા. દેવીએ મ્હને સ્વર્ગભૂમિથી ઉતરી આવેલા ગાંધર્વની તલાશ કરવા મોકલ્યો છે !"

"તલાશ કરી ?"

"તે માટે તો અહીં આવ્યો. હમણાં તમ્હે ગાતા હતા ?"

"હા કેમ ?"

"કાલે સવારે તમ્હારૂં આવી બન્યું !" રાસુનાયક હસી પડયો. "દેવીએ તમ્હારૂં ગાવાનું બહુ જ વખાણ્યું તેમ્હને તમ્હારા જ ઉપર શક ગયો અને મ્હને તપાસ કરવા મોકલ્યો."

"તમ્હે એમને કહેજો કે મણિપુરનો કેદી આવી મીઠી રીતે સામ્રાજ્ઞિની સરભરા કરે છે."

"એ તો કહીશ જ. દેવીએ મ્હને આજ્ઞા કરી છે કે ગાનાર તમ્હેજ હો તો મ્હારે

તમ્હને કાલે દર્શન સમય પછી તેમ્હની આગળ હાજર કરવા. ગમે તેમ હો; પણ મ્હને તો તમ્હારૂં નસીબ પાંસરૂં લાગે છે! તમ્હારૂં સંગીત સાંભળી દેવી તો ગાંડાં જ થઇ ગયા. અત્યાર સુધી આવું કોઇ રોજ મહાલયમાં ગવાયું નથી.

"નાયક! રામ રાખે તેને શી આંચ? લાગ મળશે તો તમ્હારી દેવીને ઘેલાં કરી દઇશ. એકવાર વીણા મ્હારા હાથમાં આવવા દો. મ્હને પુછ્યા સિવાય તમ્હે તમ્હારે આંખે જોયા કરો ને કાને સાંભળ્યા કરો. વારૂ નાયક! એક વાત પુછું?"

"ખુશીથી."

"જુઓ સરહદ પર અમરાવતીનું લશ્કર ગયું છે! થોડા વખતમાં બે મહારાજ્યો રણે ચડશે. તમ્હને દેવી જોઇતા હુકમો કાઢવા વીશે કહેતાં હતાં તે શું?"

"જાસુસ તરીકે તમ્હે પુછતા તો એ વાત જવા દો મિત્ર તરીકે હું જાણું છું તે કહી શકીશ!"

"અત્યારે તો હું તમ્હને માતૃભૂમિના સાચા સપૂત તરીકે પુછું છું! જુઓ મણિપુર આગળથી જ તૈયાર છે! નાહક લોહીના પાણી વ્હેવડાવવા કરતાં શાંતિ સારી!"

"તમ્હને મ્હારા પર ભરોસો નથી લાગતો નહિ વારુ? એક પણ પગલું હું એવું ભરીશ નહિ કે જેથી મણિપુરને હરકત થાય. જેટલા તમ્હે સ્વદેશાભિમાની છો તેનાથી અર્ધો પણ હોવાનો હું દાવો કરૂં છું. સમજ્યા.

"તમ્હને મીઠું લાગ્યું નાયક!"

"થોડું ઘણું. પણ વિશ્વાસ રાખો. દેવીને સમજાવવા હું પ્રયત્ન કરીશ."

"જોઇએ હવે કાલની સ્હાંજ કેવી પડે છે!"

"સવારે દર્શન પછી હુ તમ્હને તેડવા આવીશ. તમ્હે તૈયાર રહેજો."

"વારૂ", મ્હેં કહ્યું. નાયક જતાં જતાં કંઇ યાદ આવવાથી અટકયો. હું તેના તરફ ફર્યો. નાયકે કોઇ હોશીયાર મુત્સદ્દીની ચલાકીથી કહ્યું:

"અમરદેવી તમ્હને અહીંની ઇંદ્રજાળમાં નાંખતાં હતાં. તમ્હે ધારો તો હવે તેમ્હને તમારા મોહમાં નાંખી શકશો. લ્યો હરિનું નામ અને કરો ડંકો. બાજી તમ્હારા જ હાથમાં છે. દાવમા આવેલી સોગઠી મારતાં ભુલ્યા તો આખી રમત પાણીમાં હવે કાબુ તો વેતરી જ નાંખો"

"ભલા ભગવાનની સ્હાય જોઇએ નાયક!"

"આ ભલભલા અહીંની કેદમાં આવી સડી—અમરાવતીના સ્મશાને બળી મૂઆ! ને અમરદેવી કોઇના સપાટામાં ન આવ્યાં. તમ્હે આટલા ટુંક વખતમાં કાંઇ ઓછું નથી કર્યું!"

"રાજા રાવણનો ગર્વ ઉતાર્યો રામે, મહર્ષિ વિશ્વામિત્રની અડગ તપશ્ચર્યા તોડી મેનકાએ. અપ્રતિમ બળવાળા ક્ષત્રિયોનું અભિમાન ઉતાર્યું ભગવાન પરશુરામે આ ઉન્મત વીરાંગનાને પણ નમાવશે માત્ર એક વીર!" પ્રબળ ઇચ્છાશકિતની ઝનનભરી ભાવના મ્હારા હૃદયમાં ઉછળી.

મ્હારી અપૂર્વ શ્રધ્ધા પર નાયક મોહ પામ્યો—આકર્ષાયો. અત્યંત સ્નેહભાવે પ્રેમ ઉભળકે મ્હને ભેટી પડયો. તેટલા જ સન્માન ભર્યા ભાવે મ્હેં નાયકને કોટી કરી.

હેતે ઉભરાતે હૈયે મ્હને આશિષ આપી તે ચાલ્યો ગયો.

૬

બીજે દિવસે દર્શન સમય પછી રાણુનાયક મ્હને અમરદેવીના બેસવા ઉઠવાના ઓરડામાં લઇ ગયો. પ્રથમની જ ગંભીરતા મ્હાર મુખ પર હતી. પહેલાં જેવું જ ધીમું મસ્ત પગલું હતું. કપાળ પર એક રેખા ભયની ન્હોતી. આંખમાં જરા પણ નિરાધારતાનું દર્શન ન્હોતું.

મદભરી હાથણીની માફક મસ્ત યૌવનમાં અમરદેવી સુંવાળા, નરમ ઓશીકાં પર હાથ

ટેકવી પડી હતી. ચમકતાં લોચનમાંથી કેટલાં ય શરો છૂટતાં હતાં, રાતા હોઠમાં કોઇ ભાગ્યશાળી રસિક નર માટે અમીરસનો ભંડાર હતો. હીમગીરિમાંથી જન્મ પામતા ગંગાના સલિલ પ્રવાહ માફક રેશમ જેવા લાંબા કાળા વાળ શીર પરથી ઉતરી આવતા હતા. આખે શરીરે પ્રફુલ્લ જોબનનો ભભકભર્યો ઓપ હતો. અંગે અંગે વિશ્વકર્તાની અપૂર્વ કલાનું પ્રતિબિંબ હતું. વિહારવર્તનમાં કુમારિકાની કોમળતાની છાયા હતી. આસ પાસના સુવાસિત વાતાવરણમાં ત્હેના લાલિત્યનો ઉજાસ હતો. ભયંકર આકર્ષણનો મહિમા સામ્રાજ્ઞિના ઉગ્ર વશીકરણમાં હતો.

અંજાઇ રહેલા નેત્રોએ, ધબકતે હૈયે અવર્ણનીય, અપરિમિત આનંદ અનુભવતાં ત્હેના વેલ સમા કોમળ વપુની રેખાએ રેખા ઉરમાં ઉતારી. ચાર હાથ દૂર બેઠેલી મોહિની ને હૃદયચિત્રપટ પર મોઘા રંગે આલેખી.

ઇંદ્રસભાના દરબાર સમો વિલાસ અહીં આ હતો. મણિપુરના દરબારનો ખંડ કે અંતઃપુર આ ઓરડા આગળ તુચ્છ લાગ્યો. મણિપુરની રંકતાનો ખ્યાલ અમરાવતીની શ્રીમંતાઇ જોવાથી આવ્યો.

અમરદેવી સમક્ષ મ્હને મુકી રામુ નાયક વિદાય થયો. કલ્પનાશિખરે ચ્હડેલી નજરે ત્હેણે મ્હને પગથી માથા સુધી નિહાળ્યો. મ્હને સમજાયું નહિ કે શાથી હું ત્હેની નજર ન ખમી શક્યો. અડગ સત્યાગ્રહીને શોભે તેવી ગંભીર શાન્તિ અને સ્વસ્થતા ધારણ કરી હું પરિણામની પ્રતિક્ષા કરતો ઉભો રહ્યો.

અમરદેવી કપડાં સમારી રાજરાણીને દીપે તેવી છટાથી બેઠી; મ્હેં ત્હેની સાથે દૃષ્ટિ મેળવી અને તેના વદન પર અપરિચિત ભાવો નિરખ્યા.

"તમ્હને બોલાવવાનું કારણ તમ્હે જાણતા હશો ?"

"થોડું ઘણું." મ્હેં ટુંકામાં પતાવ્યું.

"આગલી રાતે તમ્હે ગાતા હતા ?" દેવીના પ્રશ્નમાં મ્હને કૃત્રિમ ક્રોધ જણાયો.

"હા જી."

"કોઇના એકાંતવાસમાં સ્વચ્છંદે વિચરવું અને આસપાસ આરામ લેનારની શાંતિનો ભંગ કરવો એ કેટલી અસભ્યતા !" મગરૂરપણે તે બોલી.

"માફ કરો દેવી ! ગાવાની ટેવ મ્હને વર્ષોથી છે. સંગીતના મદમાં હું જ્યારે રાચું છું ત્યારે સમય અને આસપાસનું ભાન નથી રહેતું." નમ્રતાપૂર્વક મ્હેં કહ્યું.

"પણ આ તો રાજમહેલ છે ?"

"હા જી. ત્હેની મ્હને બરાબર જાણ છે. મ્હારા ધારવા પ્રમાણે આપ સંગીત ભક્ત છો એટલે કહેવું જરૂરનું નથી; છતાં કહેવાની રજા લઉં છું કે સંગીત અને પ્રેમથી ઉદ્ભવતી એકાગ્રતાની એકતામાં રાય, રંક એકજ ત્રાજવે તોળાય છે !"

"તમ્હે તો મ્હને શીખવો છો." તિરસ્કારથી સામ્રાજ્ઞિ બોલી.

"ના, દેવી ! જે સત્ય છે—જે નિર્વિવાદ છે ત્હેની માત્ર યાદ આપું છું."

"તમ્હે ગુન્હેગાર તો છો જ, તેમાં મનસ્વીતું કરી વધારે ગુન્હો કરો છો !" હોઠ પર હોઠ ભીડી મુખ પર સખ્તાઇ અને ભાવ શૂન્યતા લાવી તે મ્હને ડરાવતી લાગી. "તમ્હને હું શી શીક્ષા કરૂં ?"

"કેદીઓને પોતાનો ન્યાય કરવાની પરવા ન હોય. તમ્હે સામ્રાજ્યના માલિક થઇ આમ પુછો છો શામાટે, દેવી ?" ઠંડે પેટે મ્હેં કહ્યું.

'કારણ કે તમ્હારા ઉપર હજુ મ્હને દયા છે.'

"મફત નવાઇભરેલું. હું શિક્ષાપાત્ર તો તમ્હને જણાઉં છું, તમ્હે દયા ખાઓ છો ! કાં તો મ્હારો ગુન્હો પારખવામાં આપે ભુલ થાપ ખાધી, કે કાં તો હું ગુન્હેગાર જ નથી !"

અમરદેવીના મુખ પર વિચિત્ર ભાવો નિરંકુશપણે દેખાયા. તે મ્હાત થતી લાગી.

"એમ ?"

"હા. મણિપુરનો જાસુસ અમરાવતીમાં દુશ્મન જ લેખાય! પછી આપ ત્હેને દયા બતાવો એમાં સબળ કારણ હોવું જોઇએ!

"હું......કારણ? તમ્હે તે જાણતા હશો." કૌતુહલથી અમરદેવી મ્હારા સામું જોઇ રહી. ત્હેના શાસનમાં હોંશીયાર મંત્રીનું ડહાપણ મ્હને જણાવા લાગ્યું.

"પારકાના પેટની મ્હને શી ખબર? પણ એટલું તો હું કલ્પી શકું છું કે તમ્હે મ્હને ઇન્દ્રજાળમાં નાખવા મથો છો."

"શા માટે ?"

"મ્હને દેશદ્રોહિ કરવા. અમરાવતીમાં એવા ઘણા છે, આજ કાલ." દેવી પુનઃ મ્હાત થઇ લાગી.

'તમ્હને અમરાવતીની ઇન્દ્રજાળની શી ખબર? તમ્હે તો શુષ્ક મણિપૂરના એક શુષ્ક માણસ! તમ્હે એમ ન ધારતા કે અમરાવતીની વલભામાં પાણી નથી!"

"તે હું શું જાણું?–મ્હને આપેલી કેદ તો હું વર્ષો સુધી સંતોષ અને આનંદથી મ્હાલું! પણ તેથી કાંઇ આપનો અર્થ સરવાનો છે!"

હતાશ થઇ અમરદેવીએ લમણે હાથ દીધા. મ્હારા સામું તૂટેલા ગૌરવથી સપડાએલી સિંહણ ધુરકે એમ હાથ આમળ્યા, પગ પછાડ્યા, ને એકદમ ઉભી થઇ ગઇ.

'તમ્હારો ભેદ હું જ્યાં લગી નહિ જાણી શકું ત્યાં સુધી તમ્હે મ્હારી નજર બહાર નહિ જઇ શકો. એ યાદ રાખજો." ત્હેની વાણીમાં ભેદ લાગ્યો.

"તે સવાલ જ કયાં છે દેવી? હું કયાં તમ્હને આજીજી કરૂં છું કે તમ્હે મને પળભર પણ વિસરો. અમરાવતીની સુખમય કેદ મ્હને બીજે કયાં મળવાની હતી?" મ્હારૂં હસવું માયું નહિ. અમરદેવી પણ મ્હને જોઇ હસી પડી. બીજા કોઇએ અત્યારે ત્હેને ગાંડી ધારી હોત.

"એવી કેદ તમ્હને આપવા માટે હું બહુ પસ્તાઉં છું."

"કારણ?"

"તમ્હે મ્હારી કૃપાની અવગણના કરો છો. તેથી જ મ્હેં નિશ્ચય કર્યો છે કે તમ્હને કેદમાંથી હું મુકત કરીશ!"

"અને......"

"તમ્હને નિરંતર મ્હારી પાસે રાખીશ.' નિર્દોષ બાલિકા રમતમાં પોતાની ઢીંગલી સંબોધે તેમ મ્હને હુકમભેર બોલી.

'શું......'કૃત્રિમ નવાઇથી હું આભો બન્યે સ્વસ્થ થઇ ગંભીરતાથી પુછ્યું: "પછી શું કરશો?"

"તમ્હારા સંગીતથી મ્હને સદા રીઝવજો!" ત્હેના બોલવામાં યાચના સ્પષ્ટ હતી.

ધારેલી સોગટી બરાબર દાવમાં આવી. જોઇતી તક જગતમાં વારંવાર નથી આવતી. એમ અનુભવીઓ કહે છે. અત્યારે મ્હને લાગ્યું કે મ્હારી તક આવી! જવા તો ન જ દેવી જોઇએ. અંતરના ઉમળકાઓ ઉપર અંકુશ રાખી મ્હેં રોષમાં કહ્યું.

"એટલે તમ્હે એમ કહેવા માગો છો કે તમ્હારો ભાટચારણ હું થાઉં. દેવી, આ ગુલામગીરી કરતા તો મ્હારી કેદ સારી!"

–અમરદેવી ખડખડ હસી. ત્હેના આંખોમાં મોહમુગ્ધતા ચોકખી જણાઇ. હું પણ કંઇ એકદમ નમતું આપું એવો નહોતો.

"તમ્હે હસો કે ન હસો. મ્હને મ્હારી કેદખાનાની સ્વતંત્રતા વધુ પ્રિય છે. એટલે આપની ઇચ્છા મ્હારાથી પાર નહિ પડે." ગર્વમાં હું ફર્યો અને દેવીના તરફ પીઠ કરી.

"પણ તમ્હે તો સ્વતંત્ર જ રહેવાના, કલાકાર થયા તો કળાનો ઉપયોગ કરો. તમ્હે સંગીત જાણતા હો તો કાને સાંભળવા જ,



ચિત્રકાર ] એક મેધાવિની હાથમાં વીણા લઇ બેઠી હતી. ( પૃષ્ઠ ૩૩૭ ) [ શ્રીમાન પુરૂષોત્તમ.

"દેવી, શું ગાઉં ?"

"કાંઇ એવું ગાઓ કે અમરાવતીમાં તમ્હારી નામના વધે!

"અમરદેવીના મહાલયમાં જ મ્હારી નામના વધશે તો બસ છે. પણ દેવી મશ્કરી ના કરશો હોં. તમ્હે કાંઇ ગાવામાં કમ નથી. "પવનની પાંખ પર ઘુમે" એ કડીઓ મ્હેં ગઇ કાલે આપના મ્હોંયે સાંભળી. મ્હને આપની સંગીતભક્તિની ત્યારથી જાણ થઇ. બોલો તમ્હે પ્રેમનાં દ્રશ્યો જોયાં છે ?"

"ના..."

"અનુભવ્યાં પણ નથી ?"

"ના..."

દેવીના ગાલે લાલાશ આવી, અદ્રશ્ય થઇ.

"સાંભળ્યાં પણ નથી ?"

"ના, અહીંઆ તો સંગીતપ્રેમી જ્ઞાનીઓજ ક્યાં છે ? એટલે જોવા–અનુભવવાની વાત જ ક્યાં રહી ? તમ્હે તે ગાઇ બતાવો."

"સાંભળો ત્યારે."

મળસ્કામાં સૂર્યકીરણ અંધકાર ટાળે તેમ કોઇ અગોચર ખુણે જઇ બેઠેલી આશા હ્રદયમાં પ્રકટી. ચાતકી માફક અમરદેવી તરસી આંખે—કાને વિચિત્ર ભાવતરંગો અનુભવતી મ્હારા ગીતમાં લીન થવા લાગી.

સખિ! તુજ પ્રેમનાં દ્રશ્યો
દિસે આ સર્વ : એ જાણું!
કનકની જ્યોત, મુજ દિલદાર!
પણે નાચતી : જાણું!
ગગનમાં મોજીલા મેઘો
સફર :કરતા જતા : જાણું!
લલિત આ લ્હેરની ડંડી,
કપોળે રમતી : જાણું!
સખિ! અંતર મુજ નયનો,
પ્રભાતે પ્રેમ તુજ જાણું!
અને સંદેશ એ તારા,
જીગરને મુજ એ જાણું!
ઉચેથી તુજ મ્હેરો તો—
ઢળે મુજ પર સખિ! જાણું!
નયન નયનો મળેઃ મુજ દિલ
કદમ તુજ ઝૂકતું જાણું!
( લલિત )

"નયન નયનો મળે ....." એ કડી વારંવાર ગાઇ. અમરદેવી પણ તાનમાં મ્હારી સાથે ગાવા લાગી. માત્ર સંગીત સુરોની પ્રશંસા કરવા ઉપરાંત તે ગીતના અર્થનો મર્મ સમજવા લાગી. ઉરમાં ઉલ્લાસનો નિર્મળ ઉદય થયો. કળી ન શકાય તેવા ઉમળકાથી તે બોલી :—

'તમ્હે તો ગજબ કરો છો! સૃષ્ટિના તત્વો આપણે હમેશ જોઇએ છીએ--અનુભવીયે છીએ, છતાં તેમ્હનો સન્દેશમંત્ર કોઇ ભાગ્યશાળી જ સમજી શકે છે. ત્હેમાં રહેલી દિવ્યતા કોઇ જ્ઞાની જ નીચોવી શકે છે. વાહ, વાહ, શું તમ્હારૂં રૂડું કલ્યાણમય ગીત! સુરપુરીના ગાંધર્વ સમું તમ્હારૂં સુધામય સંગીત!"

"બસ દેવી! હવે બહુ પ્રશંસા ન કરો. તમ્હે મ્હને બગાડી મુકશો"

'તમ્હને હું શું ઇનામ આપું--શા શીરપાવ અર્પું ?"

"એક મહાસામ્રાજ્યની પ્રભાવશાલી સ્વામિની મ્હારી કદર કરે છે એ મ્હને ઇનામ–શીરપાવ--જે કહો તે--છે."

"આ શબ્દો કોઇ સંસ્કારી સરલ હ્રદયી ના જ હોઇ શકે! તમ્હે ઉચ્ચ આદર્શોને પગને વિચરનાર રસિક પંથી જેવા દેખાઓ છો!" ત્હેના હસતાં નેત્રોમાંથી અમી ઝર્યું.

"તમ્હે ધારો છો એવો હોવાની સદાય હું અભિલાષા રાખું છું! ગુરૂજીના રસવાક્યો એ કલ્યાણક કન્થામા મ્હને શણગાર્યો; સંસાર તપોવનમાં પરમાર્થ–અહિંસા સ્વદેશસેવા કરવા, કરાવવા એમના જ્ઞાને પ્રેર્યો અને શ્રીમંત માબાપનો લાડકવાયો છતાં સન્યાસી જેવો થયો. આજે આપની સમક્ષ સુખ-શાંતિ ને જીવનોદયના મોહનમંત્રની ઉજળી કીર્તિ ગાઇ રહ્યો છું!"

મ્હારા શબ્દોની જાદુભરી અસર અમરદેવી ઉપર થતી મ્હેં જોઇ.

"તમ્હારા ગુરૂ કોણુ ?"

"છે એક મણિપુરના મહંત નામે ગીતાનંદજી."

"ગીતાનંદજી! વાહ, નામ પ્રમાણેજ ગુણુ લાગે છે ને! તમ્હે તેમ્હની પાસેથી આવું સંગીત શીખ્યા ?"

"હા"

"મ્હને શીખવશો ?"

"હા. પણુ એક જ શરતે."

"શી ?"

"ગુરૂજીના આદર્શ અનુસાર વર્તવાનું કબુલ કરો તો. હું તમ્હને તે ધીમે ધીમે સમજાવીશ."

'ચાલો કબુલ, પછી કાંઇ પણુ જો જો મ્હને કલંક ન લાગે."

"ઉલ્ટી તમ્હારી કીર્તિ અમર થશે. તમ્હે નિર્ભય રહો, દેવી !"

"તમ્હે આખરે મ્હને બાંધી બે મહારાજાને કપઇ મરતા અટકાવવાના ખરાં ને ?"

તેમ્હાં મ્હારો, તમ્હારો, સ્વાર્થ પરમાર્થ સધાશે. બેની લ્હડાઇમાં ત્રીજો ફાવી જતાં અટકશે. મણિપુર અને અમરાવતી સલાહ સંપ પરસ્પર કેળવતાં શીખશે ભવિષ્યમાં કોઇ ઉજ્જવલ દિવસે બંને એક બીજાનાં થઇ રહેશે. આખી અમરાવતીની અધિષ્ઠાતા દેવી થઇ તમ્હે ત્હેને તારો, એ પ્રસંગ ઓછા ઉત્સવનો ન કહેવાય દેવી !"

"જુઓ હું તમ્હારામાં વિશ્વાસ મૂકું છું. હવે મ્હારા ગુરૂ તમ્હે બની બરાબર પાઠ ભણાવજો, નહિ તો મ્હારી દશા કફોડી થશે." ધીમે સાદે તે બોલી.

"તમ્હે હીંમત રાખો. હું બેવફા થનો લાગું ત્યારે મ્હારૂં માથું ધડથી જૂદું કરજો પછી કાંઇ?"

"ઠીક, ત્યારે કાલથી જ શીખવવાનું શરુ કરો. તમ્હારો નિવાસ હાલ છે ત્યાં ચાલશે ને ?"

"ખુશીથી. પણુ વાત બહાર ના પાડશો, ચાલતાં સુધી."

"હું મ્હારા મનની માલિક, તેમ્હાં બી જાને શું ? મ્હારી અવગણુના કરનારની જીભ કાપી નાંખીશ." ત્હેના ચ્હેરા પર ઝનુન ને જુસ્સો આવી ગયાં, બીજી જ પળે તે નરમ થયાં.

"ત્યારે રજા, દેવી !"

અમરદેવી ઉઠી; મ્હારી નજીક આવી. ખભા ઉપર હાથ મુકયો.

"હા. પધારો. આવ્યા'તા બેડી પ્હેરી, જાઓ છો મ્હારા ગુરૂ થઇ--મિત્ર થઇ–તમ્હારી કલાની મોહબેડી મ્હને પ્હેરાવી." બારણા સામે નજર નાંખી અને રામુ નાયકને હાંક મારી નાયક દોડતો આવી હાજર થયો.

"આ મહાશયને ખાવાપીવાની ઉત્તમ વ્યવસ્થા કરાવ. તેમ્હના ઉપર બેડી પ્હેરો રાખવાની જરૂર નથી." નાયક ચકિત થયો. એકી ટશે મ્હારી સામે તે જોઇ રહ્યો.

"ચાલો નાયક." દેવીને પ્રણામ કરી હસતે વદને હું નીકળ્યો.

દેવી હર્ષભેર ગાતી સંભળાઇ: "પાનીમેં મીન પિયાસી"

મ્હારા નિવાસખંડ સુધી નાયક પ્હોંચાડવા આવ્યો, આરંભથી અંત સુધીની આજની કથા ત્હેને કહી સંભળાવી.

"ભાઇ ! તમ્હારૂં નસીબ જ સોના જેવું. આ તો દેવીના દાસ તમ્હે થતાં થતાં તે તમ્હારાં થયાં, તમ્હે ઘણા હોશીયાર! ઠીક, હવે કાંઠે આવેલું વ્હાણુ પાર ઉતારો,'

'પ્રભુકૃપાએ સૌ પાર જ ઉતરશે નાયક !"

( ચાલુ )

# જગતની નવી શોધખોળો અને નવાઈઓ.



નોંધ લખનાર:—રા. શેઠ નગીનદાસ ગિરધરલાલ.

## જગતની સૌથી મોટી નહેર હિંદુસ્થાનમાં.

સિંધમા પાણીના અભાવે ઘણી જમીન ખેડયા વિનાની પડી રહે છે. તેને ખેડી ઉપયોગમાં લઇ શકાય, તેમાં વાવેતર થઇ શકે તેટલા માટે, ગયે વર્ષે હિંદી સરકારે સિંધુ નદીમાં બંધ બાંધી, તેનું પાણી જંગી નહેર વાટે આજુબાજુની જમીનોને પુરૂં પાડવાની એક મહાન યોજના તૈયાર કરી છે આ નહેર જગતની સર્વ નહેરોમાં મોટામાં મોટી થશે.



સિંધુ નદીમાં એક બેવડો પૂલ બાંધવામાં આવશે. તે પૂલ સિંધુ નદીનું પાણી અટકાવવાના બંધ તરીકેનુ પણ કામ સારશે. બેવડો પૂલ એટલે એક પૂલની લગોલગ બીજો પૂલ તેનાથી ઉંચે બાંધવામા આવશે ઉપરના ચિત્રમા બેવડો પૂલ કેવો થશે તે બતાવેલું છે. આ પૂલ માઇલ કરતાં વિશેષ લાંબો થશે, અને લન્ડનના પૂલ "લન્ડન બ્રીજ" કરતાં પાંચ ગણો લાંબો થશે પૂલની નીચે ૬૧ જંગી જળદ્વારો (પૂલ નીચેનાં આરકાં) થશે અને દરેક દ્વારને મજબૂત પોલાદનાં બારણાં થશે. જળદ્વારનાં બારણાં ઉઘાડવાને તથા બીડવાને માટે બેવડા પૂલમાના ઉંચા પૂલ ઉપર દાંતાવાળાં મોટાં ચક્રો મૂકવામાં આવશે. તેથી એ જંગી બારણાંઓ પણ સ્હેલાઇથી ઉઘાડબીડ થઇ શકશે, અને તેની ગતિ કાબુમા રાખી શકાશે બેવડા પૂલમાંનો નીચેનો પૂલ જનસમાજના સામાન્ય વ્યવહાર માટે ખુલ્લો રહેશે. પૂલનું બાંધકામ બાજુની ટેકરીઓના મજબૂત પથ્થરોથી થશે.

મુખ્ય નહેર, સ્વેઝ કેનાલ કરતાં દોઢી પહોળી થશે. અને મુખ્ય નહેર તથા તેની શાખાઓ મળીને લગભગ ૮૫૦ માઇલ લંબાઈમાં થશે. સાત મોટી નહેરો અને બીજી નાની શાખાઓ મારફત સિંધની લગભગ ૬૦,૦૦,૦૦૦ સાઠ લાખ એકર જમીનને પાણી પૂરૂં પાડવામાં આવશે. જ્યારે અત્યાર સુધીમાં જગતની સૌથી મોટી નહેર ફક્ત વીશ લાખ એકર જમીનને પાણી પૂરૂં પાડી શકે તેવડી બંધાઇ છે.

આ નવી ખેડવાની જમીનમાં ઇજીપ્શીઅન કૉટન વવરાવીને મેન્ચેસ્ટરના માલેતુજાર મીલમાલેકોને સગવડ, લાભ કરી આપવાને બદલે તે બધી જમીન અથવા જમીનના મોટા ભાગમાં અનાજ વવરાવી હિંદના ગરીબ વતનીઓને સસ્તે ભાવે અનાજ મળે એવી સરકાર ગોઠવણ કરે એમ આપણે ઇચ્છીશું. હિંદી અધિકારીઓ, ધારાસભાના હિંદી સભ્યો અને હિંદી ધનિકો કપાસને બદલે અનાજ વાવવાની ગોઠવણ શું ન કરાવી શકે?

## ટેલિફોનનું સ્ટૅન્ડ



મુંબઇમાં જૂનાં ટેલિફોનનાં યંત્રો રદ કરી, હમણાં ઇંગ્લાંડ, અમેરિકાદિ દેશોમાં જે યંત્રો વપરાય છે તેવી જાતનાં ટેલિફોન યંત્રો મૂકવામાં આવ્યાં છે. આ યંત્રો ભીંતે લગાવવાના તેમજ ટેબલ પર રાખવાના હોય છે. ટેબલનું યંત્ર ટેબલ પર રાખવાથી કાગળો વિગેરે રાખવામાં તથા બીજું કામકાજ કરવામાં અડચણ પડે છે. છતાં ખુરશી પર બેઠાં બેઠાં ટેલિફોનથી વાતચીત કરી શકાય એટલા માટે ટેબલનું યંત્ર રાખવું પડે છે. આ અગવડ ટાળવા માટે કેટલાક વખત પહેલાં ફોલ્ડીંગ ખીંટીઓના જેવી ટેલીફોન ટાંગવાની એક ખીંટી બનાવવામાં આવી હતી. તેના ઉપર ટેલિફોન ટાંગી રાખવાથી ટેબલ પરના કામકાજમાં જરા ય અડચણ નડે નહિ, અને જ્યારે ટેલિફોનથી વાતચીત કરવી હોય ત્યારે જોઈએ તેટલો નજીક ટેલિફોન ખેંચી લેવાય અને વાતચિત પૂરી થયે આઘો હડસેલી મૂકાય.

ટેલિફોનની વાત સાંભળવા માટે એક હાથે તેનું રીસીવર કાને ધરી રાખવું પડે છે. તેને માટે હવે એક સાદું સ્ટૅન્ડ બનાવવામાં આવ્યું છે. તેના ઉપર રીસીવર રાખવાથી તે બરાબર કાન પાસે જ રહે છે અને બીજો હાથ લખવા વિગેરેના કામ માટે છૂટો રહે છે. ઉપરના ચિત્રમાં ડાબી બાજુએ સ્ટૅન્ડનો દેખાવ છે અને જમણી બાજુએ તે કેવી રીતે ઉપયોગમાં લેવાય છે તે બતાવેલ છે. સ્ટૅન્ડમાં નીચે લાકડાની પાટલી છે અને તેના ઉપર રીસીવર રહે તેવો સળીઓ ગોઠવેલો છે. પાટલી તથા સળીઆની લંબાઇ પહોળાઇ વિગેરે માપ પણ ચિત્રમાં આપેલ છે. આ સ્ટૅન્ડથી ટેબલનું યંત્ર વાપરનાર દરેકને સગવડ થશે.

## સુદર્શન ચક્રની વાડ વકરો વધારે છે !

આપણે ત્યાં રેંટીઆ અને ખાદીની વાતો તો ઘણી થાય છે, પણ તેનું વેચાણ વધારવાને ખરી આકર્ષક જાહેરખબર તો ભાગ્યે જ અપાય છે. નિરર્થક વાતોમાં તો ઘણો ય વખત ગાળીએ છીએ પણ અર્થસાધક કામ તો ઓછું જ થાય છે. પેન્સિલવેનીઆના પુરાતન વસ્તુના એક વેપારીએ રેંટીઆનો



જાહેરખબર તરીકે બહુ સારો ઉપયોગ કર્યો છે. તેણે પોતાની દુકાન આગળ રેંટીઆની વાડ કરી છે. તેની દુકાન સરીઆમ રસ્તા પર છે. તેથી રસ્તે જનારા દરેક માણસનું ધ્યાન તે વાડ તરફ ખેંચાય છે, અને ઘણા માણસો દુકાનમાં આવી કંઇને કંઇ ખરીદી કરી જાય છે.

આપણે ત્યાં સત્યાગ્રહાશ્રમ, રેંટીઆ કે ખાદીના કારખાના અને ખાદીની દુકાનોમાં ઉપર પ્રમાણે રેંટીઆની વાડ બનાવવામાં આવે તો જરૂર અસાધારણ ખેંચાણ થાય. રેંટીઆની અને ખાદીની જાહેર ખબર થય અને લોકોનુ આકર્ષણ વધે.

## કોટ સાફ રાખનારી બે ઉપયોગી ચીજો.



ધોએલાં સાફ કપડાં પહેરી તમે સવારમાં ફરવા નીકળ્યા હો. રસ્તા પર પાણી છંટાતુ હોય, કે તુરતમાં જ છંટાઇ ગયુ હોય ને તેથી કાદવ થયો હોય. તેવે વખતે કાદવના છાંટા ઉડી તમારા રેશમી મોંઘા મૂલના કોટમાં ડાઘા ડાઘા થઇ જાય. ફુટપાથ પર ચાલ્યા જતાં બાજુના મકાનની બારીમાંથી કોઈ કચરો કે ડોળું પાણી ફેંકે અને તમારા કોટમાં ડાઘા ડાઘા કરી મૂકે. તમારે જરૂરના કામસર કોઇને એ જ વખતે મળવા ગયા વિના છુટકો ન હોય ત્યારે ડાઘાવાળો કોટ પહેરીને જવું પડે તે વખતે મનમાં કેટલો બળાપો થાય, કેટલી ખીજ ચડે? તમારા મિત્રના લગ્ન પ્રસંગે ગયા હો ત્યાં ચાંડલો કરાવતાં તેલવાળા કંકુનું એક ટીપું ગોર મહારાજ તમારા રેશમી કોટ પર પાડી કોટને પણ ચાંડલો કરે ત્યારે તમારા મનની હાલત કેવી થાય? એક ડાઘ માટે બાર આના ખર્ચીને પણ કોટ ધોવરાવવો જ જોઇએ. પણ હવે એક નાની સરખી ચીજ ખીસ્સામાં રાખો ને કપડા સાફ રાખો.



કપડા પરથી ડાઘા કાઢવાની દવા એક નાની શીશીમા આવે છે શીશી ઉપર ટાંકણું છે ઢાંકણામા ઝીણા ઝીણા કાણા છે કાણા વાટે ડાઘ સાફ કરવા માટે જોઇએ તેટલી જ દવા બહાર આવે છે શીશી ઉંધી વાળી ડાઘ ઉપર ઘસો કે ડાઘ સાફ! બસ. આ શીશી ગજવામા રાખો એટલે પછી ડાઘવાળાં કપડાંથી શરમાવાની જરૂર નહિ પડે.

એ જ પ્રમાણે ધુળ ઉડવાથી ટોપી, કોટ વિગેરે ખરાબ થાય છે તેને માટે એક નાનું બ્રશ બનાવવામાં આવ્યું છે. ને તે ખીસ્સામાં રહી શકે તેવુ છે. તેની ઉપર ઢંકણ (ઘર) છે, તેથી બ્રશના વાળ ખીસ્સામા વળીને ખરાબ થતા નથી. રસ્તામાં ગમે ત્યારે બ્રશ કાઢીને ટોપી કે કોટ સાફ કરી શકશો.

મુસાફરીમાં તો આ ચીજો દરેક માણસને બહુ ઉપયોગી છે.

## સોય દોરાની ડબી



નાની મોટી સોય રાખવા માટે ડબ્બીઓ આવે છે. પણ સોય, દોરા અને અંગુઠી સાથે રહી શકે તેવી સમવડ પટની ડબી હમણાંજ પહેલવહેલી બનાવવામાં આવી છે. ડબ્બીની અંદરની નળીમાં નાની મોટી સોયો રહે છે. ઉપર સફેદ તથા રંગીન દોરા વીંટવાને

માટે એ ઓળીન છે. સોયની નળીનું ઢાંકણું બંધ કરી ઉપર અંગુઠી ઢાંકી ડબીનું ઢાંકણું બંધ કરી શકાય છે. એટલે ફક્ત ૨૪ ઇંચની એક નાની ડબ્બીમાં બધી સગવડ થઇ જાય છે. આ ડબ્બી દરેક ઘરને માટે ઉપયોગી છે દોરાના છુટા રીલમાં સોય ભરાવવાથી ઘણી વખત હાથમાં વાગી જાય છે, ઘણી વખત સોય ખોવાઈ જાય છે, અને વરસાદના વખતમાં સોય પર કાટ ચડી જાય છે. એ બધી મુશ્કેલીઓ અને અગવડો આ ડબ્બીથી દૂર થાય છે.

## બૂચ કાઢવાનો ચીપીઓ.



બાટલીમાંથી બૂચ કાઢવાને વળદાર કૉર્ક સ્ક્રુ ઘણી જાતના આવે છે. પણ બૂચ ઉપરથી ભાંગી ગયુ હોય અને અંદર પૂગી ગયું હોય ત્યારે કૉર્ક સ્ક્રુથી બૂચ કાઢવાની અડચણ પડે છે. તેવે વખતે સ્પ્રીંગવાળો આ ચીપીઓ સ્હેલાઇથી બૂચ કાઢી આપે છે. ચીપીઆના બે સામસામા ફણા છે તે બાટલીના મોઢાની અંદર ખોસીને તેની વચ્ચમાં બૂચને પકડી લેવાય છે. ચીપીઆમાં સ્પ્રીંગ હોવાથી બૂચ મજબૂત પકડી શકાય છે. પછી જરા વળ દઇ ઉપર ખેંચવાથી બૂચ ખેંચાઇ ઉખડી આવે છે.

## પથ્થર જેવી મજબૂત ધુળની ઇંટ.

અત્યાર સુધી ચીકણી માટીમાથી ઇંટ બનાવવામાં આવતી હતી, પણ હવે ધુળમાંથી પણ ઇંટ બનાવી શકાશે, ધુળમાં ચીકાશ નથી, છતાં માટીની ઇંટ કરતા ધુળની ઇંટ કઠણ અને મજબૂત થશે, હાલની ઇંટ એક ચોરસ ઇંચે ૮૦૦૦થી ૯૦૦૦ રતલનું વજન ખમી શકે છે ત્યારે ધુળની ઇંટ ૩૦૦૦૦ રતલનું વજન ખમી શકે છે એટલે કે ધુળની ઇંટ પત્થર જેવી કઠણ અને મજબૂત થાય છે ધુળમાંથી બનાવેલી ઇંટને ગંધકને પીગાળીને તેના રસમાં કેટલાક કલાક સુધી બોળી રાખવામાં આવે છે. ઇંટમાં અસખ્ય બારીક છિદ્રો, કાણાંઓ હોય છે તેની અંદર ગંધકનો રસ પ્રવેશ કરીને આખી ઇંટમા ફરી વળે છે. અને ઇંટમા ચિકાશ ઉત્પન્ન કરે છે. તેથી ઇંટ સૂકાતા તે પત્થર જેવી સખ્ત, કઠણ અને મજબૂત બની જાય છે.

ચૂનાને સાદા પાણીને બદલે કાથાના પાણીમા અથવા ખેરના અર્કના પાણીમાં પલાળીને, કાલવીને તે ચૂનો બાંધકામમાં વાપરવાથી તે બંદુકના ગોળા સામે ટક્કર ઝીલે તેવો કઠણ અને મજબૂત થાય છે એ વાત તો આપણે ત્યાં જૂના જમાનાથી આપણા શીલ્પશાસ્ત્રીઓ અને કારીગરો જાણતા આવેલા છે પણ કાથા પ્રમાણે ગંધકમાં પણ ધુળ, માટીને મજબૂત બનાવવાનો ગુણ છે તે અમેરિકાએ શોધી કાઢયુ છે

સિમેન્ટ ગંધકના રસમાં બોળવાથી તે પણ ઘણો વધારે મજબૂત થાય છે. ગંધકના રસમાં બોળેલી ઇંટ, પત્થરની હરિફાઇમાં સસ્તી પડે છે. ફક્ત આ ઇંટ લાંબો વખત ખુલ્લી હવામાં રહેવાથી તેના ઉપર હવાની અસર કેવી થાય છે તેની તપાસ કરવાના અખતરા ચાલે છે. એ અખતરા સંતોષકારક નીવડયેથી યુનાઇટેડ સ્ટેઇટ્સની બ્યુરો ઑફ સ્ટેન્ડર્ડ્ઝ તેને સર્ટીફીકેટ આપશે. એટલે તે ઇંટો મકાન બાંધવાના ઉપયોગમાં લેવશે

## પ્લેટીનમનો પ્રતિનિધિ.

સર્વ ધાતુઓમા સોનું એ શ્રેષ્ઠ ધાતુ મનાય છે. કારણ કે સોનામાં ઘણા ખાસ ગુણો રહેલા છે. સોનું દેખાવમાં જેમ સુંદર, નયનરંજક છે, તેમજ વાપરવામાં પણ મનરંજક છે. ગમે તેટલું તપાવવા છતાં અથવા તેની અંદર ચાંદી કે ત્રાંબાનો ભેગ કરવા છતાં સોનામાં કાંઇ પણ જાતનો રસાયણિક ફેરફાર થતો નથી, સોનાને કાટ ચડતો નથી, તેને જેમ વાળવું હોય તેમ વળી શકે છે, તેનો જેવો ઘાટ ઘડવો હોય તેવો ઘડી શકાય છે. આવા અનેક ગુણોને લીધે અનાદિ કાળથી ધાતુઓમાં સોનાને શ્રેષ્ઠ માનવામા આવેલ છે.

આ ઉપરાંત સોનાની વસ્તુઓ ગમે ત્યારે વેચી શકાય છે અને ત્યારે પણ ઘડાઈ શિવાય ઘણું જુજ નુકશાન ખમવું પડે છે. તેથીજ હિંદીઓ સોનાનાં ઘરેણાં વધારે પસંદ કરે છે અને વસાવે છે. હીરા, મોતી, માણેક વિગેરે પણ વેચી શકાય છે, પરંતુ તેની કિંમતમાં ઘણી વખત અસાધારણ ફેરફાર થઈ જાય છે. તેથી તેમાં નુકશાનીનો સંભવ વધારે હોવાથી ભીડ વખતે કામ આવે એવા ઇરાદાથી સોનાનાં વાસણો અને સોનાનાં ઘરેણાં વધારે બનાવાય છે. આ રીતે પ્રજાવર્ગને સોનું અમુલ્ય ચીજ છે.

પરંતુ સોના કરતાં ય એક વધારે કિંમતી મોંઘી ધાતુ છે અને તેનું નામ પ્લેટીનમ છયેલ્લે તેનો ઘરેણામાં ઉપયોગ કરે છે. આપણે પ્લેટીનમના ઘરેણાં વાપરતા નથી, કારણ કે પ્લેટીનમ જોઇએ તેટલા બહોળા પ્રમાણમાં મળી શકતુ નથી તેમજ તેનામાં સોના જેટલા ગુણો નથી. પણ તેનામાં એક ગુણ બધી યે ધાતુઓ કરતાં ખાસ અગત્યનો છે. સખ્ત અગ્નિ કે સખ્ત ઠંડીમાં પ્લેટીનમ જેવું ને તેવું જ, કંઇ પણ ફેરફાર થયા સિવાયનું, રહે છે તેથી વૈજ્ઞાનિકોને પ્લેટીનમ અમુલ્ય છે પણ પ્લેટીનમની કિંમત એટલી બધી આકરી છે કે તે બહુ જ કરકસરથી વાપરવું પડે છે.

પણ હવે વિજ્ઞાને પ્લેટીનમના જેટલુંજ કામ કરી આપનાર એક પ્રતિનિધિ, શોધી કાઢેલ છે. તે પ્રતિનિધિ, ક્રોમિઅમના હરકોઈ મિશ્રણમાં મળી આવેલ છે. જ્યા પ્લેટીનમ વાપરવાનું હોય ત્યા ક્રોમિઅમનુ હરકોઇ મિશ્રણ વાપરી શકાય છે અને વળી તે પ્લેટીનમ કરતા કઠણ હોવાથી વાપરવામાં સ્હેલ પડશે, અને ખર્ચ પણ ઘણું બચશે



## ફોલ્ડીંગ કાતર.

ઘણાખરા માણસો ખીસામા ચપ્પુ રાખે છે. કારણ કે ચપ્પુની હર વખત જરૂર પડે છે અને ચપ્પુ કઇ પણ નડતર કર્યા સિવાય ખીસ્સામાં રહી શકે છે. ચપ્પુ સિવાય બીજી પણ ઘણી ચીજો છે કે જેની અવારનવાર જરૂર પડે છે ને જે ખીસ્સામા રાખવા લાયક છે. તેવી ચીજોમાં કાતર મુખ્ય છે. પણ કાતર કોઈ ખીસ્સામા રાખતું નથી, કારણ કે કાતર ખીસ્સામાં રાખતા બહુ અગવડ પડે છે. કેટલાક ચપ્પુની અંદર બારીક ફોલ્ડીંગ કાતર આવે છે પણ તે એટલી બધી નાની હોય છે કે તેનો ઉપયોગ થઈ શકતો નથી તે અગવડ ટાળવાને માટે હવે નવી જાતની ફોલ્ડીંગ કાતર બનાવવામાં આવી છે તેનાં આંગળીઆ ફોલ્ડીંગ છે, અને તેને રાખવા માટે ઘર છે. એટલે હવે કાતર સ્હેલાઇથી ખીસ્સામાં રાખી શકાશે.



## ટાંકની અણી જાડી બનાવી શકશો.

પારસલ ઉપર શીરનામું કરવા માટે, ચોપડામાં ખાતાંઓનાં નામ લખવા માટે, નકશાઓમા મથાળા માટે તથા એવા બીજાં ઘણા કામ માટે કે જાડા અક્ષર લખવા હોય તેમાં જાડી ટાંકની જરૂર પડે છે. સ્ટીલ અને પીત્તળની વિલાયતી ટાંકોએ આપણી જાડી લેખણોને રૂખસદ કરી દીધી છે. તેથી જાડા અક્ષર લખવા માટે ઘણી વખત મુંઝાવુ પડે છે. અને ઝીણી ટાંકથી ઘૂંટીઘૂંટી અક્ષર જાડા કરવા પડે છે. પણ ટાંકને જોઇએ તેટલી જાડી કરવાનું કામ કાંઇ ધારીએ છીએ તેટલું મુશ્કેલ નથી. કલમની અણી ચપ્પુથી કાપીને જેમ જાડી કરીએ છીએ તેવીજ રીતે ટાંકની અણી કાતરથી કાપીને જોઇએ તેટલી જાડી કરી શકાય છે. આપણી સારી ધારદાર કાતરથી ટાંકની અણી કાપી શકાય છે તેથી જોઇએ તેવા જાડા અક્ષર લખી શકાય છે



## કાપડની ભાત તૈયાર કપડામાં કેવી શોભે છે ?

કાપડના કેટલાક રંગ અને ડિઝાઈનો એવી જાતનાં હોય છે કે આખો તાકો જોતાં કાપડ દેખાવમાં સુંદર લાગે છે. પણ તેનું કપડું શીવીને પહેરવાથી તે પહેરનારને સારૂં લાગશે કે નહિ તે શક પડતું હોય છે. તેથી તેવું કપડું ખરીદ્યા પહેલાં તેનો પોષાક કેવો લાગશે તે જોવાની ઘરાકને સ્વાભાવિક ઇચ્છા થાય છે. વળી હાલમાં નવી નવી ડિઝાઈનો એટલી બધી નીકળી છે કે તેનું જલ્દી વેચાણ કરવાને માટે તેનાં તૈયાર કપડાં કેવાં સરસ લાગે છે તે બતાવી ઘરાકનું આકર્ષણ કરવાની જરૂર પડે છે.



આવાં આકર્ષણ માટે મીણનાં, માટીનાં, કાગળના માવાનાં કે બીજી કોઇ રીતે બનાવેલાં પુતળાંઓનો ઉપયોગ કરવામાં આવે છે. સ્ત્રી, પુરૂષ કે બાળકના સુંદર રંગીન પુતળાંને દુકાનની બારીમાં કે બારણા પાસે ગોઠવી તેને કપડાં પહેરાવવામાં આવે છે. એટલે તે જોવાથી એ જાતનાં કાપડનો પોષાક કેવો દીપે છે તેની ઘરાકને પ્રતિતિ થાય છે. એ રીતે ઘરાકને આનંદ આપવા સાથે વકરો વધારી શકાય છે

પણ નાના વેપારીઓને એવી જાતનાં મોંઘાં કિંમતી પુતળાં રાખવાં પોસાતાં નથી. તેમજ નાની દુકાનોમા જગ્યાનો પણ અભાવ હોય છે. ત્યારે કેટલાક વેપારીઓ રંગીન ચિત્રોને પુંઠાં ઉપર ચોડી તેમાંથી ચિત્રનો ભાગ કાપી કાડે છે. અને તે ચિત્રને કપડાં પહેરાવે છે. પણ તેના કરતાં વિશેષ સારી રીત એ છે કે કાગળના પુંઠાં ઉપર ચિત્ર ચોડીને જે ભાગ ઉપર કપડું આવતું હોય તે ભાગ કોરી કાઢવો અને પછવાડે કાપડના તાકાનો છેડો ઉખેડી તે કાપડ કોરી કાઢેલા ભાગ ઉપર રાખવું. અને તૈયાર કપડામાં જે પ્રમાણે કરચલી પડે તેવી જ કરચલી તેમાં કરવી. આમ કરવાથી સીવેલાં કપડાં પહેરેલ હોય તેવો જ દેખાવ થશે છતાં જુદી જાતનાં કપડાં શીવવાની જરૂર જ નહિ રહે. અને દરેક ડિઝાઈન ફરી ફરી બતાવી શકાશે.

ઉપરના ચિત્રમાં પુંઠા ઉપર ચિત્ર ચોડેલું છે. ને તેમાંથી કપડાંનો ભાગ કોરી કાઢયો છે. પછવાડે કપડામાં કરચલી પાડી તેને રાખ્યું છે અને તેની પછવાડે એક પુંઠું રાખ્યું છે કે જેથી કાપડ ખસી ન જાય તાકાના છેડાનો આ પ્રમાણે ઉપયોગ કરી આખો તાકો પુંઠાની પછવાડે રાખી મૂકયો છે. તૈયાર કપડાં વેચતા ન હોય તેવા વેપારીઓને માટે તો આ રીત વિશેષ સગવડવાળી છે. કારણ કે તેમને પુતળાંઓ માટે ખાસ કપડાં શીવડાવવાનું ખર્ચ કરવાની જરૂર રહેતી નથી.



## ફોલ્ડીંગ નીસરણી.

દુકાનોમાં તેમજ રહેવાના ઘરમાં નિસરણીનો ખપ હરવખત પડે છે. પણ શહેરોમાં જ્યાં જગ્યાની તંગી હોય છે ત્યાં નિસરણી રાખવાની બહુ અડચણ પડે છે. ફોલ્ડીંગ નીસરણી હોય તો ગમે ત્યાં ખુણામાં રહી શકે છે. બંબાખાના માટે તો ફોલ્ડીંગ નિસરણી બહુ જરૂરની છે, કારણ કે આગ વખતે બંબાની ગાડીમાં લઇ જવાની સગવડ પડે. ફોલ્ડીંગ નીસરણી જુદા જુદા હુન્નરીઓએ જુદી જુદી રીતે બનાવી છે. પણ આ બાજુમાં બતાવેલી નીસરણી ઘણી જ સગવડપડતી છે. તેને ઉઘાડ બીડ કરવામાં જરાય મહેનત પડતી નથી કે વખત લાગતો નથી. નિસરણીના બન્ને બાજુના થાંભલા અર્ધ ચંદ્રાકાર છે, અને બધાં પગથીઆં મીજાગરાથી જોડેલાં છે. ચિત્ર જોવાથી તે તુરત સમજાઈ જાય એમ છે. થોડા ખર્ચે આવી નિસરણી બની શકે, અને તેથી શહેરમાં, દુકાનમાં તેમજ ઘરમાં વગર અડચણે રાખી શકાય.

# કેવેન્ડીશ — એક પરિચય



લેખક:—શા. ચીમનલાલ મુનજીભાઇ લુહાર બી એસ. સી.

સીનમેટોગ્રાફર અને ફેરોપ્રેરીટ



કલા સેવક વિજ્ઞાનીઓના પારણામા કેટોગ્રાફી હજુ ઉછરતી હતી. વર્ષોથી વિસરાઇ ગયેલા વિજ્ઞાનના ઉધ્ધાર માટે લોકો જીવ આપી રહ્યા હતા. વિજ્ઞાનના એકાદ જ્વલંત ઉદયકિરણના દર્શનની રાહ આખી આલમ જોઇ રહી હતી ઉછરતી ઉષાના ઘેરા આકાશમાં ઝાંખો પ્રકાશ પડી રહ્યો હતો. જનતાની કર્મભૂમિ પર બીછાવેલી ચોસરના ખેલાડીઓ માત્ર ઝાંખી કરાવતા હતા. રાજતંત્ર કે પ્રજાતંત્રની લગામ ધારણ કરનારાઓનું જેવું તેવું રેખાચિત્ર ઇતિહાસ દોરી રહ્યો હતો. હુન્નર ઉદ્યોગ અને કલાવિજ્ઞાન પાછળ ઘેલા થયેલાઓ જગતના અપ્રસિધ્ધ પ્રાણીઓનું જીવન જીવી રહ્યા હતા. ભવિષ્યનો માનવી એમના નામને નોંધપોથીમા અમર રાખશે એ સ્વપ્નવત્ જણાતું. આજે મશહૂર ગણાતાનો એ અરસામાં કોઇ ભાવ પણ પૂછતું નહોતું. માત્ર કોઇ કોઇ વાર વિકાસ પામતી ચિત્રકલા દ્વારા વિસરી ન શકાય એવી વ્યક્તિઓની ચિત્રનોંધ કાગળ કે લુગડાના ટુકડા ઉપર કોઇ રડયોખડયો ચિત્રકાર લઇ રહ્યો હતો એ અરસામા એક વિચિત્ર પ્રકૃતિનો માનવી પૃથ્વી પર–મારા દૃષ્ટિ બિંદુ એ તો કાંઇક મોડો–જન્મી પડયો !

અઢરમી સદી આરંભ થયાને એકત્રીશ વર્ષ થયા હશે ને ઇંગ્લાંડના નાઇસ ( Nice ) નામના ગામડામા લૉર્ડ ચાર્લ્સ ડેવનશીયરના સંસ્કારી પુત્ર તરીકે હેન્રી કેવેન્ડીશે જન્મ લીધો. ડયુક ઑફ કેન્ટની દીકરીને પેટે

અવતાર લઇ કેવેન્ડીશ ડ્યુક ઑફ ડેવનશીયરના દીકરાની શ્રીમંતાઇમાં ઉછર્યો, અને એ જમાનામાં સાંસ્કારિક ગણાતી કેળવણી પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયો.

આજે લગભગ બસો વર્ષ પછી આપણે તેના બાલપણનો વૃત્તાંત શોધવા મથીએ છીએ જ્યારે એ જમાનાના લોકોને તેના ચારિત્ર્યની યાદ નોંધપોથીમાં રાખવાનું ભાન ન્હોતું. ગમે તે કારણ હો, પણ એટલું તો મળી આવે છે કે કેવેન્ડીશ અગીયાર વર્ષની ઉમરે હેકની ( Hackney ) ની ડૉ. ન્યુકમની શાળાનો વિદ્યાર્થી હતો. અહીં સાત વર્ષનો અભ્યાસ કરી તે શિષ્યવૃત્તિ સેવવા કેમ્બ્રીજ ગયો, અને ત્યાં મેટ્રીકની પરિક્ષા પસાર કરી. કેમ્બ્રીજની પાઠશાળાના પગથીયાં ચાર વર્ષ ઘસી નાંખવા છતાં કેવેન્ડીશ સ્નાતક ન થઇ શકયો. આપણે યાદ રાખીશું કે સરસ્વતિ મંદીરનો તે શ્રધ્ધાળુ સેવક ન્હોતો. તેની પાઠશાળાની કીર્તિ જ્વલંત હતી એમ કહી શકાતું નથી. જગતના ઘણા ય મહાન નરો નિશાળના ઠોઠ વિદ્યાર્થીઓ તરીકે પંકાયેલા છે. હેન્રી કેવેન્ડીશને ડાબા હાથનો પહેલો નંબર પુરાવવાનો અભ્યાસ પડી ગયો હતો, તો સ્વર્ગસ્થ સાક્ષરશ્રી શ્રીયુત ગોવર્ધનરામ ભાઇ અને મશહૂર નવલકથાકાર સર વૉલ્ટર સ્કોટ માટે લગભગ આમ જ હતું.

કેમ્બ્રીજની પાઠશાળામાં નિષ્ફળ ગયેલા કેવેન્ડીશે આખરે કેમ્બ્રીજ છોડયું, અને દુનિયાથી શરમાતો હોય તેમ કોઇ એકાંત સ્થળમાં વસી તેણે દશ વર્ષની તપશ્ચર્યા આદરી. કેટલાકનું એમ કહેવું છે કે તે લંડનના વેશાલયમાં અગોચર પ્રાણી માફક રહેલો. કેટલાકનું એમ માનવું છે કે આ વર્ષોમાં તેણે ગણિતશાસ્ત્ર અને વિજ્ઞાનમાં માથું માર્યું. ગમે તેમ હો, પણ આ દશ વર્ષની એક લતાએ તેની કીર્તિનો સાધનભંડાર એકઠો કર્યો અને વધારામાં તેની પ્રકૃતિની વિચિત્રતા કેળવી.

અને વાદળના જૂથમાંથી સૂર્ય બહાર આવે તેમ ઇ. સ ૧૭૬૬માં રૉયલ સોસાયટીના વિદ્વાન સભ્યો સમક્ષ થોડાક કાગળીયાં હાથમાં રાખી એક દિવસ તે ખડો થયો. "કૃત્રિમવાયુ અને તેના પ્રકાર" એ નામનો નિબંધ વાચવા હીંમત કરી. સદ્ભાગ્યે તેનો નિબંધ વિદ્વાનોમાં વખણાયો. સોસાયટીની કારકીર્દીમાં કેવેન્ડીશે પોતાનું નામ અમર કર્યું. તેના વૈજ્ઞાનિક સિધ્ધાંતની સંસ્થાપના ઉપર અન્ય કેટલા ય વિજ્ઞાનઘેલાઓ આ મંડળને આંગણે આવી કીર્તિ લૂંટી ગયા છે.

કેવેન્ડીશના નિબંધને હસી કહાડનારા ઓનો એ જમાનામાં ટોટો ન્હોતો. તેના કામ પર આફ્રીન પોકારનારાઓ ઓછા અને વિદ્વાન હતા. આમ છતાં ય સમય અને સંજોગો આ ઉછરના વિજ્ઞાની ઉપર પ્રસન્ન થયાં. વિજ્ઞાનકથાની ઉછરતી અવસ્થાની એક અગત્યની ઘડીએ કેવેન્ડીશ બહાર પડયો! તે અરસાના બીજા રસાયણશાસ્ત્રીઓ અને પારસમણિ પાછળ ઘેલા થયેલા વ્હેમી શોધકોના સટ્ટાબાજ પ્રયાસોને હડધૂત કરી આ હીંમતવાન માણસ કમર કસી ઉભો. આલ્કેમીસ્ટ ( Alchemist )ના જડ ઘાલી બેઠેલા સિધ્ધાંતોનું ખંડન કરી રસાયણ શાસ્ત્રની પુનઃ સંસ્થાપના કરવા પાછળ કેવેન્ડીશે પહેલું સાહસ કર્યું કહીએ તો ચાલે.

અને વિજ્ઞાનની નવી સદી આરંભાઇ.

અઢારમી સદીના આરંભનું રસાયણશાસ્ત્ર ફ્લોજીસ્ટન ( Phlogiston )ના સિધ્ધાંત પર જીવી રહ્યું હતું. આ સિધ્ધાંતનું પ્રાબલ્ય તીવ્ર અને અસરકારક હતું, એટલે સુધી કે કેવેન્ડીશ પોતે, પ્રીસ્ટલી ( Priestley ), શીલી ( Scheele) અને લાવાઝીએ (Lavoisier ) જેવા મશહૂર વિજ્ઞાનીઓ આ સિધ્ધાંત આગળ ઘડીભર નમી પડતા.

ત્યારે ફ્લોજીસ્ટન શું ?

અગ્નિમાં પદાર્થ બળી ખાખ થતાં રસાયણિક ક્રિયા થાય છે એમ કેવેન્ડીશ અને બીજા માની રહ્યા હતા ; પણ આ ક્રિયાની વૈજ્ઞાનિક સમજુતી કોઇ આપી શકતું નહિ. આખરે યૂરોપિય રસાયણશાસ્ત્રી સ્ટાહલે બીડુ ઝડપ્યું, અને ફ્લોજીસ્ટનનો સિધ્ધાંત ઘડયો. પોતાના રચેલા સિધ્ધાંત વડે સ્ટાહલે વસ્તુ પર અગ્નિ સંસ્કાર થતાં આરંભાતા રસાયણિક પ્રયોગોની સમજુતી બહાર પાડી. ફ્લોજીસ્ટનનો સિધ્ધાંત આજના રસાયણશાસ્ત્રીને અચંબો પમાડે છે, અને કેવળ પાયા વિનાનો લાગે છે. સ્ટાહલ ( Stahl ) માનતો કે પદાર્થ જ્યારે અગ્નિમાં બળે છે ત્યારે તેમાંથી આંખ જોઇ ન શકે એવું અદ્રશ્ય ઉષ્ણ તત્વ બહાર ઉડવા માંડે છે. આ તત્વને સ્ટાહલ ફ્લોજીસ્ટન કહેતો. તે માનતો કે બળી શકે એવો દરેક પદાર્થ આ તત્વનો સમાવેશ કરે છે, અને બહાર ઉડતાં તે હવામાં ભળી જાય છે. મૂળ પદાર્થ પોતાના સ્વરુપ અને ગુણભાવ તજે છે. તત્વવિહીન પરિવર્તન પામેલો પદાર્થ બળી શકતો નથી.

પદાર્થ બળતાં તેના સ્વરુપ અને ગુણ ભાવમાં થતું પરિવર્તન સ્ટાહલ પોતાના સિધ્ધાંતને અનુસરી સમજાવતો, અને ભાગ્ય વશાત્ ઘણા તેને માનતા. વખત જતાં સ્ટાહલનો ફ્લોજીસ્ટનનો સિધ્ધાંત ઉછરતી વૈજ્ઞાનિક સૃષ્ટીમાં પ્રચલિત થયો. હવામાં કિલ્લા બાંધી રહેલા કેટલાક વિજ્ઞાનીઓ તો ઝાઝું સમજ્યા કે સમજાવ્યા વિના સ્ટાહલના સિધ્ધાંત પાછળ ઘેલા બની ગયા. સ્ટાહલના અનુયાયીઓનો રાફડો ફાટયો. એક વૈજ્ઞાનિક સૈન્ય ઉભું થયું. આ સમસ્ત સૈન્ય સામે એકલા લડવાનું કેવેન્ડીશે બીડું ઝડપ્યું, અને ઇ. સ. ૧૭૬૬માં યુધ્ધ આરંભ્યું !

વિજ્ઞાનની સાંસ્કારિક શુધ્ધિ માટે ફ્લોજીસ્ટના સિધ્ધાંતને નિર્મૂલ કરવાની આવશ્યકતા માત્ર કેવેન્ડીશને લાગી એમ કહેવામાં ખોટું નથી. લગભગ પચાસ વર્ષ લગી આ યુધ્ધની પરંપરા જીવી—ટકી પોતાના બળવાન અને નવી સંસ્કૃતિભર્યા શાસ્ત્રો વડે કેવેન્ડીશ યુધ્ધમાં ખુબ ઘુમ્યો અને તેની જીત થઇ। સ્ટાહલનો સિધ્ધાંત પડી ભાંગ્યો—પણ તેના જીવન પર્યન્ત નિર્મૂલ તો ન જ થઇ શકયો

સ્ટાહલનો સિધ્ધાંત પડી ભાંગ્યો, કારણ કે તે પ્રયોગસિધ્ધ ન્હોતો. સ્ટાહલ કે તેના અનુયાયીઓમાં ફ્લોજીસ્ટનના ગુણાવગુણ પારખવાની શક્તિ ન્હોતી. તેનો રસાયણિક જ્ઞાનસંગ્રહ કોઇ વિદ્વાન મંડલ સમક્ષ મૂકાયો ન્હોતો. વૈજ્ઞાનિક વિદ્વતા હજુ તો જન્મ લેતી હતી એ અવસરે સ્ટાહલ ફ્લોજીસ્ટન નામના કાલ્પનિક તત્વને સાચું ઠસાવી બેઠો !

સ્ટાહલ માનતો કે બળી શકે એવા પદાર્થ માત્રમા ફ્લોજીસ્ટનનો વાસ છે પદાર્થ બળી શકે છે તો ફ્લોજીસ્ટનથી મિશ્ર થયેલી હવા અગ્નિમા બળી શકે એવી હોવી જોઇએ. પણ વસ્તુત. એમ થતુ નથી ફ્લોજીસ્ટન વાળી હવા પોતે અગ્નિથી બળી શકતી નથી. પણ પ્રદીપ્ત અગ્નિને તે બુઝાવી દે છે. આ સત્ય પ્રયોગસિધ્ધ છે અને દરેક વિજ્ઞાની જાણે છે. આ સત્ય ફ્લોજીસ્ટના ગુણાવગુણને જુઠાઆ—પ્રયોગસિધ્ધ ઠરાવે છે, એટલે સ્ટાહલના સિધ્ધાંતને આપણે મૂકી દેવો પડે છે.

પણ તેથી શું ?

હેન્રી કેવેન્ડીશે તો સ્ટાહલનો જ ઉપકાર માનવો જોઇએ. વાયુ અને તેમાં મિશ્ર સ્વરુપે વસતા અન્ય વાયુરુપ તત્વો તરફ ફ્લોજીસ્ટને જ તેનું ધ્યાન દોર્યું, અને કેવેન્ડીશે પોતાનો વૈજ્ઞાનિક કાર્યક્રમ ગોઠવ્યો, તેમજ તેમાં ધીરજ અને ખંત એનો ઉપયોગ કરવાની કાયદા કલમ આલેખી. આજના જેવો વિજ્ઞાનનો વિકાસ કેવેન્ડીશના વારામાં ન્હોતો ; એટલે જ એની લડત તો જબરી અને મહા યોધ્ધાઓ સાથે હતી. આખરે કેવેન્ડીશે

પોતાની લડત આરંભી. પોતાને સુલભ એવાં સાધનો વડે આ વિજ્ઞાનીએ પદાર્થનાં વજન અને તેના ઉપર થતી ગુરુત્વાકર્ષણની અસરનું માપ કાઢી કાર્યપ્રસ્તાવના આરંભી. કેવળ અલ્પ સમયમાં કેવેન્ડીશે સિધ્ધ કરી બતાવ્યું કે સ્ટાહલનો સિધ્ધાંત તદ્દન સાચો નથી. ફ્લોજીસ્ટનનું સ્વરુપ સ્થૂલ અને બધી રીતે માપી શકાય એવું હોવું જોઇએ એમ સ્ટાહલ માનતો. તેની આ માન્યતા અમુક અંશે સાચી છે અને ખોટી પણ છે. બળતા પદાર્થમાથી ફ્લોજીસ્ટન ઉડી જતા પદાર્થનું અવશેષ વજન પહેલાં કરતા ઓછું થવું જોઇએ. ધાતુ અને ફોસફરસ જ્યારે બળે છે ત્યારે તેમના વજનમાં અસલ કરતાં વધારો થાય છે એ કેવેન્ડીશે પ્રયોગસિધ્ધ કર્યું, અને સ્ટાહલનો સિધ્ધાંત સમજતાં કેવેન્ડીશને મોટો ગુંચવાડો ઉભો થયો સ્ટાહલનો સિધ્ધાંત તો પદાર્થ માત્રને લાગુ પડવો જોઇએ એમ કેવેન્ડીશે પ્રથમ વિચાર્યું અને એના મશહૂર પ્રયોગો એક પછી એક આરંભાયા. આ પ્રયોગોની પ્રતિભાશાળી કૃત્તેહ ઉપર અર્વાચીન વિજ્ઞાનનો વિકાસ ગોઠવાયેલો છે એની નોંધ વિજ્ઞાન શાસ્ત્રમા છે.

સ્ટાહલના પ્રતિસ્પર્ધીને કામમાં થાક ન્હોતો. ધીરજ અને ખંત હતાં. મર્યાદિત સાધનો વડે વાયુ અને તેના મિશ્ર તત્વોની તપાસ તેણે શરૂ કરી. આ પ્રયત્નમાં તેના ન્યુમેટીક ( Pneumatic ) પ્રયોગો અદ્યાપિ પણ વૈજ્ઞાનિક આલમમાં મશહૂર ગણાય છે. દિવસોની સતત મહેનત પછી તેણે હવાનું વૈજ્ઞાનિક બંધારણ અને તેમા જ મિશ્ર તત્વોના માપ-પ્રમાણ-ખોળી કાઢ્યાં :

હવા = { ઓક્સીજન વાયુ ૨૦. ૮૩૩ ૦/૦
નાઇટ્રોજન „ ૭૯. ૧૬૭ „

કેવેન્ડીશે વાપરેલા સાધનો વિષે એમ ચર્ચી શકાય કે તે સૂક્ષ્મમાં સૂક્ષ્મ માપ કાઢી શકે એવાં ન્હોતાં. છતાં તેનાં પ્રયોગનાં પરિણામ આજના રસાયણશાસ્ત્રીના ઉંચા પ્રકારના સાધનો દ્વારા તારવેલા પ્રયોગનાં પરિણામ સાથે ઠીક સરખાવી શકાય છે. બંને વચ્ચે તફાવત ઓછો માલુમ પડે છે.

કેવેન્ડીશે વિજ્ઞાનશાસ્ત્રમાં પોતાના પ્રયત્નો વડે ઘણું અજવાળું પાડયું કહીએ તો ચલે. તેના વૈજ્ઞાનિક મંથનને સમર્થ કહેવામાં અતિશયોક્તિ નથી.

ધાતુ અને ફોસફરસ બળતાં વજનમાં વધે છે એ કેવેન્ડીશે પ્રયોગસિધ્ધ કરી બતાવ્યું, પણ તેની તે સમજુતી આપી શકતો ન્હોતો. કારણ શોધ। પાછળ તેણે નવા પ્રયોગો આરંભ્યા જેને પરિણામે તેણે પાણીનું રસાયણિક બંધારણ શોધી કાઢ્યું.

હાઇડ્રોજન અને ઑક્સીજન વાયુના રસાયણિક બંધારણ વડે પાણી થાય છે એ કેવેન્ડીશે થોડા વખતમાં સિધ્ધ કર્યું અને આ બંને વાયુની પરિક્ષા કરી. બંનેના ગુણાવગુણની નોંધ લેતાં કેવેન્ડીશ લખે છે કે :—

યોગ્ય પ્રમાણમાં હાઇડ્રોજન અને હવા ( Common air ) ભેગાં મેળવી તેમનું રસાયણિક સંગઠન કરવામાં આવે છે ત્યારે લગભગ બધો ય હાઇડ્રોજન અને હવાનો ૧/૫ ભાગ વપરાય છે. અને ઝાકળ જેવાં ઝીણા જલબિંદુઓ પરિણમે છે, કેવેન્ડીશના આ પ્રયોગે સાબીત કરી આપ્યું કે પાણી હાઇડ્રોજન અને હવા ૧/૫ ભાગના યોગ્ય રસાયણિક સંગઠનથી થાય છે.

કેવેન્ડીશની ઉભય પ્રયોગસિધ્ધ ફત્તેહો તેના ગણિતશાસ્ત્રના શોખને આભારી છે. મૂળથી જ તેને ગણિતશાસ્ત્ર ઉપર શોખ હતો. તેની વૈજ્ઞાનિક કર્મભૂમિમાં ગણિતશાસ્ત્રને ઠીક સ્થાન હતું. વિજ્ઞાન તેનો વરિષ્ટ અભ્યાસ હતો. તેના અમેય ઉંડાણમાં ઉતરી જવા તે મથતો. અને અધુરામાં પૂરું વિદ્યુત શક્તિએ તેનું ધ્યાન આકર્ષ્યું. વિદ્યુતશક્તિની

માત્ર અસ્પષ્ટ ઝાંખી કેવેન્ડીશના વારાના લોકોને હતી. તે શકિતનાં બાહ્ય અને આંતર સ્વરૂપ, તેની સંહારક કે પ્રચારક શકિતનું લોકોને જ્ઞાન ન્હોતું. વિદ્યુતની શોધખોળ પાછળ કેવેન્ડીશે પોતાના પ્રયાસો આરંભ્યા, અને અત્યારે સાવ સાદા અને સરળ લાગતા તેના પ્રયોગો એ જમાનામાં મશહૂર થયા. ભૂમધ્ય સમુદ્રમાં વસતી ક્રેમ્પ નામની માછલીના સ્પર્શગુણે લોકોને વિદ્યુતશકિતનું ભાન આણ્યું અને કેવેન્ડીશે એ પ્રાણીશાસ્ત્રીની માફક તે માછલીના સ્પર્શગુણનો અભ્યાસ આરંભ્યો. આ માછલીને સ્પર્શ કરવા જનારને વીજળીને સ્પર્શતાં લાગે એવો આંચકો લાગે છે. લોકોને આ ઘટનાની સમજ પડતી ન્હોતી. ક્રેમ્પ માછલીના આ સ્પર્શગુણની વૈજ્ઞાનિક તપાસ માટે વિજ્ઞાનીઓ ભેજાં કસવા લાગ્યા. કેવેન્ડીશ આમાંનો એક હતો. ઘણા ય ક્રેમ્પની આ શકિતને વિદ્યુતબળ માનતા. કેવેન્ડીશે આ લૌકિક માન્યતા જૂઠી પાડવા ઘણો પ્રયાસ કર્યો, પણ તેમાં સર્વાંશે તે ફતેહમંદ ન થઇ શકયો તેણે ક્રેમ્પ માછલીના જેવું એક વીજળીક સાધન તૈયાર કર્યું અને તે માનવા અને મનાવવા લાગ્યો કે ક્રેમ્પ માછલીમા લેશ પણ વિદ્યુતબળ નથી.

કેવેન્ડીશનો છેલ્લો અદ્દભુત પ્રયોગ પૃથ્વીની સરેરાસ ડેન્સીટી (Density) નું માપ કાઢવાનો હતો. તેને હિસાબે પૃથ્વીની ડેન્સીટી ૫. ૪૪૮ આવે છે, જે આંકડો હાલના સમયના વિજ્ઞાનીઓના સગવડવાળા સાધનો વડે તૈયાર કરેલા પરિણામ સાથે ઠીક મળતો આવે છે. આ કેવેન્ડીશની વૈજ્ઞાનિક કથા થઇ. હવે તેના સમાજજીવનની થોડીક રૂપરેખા આંકીએ.

કેવળ વિજ્ઞાન પાછળ ઘેલા થયેલાઓનું સામાજિક જીવન વિચિત્ર હોય છે એમ કહ્યા વિના ચાલતું નથી. તેમના જીવનમાં લોકોને જ્રેમ, કુટેવ, મિલનસારપણાનો અભાવ, સંકુચિત મનોવૃત્તિ અને અહંભાવ મોટે ભાગે દેખાય છે. બધાને માટે આમ ખાસ કહી ન જ શકાય, પણ વૈજ્ઞાનિક ક્ષેત્રમાં મંથન કરનારની સમાજભૂમિકા સાધારણ માણસને વિચિત્ર લાગે છે. કેવેન્ડીશ માટે આમ હતું. પરિવર્તિત પ્રૌઢાવસ્થાને અંતે આવી લાગેલા ઘડપણમાં કેવેન્ડીશમાં અજબ ફેરફાર થવા પામ્યા. એકલતા તેને મૂળથી પ્રિય હતી. કલેફામ કૉમન (Clapham Common) ના પોતાના નાના મકાનમાં એ ઘડપણ ગુજારતો તે લોકોથી જૂદો વસીને જ. તેના જીવનમાં બીજાને માટે સ્નેહાર્દ્રતા કે લાગણી હશે કે કેમ તે કહી શકાતું નથી. તેના વર્તનમાં અતડાપણું અને વિચારોમાં અહંભાવ મોજૂદ હતાં. આસપાસના લોકોમાં તે પોતાને માટે સ્નેહભાવ પેદા કરી શકયો ન્હોતો. તેના પડોશીઓ તેના વૈજ્ઞાનિક મંથનને નિર્દોષ ઉત્સુકતાથી જોતા અજ્ઞાન લોકો તેને ભૂતપલિતમાં માનનાર ભૂવો કે જાદુગર માનતા. ઘણાક તો તેને અપશુકનિયાળ અને સમાજની ભયંકર વ્યકિત તરીકે લેખતા. સમાજની વર્જિત વ્યકિત તરીકે જીવન ગુજારવું એ સહનશકિત તો કોઇનામાં જ હોય! કેવેન્ડીશ વર્તન, વ્યવહાર, આચાર અને વિચારમાં બધે સતત એકલતા જાળવતો. તેની વિચિત્ર ભૂમિકા ઉપર તે એકલો જ નટ થવાનું પસંદ કરતો. કલેફામના પરાઓમા ફરવા નીકળતો ત્યારે બીજાઓના દ્રષ્ટિપથે પોતે ન આવી જાય એની ખાસ સંભાળ લેતો. નવા માણસની ઓળખાણ કરવાના ભયમાંથી મુકત થવા તે તેનાથી દૂર ભાગતો. તેની ભૂમિકા તે બીજાથી અસ્પર્શ્ય માનતો. એ અહંભાવ નહિ તો બીજું શું? રસ્તે ચાલતાં ભાગ્યવશાત્ કોઇએ તેના તરફ ખાસી દ્રષ્ટિપાત કર્યો હોય તો તે દિવસો સુધી એ રસ્તે પુનઃ જતો નહિ. તેનું ગૃહજીવન વૈચિત્ર્યપૂર્ણ હતું એમ કહીએ તો ખોટું નથી. તે કોઇ મહાન, મર્મના ઉંડાણમાં જવા પ્રયાસ

કરતો હોય તેમ તે કલાકોના કલાકો પોતાની ઓરડીમાં એકલો બેસી રહેતો. સ્ત્રીઓને તે સહૃદય ધિક્કારતો, અને તેમનાથી બ્હીતો. તેના ઓરડામાં સ્ત્રી નોકરોને દાખલ થવાની સખત મના હતી.

આવા વિચિત્ર પ્રકૃતિના માનવીની શારીરિક અધોગતિ કેવી હોય તે વિચારવા જેવું છે. શારીરિક બળમાં તેને છેલ્લે નંબરે મૂકી શકાય. સાધારણ ઉંચાઇનો, દેખાવમાં તે જોનાર ઉપર છાપ ન પાડી શકે એવો હતો પહેરવેષમાં તે જમાના કરતાં સો વર્ષ પહેલાંનો લાગતો.

અને છતાં ય આ માણસ વિજ્ઞાનશાસ્ત્રમાં અદ્દભૂત રીતે મશહૂર છે. તેનો જન્મ નસીબ યોગે એક જૂનામાં જૂના અને પ્રખ્યાત કુટુંબમાં થયો હતો. તેના વડીલો ડયુક હતા. પોતે શ્રીમંતાઇના પારણામાં ઝૂલ્યો હતો, અને અવસાન વખતે તેની પાસે ૧૫ લાખ પૌંડ હતા.

આ વૈચિત્ર્યપૂર્ણ માનવીની વૈજ્ઞાનિક મહત્તા અદ્દભૂત છે અને આજે આપણા લોકો તેના કાર્યની કીર્તિ વૈજ્ઞાનિક કર્મભૂમિ ઉપર ગાઇ રહ્યા છે ભૂત. પલિત અને જાદૂમાં તે માનનારો ન્હોતો. આલ્કેમીસ્ટ અને પારસમણી પાછળ ઘેલા થયેલાં લેભાગુ વિજ્ઞાનીઓનો તે કટ્ટો દુશ્મન હતો. વિશુધ્ધ અને સાંસ્કારિક વિજ્ઞાનની અદ્દભૂત સંસ્થાપના ઇંગ્લાંડમાં પ્રથમ કરનાર તે હતો અને ઓગણીસમી સદીમાં વિજ્ઞાનનો ઉધ્ધાર થવા માંડેલો તે કેવેન્ડીશે કરેલી વિજ્ઞાન સંસ્થાપનાને લીધે જ. તેના જીવનમાં જાણવા જેવું કાંઇ હોય તો તે આપણે જાણતા નથી. તેની વૈજ્ઞાનિક શોધખોળની પૂરી માહિતી આપણને છે એમ કહી શકાય નહિ. આજના શોધકોની માફક કાંઇ હાથમાં આવ્યું કે કાગળમાં ચીતરી પ્રગટ કરવું એ વૃત્તિ કેવેન્ડીશમાં પહેલેથી જ ન્હોતી. લોકપ્રિયત્વ તેને અપ્રિય હતું. વિજ્ઞાનને કેવળ ઓળખવા ખાતર તે મંથન કરતો, નહિ કે કોઇ મશહૂર વિજ્ઞાની થવા; મનુષ્યના લાભાર્થે તેણે કાંઇ કરવું જોઇએ એ ભાવ તેનામાં ગેરહાજર હતો. વિજ્ઞાનશાસ્ત્ર પર તેનો અપ્રતિમ અને નૈસર્ગિક સ્નેહ હતો. જીવ્યો ત્યાં સુધી તે લોકપ્રિયતાથી દૂર વસ્યો. એકાંત પ્રયોગશાળામાં, એકલા કામ કરવામાં તે સંતોષ માનતો. ઇંગ્લાંડની આલમમશહૂર રૉયલ સોસાયટીનો તે સભાસદ હતો અને તેની સભામાં નિયમિત હાજરી આપતો. તે શીખવા ખાતર જ; શીખવવા માટે નહિ. સમાજ જીવનમાં આવી નિમાલ્યતાનું સેવન કર્યું - છતાં એમ તો ન જ કહી શકાય કે કેવેન્ડીશ મિત્રવિહીન હતો. વિજ્ઞાનીઓના મંડળમાં તેનું માન ઘણું હતું. તેની ઉતરાવસ્થામાં કેવેન્ડીશના પ્રયોગસિધ્ધાંતો રૉયલ સોસાયટીના મહાન સભાસદોનાં સમર્થ મતભેદનો વિષય થઇ પડયો. કેવેન્ડીશે કાંઇ કર્યું નથી, માત્ર જેમ્સ વૉટ (James Watt) અને લાવાઝીએ જે કરી મુકયું હતું તે પુનઃ સિધ્ધ કરી બતાવ્યું છે એવો મતભેદ ખુબ લાંબા સમય સુધી ચાલ્યો.

માણસના ગુણની પીછાન તેની ગેરહાજરીમાં સચોટ થાય છે એ જનતામાં એક અનિવાર્ય ક્રમ છે. કેવેન્ડીશના અવસાન પછી જ તેના વૈજ્ઞાનિક કાર્યની પીછાન લોકોને થવા લાગી. તેના અસ્પર્શ્ય, અદ્દશ્ય અને અમર કપોત ઉપર વિજ્ઞાનીઓએ કીર્તિનો મંગળ ચાંડલો કર્યો; તેના પ્રયોગો મૌલિક હોવાનું જગતે નોંધ્યું.

એ મહાન વિજ્ઞાનશાસ્ત્રીના છેલ્લા દિવસો કલેફામ હાઉસમાં વ્યતિત થયા, અને ત્યાં જ તે ઇ. સ. ૧૮૧૦માં મરણ પામ્યો. રૉયલ સોસાયટીએ શોક પાળ્યો અને આંસુ સાર્યાં! મરણપથારીએ તેના છેલ્લા શબ્દો એ હતા કે "મને એકલો રહેવા દો; હું કોઇ મહાન વિષય પર મનન કરું છું." અને તેનો આત્મા પરભૂમિને પંથે પડયો! ત્યારે જ જગતને ખબર પડી કે વૈજ્ઞાનિક આલમે એક નરરત્ન ખોયું!

(સમાપ્ત)



લેખક —શ્રી મોહનલાલ એમ. રેઠ.
ચિત્રકાર —શ્રી. શારમાળ.

પરીક્ષા શરૂ થવાને મહિનાની વાર હશે તે પહેલાં મ્હેં અર્ધો ડઝન લુના લગડાને વાસી અરધી પેડા પ્હેંચાડ્યા; ચોર બજારમાંથી અને શુક્રવારની ગુજરીમાંથી ખરીદેલા મોવા કપડાંનું છૂટે હાથે દાન કર્યું; ભદ્રકાળી માતાને ૭ નાળીયેર અને હનુમાનજીને એક મણ તેલની માનતા રાખી અને પરીક્ષામાં કદાચ "ફેઇલ" થતાં આવેશમાં આવી જઇ હુ જળસમાધિ કરી નહિ બેસું ત્હેની અગમ ચેતી વાપરી મૃત્યુંજય ભગવાનનો પાઠ કરવા એક ખાસ ભૂદેવને રોકયો. ત્હમે પૂછશો, "શા માટે?" હા, કહું. ફક્ત ગણિતના એક રાક્ષસી વિષય માટે. આટઆટલું કર્યું 'લેકીન વો દિન કહાંસે કે મીયાંકે પાઉમેં જૂતીયાં?' ભલભલા સુપરવાઇઝરની આંખમાં ધૂળ નાખવાની અને કોઇ પણ પરાવાળાની ચોટલી મંતરવાની કળામાં સેવક 'એકસ્પર્ટ' હોવા છતાં મહાપુરૂષના લક્ષણ પ્રમાણે સ્થાનભ્રષ્ટ થયો નહિ, મતલબ કે પ્રીવીઅસના સહવાસને લીધે વહાલો થઇ ગયેલો પરિચિત કલાસ છોડી ઇંટરના અપરિચિત કલાસમાં ત્હેના પાવન પગલાં મૂકવાની બેવફાદારી ત્હેણે દર્શાવી નહિ.

ગણિતના ભારેખમ વિષયમાં હું પ્રોફેસર થઇશ તો પાંચ પચીશ લાખ હિસાબનું ગણિતનું થોથું બનાવી, ગણિતનાં આટલાં ચોપડાં છે ત્હેમાં ઉમેરો કરી ભવિષ્યની બિચારી એશઆરામી પ્રજાને નાહકનો ત્રાસ આપીશ તે વિચારથી, કે પંતુજીખાનામાં ટુંકી આવકવાળા માસ્તર નામના ગરીબ પ્રાણીઓની રોજી ખુંચવી લઇશ એ ભયથી કે મ્હારા જન્મ વખતે 'ચડતી ઉતરતી ભાંજણીમાં' રડવાને બદલે મ્હેં આશાવરી સોહિનીમાં રૂદન કર્યું હશે તેથી ચીડાઇને કે પછી કોણ જાણે શા કારણથી વિધાતાએ મ્હારે અને શ્રીમતી ગણિતદેવીને બારમો ચંદ્રમા જ ચાલે

એવી ગોઠવણ કરી નાખી છે. બાકી ગણિતમાં હું '૯' હોઇશ એવું ધારતા હો તો મૂળચંદ મામા કહે છે તેમ "એએ તોઓ તમારીઇઇ ભૂકિલ છેએએએ!"

હવે એક વાત કહું. મ્હને પૃથ્વી ઉપર સુખ આપી શકે તેવી એક પણ ચીજની ખામી નથી. હું બેચેન રહું છું માત્ર એક વાતથી. હું રંગે જાણે કે જરા "શામળો ગિરધારી" છું. અલબત્ત, છું! પરંતુ તેથી મ્હને કાંઇ સ્નાનસૂતક લાગતું નથી. મ્હારા એક દોસ્ત થોડા તોતડા હોવાથી બ્રાહ્મણને ભામણ કહે છે. મ્હેં તેમ બોલવાનું કારણ પૂછ્યું ત્યારે ત્હેમણે કહ્યું હતું કે બ્રાહ્મણમાં જે 'બ' આવે છે તે બળદીયાનો 'બ' કહેવાય અને ભામણમા 'ભ' આવે છે તે ભગવાનનો 'ભ' કહેવાય. આથી તે પવિત્ર શબ્દને બ્રાહ્મણ નહિ, પણ ભામણ કહેવો જોઇએ, અને તેજ પ્રમાણે જેમનો ઇલ્કાબ રા બા. ( રાવ બાહાદુર )નો હોય ત્હેમને સહુને રા. ભા. કહેવા જોઇએ. હું પણ એ જ સિધ્ધાંતનું અવલંબન કરીને હાથપગ ઠોકયા વિના કહું છું કે ગોરા હોવા માટે અભિમાન ધરાવે તે પેલું કુંભારવાડાનું બુલબુલ ગર્દભ એટલે ગધેડું, અને કાળા કાળા કૃષ્ણજી. ત્યારે ત્હમે સ્હમજ્યા હશો કે શામળા પણાથી મ્હને કદાપિ ઉદ્વેગ થયો નથી, થનો નથી, અને ભવિષ્યમાં સોએ સો ટકા થવાનો નથી. મ્હને કવચિત્ કવચિત્ બેચેની થઇ આવે છે માત્ર મ્હારા ગણિતના અજ્ઞાનને લીધે જ.

ત્હમે ગણિતના વિષયમાં કાચા ( બફાયેલ નહિ તેવા ) હો એટલે નરમ હો, એટલે કે પછાત હો, એટલે કે શાક બજારમાં કાછીઓ ત્હમારાં વેંગણ કે ગાજર જોખતો હોય અને ત્હમે પાઘડી ઉપર કે દાઢી ઉપર હાથ મૂકી ઉભા હો અને કાછીઓ ત્હમને કહે કે "લો, ચાલો વકીલ! ઘે. જઇને હિસાબ કરજો. જલદી રૂમાલ પાથરો; આ ઘરાક કયારનું ખોટી થાય છે." એવે વખતે ત્હમને ગ્લાનિ ઉત્પન્ન થતી હોય તો નસીબ ત્હમારૂં! ગટરમાં પડજો. મ્યુનિસિપાલિટીએ ગટર ન આપી હોય તો ઢાંકણીમાં પાણી ઘાલી ડૂબી મરજો. હરગીઝ દિલગીર તો થશો જ



શાક બજારમાં કાછીઓ ત્હમારાં વેંગણ કે ગાજર જોખતો હોય અને ત્હમે પાઘડી ઉપર કે દાઢી ઉપર હાથ મૂકી ઉભા હો

નહિ માનવા, ધારવા, ગણવા, સમજવા અને જાણવા મુજબ આપણે સર્વે, ત્હમે ને હું, ગણિતના ગંભીર જ્ઞાન વિના સંસારનું ગાડું હાંકી શકીએ છીએ.

પુરૂષ અથવા છોકરાને સ્ત્રીનું રૂપ કેમ આપવું તે શું આપણે રંગભૂમિ ઉપર અથવા પ્રત્યક્ષ જોઇ નથી શકતા કે આપણે સ્લેટ ઉપર પેન ઘસી ભેજાંનું દહીં કરીએ ? આ તો એક જ દાખલો થયો. આવા તો ગણ્યા ગણાય નહિ ને વિણ્યા વિણાય નહિ એટલા બધા મુશ્કેલ દાખલા આપણે એ નરકાંગં ફુલાવી ફરનારી ગણિતમતીની કે ત્હેના બાપની પરવા કર્યા વિના સમજી શકીએ. એક ઉદાહરણ આપું છું :—

"એક ખચ્ચરના વેપારીના તબેલામાં ત્રણ ફીટ ફુલેલા, ચાર ફીટ એક આંગળ ઉંચાં, અને નાકથી પુંછડીના છેડા સુધી સાત ફીટ લાંબાં ૭ ખચ્ચર છે. ત્હેમાંથી બે તોફાની ખચ્ચર રાત્રે ભાગી જાય છે તો સ્હવારમા તે વેપારી પાસે કેટલાં બાકી રહ્યાં ? ધધધ .....ધધ...ધ ! ધધ......ધ !! કેવો ભારે દાખલો ? હવે એને સ્લેટ ઉપર કરવા બેસીએ તો ત્રણ ફ઼ફ઼ાયદા. પ્રથમ આપણી સ્લેટ અને પેનને અમુક ઘસારો વેઠવો પડે, બીજું આપણી ખોપરી જેને મગજ કહે છે ત્હેને સારી પેઠે કસવી પડે અને ત્હેનું સમતોલ પણું જાળવવા બદામ પીસ્તાં ખાવાં પડ અને તૃતીયં વા છેલ્લં, હિસાબમાં ભૂલ આવતાં જો તે લંબાય તો હાથનું કે આંગળીનું હાડકું ઉતરી જતાં કે ચઢી જતા હાડવૈદ્યનો આશ્રય લેવો પડે. જોયું ? જેને વિજ્ઞાનશાસ્ત્રીઓ Mechanical disadvantage કહે છે તે આનું નામ ! ગુજરાતી માં ત્હેને 'ટકાની ડોશી ને ઢબુનું મુંડામણ' કહે છે.

હવે આજ દાખલો સરવાળા બાદબાકીની મદદ લીધા વિના કરવો હોય તો બહુ બહુજ બહુજ સ્હેલો છે. હોળીની રાત્રે બાર વાગે જ્યારે આપણા બીજા મિત્રો પાડોશી ઓની પાટ, જાળીઓ, સંડાસનાં બારણાં ઇત્યાદિ ખેંચી લાવી, હોળી ચકલે અગ્નયે સ્વાહા કરી ત્હેમનો મોક્ષ કરવાના પરોપકારી કાર્યમાં ગુંથાયા હોય ત્યારે આપણે પેલા ખચ્ચરના તબેલામાં શાંતિપૂર્વક પ્રવેશ કરી, દાખલામાં માગ્યાં હોય તે પ્રમાણે બે કે ત્રણ ખચ્ચરનું "બુધ્ધિપૂર્વક હરણ" કરી નીકળી જવું એટલે હિસાબનો જવાબ આપોઆપ જ્ઞાન સાથે ગમ્મત આપી આવી જશે. (સૂચના —તબેલામાં પ્રવેશ કરતાં પહેલાં હળદર, બોરીક એસીડ અને એક સફેદ પાટો સાથે રાખવા ચૂકવું નહિ. ખચ્ચરે ખચ્ચરે જુદી મતિ હોય છે)

આમ હું ગણિતની અવગણના કરૂં છું ત્હેની સાથે જ મ્હારા સરજનજુના દોસ્ત ગાભારાવ જ્યારે ગણિતના અનેકાનેક ફાયદા મ્હારી પાસે વર્ણવે છે ત્યારે મ્હારે કાનની બુટ પકડી ગણિતનું મહત્વ મ્હારી મરજી વિરૂદ્ધ સ્વીકારવું પડે છે મૂળ વાત એમ છે કે ગાભારાવ ગણિતના 'ખાં' છે જ્યારે બંદા ત્હેમના મિત્ર હોઇ ગણિતમાં 'થર્ડ ક્લાસ ફર્સ્ટ' આવે અને ગણિતથી બાર માઇલ દૂર ભાગતા ફરે એ ગાભારાવને હીણપત ભર્યું લાગે છે. તેથી ગણિત માહાત્મ્ય વિષે એક વ્યાખ્યાનમાળા રચી ત્હેના છૂટા મણકાનું મ્હારી પાસે પ્રસંગોપાત વિવેચન કરવાનું ભૂલતા નથી. બની શકે તો કેમ્પમાંથી રદબાતલ થયેલાં બેચાર સારાં એરોપ્લેન ભાડે રાખી અમારે આખી પૃથ્વીનું પર્યટન કરવું અને ગણિતના મહત્વ ઉપર ભાષણો આપવાં એવી પણ એક યોજના ગાભારાવે ઘડી રાખી છે બરડા ઉપર કે હાથ ઉપર સુંવાળી સોટીના પ્રહાર વડે કરીને વિધવિધ રાગ-રાગણીથી ભરપૂર, કુવા જેટલા ઘેરાવાવાળી પાઘડીથી વિરાટસ્વરૂપ લાગતા ઇચ્છારામ

મહેતાજીની નિશાળમાં દાખલ થયો ત્યારથી જ હું દેશી બાસ્ટીને શોભા આપતો, ગોલ્લા મહાજનમાં વિરાજતો, જ્યારે ગાભારાવ વિચક્ષણ હોવાથી પહેલો બીજો નંબર રાખતા, એટલે એ ચકોર વ્યક્તિ માટે મ્હને પૂજ્યભાવ ઉત્પન્ન થાય ત્હેમાં નવાઇ જેવું કંઇ જ નથી.

જેમ શ્રીકૃષ્ણ અને સુદામા હતા, કવિ વર્ડ્ઝવર્થ અને કોલરીજ હતા, શ્રી વસિષ્ઠ અને શેક્સપીઅર હતા તેમ હું અને ગાભારાવ લંગોટીઆ ભાઇબંધ છીએ. આ કારણથી ગાભારાવના કથનને વેદવાક્ય ગણી લેતાં હું અચકાતો નથી.

ઇસ્વી સન પૂર્વે ૨૧૭૩૬ની સાલમાં હું સોલાપુરથી અમદાવાદ આવ્યો. હેવામાં, મ્હારી ભૂલ્ય ન થતી હોય તો હેક વેળાએ હેવું બન્યું કે મ્હારા વડિલ બંધુરૂપ ગાભારાવ મ્હને સ્ટેશન ઉપર તેડવા આવ્યા હતા. મ્હારા સ્મરણ રૂપી ચાટલામા તે સમયનો એક રમુજી બનાવ પ્રતિબિંબિત થયેલો છે ત્હેની નોંધ કરૂં છું; અહિં તે રજુ કરૂં છઉં. ત્હમે તે વાંચી શકશો.

એક દિવસે સ્હવારમા હું તથા ગાભારાવ ચાહ પીતા હતા. ગાભારાવના એક હાથમાં ચાહની રકાબી હતી અને બીજા હાથની આંગળીથી હવામા કંઇ ત્રિકોણ અને ચતુષ્કોણ આકૃતિઓ દોરતા હોય તેવો ભાસ થતો હતો. મરઘીનું ઇંડુ વેચી રાજાની કુંવરી સાથે પરણવાની ધૂનમાં તલ્લીન થઇ શેખચલ્લી માથું હલાવે તેમ કેટલીક વાર પછી ગાભારાવનું, અમદાવાદના કોઇ પણ આખલાને વિસ્તારમાં મહાત કરે એવું વિશાળ માથું એકાએક ધુણ્યું અને વદન ઉપર હર્ષની સ્પષ્ટ રેખાઓ ફરી વળી, પરંતુ મસ્તકનું ધૂનન થતાં બિચારી રકાબી ખણખણ કરતી ભૂમિ માતાને ભેટી પડી. એ તો હોય! "એ ત્રિકોણને માત્ર એજ લીંટીઓ છેદી શકશે,". કોલમ્બસને અમેરિકા મળતાં થયો હશે તે કરતાં વધારે આનંદથી ગાભારાવ ગાજી ઉઠયા. બીજી જ ક્ષણે એક પ્રચંડ ધ્વનિ કાને પડતાં, નીચે ઉતરી પડતું ધોતીયું મ્હારે બે હાથે પકડી રાખવાની ફરજ પડશે એમ મ્હને લાગ્યું. એ ધ્વનિ અચાનક રસોડામાંથી આવ્યો હશે એમ ધારૂં છું. "મ્હારો રોયો અત્યારથી જ હાથે પગે લુલો. રકાબી યે નથી પકડાતી, ત્યારે કરશે શું?"

"ત્હને ખબર છે બા?" ગાભારાવ ચણ ચણતા પગ ઉપર ફુંક મારતા બોલ્યા, "ત્હને ખબર છે કે અર્ધવર્તુલાકાર રકાબી, કાટખૂણામાં એક અંશનો પણ ફેર પડતા સપાટ આંગળીનાં ટેરવાં ઉપર સ્થિર રહી શકે નહિ! તું સ્હમજે છે એ સિધ્ધાંત કે એમને એમ બકયા જ કરે છે?" સિધ્ધાંતમાં હું સંમત છું કે નહિ તે જાણવા ગાભારાવે મ્હારા તરફ દૃષ્ટિ ફેરવી. કુતરો શેક તરફ કાન ઉંચા કરીને જુએ તેમ મ્હેં ત્હેમની તરફ જોયુ. આવા સ્વતંત્ર સિધ્ધાંતો બાંધવાનું ત્હેમનું ચતુર્ય જોઇ, ત્હેમની પ્રશસા કરવા હું મ્હારૂં ડાચું ફાડું એટલામાં જ એક બીજી મહમ્મદ હુસેન ગવૈયાને ટક્કર મારે એવી પ્હાડી આકાશવાણી સૂણતાં મ્હારો જીવ તાળવે આવી પહોંચ્યો.

"અલ્ય એઇ ગાભા! એ હાઇ કોરટના બાલેષ્ટર? છાનોમાનો બેસ હવે! રકાબી તોડી નાખીને ત્હારી મા સ્હામે બોલતાં શરમ નથી આવતી? ગોવાનો ગવંડર જાણે આવ્યો છે તે! ભાઇને કાંઇ કહેવાય નહિ! હંઅ! જુવો તો ખરા? બહુ ભણી ભણીને પાછા......," વગેરે.

હે રામ! ભવિષ્યમાં ગણિતશાસ્ત્રી થનારની (ગાભારાવનું માથું હાંલ્લાથી કોઇ પણ રીતે ઉતરે તેવું નહિ હોવાથી લોકોક્તિ પ્રમાણે તે ગણિતશાસ્ત્રી થશે જ) આવી દશા! છતાં "જે હાથ ઝુલાવે પારણું તે જગતનું શાસન કરે," એ કહેવતમાં ગાભારાવની મેર

પર્વત જેવી અડગ શ્રધ્ધાને લીધે તેઓ ખસુસ માને છે કે ત્હેમનું ભાવિ ઘણું ઉજ્જ્વલ છે તેઓને સંપૂર્ણ ખાત્રી છે કે ભવિષ્યમાં જ્યારે શ્રી નિખિલ ભારતવર્ષીય નરરત્ન જીવનચરિત્ર પ્રસારક સભા તરફથી ત્હેમનું જીવનચરિત્ર પ્રકટ થશે ત્યારે આવાં વાકયો નકી આવશે કે, "આપણા ચરિત્રનાયક રા. ગાભારાવ ફુચારાવનું બાળપણ ઘણુ સંકટમય હતું. ત્હેમના કેટલાક જૂના પત્રો ઉપરથી એવું અનુમાન થઇ શકે છે કે ગાભારાવને બાળપણમાં વસ્ત્રને અભાવે ઘણીવાર નો દિગંબર રહેવું પડતું. આવા પ્રતિકૂળ સંજોગોમાં પણ પોતે આજે આવું ભારેજડી યુનીવર્સીટીના અધ્યક્ષનું, વિરલ મનુષ્યને લલાટે લખાયેલું પદ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી નિવડ્યા છે। ધન્ય છે ! સુવર્ણની શુધ્ધિકા કે શ્યામિકા અગ્નિમાં જ જણાય છે ! ઇત્યલમ્"

આગળ કહ્યું તેમ ગણિત જેવા અકલિત, અગમ્ય, અને ગૂઢ–પ્રગૂઢ વિષયરૂપી સેવમમરા મ્હારા ખાલી મગજરૂપી હંટલી પામરના ડબ્બામાં ઠાંસી ઠાંસીને ભરવા તૈયાર કરેલી વ્યાખ્યાનમાળામાં ગાભારાવે એમ કહેલું યાદ છે કે, "ગાંગા તેલીથી માંડીને રાજા ભોજ સુધી, સ્હવારથી તે સાંજ સુધી, ઉત્તમ ધ્રુવથી દક્ષિણ ધ્રુવ સુધી, કાડીથી માંડીને જગન્નાથજીના હાથી સુધી કોઇ પણ મનુષ્ય યા વસ્તુને, કોઇ પણ સ્થળે અને કોઇ પણ સમયે, ગણિતના જ્ઞાન વિના જીવવું અશકય છે. ગણિત જાણ્યા વિના ઉચ્ચ પદવી, બુધ્ધિ, ધન, મૈત્રી અને એવું ઘણું ઘણું કોઇ પણ દિવસ મળી શકે જ નહિ. શુ આ ખરૂં હશે ? દૂર જવાની જરૂર જ શી છે ? જુવોને, સાક્ષર શિરોમણિ સ્વ ગોવર્ધનરામ કાકાએ જ ગણિત સાથે જબ્બર અસહકાર આદર્યો હતો. અરે, એવા તો બીજા હજારો મહા પુરૂષો થઇ ગયા અને થતા જાય છે. કયો રાણીનો જાયો એમ કહે છે કે ગણિત ન આવડે તો દુનિયાનું નખ્ખોદ વળી જાય ?

મ્હેં એક વખતે ગાભારાવને પૂછ્યું, "ગાભાભાઇ ! ગણિતમાં ત્હમને આવું આશ્ચર્યકારક કૌશલ્ય કયાંથી પ્રાપ્ત થયું ?"

"કોને ? મ્હને ? મ્હારા દાદાના વડદાદાથી ચાલતું જ આવે છે," ગાભારાવે કહ્યું.

"હેં ! શું કહો છો ?" મ્હેં આશ્ચર્યથી ડઘાઇ જઇ પૂછયું. "ત્યારે તો ત્હમારા બાપાજી પણ ત્હમારી માફક ગણિતમાં ચાલાક હોવા જોઇએ !"

"ખરા જ વળી."

"ને ત્હમારા દાદાજી તો વળી .. .."

"મ્હારા બાપાજીને પણ ટપી જાય," ગાભાજીએ કહ્યું.

"અને ત્હમારા દાદાના બાપાજી તો વળી . "

"મ્હારા દાદાજીથી પણ ચાર ચાસણી ચઢે. રાત્રે ઉંઘમાંતે ઉંઘમા ત્હમારો હિસાબ ગણી આપે."

"ઓ હો હો હો ! આ હા હા હા !" મ્હારી આંખો બ્હાર નીકળી પડતી હતી. મ્હારૂં આશ્ચર્ય હદ પાર વધી ગયું. મ્હારી જજ્ઞાસા વધી પડી. "ત્યારે ત્હમારા દાદાજી શું કરતા હતા? ગણિતમા આટલી ભારે પ્રવીણતાવાળો પુરૂષ ખરેખર રાજદરબારે જ શોભતો હશે એમ જાણી મ્હેં પ્રશ્ન કર્યો.

"મ્હારા દાદાજી રાણાને ત્યાં બેસતા હતા." ગાભારાવે કચવાઇને આનાકાની સાથે કહ્યું.

જોયું ? મ્હેં ત્હમને પહેલેથી જ કહ્યુ હતું ને કે આવા વીર રાજદરબારે જ શોભે !

"રાણાને ત્યાં ત્યારે તો દિવાન હશે. કયા રાણાને ત્યાં ? ઉદેપુર સ્ટેટમાં ?" મ્હેં પૂછ્યું.



"હેં ! શું કહો છો ?"

'ના, એ રાણાને ત્યાં નહિ," ગાભારાવે દીવેલીયું મ્હોં કરી જવાબ આપ્યો. મ્હેં હલકા સ્ટેટનું નામ દીધું હશે તેથી ગાભારાવ ગીદાયા તો નહિ હોય ?

"ત્યારે ચિતોડના કે જોધપુરના વીર રાણાને ત્યાં કે......"

"એને ત્યાં પણ નહિ."

"ત્યારે ? લાઠીના કે ....

"તું ભુલે છે. રાણાનો મૂળ અર્થ તો ગોલો થાય છે. મ્હારા દાદા ચમન ગોલાને ત્યાં નામું લખવા બેસતા હતા." ગાભારાવે બાંધી મૂઠી છોડી નાંખી.

"એમ કે ? પગાર કેટલો ?"

'પગાર બગાર લેવાની મ્હારા દાદા ના પાડતા. અમારી જેટલી ડાગેર હોય તેટલી મફત ખાંડી આપે. ફાગણ મહિનામાં ધાણી, ચણા અને ખજુર મોકલાવે. ગોલાની ન્યાત મળે ત્યારે મ્હારા દાદાને પાઘડી બંધાવે."

"ત્યારે ત્હમારા દાદાજી મરી શાથી ગયેલા ?"

"મરી શાથી ગયેલા ? એક વખતે સંઘ નીકળવાનો હતો. રસ્તામાં એ દિવસ ભૂખ્યા રહેવું પડે તેમ હતું. મ્હારા દાદા જબરા ગણત્રીબાજ. હિસાબ કરી જોતાં ત્હેમને જણાયું કે રસ્તામા કરવાના બે દિવસના ઉપવાસથી લોહી ઘટી જશે અને નવી સીવડાવેલી આ બધી બંડીઓ છે તે કોથળા જેવી પહોળી પડશે. માટે જમવું તો ખરૂં જ એવા નિશ્ચય ઉપર આવ્યા. ત્રિરાશિથી ત્હેમણે બે દિવસના ભોજનનું પ્રમાણ કઢાવ્યું અને ત્રીશ પૂરી, અઢી શેર શીખંડ અને દોઢ શેર બટાટા એકી વખતે ઉડાવી ગયા રાત્રે પેટ ચઢી ગયું અને મધ્યરાત્રે મરણશરણ થઇ ગયા. બીજે દિવસે મ્હારા બાપજીએ મ્હને કહ્યું કે દાદાએ તેજ હિસાબ ચક્રવૃદ્ધિ વ્યાજની રીતથી કરી, મુદ્દલ બાદ કરી નાખ્યું

હોત અને પછી જન્મ્યા હોત તો મરવું પડત નહિ. મ્હારા બાપાજી એવી ભૂલ કરે જ નહિ. એ બહુ હોશિયાર. એક વખતે ગણિત ઉપર ત્હેમણે એવો સરસ દેહરો રચ્યો કે ઇન્સ્પેકટરે ખુશ થઇ જઇને ત્હેમને બે જસતના અને બે નીકલના ચાદ ઇનામમાં આપ્યા અને કહ્યું કે 'આ છોકરો આગળ જતાં નામ કાઢશે, માત્ર ત્હેનામાં સાધારણ બુધ્ધિની ખામી છે.' મ્હારા બાપાજીને બધા ઇર્ષાથી 'વેદિયો ઢોર' કહે છે, પણ ઇન્સ્પેકટરે ત્હેમને ઇનામ આપ્યું પછી કોની મગદૂર છે કે ત્હેમની સ્હામે ચેં કે ચું કરે ?

"શાહબાશ ! શાહબાશ !" મ્હારાથી બોલ્યા વિના રહેવાયું નહિ. પરમેશ્વરે કેવી ભૂલ કરી છે કે જ્યાં ચાતુર્ય આપ્યું છે ત્યા ખટારે ખટારા ભરીને અને મ્હારા ત્હમારા જેવાને બુધ્ધિથી વિમુખ રાખ્યા છે ત્હેમનામા અક્કલનો છાંટો સરખો યે સમ ખાવા નથી રાખ્યો.

મનુષ્ય નાશવંત છે, કિંતુ વૈશંપારેખ ઋષિ એગી પેરે બોલી ગયા છે કે 'ગણિત, કાળની માફક અનાદિ અને અનંત છે. ઓ માયાને વિષે અંધ થયેલા પુરુષ ! તું ત્હેને વશ કરવાને મિથ્યા પ્રયત્ન કરે છે" રઢવારમાં અફીણી જેવો આંખો ચોળીને નવ વાગે પથારીમાંથી ઉઠનારો હું એવા અનાદિ ને અનંત વિષય પાછળ માથાફોડ કરવાની ફુરસદ તે કયાંથી લાવું ? જાય નહિ એ પેલા ચમન ગોલાના ચોપડામાં ?

ગણિત અનંત છે ? યા મેરે ખુદા ! યા પાક પરવરદિગાર ! એમ હોય તો હવેથી હનુમાનજીને મણ તેલ ચઢાવવાની બાધામાથી છૂટો થઇ જાઉં છું, ચોર બજારનાં પેલાં વધેલાં કપડા દાન દીધા વિના, હસનમીંયા પાછા લેવાની હા પાડે તો, અત્યારે જ આપી આવું છું. ઉફ ! કયા કરૂં ? કીધર જાઉં ?

( તમામ શુદ )



# દિલ્હીના મહાન કવિ ગાલિબ

## તેમના જીવનની કેટલીક વાતો અને કાવ્યો ×

લેખક:—રા. સાદીક.

### બહાદુરશાહના સમાકાલિન કવિ

ઈસ્વી સન ૧૮૫૭ના બળવા સમયે દિલ્હીમાં તૈમૂર વંશના અંતિમ દીપક મુગલ સમ્રાટ બહાદુરશાહ "ઝફર" રાજગાદી ઉપર હતા. બહાદુરશાહ ઝફરના સમકાલિન ઉર્દૂ ભાષાના સમર્થ કવિ ગાલિબનું પુરૂં નામ નજમુદ-દૌલા દબીરૂલ-મુલ્ક મિર્ઝા અસદુલ્લા ગાલિબ હતું. ઉર્દૂ ભાષાના જે ચાર કવિઓથી એ ભાષાસાહિત્ય ઉજ્જવલ છે, તેઓમાં મુખ્ય કવિ ગાલિબનું સ્થાન વિશેષ આદરને પાત્ર છે. કવિ ગાલિબે રૂપ, સૌંદર્ય ઇત્યાદિના ગુણગાન કરવા સાથે પોતાની પ્રખર પ્રતિભાના બળથી ઉર્દૂ કાવ્યસાહિત્યને એવા અપૂર્વ ને અનોખા રંગથી રંગ્યું છે કે જે કવિ ગાલિબને કીર્તિવંશ આપવાને પૂરતું છે. અન્ય કવિઓ જેમ મહા કવિ ગાલિબે વાનરનકલ કરી નથી, એટલે એમણે કોઈ જૂના કવિનું અનુકરણ કર્યું નથી. ઉર્દૂ સાહિત્યની સેવા માટે કવિ ગાલિબે જૂદો ને નવો માર્ગ ખોળી દીધો હતો; અને તેથી જ આજે તેઓ મહા કવિ તરીકેની કીર્તિ સંપાદન કરી શક્યા છે. કવિ ગાલિબે પોતાની કૃતિઓની રચના, શૈલી ને છટા અન્ય કવિઓથી જૂદી ને તેમનાથી સરસ ઉપજાવી હતી. ગાલિબે પોતા માટે ઉર્દૂ સાહિત્યક્ષેત્રમાં જે માર્ગ ગ્રહણ કર્યો હતો, તે માર્ગે વિચરવાની હજી સુધી ભાગ્યે જ કોઈએ હિંમત કરી હશે. દરેક સાહિત્યકારો ને તેના પ્રેમીઓથી એ બીના છાની હશે નહીં કે એક કવિ અથવા લેખક જ્યાં સુધી પોતાની નવિનતા ને દિવ્ય આદર્શશક્તિ નહીં દાખવે ત્યાં સુધી તે જોઈએ તેવી લોકપ્રિયતા સંપાદન કરી શકતો નથી. આજે આપણે સંસારમાં એવા અનેક કવિ તથા લેખકોને સુંદર ખ્યાતિ મેળવેલા જોઈએ છીએ, કે જેમણે પોતાની દિવ્યશક્તિ ને નવિનતા કોઈને કોઈ સાહિત્યના વિષયમાં દેખાડી છે. સંસારની જૂદી જૂદી ભાષાના અનેક સેવકો આજે પોતાની ઉત્કર્ષશૈલી, વિચારોની નવિનતા, કલ્પનાની પ્રખરતા, અને ભાવનાની ભવ્યતા માટે લોકપ્રિય થઈ પડ્યા છે. ગુજરાતી ભાષાના સેવકોમાંથી અનેક કીર્તિવંશ સંપાદન કરેલા કવિઓ ને લેખકો મળી આવશે કે જેઓ પોતાની દિવ્યશક્તિ દાખવી શક્યા છે. વિકટર હ્યુગો કે એલેક્ઝાંડર ડૂમા, શેક્સપીઅર કે રેનોલ્ડ્ઝ, બાયરન કે શેલી, મેરી કોરેલી કે આ ઉલ્લેખિત ક્રમની લોકપ્રિયતાનું મુખ્ય કારણ જો તપાસવામાં આવે તો તે તેમની નવિનતા

× રા. સાદીક કૃત દિલ્હીના મહા કવિ ગાલિબના અપ્રગટ પુસ્તકમાંથી આ લેખ લીધો છે. મજકૂર પુસ્તક થોડા વખતમાં છપાઈ બહાર પડશે જેમને એ પુસ્તક જોઈતું હોય તેમણે મશરાફ સાહિત્ય કાર્યાલય પોસ્ટ બોક્ષ નં૦ ૫૦૨૬ (એન) મુંબઈ ૯ એ સરનામે પોતાનું નામ નોંધાવવું.

ને દિવ્યશક્તિ જણાશે. તેવી જ રીતે ઉર્દૂ ભાષાના સાહિત્યમાં દિલ્હીના મહાન કવિ ગાલિબનું નામ તેમની મનમોહક શૈલી, શબ્દ મનોરંજનતા ને માર્મિક શબ્દરચનાને લીધે અમર છે, ને અમર રહેશે.

હિંદની જૂદી જૂદી ભાષાઓને વિશેષત: સંસ્કૃત ભાષા સાથે ઓછો વધતો સંબંધ છે; ત્યારે હિંદની ઉર્દૂ ભાષાને વિદેશી અથવા અરબી ને ફારસી ભાષા સાથે ગાઢ સંબંધ છે, ફારસી ને અરબી ભાષાના બળથી આજે ઉર્દૂ ભાષા અતિ બળવાન બની ચૂકી છે, ગમે તેવા ઉંડા વિચારો ને ભાવનાઓ, પ્રેરણા ને ઉર્મીઓ સ્ફૂરે તેવાં વાક્યો ઉર્દૂ ભાષામાં અખંડ મળી આવશે. ભાષાના શબ્દોની વિશાળતા એ ભાષાની ખૂબી છે. ફારસી ને અરબી શબ્દોની મદદથી ઉર્દૂ ભાષા વિશાળ થઇ છે; અને તેથી જ એ ભાષાનું સાહિત્ય વિશેષ રસભર્યું બનતું જાય છે. મહા કવિ ગાલિબ ફારસી ભાષાના સમર્થ કવિ હતા. તેઓ હંમેશ ફારસી ભાષામાં પોતાનાં કાવ્યો લખતા સહૃદયો ને મિત્રોના આગ્રહથી કવિ ગાલિબે ઉર્દૂ કવિતાઓ લખવા માંડી હતી. ફારસી ભાષાના કવિ ગાલિબે પોતાની અમિદ્રષ્ટિ ઉર્દૂ ભાષા તરફ કરીને એ ભાષાસાહિત્ય ઉપર જે ઉપકાર કર્યો છે, તે ઉર્દૂ ભાષાના રસિક વાંચકો વિસરે તેમ નથી. હિંદમાં કવિ ગાલિબે સફળતા સાથે ફારસી કવિતાઓ લખી હતી. તેમની એ ફારસી ગઝલો વાંચી ઇરાનવાસીઓ એમ કહેતા થયા હતા :—

"ગાલિબ દર હિંદ ગાલિબસ્ત."

અર્થાત્: કવિ ગાલિબ હિંદમાં વિજયી (કવિ) છે.

### અસદ અને ગાલિબ.

મહા કવિ ગાલિબ પ્રથમ "અસદ" ઉપનામે કવિતાઓ લખતા. "અસદ" ઉપનામે એમણે લખેલી કવિતાઓ વખણાઇ હતી. પણ ઉર્દૂ ભાષાની સેવા સેવતો "અસદ" ઉપનામે એક બીજો કવિ હતો; એની કવિતાઓ અનેક પ્રકારના દોષવાળી હોવાથી મહા કવિ ગાલિબની "અસદ" ઉપનામે લખાએલી કવિતાઓ સંબંધે ભવિષ્યમાં સમજફેર કે ગુંચવાડો ઉત્પન્ન ન થાય એટલા માટે આપણા મહા કવિએ પોતાનું "અસદ"



શાહજાદા જવાંબખ્ત જેના લગ્ન પ્રસંગે દિલ્હીના મહાકવિ ગાલિબે ઝીનત મહેલની આજ્ઞાથી એક સહેરો લખ્યો હતો.

ઉપનામ ફેરવી 'ગાલિબ' ઉપનામ રાખ્યું. અને ત્યારથી તેઓ "ગાલિબ" ઉપનામે પ્રસિધ્ધ થયા. કવિ ગાલિબ જો એંટીક્ષા

કે મગરૂર હોત તો તેઓ પોતાનું "અસદ" ઉપનામ ફેરવી "ગાલિબ" રાખત નહીં, પણ તેઓ અતિ દીર્ઘદ્રષ્ટિવાળા હતા, તેથી તેમણે તરત જ નામ ફેરવ્યું. જો કવિ ગાલિબ પોતાનું "અસદ" નામ ફેરવતે નહીં તો આજની પ્રજાને ભારે ગુંચવાડામાં ગોથાં ખાવાં પડતે અને સમજફેરને લીધે તેઓ વગોવાતે. જો કે હજી યે ભય રાખવાનું કારણ છે કે કોઇ ઉતાવળીયો ને નામચીન પુસ્તક પ્રસિધ્ધ કરનાર એ બીજા અસદની કવિતાને પોતાના અલ્પજ્ઞાનને લીધે ગાલિબની કવિતા તરીકે ઠોકી બેસાડે તો ગુંચવાડો થશે. નિયમ છે કે મોટા માણસની ભૂલ બહુ જ ઓછી દેખાય છે, તેમ સુપ્રસિધ્ધ પુસ્તક પ્રસિધ્ધકર્ત્તાની ભૂલ વિશેષ ન દેખાય એ સંભવિત છે. મહા કવિ ગાલિબના શિષ્યો ને તેમના પ્રેમીઓએ એ બાબતમાં અત્યાર પહેલાં જ ભરેલાં પગલાંથી સંતોષ થાય છે કે કદાચ તેમ નહીં પણ બને.

### બહાદૂરશાહ "ઝફર" ને કવિ ગાલિબ

બહાદુરશાહ ઝફર દિલ્હીના અંતિમ મુગલ સમ્રાટ હતા. તેઓ તૈમૂર વંશના હોઇ ઉર્દૂ ભાષાના સુકવિ હતા. 'ઝફર' ઉપનામે એમણે લખેલી કવિતાઓ વખણાઇ છે. કવિ ગાલિબ એમના સમકાલિન કવિ હતા. તેમના સત્સંગ ને પરિચયનો ગાલિબને લાભ મળેલો. વધુ સારૂં તો એમ કહેવું થઇ પડશે કે કવિ ગાલિબના ઝફર સમકાલિન કવિ હતા. કવિ ગાલિબના સત્સંગ ને પરિચયનો 'ઝફર'ને લાભ મળ્યો હતો.

કવિ ગાલિબના શરીરમાં રાજવંશી રક્ત ભર્યું હતું. તેઓ બાદશાહ અફરા સિયાબના વંશધર હતા. કાળની વિચિત્ર ગતિએ એમના પૂર્વજોની ડોકમાં ભારતવર્ષની બેડીઓ પડી. કવિ ગાલિબના પૂર્વજો લડવૈયા હતા. તેઓ શાહી સૈન્યમાં ઉંચા પદ ઉપર નિયુક્ત હતા. અને એ વિષે કવિ ગાલિબને ગર્વ હતો. એક સમયની વાત છે કે દિલ્હીમાં બહાદુરશાહ ઝફરની પ્રિય પત્ની ઝીનતમહેલના ગર્ભે અવતરેલા શાહઝાદા જવાંબખ્તના વિવાહ પ્રસંગે કવિ ગાલિબે એક કાવ્ય રચ્યું હતું; એ કાવ્યની રચના કવિ ગાલિબે ઝીનતમહેલની ફર્માશથી કરી હતી. કાવ્યનું અંતિમ પદ જેને ઉર્દૂમાં 'મકતા' કહેવામાં આવે છે તેમાં લખ્યું :-

હમ સખુન ફહમ હંય
ગાલિબકે તરફદાર નહીં,
દેખેં ઇસ સહરેસે કહ દે
કોઇ બેહતર સહેરા.

અર્થાત્:—"અમો કાવ્યકલાના મર્મજ્ઞ છીએ, ગાલિબના પક્ષપાતી નહીં. જોઇએ કોણ રચી શકે છે આ કાવ્યથી ઉત્તમ કાવ્ય ?"

દિલ્હીના શહેનશાહ બહાદુરશાહ ઝફરે આ પદ સાંભળી એવી કલ્પના કરી કે એમાં મારા વિષે કટાક્ષ છે. ઉર્દૂ કાવ્ય સાહિત્યના શ્રેષ્ટ કવિ 'ઝઓક' બહાદુરશાહ ઝફરના કાવ્ય ગુરૂ હતા. તેથી એ વાત ઉત્પન્ન થઇ કે, જો બાદશાહ 'ઝફર' 'સખુન ફહમ' અર્થાત્ કાવ્ય કલા મર્મજ્ઞ હોત તો કવિ 'ઝઓક'ને પોતાનો ગુરૂ બનાવતે નહીં. કવિ ઝઓક સારા કવિ નથી અને બાદશાહ ઝફર કાવ્યકલા મર્મજ્ઞ નથી, એ કટાક્ષ ગાલિબે કાવ્યના અંતિમ પદમાં કર્યો માની બાદશાહે તરત જ ઉસ્તાદ ઝઓકને તેડી ગાલિબે કરેલા કટાક્ષની વાત કરતાં ફર્માવ્યું, "તમે પણ ગાલિબના એ કટાક્ષના ઉત્તરમાં એક કાવ્ય લખો." કવિ ઝઓકે બાદશાહના ફર્માન અનુસાર એ કવિતા લખી જેનું અંતિમ પદ અત્રે રજુ કરૂં છું :

"જીસકો દા'વા હય સખુનકા
યેહ સુનાદો ઉસકો:
દેખ, ઇસ તર્હસે કહતે હંય
સખુન પર સહેરા."

અર્થાત્:—"જેને પોતાની કાવ્ય કલા માટે ગર્વ છે, તેને સંભળાવી દ્યો કે, આવી રીતે કવિઓ કાવ્ય રચે છે."

ગાલિબને આ ઉત્પાતની જ્યારે જાણ થઇ, ત્યારે તેમણે ક્ષમાપ્રાર્થના નિમિત્તે બાદશાહ ઝફર ઉપર એક કાવ્ય લખી મોકલ્યું. એ કાવ્યમાં શબ્દની મનોરંજનતા ને વાક્યની સરળતા આપણું ધ્યાન ખેંચે તેમ છે. કવિતાઓ ઘણી યે લખાઇ ને વંચાઇ છે, પણ આ કાવ્યના દરેક શબ્દે સ્વાભાવિકતા દષ્ટિએ પડે છે :-

મંઝુર હય ગુઝારિશે
　　　　અહવાલ વાકઇ,
અપના બયાન હુસ્ને
　　　　તબીઅત નહીં મુઝે.
સો પુસ્તસે હય પેશયે
　　　　આબા સિપહગરી,
કુચ્છ શાએરી ઝરીયએ
　　　　ઇઝઝત નહીં મુઝે.
આઝા દરવ હું
　　અઓર મેરા મસલક હય સુલહકુન,
હર્ગિઝ કભી કિસીસે
　　　　અદાવત નહીં મુઝે.
કયા કમ યેહ
　　　શરફ કે 'ઝફર'કા ગુલામ હું,
માના કે જાહો મનસઓ
　　　　સરવત નહીં મુઝે.
ઉસ્તાદ શાહએ હો મુઝે
　　　　પરખાશકા ખીયાલ
યેહ બાત યેહ મજાલ
　　　　યેહ તાકત, નહીં મુઝે.
જામે જહાંનૂમા હય
　　　　શહંશાહકા ઝમીર,
સૌગન્દ અઓર ગવાહકી
　　　　હાજત નહીં મુઝે.
સેહરા લિખા ગયા ઝિર્હે
　　　　ઈમતે સાલે અચ,
દેખાકે આરઝ ગયર
　　　　ઈતાઅત નહીં મુઝે.
મકતેમે આ પડી હય
　　　સખુન ગુસતઆના બાત,
મકસૂદ ઇસસે કતસ
　　　　મુહબ્બત નહીં મુઝે.
રૂએ સખુન
　　કિસીકી તરફ હો તો રૂસીયાહ,
સૌદા નહીં, જુનું નહીં
　　　　વહશત નહીં મુઝે,
કિસ્મત બૂરી સહી
　　　　પર તબીઅત બૂરી નહીં,
હય શુકકી જગહ
　　　　કે શિકાયત નહીં મુઝે.
સાદીક હું અપને કઓલકા
　　　　'ગાલિબ' ખૂદા ગવાહ
કહતા હુ સચ
　　　કે જુઠકી આદત નહીં મુઝે.

ભાવાર્થ.-મારું વર્ણન કલ્પનાશક્તિનું પ્રદર્શન કરાવવા માટે નથી કરતો, પણ હું સત્ય બીના કહેવાની ઇચ્છા રાખું છુ.

સેંકડો વંશથી મારા પૂર્વજો સિપાહીનો ધંધો કરે છે, (સિપાહગીરીમાં હું માન સમજું છું) કાવ્ય રચવાં એ કે મારે માટે માનનું સાધન તો નથી જ.

હું સત્ય માર્ગે વિચરનારો છું, સૌ સાથે સુલેહશાંતિભર્યું વર્તન રાખવું એ તો મારો ઉદ્દેશ છે. કદી પણ કોઇની સાથે હું શત્રુતા ધરાવતો નથી.

મને એ વાત માન્ય છે કે, મારી પાસે મહત્વ, અધિકાર અને દ્રવ્ય નથી. પરંતુ મારે માટે શું એ ઓછા માનની વાત ગણાય કે હું બાદશાહ ઝફરનો દાસ છું?

બાદશાહના કાવ્યગુરૂ સાથે હું શત્રુતા કલ્પી યે કેમ શકું? રે! એટલી મારામાં શક્તિ કયાં? એટલી નિડરતા કયાં? એટલું બળ કયાં છે?

બાદશાહનું હૃદય જગતદર્શક જમશેદના પ્યાલા સમાન છે, તો પછી મારે સોગન ખાવાની કે સાક્ષી યે રજૂ કરવાની જરૂર જ શી છે?

મેં જોયું કે તાબેદારી કર્યા વિના છુટકો જ નથી, તેથી મેં હુકમ અનુસાર સહેરો લખ્યો.*

કાવ્યના છેલ્લા પદમાં કાવ્યકલાની મર્મજ્ઞતાની વાત લખાઇ છે, પણ તેથી મારે પ્રેમસંબંધ તોડવો તો નથી જ.

મારું મોઢું કાળું થજો જો મેં કટાક્ષ કરવાના ઉદ્દેશથી કાવ્ય લખ્યું હોય તો. મને ગાંડપણ, ઘેલછા કે ઉન્માદ લાગુ પડ્યાં નથી.

ભલે હું દુર્ભાગી હોઉં? પણ મારી નિષ્ઠા બુરી નથી. હું ઇશ્વરનો આભાર માનું છે કે કોઇની માટે મારે કશી ફરીયાદ કરવ.ની નથી

હું મારા વચનનો સાચો છું, અને એનો ઇશ્વર સાક્ષી છે. સાચું કહું છું કે ખોટું કહેવાની મને ટેવ નથી.



ઝીનત મહેલ
બહાદુરશાહ ઝફરની ધર્મપત્નિ શાહઝાદા જવાનબખ્તના લગ્ન પ્રસંગે મહાકવિ ગાલિબને સહેરો લખવાની આજ્ઞા કરનાર

ગાલિબનું એ કાવ્ય અતિ લોકપસંદગી પામી ચુક્યું છે; તેનું કારણ વિશેષતઃ એ છે કે તેની રચના ઘરગથ્થુ બોલચાલ જેવી, સીધી ને સાદી, શબ્દજાળ વિનાની સરળ છે; એટલું જ નહીં પણ એમા રહેલી સ્વાભાવિકતા ને સ્પષ્ટવકતૃત્વ હૃદયને શાંતિ આપે છે. એ કાવ્યના બીજા પદમાં કવિ ગાલિબે પોતાના પૂર્વજોની સિપાહગીરી માટે ગર્વ પ્રગટ કર્યો છે. કવિતા કરવામાં તેઓ માન નહોતા સમજતા, પણ પોતાના પૂર્વજોના સૈનિકના ધંધામાં ગર્વ માનતા હતા. કવિ ગાલિબે પોતાના પૂર્વજોની કીર્તિને ઝાંખ લાગે એવું કશું યે કર્યું નથી. કોઇએ કરેલુ અપમાન સહન કરી જવું એ કવિના મને ગેરવ્યાજબી હતું. સ્વમાન અને પ્રતિષ્ઠાની અવગણના કરનારા કવિઓ માટે કવિ ગાલિબ ધડો લેવા જોગ છે.

આજકાલના કવિઓ બહુધા સારા સંસ્કારની વાતો કરે છે, અને પોતે અસંસ્કારી જડ તરીકે પરિચયમાં આવે છે. તેઓ ગામને ઉપદેશ દે અને પોતે અધમ અવસ્થા લઇ ચલાવે, સત્તા અને સાધનનો સદ્ઉપયોગ કરવાનું જણાવી સ્વયં તેનો દુરુપયોગ કરે. અજ્ઞાતને જ્ઞાન આપી ઉત્તેજવાને બદલે અજ્ઞાનોના સરદાર થઇ તેમને પોતાના હથિયાર બનાવી ફાવે તેમ કરે. આજના કવિઓ વાડાબંધી કરવાનો ખાસ ગુણ પણ ધરાવતા જણાય છે. ત્યારે કવિ ગાલિબ

*બહાદુરશાહ ઝફરની બેગમ ઝીનત મહેલે મહાકવિ ગાલિબને શાહજાદા જવાંબખ્તના સન્નમસંગ માટે સહેરો લખવાની આજ્ઞા કરી હતી.



દિલ્હીના મહા કવિ ગાલિબના સમકાલિન બાદશાહ બહાદુરશાહ ઝફર. ગાલિબે લખેલા શાહગ્રાના સબંધના સહેરાથી નારાજ થઇ કવિ ઝઓકને તેનો ઉત્તર આપવા આજ્ઞા કરનાર દિલ્હીના છેલ્લા તૈમૂર વંશના મોગલ શહેનશાહ.

તેઓ માટે એક આદર્શ પોતાના જીવન વર્તનથી રજૂ કરે છે.

મહાકવિ ગાલિબે પોતાના સ્વમાન માટે જે ભોગો આપ્યા છે, તે ચીરસ્મરણીય રહેવાના જ. માત્ર એક ઉદાહરણ અત્રે બસ થશે.

એક દિવસે કોઇ એક શાળામાં ફારસી ભાષાના શિક્ષકની જરૂર જણાઇ, તેથી તે શાળાના એક અંગ્રેજ અધિકારીએ તપાસ કરીને કવિ ગાલિબને એ શિક્ષકની જગ્યા આપવા માટે આમંત્રણ કર્યું. કવિ ગાલિબ એક પાલખીમાં બેસી મજકુર સાહેબને ત્યાં ગયા. ગાલિબના આગમનની ખબર દરવાને સાહેબને કરી, ત્યારે સાહેબે ગાલિબને અંદર લઇ આવવાની આજ્ઞા કરી. દરવાન ગાલિબ પાસે ગયો અને સાહેબ આપને અંદર બોલાવે છે એવી ખબર આપી. પણ કવિ ગાલિબ પાલખીમાંથી ઉતર્યો નહીં, અને દરવાનને કહ્યું કે "તારા સાહેબને જઇ કહે કે હું તમારે ત્યાં આવ્યો છું, માટે શિષ્ટાચારના નિયમે પ્રથમ તમારે મને નીચે લેવા આવવું." દરવાને ગાલિબે કહેલી વાત સાહેબને જઇ કહી, ત્યારે સાહેબ નીચે ઉતરી આવ્યા, અને કવિ પ્રત્યે બોલ્યા,—"તમે કંઇ શાહી દરબારમાં આવ્યા નથી, કે તમને માન સહ લેવા મારે આવવું પડે! જ્યારે તમે દરબારમા જશો, ત્યારે તમને તેવું માન મળી શકશે, પણ આજે તમે નોકરીના ઉમેદવાર તરીકે અત્રે આવ્યા છો, તેથી તેવા માનના તમે અધિકારી નથી" કવિ ગાલિબે સાહેબને કહ્યું,—" સાહેબ માફ કરશો હું સમજતો હતો કે તમારી નોકરીમા માન ને પ્રતિષ્ઠા છે, પણ આપના વર્તનથી હવે મને એમ લાગે કે એ નોકરી કરવાથી પૂર્વજોની પ્રતિષ્ઠાને પણ ખોવી પડશે." એટલું કહી કવિ ગાલિબ વળ્યા. સ્વમાન અને પ્રતિષ્ઠા સંબંધે કવિને કેટલી તીવ્ર કાળજી હતી તે આ ઉદાહરણથી સ્પષ્ટ થાય છે.

### કવિ ગાલિબ અને તેમનું ઉર્દૂ ગદ્ય.

કવિ ગાલિબના પિતામહ પહેલવહેલા દિલ્હીમાં આવ્યા તે સમયે દિલ્હીમાં શાહ આલમનું રાજ્ય હતું. શાહી દરબારમાં તેમને સારૂં પદ પ્રાપ્ત થયું. થોડા સમય પછી રાજ્યમાં વિદ્રોહ વધી જવાથી તેઓ એ પદ ઉપર વધુ સમય સુધી ટકી શકયા નહીં. ગાલિબના પિતાનું નામ અબદુલ બેગખાં હતું. એમણે પ્રથમ લખનઉ અને તે પછી હૈદ્રાબાદમાં લશ્કરી નોકરી બજાવી હતી. તેઓ પોતાના અંતિમ દિવસોમાં અલવાર ખાતે બખ્તાવરસિંહને ત્યાં કામ

**ન સતાયશકી તમન્ના**
**ન સિલેકી પર્વા**
**ન સહી ગર મેરે અશઆરમેં**
**મા'ને ન સહી**

અર્થાત્:—મને બદલાની ઇચ્છા નથી, નામ મેળવવાની મહત્વાકાંક્ષા નથી, ત્યારે જો મારા કાવ્યમાં અર્થ ન હોય તો ભલે ન હોય

એક સમયે કવિ ગાલિબ કવિઓની બેઠકમાં ગયા હતા. ત્યાં હકીમ આગાજાન સાહેબ પણ હાજર હતા. કવિ ગાલિબ પેઠે હકીમ સાહેબ પણ વિનોદી સ્વભાવના હતા. ગાલિબની સુક્ષ્મ અર્થ ગૌરવવાળી કવિતાઓથી હકીમ સાહેબ ખુબ કંટાળી ગયા હતા, તેથી તેમણે ભરબેઠકમા કવિ ગાલિબ પ્રત્યે આક્ષેપ કર્યો ·

**અગર અપના કહા**
**તુમ આપહી સમજે તો ક્યા સમજે ?**
**મઝા કહનેકા જબ હય**
**એક કહે ઔર દૂસરા સમજે.**
**કલામે મિર સમજે**
**ઔર ઝબાને મિર્ઝા સમજે;**
**મગર ઇન્કા કહા**
**યેહ આપ સમજે યા ખુદા સમજે**

અર્થાત્ :—તમારી કવિતાઓના અર્થ તમે જ સમજો તો શું સમજ્યા ? કહેવાની મજાહ ત્યારે આવે જ્યારે એક કહે અને બીજો સમજે. મિરનાં કાવ્યો ને મિર્ઝાની ભાષા સમજ્યા, પણ એમનું ( ગાલિબનું ) કહ્યું એ પોતે જ સમજે, કાં તો ખુદા સમજે.

ઉર્દૂ ભાષાના પંડિત ગણાતા કવિઓ જ્યારે કવિ ગાલિબની કવિતાઓ સમજવામાં નિષ્ફળ નિવડયા, અથવા તેઓ કવિ ગાલિબની કવિતાઓ સમજવાને અશક્ત દેખાયા ત્યારે ગાલિબે પોતાની કવિતાઓ સાદી અને સરળ ભાષામાં રચવા માંડી. તો યે કવિ ગાલિબ સાદા અને સરળ શબ્દોમાં પણ એવા ગુણ પૂરતા કે વાંચનારને બે ઘડી વિચારમાં નાખી દેતા.'

( આ લેખનો બાકીનો ભાગ ગાલિબના ત્રિરંગી ચિત્ર ને હસ્તાક્ષર સાથે આવતા અંકમાં પૂરો થશે, આવતા અંકમાં કવિ ગાલિબની કવિતાઓ તેના અનુવાદ સાથે રજૂ થશે. )



* આ લેખમાંના ત્રણ શ્લોકો શ્રી ભાઇ સાનીના બંધુત્વથી મળ્યા છે તે માટે તેમના આભારી છીએ.

# બેગમ સાહેબા હસરત મોહાની.

લેખક:—મી. ઉસ્માન ગની "શબનમ"

આજ ફિર મકતલમેં કાતિલ કહ રહા હય બારબાર
ક્યા તમન્નાએ શહાદત ભી કિસી કે દિલમેં હય?

*　　*　　*　　*

અબ ન પહલે સે વલવલે હય અબર ન અરમાનોંકી ભીડ
સિર્ફ મર મિટનેકી એક હસરત દિલે બિસ્મીલમેં હય!

[ મવલાના હસરત મોહાનીના નામથી હિન્દુસ્તાનમા આજે કોણ અજાણ છે? ઉર્દૂ–ફારસીના એક સુનંદા કવિ; 'સ્વદેશી'નો પ્રથમ મુસલમાન તરીકે પ્રચાર કરનાર, હિન્દુ–મુસ્લીમ ઐક્યની સખત હિમાયત કરનાર, મુસ્લીમ રાજદ્વારી જીવનમા નવજીવન પ્રગટાવનાર, 'નોકરશાહી સરકાર'ના હુકમોનો 'સવિનય અનાદર' કરી ચાર–ચાર પાંચ–પાંચ વાર જેલમા જઇ સખત મજુરી વેઠનાર, અને જે દિવસે જેલમાંથી છુટા થાય, તે જ દિવસથી પોતાનુ તે જ કામ ફરી ચાલુ કરનાર, મુસલમાનોના અરવિંદ ઘોશ અને તિલક, અમદાવાદ કૉન્ગ્રેસ અને મુસ્લીમ લીગમા સંપૂર્ણ સ્વતંત્રતાની ઘોષણા કરનાર આ મહાન ઇસ્લામી આગેવાન પ્રતિ આખો દેશ જે માનની દ્રષ્ટિ ધરાવે છે, તે અવર્ણનીય છે. તેમના બેગમ સાહેબા 'નિશાત બેગમનું' જીવન પર પ્રકાશ નાખતો આ લેખ ઉર્દૂના ઝબરદસ્ત કલમકશ અને મશહૂર નવલકથાકાર અલ્લામા રાશીદ–અલ–ખયરીના એક સુંદર લેખનું ભાષાંતર છે આ લેખ તેમણે ઇ સ ૧૯૨૮માં લખેલ હતો.—"શબનમ." ]

ખાસ કરીને કંઇ પુરૂષ અને સ્રી જ નહિ, પરંતુ મુસલમાન જે સમયે 'મુસલમાન' હતા અને ખુદાના ઇશ્કમાં રંગાયલા, ત્યારે માત્ર વાચા અને કર્મણા તો શું, પરંતુ દરેક કદમ જે પડતો, અને આગળ વધતો હતો; અને દરેક શ્વાસ જે આવતો હતો, તે ઈસ્લામના વર્તુલમાં અને 'મહાન પયગમ્બર'ના અનુકરણમાં જ હતો આ સમય એ સમય હતો કે જ્યારે વૃધ્ધોની વૃધ્ધાવસ્થા, યુવાનોની યુવાની અને બાળકોનુ બાળપણ,—એ સ્વયં ઇસ્લામનો એક સવિસ્તારી પાઠ હતો અમારો શરૂઆતનો સમય જગત જોઇ ચુક્યું. એ સો વર્ષના એક વૃધ્ધની ઘેલી અને પાંચ વર્ષના બાળકની તોતડી બોલી, કોઇ પણ રંગમાં અને ઢંગમાં, કોઇ પણ સ્થિતિમા અને હાલતમા, ઇસ્લામના સિધ્ધાંતથી અલગ ન થઇ શકી. કાળની ગતિ કટલી યે પ્રગતિ કરે, અને સમય ક્યાથી ક્યાં પ્હોંચી જાય, પરંતુ આ સંસારરૂપી નાટયભૂમિ પર જે દ્રશ્ય અમોએ બતાવ્યા છે તે દુનિયા ભૂલી શકતી નથી. કોઇને યાદ ન હોય, તે ન સાંભળે, પરંતુ આ વાતાવરણમા તે સ્વપ્નાના શબ્દો હજી ગુંજી રહ્યા છે, જેની આંખો પ્રયહાને જગમાં પોતાના કલેજાના ટુકડાને કબર અને કફન વિના મરણ પામેલો, પોતાના શિરના મુકુટને ગતિહીન,

શિથિલ અને મરણની અણીએ પડેલો; અને માજણ્યા ભાઇને નિરાધાર, શહીદ થયેલી સ્થિતિમાં જોય છે. હૃદય કંપી ઉઠે છે, દિલ ટુકડે-ટુકડા થાય છે, શિર ચકરાઇ જાય છે, પરંતુ ઝબાન એક શબ્દ ઇસલામના સિધ્ધાંત વિરૂધ્ધ ઉચ્ચારી શકતી નથી, અને મમતાને દબાવી દઈ, પ્રેમ અને સ્નેહને ભૂલી જઇ, હૃદય તે અસ્તિત્વને શોધે છે, અને આંખો તે મુખને ખોળે છે, જેનો 'કલમો' આ ઝબાન પઢે છે. ચારે તરફ શોધતી, ખોળતી, અને તપાસ કરતી જ્યારે એમ સાંભળે છે કે:-"મહાન પયગમ્બર" જીવિત છે, તો આકાશ ભણી જોઇ કહે છે:—

"જો આ ખરૂં છે, તો પુત્ર, પતિ અને ભાઇ,—એ ત્રણે યે મારા "આકાયે નામદાર" પર કુરબાન છે!"

‡ ‡ ‡ ‡ ‡

જ્યારે કાળ અમારો નાશ કરવા તત્પર થયો, ત્યારે પ્રથમ આવશ્યક્તા અમારા શૌર્યને ચુસી લેવાની હતી. અમારી ભલાઇયોનું બુરાઇમાં; અમારા પુણ્યનુ પાપમાં; અમારી પ્રમાણિકતાનું દંભમાં અને અમારા પ્રકાશનું અંધકારમાં પરિવર્તન થઈ ગયું. પરંતુ અમારી ભલાઇઓ દીર્ઘ; અમારાં પુણ્ય ટકાઉ, અમારી પ્રમાણિકતા વજનદાર અને પ્રકાશ એટલાં બધાં ઝગમગતાં હતાં કે હજી સુધી તેની અસર અને શક્તિ ટકી રહેલાં છે, અને ક્યાંને ક્યાં પોતાનો રંગ બતાવી આપે છે!

અમારી બ્હેન, બેગમ સાહબા હસરત મોહાનીની જીવનિએ પોતાની હિંમત તેમજ શૌર્યથી, પોતાની મક્કમતા અને સત્યતાથી હિન્દુસ્તાનની સરઝમીનને બતાવી આપ્યું છે કે:—મુસલમાનોની જાહોજલાલીના કાળમાં કેવાં કેવાં સુંદર અને અને સુવાસિત પુષ્પોએ સીજાતિના અસ્તિત્વમાં જાહેર થઇ આખી દુનિયાને તે ખુશ્બોથી મ્હેકાવી દીધી હશે! આપણા મહાન નેતા મદલાના હસરત મોહાનીએ પોતાનાં સંકટોના સમયમાં જે હિમ્મત અને મક્કમતા દેખાડી દુનિયાને દંગ કરી દીધી છે, તેનો મુકુટ બેગમ હસરતના શિર પર જ છે, અને ગૌરવ અને અભિમાન તેમના જ ભાગમાં છે, કે સખતથી સખત પ્રસંગમાં, અને બારીક સમયમાં આ બહાદુર ખાતુને પોતાના પતિનો પગ જરા પણ ડગમગવા દીધો નહિ, તે નહિ જ!

પરિક્ષક-મિત્રો ન્યાયની દૃષ્ટિથી જુએ અને વિચારે કે બેગમ હસરતની હસ્તી મુસલમાનોના ઉજ્જ્વલ જીવનમાં કેવું ઉચ્ચ સ્થાન ધરાવે છે.

કાળ પોકાર કરી કરીને માંગણી કરે છે કે:—"હસરત પોતાના સાત કરોડ ભાઇઓ સાથે 'નોકરશાહી સરકાર', આગળ પોતાનુ શિર ઝુકાવી દે!" હસરતનું ઇમાન ગર્જનાપૂર્વક જવાબ આપે છે કે:—

"નોકરશાહી સરકારની શક્તિ ભલે અખુટ હોય, પરંતુ માતૃભૂમિની સેવા તો કોઇ કાળે પણ ભૂલી શકાય જ નહિ!" દોસ્ત-બિરાદરો સલાહ આપે છે; સ્નેહી-સંબંધીઓ દબાણ કરે છે; પોતાની કોમ સમજાવે છે; દેશ કહે છે કે:—"એકલો ચણો ભઠ્ઠી ફોડી શકતો નથી; કીડીનો મુકાબલો હાથીથી, રજકણનો પર્વતથી, મચ્છરનો સિંહથી કરવો એ ચોકખી નાદાની અને મોટી મૂર્ખતા છે!" પરંતુ હસરતનું ઇમાન જવાબ આપે છે: "સત્ય વાટમાંનાં સંકટો એ મારે મન આરામ સમાન છે, અને દેશસેવામાં દુઃખ એ મારે માટે સુખ છે!" હસરતની ફના થનાર હસ્તી જેલખાનામાં પ્હોંચે છે, અને માટી થનાર શરીર બેડીઓમાં જકડાયેલું છે. ટાટના કપડાં અને ખાદીની કાનટોપી પહેરેલી છે. સ્નેહી સંબંધીઓ ભલે તેનાથી દૂર નાસે; દેશદ્રોહી ભલે તેનાથી ધૃણા કરે, પરંતુ આવી સ્થિતિમાં હસરતની દુલ્હન જેલખાને જાય છે, અને આ દ્રશ્ય જોઇ સ્વામિને કહે છે:—

"હસરત ફૂલોના સેહરા અને રેશમી પોશાકોમાં માત્ર મારો જ દુલ્હો હતો, અને આજે તે દેશનો દુલ્હો છે. જુવારના સુક્કા ટુકડાને મેવા-મિઠાઇઓથી વિશેષ, અને જેલખાનાની નિર્જન કોટડીને આલીશાન મહેલોથી વધુ સમજીશ, અને આ કેદ પર ગૌરવ અને અભિમાન લઇશ!"

. જેલખાનાએ હસરતને ઇજા પ્હોંચાડવામાં અને હેરાન કરવામાં કોઇ પ્રકારની કચાશ રાખી નથી અને બેગમ હસરત પોતાની જુસ્સાદાર ઝબાન અને કલમથી પોતાના સ્વામિનું હૃદય મજબુત બનાવે છે; 'સ્વદેશી સ્ટોર્સ' ની વ્યવસ્થા પોતાના હાથમાં લઈ હસરતનો સ્વદેશ-પ્રેમ ઉત્તેજીત કરે છે, અને પોતાના 'સ્ટોર્સ' ની આવકથી પોતાનું ગુજરાન ચલાવે છે. નિર્ધનતા રૂપી શયતાન ચારે તરફથી પોતાની ભયંકર મૂર્તિનો દેખાવ દે છે, પરંતુ વિચારોમાં મક્કમ અને ઈરાદામાં અડગ આ બહાદૂર ખાતુન હિમ્મતને હાથથી જવા દેતી નથી. પોતાના હાથથી કપડાં ધોય છે, પોતાના હાથથી રાંધે છે, અને મક્કમતા અને અડગતાનો એવો દાખલો બેસાડે છે કે જગત આશ્ચર્યચકિત રહી જાય !

શૂરવીર પિતા-હસરત-જેલમાં જતી વખતે પોતાની સાત વર્ષની માસુમ બાળકીને તેની માતા પાસે મૂકી જાય છે. સુશિક્ષિત માતા-જે ઉતમ પ્રકારનું ગદ્ય અને પદ્ય લખનાર તરીકે ઉર્દૂ ફારસી આલમમાં પ્રસિધ્ધ છે, તે પોતે જ શિક્ષક બની અહીં આ બાળકીને જે ઉત્તમ પંકિત અને યોગ્યતાએ પ્હોંચાડી દે છે એ જોતાં એમ કહેવું ઉચિત થઈ પડશે કે: 'ભાગ્યશાળી હશે તે ગૃહ, જેની સ્વામિની હસરતની આ બાળકી થશે !'

કહેવાય છે કે કે ભારતવર્ષની ભૂમિના પ્રત્યેક રજકણે સતીત્વને સંપૂર્ણ રીતે સિધ્ધ કરનારા પુરાવાઓ આપ્યા છે. એનો અમે સ્વીકાર કરીયે છીયે, પરંતુ એ વાત કોઇ ખાસ કોમ અને જાતિથી જોડી દેતાં એ વાદવિવાદ માંડી લે છે. મુસલમાનો માને છે કે એક વખતના મોત કરતાં મરણ-આશીની પ્રત્યેક ઘડી અધિક કઠીન છે, છતાં તેને હસને મુખે ભેટવું જોઇએ; અને બેગમ હસરે તેનો આનંદ અને ઉત્સાહ પૂર્વક સત્કાર કર્યો છે. ઇસલામ એક પ્રકૃતિ અનુસાર ધર્મ છે, તેણે સ્ત્રી જાતિને સ્વામિભક્તિ સાથે હિંમત, અડગતા, મક્કમતા, અને સ્વતંત્રતાનો જે અમૂલ્ય પાઠ ભણાવ્યો છે, તેનો પુરાવો બેગમ હસરતની જીવનિમાં જીવતો જાગતો આદર્શ છે !

એક-બે નહિ, પણ અસંખ્ય હાથોએ ઇચ્છા બતાવી કે દ્રવ્યના વરસાદથી હસરતના સંકટોને દૂર કરવામાં આવે. પરંતુ સઇયદની સુપુત્રીએ—જેના નાનાએ પેટ પર પત્થર બાંધીને શાહી તખ્તને પણ ધિક્કારથી ઠોકર મારી દીધી હતી,—કંઇ પણ લક્ષ આપ્યું નહિ ! અને પ્રત્યેક સહાયતાને આભાર સાથે પાછી મોકલી દીધી ! પૈસાના પુજારીઓ અને ઇમાનના આંધળાઓ જો "નિર્ધનતાને પોતાના વૈભવ અને દમામમાં ખામી તરીકે સમજતા હોય તો એમ કહેવું ખોટું નહિ ગણાય કે ભુખમરો વેઠી, સંકટો સહન કરી, મુસીબતો ઉઠાવી પોતાની ઇજ્જત, આબરૂ અને સ્વતંત્રતાને જતી ન કરવી, એ કોઇનું નહિ, માત્ર આ સૈયદ-પુત્રીનું જ કામ હતું !

જે હિંમત અને પ્રમાણિકતાથી બેગમ સાહબાએ હિંદી વઝીર મી. મોન્ટેગ્યુ સમક્ષ વાતચીત કરેલ, તેની પ્રશંસા શબ્દોમાં થઇ શકે એમ નથી. માન-ચાંદ પર અભિમાન કરનારા, અને આવી મુલાકાતો પર ગૌરવ અને અભિમાન કરનારા જીહજુરીઆઓ સમજવે છે કે આપણી માંગણીઓ નરમ અને મધ્યમ ભાષામાં રજુ કરવી જોઇએ. પરંતુ વઝીરના જતાંની સાથે જ સૈયદપુત્રીમાં એક સિંહણનો જુસ્સો દભરાઈ આવે છે, અને પ્રથમ કરતાં પણ બેવડો થઇ જાય છે. સાથીઓ રોકે છે, ઇશારો કરે છે, નરમ સૂચના કરે છે, પરંતુ સત્યતાની સાક્ષાત મૂર્તિ તે નહિ ગણકારતાં જે કહેવાનું હોય છે, તે બધું હિંમતપૂર્વક કહી દે છે જેનો સારાંશ આ એક જ ગર્જનામાં સમાઇ જઇ ગુંજી રહે છે :—

"હિંદુ રાજદ્રારી અને મુસલમાન નજરબંદ કેદીઓને આયર્લાંડના "સિન-ફિનરો" સમાન તુરત છોડી મૂકો !"

મુબારિક છે તે પતિ જેની પત્નિ; ભાગ્યશાળી છે તે બાળકી જેની માતા; અને અભિમાન લેવા યોગ્ય છે તે સ્ત્રી જેનું મસ્તક હિંદી વઝીર સમક્ષ આટલી સચ્ચાઇ અને હિંમતથી ઉન્નત અને ઉંચું રહી પોતાનો ભાવાર્થ વ્યક્ત કરી ગયું ! ધન્ય જીવો અ. સૌ. બેગમ સાહબા હસરત મોહાની!

# જોન રસ્કીન

લેખક :—રા. રા. 'જયન્ત'



જોન રસ્કીન

જે વિદ્વદરત્ને પોતાની લેખન કૌશલ્યતાથી ઓગણીસમી સદીના સાહિત્યક્ષેત્રમાં અગ્રસ્થાન પ્રાપ્ત કર્યું છે, જેણે પોતાના વિદ્વતા પૂર્ણ લેખથી અને ઉત્સાહજનક વ્યાખ્યાનોના પ્રભાવથી આંગ્લજનતાને ઉદ્યોગપ્રિય કરી તેને અખિલ માનવજાતિ માટે બંધુભાવ ધારણ કરવા પ્રવૃત્ત કરેલ છે, જેણે હાલના અર્થ-શાસ્ત્રના ભૂલભરેલા તત્વથી રાષ્ટ્ર પર કેવો અનર્થ થાય છે તથા રંક માનવોની સ્થિતિ કેટલી શોચનીય બને છે તેનું ચિત્ર તાદૃશ કરી આપ્યું છે, જેણે સતત પચાસ વર્ષ સુધી અર્થશાસ્ત્ર, સાહિત્ય, શિલ્પ, ચિત્ર, ગાયન વિગેરે વિવિધ વિષયો પર અનેક ગ્રંથ લખી અંગ્રેજી સાહિત્યમાં ઉત્તમ યોગ્ય ગ્રંથોનો વધારો કર્યો છે અને જે મહાન સાહિત્યના પંડિતને, ઉત્સાહજનક અને વિચાર પરિપ્લુત વ્યાખ્યાનકારને ગૌરવપૂર્વક 'ગદ્યકવિ' તરીકે ઓળખવામાં આવે છે તે પ્રતિભાવાન મહાત્માના જોન રસ્કીનના-જીવનવૃત્તનો આજે ગુર્જર વાંચકોને અલ્પ પરિચય કરાવવો ઉચિત ધાર્યો છે.

જોન રસ્કીનનો જન્મ ઇ. સ. ૧૮૧૯ના ફેબ્રુઆરી માસની ૮ મી તારીખે લંડન શહેરમાં થયો હતો. તેમના પિતા જેમ્સ રસ્કીન મૂળ સ્કોટલેંડના વતની હોઇ એક વિદ્યા વ્યાસંગી ગૃહસ્થ હતા. જેમ્સની પત્ની માર્ગરેટ જેમ્સ કરતાં ચાર વર્ષે મોટી હતી માર્ગરેટને ગ્રંથવાંચન અને ગ્રંથવર્ણન અતિ પ્રિય હતાં. બાઇબલ પર એ દંપતિની શ્રધ્ધા અજબ હતી. જોનની ઉમર ચાર વર્ષની હતી તે સમયે આ કુટુંબે લંડન શહેર છોડી હર્નીહિલ ગામમા નિવાસ કર્યો હતો.

હર્નીહિલમાં નિવાસસ્થાન હતું તે સમયે બાળક જોન સૂર્યના કોમળ કીરણ તરફ જોઇ તેનું વર્ણન લખતો, અને લખેલા કાગળ માતાપિતાને વાંચી સંભળાવતો. તેઓ પણ આનંદપૂર્વક પોતાના બાળક જોને લખેલું વર્ણન સાંભળતાં હતાં. આ રીતે જોનનો લેખન પ્રયત્ન બાલ્યાવસ્થાથી જ શરૂ થયો હતો એમ કહીએ તો અયોગ્ય નથી. માર્ગરેટ પોતાના બાળકનું ચિત્ત લેખનકલા તરફ સ્થિત થયેલું જોઇ તેને ઉત્તેજન આપતી. તે સ્વાભાવે અતિ પ્રેમાળ હતી, પણ બાળકને સોંપેલું કાર્ય પૂર્ણ કરાવવામાં વિશેષ દક્ષ હતી. જોનને દરરોજ સવારે ગણિત શીખવું પડતું અને

બાઇબલના ભાગનો પાઠ કરવો પડતો. તેનો આ હમ્મેશનો અભ્યાસ થયા પછી તેને રમવાની છુટ મળતી. જ્યારે જોન એકલો પડતો ત્યારે બંગલાની ચો તરફના બાગમાં જઇ ત્યાં પુષ્પ વૃક્ષ ઇત્યાદિ સાથે કલાકના કલાક સુધી રમ્યા કરતો.

આ પ્રમાણે સવારનો કાર્યક્રમ પૂર્ણ થયા પછી બપોરે જેમ્સ સાહેબ પોતાના કામ પરથી પાછા આવતા ત્યાર પછી બપોરનું ખાણું લઇ સર્વ મંડળ દિવાનખાનામાં એકત્ર થતું હતું. આ સ્થળે જેમ્સ પોતાની પત્નીને પ્રિય પુસ્તકના કેટલાક ભાગ વાંચી સંભાળતા હતા. તે વખતે બાળક જોન ખુણામાં પડેલી ખુરશી પર બેસી પિતા જે પુસ્તક વાચતા તે લક્ષપૂર્વક સાંભળ્યા કરતો હતો. આ રીતે બાલ્યાવસ્થામાં જ સ્કોટ, શેકસપિયર, હોમર, પોપ વગેરે વિખ્યાત ગ્રંથકારોના ગ્રંથો સાંભળવાની ઉત્તમ તક જોનને મળી હતી. દર રવીવારે 'રોબિન્સન ક્રુઝો' અને 'પીલગ્રીમ્સ પ્રોગ્રેસ' એ પુસ્તકો વાંચવાનો આ કુટુંબમાં નિયમ હોવાથી જોનને અનાયાસે તે પુસ્તકોનું શ્રવણ પણ પ્રાપ્ત થયું. જોનને લઘુ વયમાં જ સ્કોટની વીરરસ પરિપ્લુત નવલકથાઓ અને કાવ્યોના શ્રવણનો લાભ મળ્યો હતો, તેથી કલ્પનાશક્તિ વિકાસ પામવા ઉપરાંત બાઇબલના અધ્યયનથી બરોબર વિચાર કરવાની ટેવ પ્રાપ્ત થઇ અને શેકસપિયર, હોમર, મિલ્ટન વગેરે ગ્રંથકારોના ઉત્તમોઉત્તમ ગ્રંથ સાથે આરંભમાં જ પરિચય થવાથી તેની સાહિત્યપ્રિયતા ઉત્તરોત્તર વૃધ્ધિ પામવા લાગી. આ ગૃહશિક્ષણની તેના હૃદયપટ ઉપર પરિણામયુક્ત અસર થઇ. જોનનું ઘર એક પ્રેમ અને શાંતિનું નિવાસસ્થાન જ હતું. જોનને પ્રૌઢાવસ્થામાં બાલ્યાવસ્થાના આનંદનું વારંવાર સ્મરણ થતું હતું.

જેમ્સ રસ્કીનને ઇતિહાસપ્રસિધ્ધ સ્થળો, સૃષ્ટિ-સૌંદર્યનાં દૃશ્યો વિગેરે જોવાની અનુકુળતા હતી અને તે પોતાની પત્ની તથા બાળકોને લઇ આવા પ્રકારનાં સ્થળોનાં દર્શનાર્થે ઉનાળાની રજામાં જતા પણ હતા. તેમનો પ્રવાસ શાંતિપુર્વક થતો હોવાથી તેઓ દરેક સ્થળનાં ઐતિહાસિક સ્મારક, પ્રેક્ષણીય દૃશ્યો અને શિલ્પકળાના નમુના વગેરે સર્વ યથાસ્થિત જોઇ શકતા હતા. જેમ્સ સાહેબને પોતે જોયેલા પ્રેક્ષણીય સ્થળોની નોંધ કરી લેવાની ટેવ હોવાથી નાના જોનને પણ એ ટેવ પ્રાપ્ત થઇ. નામાંકિત ચિત્રકારોની ઉત્તમોત્તમ કૃતિ અને શિલ્પકળાના ઉત્કૃષ્ટ નમુના તેને સ્થળે સ્થળે જોવા મળવાથી તેની જીજ્ઞાસા વૃધ્ધિગત થતી ગઇ. આ પ્રમાણે બાળપણથી સૂક્ષ્મ નિરીક્ષણ કરવાનું શિક્ષણ મળવાથી ઇતિહાસપ્રસિધ્ધ વીનસ અને ફ્લોરેન્સનાં સર્વ જગતને દિંઙમૂઢ કરી નાખનારા વર્ણન લખવાને તે સમર્થ થયો

જોનની ચઉદ વર્ષની ઉમર હતી તે સમયે જેમ્સ સાહેબ સહકુટુંબ સ્વીટઝર્લોંડ અને ઇટાલીના પ્રવાસે ગયા હતા આ નાન પણમા કરેલા પ્રવાસ સંબંધી જોન પોતાના વેનીસની શીલા નામક ગ્રંથમાં કહે છે કે "હિમાચ્છાદિત આલ્પસ પર્વતના દર્શનથી મારામાં નવજીવનનો સંચાર થયો અને એમ લાગવા માંડયું કે આ શુભ્ર પર્વતના શીખર પરથી કદી પણ પાછો ન ફરૂં. હું નથી ધારતો કે આલ્પસ પર્વતના જેવો ભવ્ય દેખાવ અન્ય કોઇ સ્થળે હોય. તે પર્વત પરનો પ્રત્યેક પદાર્થ મને પ્રિય લાગતો હતો. આ ધવલ-ગીરીના દર્શન આગળ સ્વર્ગના સિંહાસનનું દર્શન પણ તુચ્છ છે." અન્ય એક સ્થળે ઇતિહાસપ્રસિધ્ધ વારિક કીલ્લાના સંબંધમાં તે કહે છે કે, "વારિક કીલ્લાના દિવાન-ખાનામાં રહી તે ભવ્ય કીલ્લાના દર્શનથી મુક્ત રહેવા કરતાં કીલ્લાની બહાર એક ઝુંપડીમાં રહી તે ભવ્ય કીલ્લા તરફ એકી નજરે જોઈ રહેવું મને અધિક પ્રિય થશે."

આ પ્રમાણે વારંવાર પ્રવાસનો યોગ પ્રાપ્ત થવાથી જોનનું શિક્ષણ વિવિધતાયુક્ત બન્યું. લેખનકળામાં તેની પ્રગતિ થતી હતી જ. તેણે સાત વર્ષની વયે ઉનાળાની રજામાં કરેલા પ્રવાસનું વર્ણન હેરી અને લ્યુસી એ નામથી લખ્યું હતું. પોતાના બાળકનું લેખનકળા તરફ ચિત્ત જોઇ તેને આ કાર્યમાં ઉત્તેજન મળે તે માટે માર્ગરેટ તેના હસ્તથી લખાયલા પ્રત્યેક પાનાના બદલામાં એક શિલિંગ બક્ષીસ આપતી હતી. આવે પ્રકારે બાલ્યાવસ્થામાં જોને લખેલા હસ્ત લિખિત કાગળો એકત્ર બંધાયા હતા. તે અદ્યાપિ બેટવુડમાં જોઇ શકાય છે. જોન આઠ વર્ષની વયે કવિતા કરવા લાગ્યો હતો અને દશ વર્ષની વયે તેણે પિતાની જન્મતિથિને દિવસે વાંચવા માટે વોટરલુની લડાઇ પર એક સંવાદાત્મક ભાષણ લખ્યું હતું.

જોનને બાલ્યાવસ્થામાં માતાના હાથ નીચે અને ખાનગી શિક્ષક તરફથી શિક્ષણ મળ્યું હતું. તે ચઉદ વર્ષની વય થતાં સુધીમાં કદી શાળામાં ગયો જ ન હતો. જેમ્સ રસ્કીનને ચિત્રકળા અતિ પ્રિય હતી. "ટર્નર" નામના નામાંકિત ચિત્રકારનાં ચિત્રો તેમને ઘણાં પસંદ હતાં. પુત્ર ચિત્રકળાથી જ્ઞાત થાય એવી ઇચ્છાથી જોનની બાર વર્ષની ઉમરે ચિત્રકળા શીખવવા માટે એક શિક્ષક રાખવામાં આવ્યો અને થોડા જ દિવસમાં જોનની આ કળામાં સારી પ્રગતિ થઇ. તેની તેરમી જન્મગાંઠને શુભ દિવસે જેમ્સે તેને 'રાજર્સ ઇટાલી' નામક સચિત્ર પુસ્તક પારિતોષક તરીકે આપ્યું. આ પુસ્તકમાં ટર્નરનાં ઘણાં ચિત્રો હતાં તે સર્વ તેને ઘણાં પસંદ પડયાં અને આ શિક્ષણ 'આધુનિક ચિત્રકાર' એ ગ્રંથ તેની લેખિની માંથી ઉતારવાને કારણભૂત થયું.

ઇ. સ. ૧૮૩૬માં જોન સત્તર વર્ષનો હતો તે વખતે નેપલ્સની વાતો એ તેનો પ્રથમ લેખ પ્રસિધ્ધ થયો હતો.

પોતાનો પુત્ર ધર્મોપદેશક થાય એવી તેની માતાની પ્રબળ ઇચ્છા હતી. તે સમયે ધર્મોપદેશકનો વ્યવસાય માનનીય ગણાતો હતો. પોતાની માતાના હાથ નીચે તેણે બાઇબલ મુખપાઠ કર્યું હતું અને તેથી જ બાઇબલનાં સુંદર સુંદર પ્રયોગો તેના લેખોમાં સ્થળે સ્થળે મળી આવે છે. પરંતુ કેવળ બાઇબલના અધ્યયન કરતાં તેને અન્ય બાબતોનું પણ જ્ઞાન પ્રાપ્ત થાય તે માટે સમીપની એક શાળામાં જોનને દાખલ કરવામાં આવ્યો અને તે સ્થળે પ્રવેશ પરિક્ષામાં બેસવા જેટલી તૈયારી પણ તેણે કરી. ઇ. સ. ૧૮૩૬માં આ પરીક્ષા પાસ કર્યા પછી તેને ક્રાઇસ્ટ ચર્ચ કોલેજ નામક ઓક્સફર્ડમાં આવેલી સંસ્થામાં દાખલ કરવામાં આવ્યો. અહીં પણ તેનો લેખનપ્રયત્ન ચાલુ જ હતો.

આ અરસામાં ટર્નર ચિત્રકારની કૃતિ પર બ્લેકવુડ માસિક પુસ્તકમાં એક ટીકાકારે હુમલો કર્યો હતો. આ ટીકાના ઉત્તરાર્થે એક લેખ જોન રસ્કીને મોકલ્યો હતો, પણ તે તે વખતે પ્રસિધ્ધ થયો નહતો.

જોન ઓક્સફર્ડમાં હતા ત્યારે તેમણે પુષ્કળ સહાધ્યાયીઓની પ્રીતિ મેળવી હતી અને હેરોડોટસ, પ્લેટો વગેરે તત્ત્વવેત્તાઓના ગ્રંથ વાંચ્યા હતા. પ્લેટોના ગ્રંથ વાંચવાથી તેમના હૃદય ઉપર જે અસર થઇ હતી તે તેમના સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર પરના ગ્રંથમાં સ્પષ્ટ જણાઇ આવે છે. જોનને બાળપણથી રમત પ્રિય નહિ હોવાથી કોલેજમાં પણ તેઓ રમતા કે શુષ્કવાદ કરતા જોવામાં આવતા નહતા. તેઓ હમેશ પુસ્તક વાંચવામાં લીન થયેલા અગર તો બાગમાં પુષ્પવૃક્ષનું નિરીક્ષણ કરતા દૃષ્ટિએ પડતા હતા. તેમનું વાંચન અભ્યાસના પુસ્તક માત્રનું ન હોઇ વિવિધ હોવાથી તેઓ કોલેજમાં સ્કોલરશીપ મેળવી શકયા નહતા.

માર્ગરેટ પોતાના પુત્ર પર અતિ મમત્વ ધરાવતી હતી. પોતાનો પુત્ર દૃષ્ટિથી દૂર ન રહે તે માટે તે હર્નેહિલથી ઓક્સફર્ડ રહેવા આવી હતી. જેમ્સ સાહેબ પણ દર અઠવાડીએ પુત્રના સમાચાર લેતા હતા અને આ કુટુંબ દર રવીવારે સેંટપીટરના દેવળમાં પ્રાર્થના માટે જતું હતું.

ઓક્સફર્ડના નિવાસ દરમીયાન તેમણે 'શિલ્પ કલાનું કાવ્ય' ( Poetry of architecture ) એ વિષય પર 'કાટા-ફુશિન' એ નામક એક લેખમાળા લખી અને એ માળા પરથી જ તેમની 'માર્મિક ટીકાકાર' તરીકે પ્રસિધ્ધિ થઇ. આ લેખ-માળાની ત્યાંના વિદ્વાન વર્ગ પર વિલક્ષણ અસર થઇ. મોટા મોટા વિદ્વાનોને લાગ્યું કે, આ લેખમાળા ઓક્સફર્ડના કોઇ મર્મજ્ઞ શાસ્ત્રીની લેખિનીથી બહાર પડી હોવી જોઇએ. એડિંબરા શહેરમાં તો એક મોટી સભા ભરવામાં આવી. સ્કોટલેંડની શિલ્પ-કલાના અપ્રતિમ નમુના વિષે પોતાના અભિ પ્રાય દર્શાવવા 'શિલ્પકલાનું કાવ્ય' એ લેખ માળાના લેખકને આદરપૂર્વક આમંત્રણ કરવામાં આવ્યું. આ તેમની કીર્તિનો પાયો હતો. જોને આ લેખમાળાનો પહેલો લેખ લખ્યો તે સમયે આ લેખક આગળ પર સાહિત્યક્ષેત્રમાં અચલ તારો થશે એવું ભવિષ્ય તે લેખ પ્રસિધ્ધ કરનાર માસિકપત્રના અધિપતિએ ( જોન રસ્કીનને ) લખેલા પત્રમાં પ્રદર્શીત કર્યું હતું.

કાલેજમાં પ્રો. ઓકલેંડ સાથેની જોનની મૈત્રી જીવન પર્યંત રહી હતી. તે સમયે સમગ્ર ઇંગ્લાંડમાં નુતન વિચાર, નુતન કલ્પના અને નુતન ધ્યેયનાં મોજાં જોસભેર ઉછળતાં હતાં. તેની કાલેજના વિદ્યાર્થીએ પર તત્કાળ અસર થતી હતી; પરંતુ જોનનો સ્વભાવ શાંત હોવાથી અને પ્રત્યેક બાબત વિષે પૂર્ણ વિચાર કરવાની એમની પધ્ધતિ હોવાથી તેમના પર આ ઊેાળોની વ્યર્થ અસર થઇ ન હતી. કાલેજમાં તેઓ શિલ્પકલા, ચિત્રકળા વિગેરે વિષયના જ ગ્રંથ વાંચતા હતા એમ ન હતું; પરંતુ સાહિત્ય, ઇતિહાસ, ધર્મ અને તત્વજ્ઞાન વગેરે વિવિધ વિષયોના ગ્રંથ પણ વાંચતા હતા. બાઇબલ પર તેમની શ્રદ્ધા અને ભકિત અચલ હતાં. તે અંધશ્રદ્ધા નહિ, પણ સત્ય શ્રદ્ધા હતી. તેમનો નિશ્ચય હતો કે બાઇબલનો ઉત્તમોત્તમ ઉપદેશ પોતાના હૃદયપટ પર કોતરી રાખવો અને તે ઉપદેશ પ્રમાણે કૃતિ રાખવી. બેકન, એરિસ્ટોટલ, પ્લેટો વગેરે વિદ્વાન લેખકોના ગ્રંથોનો તેમણે સારો અભ્યાસ કર્યો હતો અને આ સર્વ સાહિત્યશિક્ષણ ચાલુ હતું તે સમયે પણ ચોતરફ આવેલા લીલાછમ ટેકરા, સપાટ મેદાનો, સુંદર પુષ્પવૃક્ષો અને આનંદ આપનારા ઝરા વગેરે સૃષ્ટિસુંદરીના મનોહર અલંકાર જોવાનો, એ નૈસર્ગિક વસ્તુનાં ટર્નર, રેનોલ્ડ વગેરે નામાંકિત ચિત્રકારની ઉત્તમોત્તમ કૃતિમાં પડેલાં પ્રતિબિંબ નિહાળવાનો, તેમજ વર્ડઝવર્થ, બાયરન, હોમર, સ્કાટ વગેરે કવિનાં કાવ્યોમાં એ નૈસર્ગિક ચમત્કારનાં શબ્દચિત્ર અવલોકવાનો તેમનો વ્યવસાય અસ્ખલિત ચાલુ રહી શકયો હતો.

પ્રથમ કહેવામાં આવ્યું છે જ કે જોને પોતાની ૧૭ વર્ષની ઉમરે પ્રસિધ્ધ ચિત્રકાર ટર્નરના સમર્થનાર્થે એક લેખ લખ્યો હતો; પરંતુ તે પ્રસિધ્ધ થયો નહતો. આ લેખને ધોરણે એક સ્વતંત્ર ગ્રંથ લખવાનો વિચાર કરી રસ્કીને 'આધુનિક ચિત્રકાર' ( Modern Painters ) એ નામક ગ્રંથ લખવાનું મોજ્યું. આ ગ્રંથને પ્રથમ 'ટર્નર અને પ્રાચીન ચિત્રકાર' નામ આપવામાં આવ્યું હતું; પરંતુ ટેરિસન નામક એક વિદ્વાન ગૃહસ્થની સૂચના પરથી તે નામ ફેરવી

આધુનિક ચિત્રકાર' એવું વ્યાપક નામ આપવામાં આવ્યું.

ટર્નરનાં ચિત્રો સૃષ્ટિના મનોવેધક દેખાવથી ભરપુર છે. અરૂણોદય, સૂર્યાસ્ત, મેઘમાળા વગેરે તેના ઉત્તમ ચિત્રો પર 'બ્લેકવુડ' માસિક પુસ્તકમાં એક ટીકાકારે નિર્દયતાથી હુમલો કર્યો હતો. જોન રસ્કીનને આ ટીકા અપ્રિય લાગવાથી ઉપર જણાવેલો ગ્રંથ લખવાનો વિચાર કર્યો હતો. આ ગ્રંથના પહેલા ભાગમાં તે કહે છે કે 'જો તમારે સૃષ્ટિ સૌંદર્યનું ખરૂં રહસ્ય જોવું હોય તો નિસર્ગ પ્રતિ પ્રમાણિક દૃષ્ટિથી જુઓ અને સૃષ્ટિ સાથે તાદાત્મ્ય ધારણ કરો. જ્યારે તમારા અંતઃકરણમાંથી સર્વ પૂર્વ ગ્રહ દૂર કરી સૃષ્ટિનું તમે નિરીક્ષણ કરશો ત્યારે જ તેના સૌંદર્યનું ખરૂં રહસ્ય તમે સમજી શકશો. ચિત્રકળા કંઇ ફક્ત રંગનું મિશ્રણ કરી આલેખવામાં આવતી કળા નથી. તેનમા તો ઉચ્ચતમ ખુબી ભરેલી હોય છે. ચિત્રકળા એક પ્રકારની મૂક ભાષા જ છે. તેનો ગુપ્ત સંદેશ ગ્રહણ કરવાની ઇચ્છા હોય તો આપણે તેની સાથે તાદાત્મ્ય ધારણ કરવું જોઇએ. જે ચિત્રકારની કૃતિમા આવા પ્રકારનો ગુપ્ત સદેશ અધિક વ્યક્ત થયેલો હોય છે, તેજ ચિત્રકાર ઉત્તમ છે. ટર્નરનાં ચિત્રોમાં આવા પ્રકારનો મૂક સંદેશ વિશેષ રીતે વ્યક્ત થયેલો હોવાથી તે એક ઉત્તમ ચિત્રકાર છે. રસ્કીને પોતાના આ ગ્રંથના પહેલા ભાગમાં મુખ્યતઃ ત્રણ સિધ્ધાંત સ્થાપિત કરેલા છે.

(૧) નિસર્ગ સાથે તાદાત્મ્ય થઇ આલેખાયલા ચિત્રમાં જ સૃષ્ટિનો મુક સંદેશ સ્પષ્ટપણે વ્યક્ત કરી શકાય છે. ચિત્રકળા કેવળ રંગના મિશ્રણથી નેત્રોને ભુલાવામાં નાખનારી કળા નથી, પણ સૃષ્ટિનો સંદેશ સમજાવનારી એક મૂક ભાષા જ છે.

(૨) ચિત્રકળા હૃદય પર ઉચ્ચ ધ્યેય પૂર્ણ રીતે સ્થાપન કરનારૂં એક સાધન છે.

(૩) જે ચિત્રમાં સૃષ્ટિનો સંદેશ સ્પષ્ટ પણે વ્યક્ત કરેલો હોય અને જે ચિત્રથી આપણા હૃદયમાં ઉચ્ચ ધ્યેયનું બીજારોપણ થાય તે ચિત્ર કેવળ રંગથી રંગાયલું ન હોય તો પણ તે ચિત્ર જ ઉત્તમ છે; પરંતુ જો ચિત્રમાં સૃષ્ટિ સંદેશ વ્યક્ત થયેલો ન હોય અને માત્ર રંગપૂર્ણ હોય તો તે ખરૂં ચિત્ર નથી. આ પ્રમાણે ચિત્રકળાના ત્રણ સિધ્ધાંત કલ્પ્યા પછી ચિત્રકળાથી જ્ઞાત થયેલ ઉત્તમ મર્મજ્ઞો વિષે તેમણે ઉલ્લેખ કર્યો છે જે મનુષ્યમાં સંદેશ ગ્રહણ કરવાની અને તે સંદેશથી પોતાનની માનસિક ઉન્નતિ વિષે યોગ્ય પરિણામ પ્રાપ્ત કરવાની અધિક યોગ્યતા હોય તે જ ખરો મર્મજ્ઞ છે. આ પ્રમાણે માનસિક ઉન્નતિ અને ચિત્રકળાને આટલો નિકટ સંબંધ છે. એટલું જ નહિ પણ પરસ્પર એક બીજાનું અસ્તિત્વ અવલંબી રહે છે. એ મતનું પણ તેમણે પ્રતિપાદન કર્યું છે. ઉત્તમ ચિત્રકારનું ધ્યેય ઉચ્ચ હોવું જોઇએ, તેમજ તેના વિચાર પ્રગલ્ભ હોવા જોઇએ. તેમ હોય તો જ તે ઉત્તમ ચિત્ર કાઢી શકશે, નહિ તો કદી પણ તે કળાથી તે જ્ઞાત બની શકશે નહિ.

(ગાયુ)



# સચેતસિંઘ

લેખક:—રા. કનૈયાલાલ. હ દેસાઇ

**મી.** સચેતસિંઘ હિંદના રહેવાશી અને જાતે શીખ હતા. તેઓ યુરોપ ખંડની સફર કરી ૧૯૧૧ની સાલમાં અમેરીકા ગયા હતા. ત્યાં "બેચેલર ઓફ સાયન્સ"ની પદવી મેળવ્યા બાદ તેમનું લક્ષ સીનેમા ઉદ્યોગ તરફ પ્રેરાયું. તેઓએ 'લાસ્કી' 'રીલાયન્સ' ફીલ્મ કંપનીમાં ઓળખાણ કરી અને કંપનીમાં 'કેમરામેન' તરીકે શીખવા રહ્યા હતા. તેઓનો વિચાર ન્યુસ કેમેરામેન તરીકે ફરવાનો હતો, પરન્તુ એમ હિંદમાં ફરી હિંદનું સૌન્દર્ય બહાર આપી ન દેતાં હિંદમાં ફરી ત્યાંનો ચિતાર હિંદુસ્તાનીઓને બતાવવો, ઉપરાંત લાખો રૂપીયાનું દ્રવ્ય પરદેશીઓ હિંદમાંથી લઇ જાય છે, તો આપણે હિંદમાં ફીલ્મ ઉદ્યોગ પેદા કરી હિંદની હવાવાળી સારી ફીલ્મો ઉતારી આપણે પરદેશ મોકલવી વિગેરે વિચારો તેમના મનમાં ફરકયા કરતા હતા. તેઓએ આથી દરેક કામમાં માથું માર્યું અને કંપનીઓ જોડે બધે ફરવા માંડયું. ત્યાર બાદ તેઓની વીટાગ્રાફ કંપનીના ડાયરેકટર એ. ઈ. સ્મીથ જોડે ઓળખાણ થઇ અને ત્યાર પછી વીલીયમ ડંકન તથા જોરાયન સીરીયલ સ્ટાર્સ જોડે પણ મિત્રતા બંધાઇ. જ્યારે તેઓ આ કંપની જોડે ફરતા હતા; ત્યારે તેમને પહેલી ઓળખાણ ચાર્લસ ચેપ્લીનની થઇ હતી. સચેતસિંઘ તથા ચાર્લી ચેપ્લીનની વખત જતાં મિત્રતા બંધાઇ હતી અને તેઓ ઘણી વખતે ગમ્મત કરતા સાથેજ ફરતા સચેતસિંઘને તે ખડતલ મશ્કરા જોડે મિત્રતા હોવાથી તેની કંપનીમાંથી 'કોમેડી' વિષે ખ્યાલ બંધાયો તથા કેવી વાર્તાની વસ્તુને હાસ્યમાં મૂકાય છે તેની સંપૂર્ણ માહિતી મેળવી.

આ પ્રમાણે મી. સચેતસિંઘે સાતથી આઠ વર્ષનું સીનેમા ફીલ્મ વિષે દરેક બાબતમાં સારૂં જ્ઞાન મેળવી હિંદ તરફ પ્રયાણ કર્યું. મુંબાઇમાં આવતાં જ તેઓની પીછાણ 'વીસમી સદી' ના સ્વ. તંત્રી તથા તેના અન્ય દોસ્તો જોડે થઇ હતી: અને મી. સચેતસિંઘ વિષે તેઓએ પોતાના માસિકમાં રીવ્યુ લીધો હતો. મુંબાઇમાં મોભાદાર માણસોની મદદથી 'ઓરીએન્ટલ ફીલ્મ કંપની ઉભી થઇ અને તેમાં મી. સચેતસિંઘ મેનેજીંગ ડાયરેકટર નીમાયા.

ત્યાર બાદ ૧૯૧૯ની શરૂઆતમાં 'અમેરીકન નટી' તથા સારા કેમેરામેનને લાવવા અમેરીકા ગયા. કારણ હિંદુસ્તાનમાં આ ઉદ્યોગ નવો હતો, એટલે ફીલ્મ વિષે હિંદુસ્તાનીઓ ઘણું ઓછું જાણતા, જો કે તે વખતે એક બે બીજી કંપનીઓ નીકળી હતી.

અને તેમાં એક કંપની તે શ્રીયુત ફાલ્કેની હતી. ન્યુયોર્કમાં મી. સચેતસિંઘને ઘણા Models મળ્યા, પરન્તુ તેઓ હિંદમાં આવવું કબુલ કરતાં નહિ. આમ તેઓ તપાસ કરતા હતા, તેવામાં તેમનો અચાનક ભેટો ડોરોથી કીંગ્ડમ તથા તેણીના પતિ બેરોન વાન રાવેન કેમેરા મેન સાથે થયો. તે એક ડચ બેરન હતો. ડોરોથી કીંગ્ડમે તે પહેલાં બાયોગ્રાફ, રીલાયન્સ પાથે, તથા મેજેસ્ટીક કંપનીઓમાં કામ કર્યું હતું.

કોઇપણ જાતની આફતોનો વિચાર કર્યા વગર અને મી. સિંઘ સાથે મુસાફરી કરવામાં મજાહ પડશે એમ ધારી તેઓ બન્ને જણાએ મી. સચેતસિંઘ સાથે હિંદમાં આવવા કબુલ કર્યું. તેઓ ૧૯૧૯ના ફેબ્રુઆરીમાં ન્યુ યોર્કથી નીકળ્યાં. ડોરોથી કીંગ્ડમે મુસાફરી દરમીયાન મી. સચેતસિંઘ પાસે હિંદી ભાષાનો અભ્યાસ કર્યો, પણ હિંદી ભાષા કીંગ્ડમને અઘરી લાગી.

મદ્રાસ આગળ ઉતરીને અઢી દિવસની રેલ્વેમાં મુસાફરી કરી તેઓ મુંબાઇ આવી પહોંચ્યાં. ડોરોથી કીંગ્ડમને અહિંની નાની રેલ્વે તથા તેના એન્જીનના અવાજ જોઇને આવી મુસાફરી કરવામા કંટાળો આવ્યો હતો. મુંબાઇ આવ્યા પછી મી. સચેતસિંઘ ડોરોથી કીંગ્ડમને એક મહિનો આગળ પાછળની હવા ઓળખવા ઉચ્ચ જ્ઞાતિના હિન્દુઓને ત્યાં લઇ જતા. આમ કરવાનું ખાસ કારણ હિંદી રીત ભાત તથા રીતરિવાજ બતાવવાનું હતું.

આમ અભ્યાસ કરાવ્યા બાદ સ્ટુડીઓમાં 'રીહર્સલ' શરૂ થયાં. અને પહેલી જ વખતે હિંદના ફીલ્મ ઇતિહાસમાં એક પરદેશી સ્ત્રીએ હિંદીઓ સાથે ભાગ ભજવ્યો. અત્યાર સુધી સ્ત્રીઓનો મોટો ભાગ (હિંદમાં) છોકરાઓ ભજવતા હોવાથી મોટા વાળ રાખતા અને હજી નાટક કંપનીઓમાં તો રાખે છે જ. વળી લોટ તથા પાણી જેવી લાહીનો શેવીંગ બ્રશથી 'મેઇકઅપ' કરવામાં ઉપયોગ થતો તે લગાડવાથી નજરે ત્યાં જોનારને બિહામણું લાગતું, છતાં કંપનીઓના કાર્યવાહકોને તે આર્ટીસ્ટીક લાગતું મી. સચેતસિંઘે 'મેઇક-અપ' કરવાની ઘરની હવાને તિલાંજલી આપી, અને પોતે અમેરીકન પધ્ધતિ બતાવી. વળી કોઇ પણ હિંદી સ્ત્રી કોઇ પણ જાતનો 'મેઇક-અપ' કરવાને કબુલ કરતી નહિ, તે તેને શોચનીય લાગતું.

'શકુન્તલા'ની ફીલ્મમાં ડોરોથી કીંગ્ડમને 'શકુન્તલા'નો ભાગ ભજવવાનો હતો. આ ફીલ્મ ઉતારતી વખતે કંપનીએ 'લોગી' કીલ્લામાં જગ્યા લીધી હતી, છતાં કોઇ એક્ટર સાંજે ત્યાં રહેતો નહિ અને 'મેઇક-અપ' સ્ટુડીઓમાંથી કરીને જ સૌ જતા. આ વાત સચેતસિંઘને રૂચતી નહિ, પણ તે કંપનીના માણસો વિરૂધ્ધ વર્તતો નહિ. 'શકુન્તલા'નો પાર્ટ કરનાર ડોરોથી કીંગ્ડમ ઘર આગળ 'મેઇક-અપ' તથા વસ્ત્રો ધારણ કરીને જતી.

ડોરોથી કીંગ્ડમ હિંદુ બાળાનો પહેરવેશ પહેરી તેણીના પતિ કેમેરામેન વાન રાવેન સાથે સ્ટુડીઓમા હંમેશ જતી. એક સાહેબ જોડે આમ એક હિંદુ બાળાને હંમેશ જતા જોઇ તેઓની ગનેસ નામની આયાને એક નર્સે પૂછ્યું કે "પેલી શેઠાણી દરરોજ તારા સાહેબ સાથે જાય છે તે કોણ છે?"

"કોઇ નહિ! તે તો મારી શેઠાણી (ગોરીમડમ) છે "આયાએ ઉત્તર આપ્યો" તેઓ ઉપર આ વાત પરથી મુશ્કેલી શરૂ થઇ. કેટલાક સ્ટુડીઓના અંગ્રેજી નહિં જાણનારા માણસો તેણી જોડે હિંદીમાં વાત કરવા જતા, પણ તેણીને હિંદી નહિં આવડવાથી એકજ વાકય આવડતું તે કહી દેતી કે

" हम हिन्दुस्तानी नहि बोल शकि ! "

ઉપરની શેઠાણીની પૂછપરછના એકાદ અઠવાડીઆ પછી એક દિવસે રહવારે ગેંદરસાર બમડી હોવાથી ડોરોથી કીંગ્ડમ બહારના



"નરસિંહ મહેતા" ની ફીલ્મમા મી. કાનજીભાઇ રાઠોડ "નરસિંહ મહેતા" તરીકે પાઠ કરતા.

દેખાવ ( On Location ) ઉતારવા જવા તૈયાર થઇને બેઠી હતી. તેણી એક નાના બાળકને રમાડતી હતી અને તે બાળકની માતા તેણીની પાસે બેઠી હતી ડોરોથી કીંગમ લખે છે કે "હું 'મેઇક-અપ' માં હતી, અને મેં તે બાળકને રમાડયું, પણ તે નર્સના ચહેરા પર મને તરત જ ફેર લાગ્યો અને પછી મને ખબર પડી હતી કે તેણીના ઘરમાં કોઇનો પડછાયો પડયો છે, એવો ઘોંઘાટ કરી મૂકયો હતો" આ ઘોંઘાટ પછી ડોરોથીને પડદામાં રાખવામાં આવતી અને બંધ મોટર-કારમાં લઇ જવામાં આવતી. તેણીનો ખરો 'મેઇકઅપ' એક હિંદુ જેવો લાગતો અને તેમાં બીજા માણસોને તફાવત લાગતો નહિ. ( હિંદમાં આ વખતે ફીલ્મ કંપનીમાં ડ્રેસર ( પહેરવેશ પહેરાવનાર ) હતા નહિ; એટલે સચેતસિંધ ઘણી વખતે તે કામ બતાવતા )

એક દિવસે એક કેપ્ટને તેના બીજા ભાઇઓને ડોરોથી વિષે કહ્યું હતું કે "ડોરોથી કેઇ બંગાળી અથવા કોઇ નીચ જ્ઞાતિની છોકરી હતી અને ઈંગ્લન્ડમાં ભણી પાછી હિંદુસ્તાનમા આવી હિંદી સ્ત્રીઓને અભિનય કળા શીખવવા આવી હતી આ વાત ડોરોથીએ સાંભળી હતી અને તેણીએ સચેતસિંધને કહેતા તેઓ આ ત્રણ ભાઇઓની અક્કલ પર ખુબ હસ્યા હતા.

ઉપર જેવા બનાવ તો બન્યા કરતા અને તેથી મી. સચેતસિંધને દખલ બહુ થતી. વળી આવી દલીલોથી ફીલ્મ મોડી બહાર પડતી. તેઓ ઉતાવળ કરીને વહેલી બહાર પાડી તો શકે, પણ અત્યારે જે કંપનીઓમાં 'ભાલાને બદલે લાકડી ચાલશે' કરીને ચલાવી લે છે તે તેમને પસંદ ન હતું. 'જે ફીલ્મની વસ્તુમાં હોય તેવું 'બતાવવું જ પડે ' એમ તેઓ કોઇ 'ચાલશે' કહે ત્યારે સામો જવાબ આપી સમજાવતા.

એક ઉપર જેવો જ બનાવ ત્યાર પછી થયો હતો. શકુન્તલાની ફીલ્મમાં નાના બાળકની જરૂર હતી. એટલે કીંગમે એક

હિંદુ સ્ત્રીને પોતાનું બાળક થોડા કલાક વાસ્તે આપવા કહ્યું, પરન્તુ તે બાળકને આપતાં પહેલાં તેની માતાએ તેને કાંઇ આંચ ન આવે તેથી બાળકની આંખ આગળ કાજળ વિગેરે આંજીને આપ્યું. પણ કાં તો 'મેઇકઅપ' કરવાનો ડાઇ (Dye) તે બાળકના શરીરમાં ગયો હોય અથવા તો તે કુદરતી માંદુ પડયું હોય પણ થોડા દિવસોમાં મરણ પામ્યું. આ તથા ઉપરના બનાવથી આગળ પાછળના રહેવાશીઓ આ બે પરદેશીઓ પર ગુસ્સે થયા. આથી, પાછા સચેતસિંઘે તેઓને બીજે રહેવા મોકલ્યા.

ડોરોથી કીંગ્ડમ તથા તેણીના પતિને મુંબઇમાં 'તાપ વેઠાય નહિ તેવો સખત લાગતો' એમ તેઓ જણાવતાં; અને વળી ડોરોથી કીંગ્ડમને 'શકુન્તલા' નું કામ કરવાનું હોવાથી ઉઘાડે પગે તપી ગયેલી જમીન પર ચાલવુ પડતુ, પણ સચેતસિંઘ તેમને પોતાથી બનતી મદદ કરતા. ડોરોથીને તાપ ન લાગે તે માટે 'વીગ' પહેરવા આપતા અને કામ જેટલી જ બહાર રાખતા; નહિં તો તે તંબુમાં બેસી રહેતી સાંજના કામ પછી તે તરત જ 'મેઇકઅપ' કાઢી નાખી સ્નાન કરીને પથારીમાં જ ખાવાનું લઇ આરામ લેવા નિદ્રાવશ થતી.

થોડાક દિવસો તો આમ ચાલ્યું, પણ એક દિવસે ડાયરેકટર સચેતસિંઘને દિવસના પહેલા સમયમાં કામ કરવાની કીંગ્ડમે સલાહ આપી, પણ તે સલાહ મી. સચેતસિંઘ અમલમાં મુકી શકે તેમ ન હતું, ઘણા ખરા કંપનીના માણસો દિવસનો સ્હવારનો ભાગ ખાવાપીવામાં ગાળતા, અને આ સલાહ અમલમાં મુકાય એમ ન હતું. આટલી આફતો પડયા છતાં, ડોરોથી તથા વાન રાવેનને અજાણ્યા પ્રદેશમાં કામ કરવાની મજાહ પડતી અને તે મજાહ ને મી. સચેતસિંઘને લીધે તેઓ પણ પરદેશમાં ફર્યા હતા. તેઓની રીતભાત, રીત રીવાજથી વાકેફ હતા. ઉપરાંત સચેતસિંઘ કોઇને દુઃખ ન પડે તેમ ઇચ્છતા અને પોતાનું કામ કેમ સારૂં અને તાકીદે કાઢી લેવું તે સમજતા.

એવામાં વર્ષા રૂતુ આવી; પણ તે પહેલાં મી. સચેતસિંઘે દરેક માણસને રહેવા માટે કવાર્ટસની યોજના કરી. ડોરોથી કીંગ્ડમે હિંદુસ્તાનની વર્ષા રૂતુ કેમ ગાળી તે વિષે તે લખે છે કે "પાણી તો અગાધ પડતું, પરંતુ વાદળાં ઘેરાઇ આવતાં, અને કાળો અંધકાર છવાઇ જતો, આ વખતે ફીલ્મ ઉતારી કેમ શકાય? હિંદમાં વર્ષા રૂતુ ઘણી વખતે નડે છે અમારી ઓરડીમાં પાણી પેસતું તથા સામાન-ગોદડાં તથા ફરનીચર પાણીમા તરતાં હતાં, પહેલાં વર્ષામાં તો, મે મારા ઘુંટણ સુધી પાણી હતું ત્યાં સુધી મારા નોકરોને બચાવવા મદદ કરી હતી; પણ ભેજવાળી હવા તથા મારી સ્થિતિને લઇને હું માંદી પડી."

ડોરોથીને બે અઠવાડીયાં તાવ આવ્યો અને તે દરમીયાન ફીલ્મ કુંપનીમાં કામ અટક્યું હતું. મી સચેતસિંઘ આ ફીલ્મ જલ્દી પુરી કરવા માંગતા હતા, એટલે તાવ મટયા પછી તેણી પાસે બેવડું કામ લઇને પૂરી કરવામાં આવી.

એક દિવસે ડોરોથીએ હિંદની ફીલ્મ કંપનીની સ્થિતિ વિષે સચેતસિંઘને પૂછતાં તેણે કહ્યું હતું કે "હિંદની સામાજીક સ્થિતિ ઘણી ખરાબ છે, અને તેમાં ઉચ્ચ જ્ઞાતિની સ્ત્રીઓ 'મોશન પીકચર'માં ભાગ લેતી નથી. આ કારણથી કીંગ્ડમને હલકી જાતની સ્ત્રીઓ જોડે કામ કરવુ પડતું. હજી પણ હિંદની આ જ દશા છે, અને તેનું કારણ શરૂઆતથી તેવી સ્ત્રીઓને રાખવામાં આવી ને ધંધો હલકો થઇ ગયો અને તેથી તે ધંધાની આબરૂ પણ બગડી. કંપનીમાં કેટલાક કામ કરતા માણસોના ગુણ તદ્દન હલકા અને નકટ માલમ પડે છે અને તે જો કોઇ મારા જેવો નવો રહુડી-

ઓમાં જોવા ગયો હોય તો માલમ પડ્યા વગર રહે નહિ. ક્યાં અમેરીકન ફીલ્મ સ્ટુડીઓ અને હિંદની ફીલ્મ સ્ટુડીઓ ? સારા ભણેલા તથા સારૂં જ્ઞાન ધરાવનારા માણસો કંપનીમાં રહેવા આવે છે અને તે કળા બનાવવાની ખાતર, પરંતુ એક બે 'પ્રોડકશનો' બહાર પાડી તેઓને કંપની છોડવાની ફરજ પડે છે. તે ઉપરાંત કળા સમજનારા તથા કામ કરવાવાળા થોડા છે, પરંતુ વાતો કરવી, અદેખાઇ રાખી તેના પર ખોટી, ખરી ચર્ચા કરનારાનો જથ્થો છે.

કેટલાક ખરાબ માણસોને લીધે સચેત-સિંધના સ્ટુડીઓની સ્થિતિ બગડી હતી અને તેથી ડોરોથી કીંગમે તેઓની જોડે કામ કરવાની ના પાડી હતી. સચેતસિંધને આ મોટી મુશ્કેલી નડી હતી. આ બેમાંથી કોને કાઢી નાખવા તે તેને સુઝ્યું નહિ વળી બીજા તેવા જ માણસો મેળવવા મુશ્કેલ હતા છેવટે જેમતેમ કરીને 'શકુન્તલા'નું ચિત્રપટ તો પુરૂં કર્યું.

'શકુન્તલા'ની ફીલ્મ પુરી થયે ડોરોથી કીંગમે તથા મી. રાવેન કેમેરામેને 'ઓરીએન્ટલ કંપની'નો તથા તેમને હિંદમા લાવનાર સચેત સિંધનો ત્યાગ કર્યો. તેઓ કેટલાંક ઉપર બતાવેલાં કારણોથી છુટાં થયાં એમ જણાવે છે, પરંતુ ખરૂં કારણ તો પૈસા કમાવાની દાનત થઇ હતી. હિંદનું સૌન્દર્ય તેઓએ ધાર્યા કરતાં; વધારે જોયું, એટલે તેઓ હિંદનુ ગેઝેટ ઉતારવા માંગતા હતા. આ ઉપરથી તેઓએ મોટર પર કેમેરા મુકવાની ઘોડી બનાવડાવી કે જેથી મોટર પરથી ફીલ્મ ઉતારી શકાય. આમ ફીલ્મ ઉતારીને તેઓએ (૬૫૦૦૦ રૂ.) પાંસઠ હજાર રૂપીએ વેચી. કારણ હિંદીઓની મનોદશા. ડોરોથી તથા વાન રાવેન હિંદમાં આવી ગેઝેટ ઉતારી શકે, પરંતુ કોઇ એવો હિંદી પાક્યો નથી કે જે ન્યુઝ કેમેરામેન તરીકે ફર્યો હોય અથવા તો ફરવાને ઉત્સુક બન્યો હોય.

પહેલી ફીલ્મ આમ વેચી તેઓએ બે મોટરો તૈયાર કરી અને તેમાં આખા હિંદમાં કેમેરા લઇ ફરવા ધાર્યું. ડોરોથી પોતે લખે છે કે આ મુસાફરી મઝાહની હતી. હિંદુસ્તાનમાં ધાર્યા કરતાં સૌન્દર્ય વધારે છે; જો કે મોટર જોડે ફરવામાં અમને કેટલીક જગ્યાએ અંધારૂં પડયું હતું.' હિંદનો ખોરાક તેઓને ગરમ લાગતો, પરંતુ તે ખાધા વગર તો રહેતા નહિ. એક વખતે ડોરોથીએ કઢી ભાવવાથી પુષ્કળ પીધી હતી, અને ત્યાર પછી માંદી પણ પડી હતી. તેઓ આ મુસાફરી દરમીયાન ૭ થરમોસ ભરીને બરફનું પાણી સાથે રાખતાં. તેઓએ હિંદની મુસાફરી દરમીયાન નામદાર ગ્વાલીઅરના મહારાજાની મુલાકાત લીધી હતી અને તેઓને મહારાજાએ સાચો આવકાર આપ્યો હતો. બેરોન વાન રાવેન તથા ડોરોથી કીંગમે હિંદુસ્તાનના મોટા તથા પવિત્ર સ્થળો તથા નાના ગામડાંની જ્યા જ્યા મુસાફરી કરી ત્યા ત્યાં તેઓએ ફીલ્મ ઉતારી તેઓને 'મહાત્માજીની ચળવળ' થી ઘણી ગભરામણ થતી અને તેનો દાખલો લખનૌ ખાતે થયો, જ્યારે તેઓ લખનૌ ખાતે હતાં ત્યારે ત્યા હુલ્લડ થયું હતું, અને જીંદગી કેમ બચાવી હશે તે તો તેઓ જ જાણે.

આ બધા સ્થળોનું ગેઝેટ ઉતારી ૧૯૨૨ની આખરમાં સચેતસિંધને મળવા પાછા આવ્યાં હતાં. પણ તે તો આ દુનિયામાંથી પરલોકવાસી થયા હતા.

મી. સચેતસિંધ હિંદમાં આવી પોતાની ધારણા પુરી પાડી ન શકયા. ફકત ચાર ડ્રામા તથા એક કોમેડી અને ગેઝેટ ઉતારી શકયા હતા. તેમણે 'શકુન્તલા'ની ફીલ્મ ઉતારવા ઘણી મહેનત લીધી હતી. વળી કંપની નવી જ ઉભી થયેલી અને હિંદમાં તે નવો જ ઉદ્યોગ હતો. તેઓ બરોબર

એક ડાયરેક્ટરને લાયક હતા. 'શકુન્તલા'ની ફીલમમાં 'દરબારમાં નાચ' ગમે તેવી નાયકા ન કરે, પણ ગોહરજાન જ કરે કે જેથી તે કુદરતી જ હોઇ શકે, નહિંતર હાથ પગ ઉછાળવા, તે તો ઘણાને આવડે. માછીમારની લઢાઇ નામે જેણે ફીલમ જોઇ હશે તે કહેશે કે નકલી નહિ, પણ ખરી હતી. તેઓને સચેતસિંઘે સારી રીતે લઢાવ્યા અને પછી ભોજન પણ સારી રીતે આપ્યું હતું. કંપનીમાં સંગીતની શરૂઆત કરી હતી કે જેમની મદદથી સારા હાવભાવ બતાવી શકાય. શકુન્તલાનો પહેલો જ દેખાવ તે સેટીંગની અદ્ભૂત રચના હતી.

ત્યાર પછીની ફીલમ તે 'રામ કે માયા'. તેમાં વીસમી સદીનો દેખાવ હતો. ભક્તિ, શૃંગાર તથા કરૂણારસ તેમાં સારી પેઠે ઝરતા હતાં. મી. રચેતસિંઘ કેટલાંક માણસોને પ્રખ્યાતિમાં લાવનાર છે એમ કહી શકાય રા. કાનજીભાઇ રાઠોડે આ કંપનીમાંથી શરૂઆત કરી હતી. તેઓએ આ કંપનીમાં એક 'એક્ટર' તરીકે જ કામ કર્યું છે; અને તેઓએ ચારે ફીલમમાં મુખ્ય કામ કર્યું છે. તેઓએ 'નરસિંહ મ્હેતા'ની ફીલમમાં સારામાં સારૂં કામ કર્યું હતું. અત્યાર પહેલાં તેઓ કોહીનુર કંપનીમાં ડાયરેક્ટર તરીકે હતા અને હવે કાઠીઆવાડના સૌન્દર્યમાં વસેલી સૌરાષ્ટ્ર કંપનીમાં ડાયરેક્ટર છે.

'રામ કે માયા'ની ફોટોગ્રાફી ઘણી જ સારી હતી, અને તેમાં 'શેર બજારનો 'સ્નેપ', ફીલમ જોઇ હશે તેને તો જરૂર યાદ હશે. તેવો દેખાવ માડન કંપની 'પતિભક્તિ'માં પણ આપી શકી નથી. તે કરતાં તો 'સૌરાષ્ટ્ર' સારી કે 'અનાથ બાળા'માં રૂ બજાર પોતાનું બતાવ્યું. જો તે ભભકાદાર બતાવી શક્યા હોત તો તેનો દમામ ઓર પડત.

ત્યાર પછી તેમની ત્રીજી ફીલમ તે 'મૃચ્છકટીક' હતી અને ચોથી ફીલમ 'નરસિંહ મ્હેતા' હતી. તેઓએ 'ડૉ પાગલ' નામની ત્રણ ભાગની કોમેડી ઉતારી હતી અને તેમાં કલેજાં ઉથલાવતા ચાર્લી ચેપ્લીનનું અનુકરણ હતું. તેઓની છેલ્લી ફીલમ 'નરસિંહ મ્હેતા'માં સેટીંગ, એક્ટીંગ તથા ફોટોગ્રાફી ત્રણે સુંદર હતાં. તેઓ દરેક દેખાવ સાચો આપવા માંગતા. 'નરસિંહ મ્હેતા'માં શામળનો વરઘોડો મુંબાઇમાં કોઇનો વરઘોડો કે કંપનીમાંથી ઝાંખો ખ્યાલ આપી નહિં ઉતારતાં, વડોદરે જઇ દશેરાની સ્વારીનો ઉતારેલો માલમ પડતો.

ડોરોથી કીંગ્ડમ તથા વાન રાવેન અમેરીકા ગયાં અને ત્યાં હિંદની દોલત અથવા સૌન્દર્યની ફીલમ દરેક જગ્યાએ બતાવવામાં આવી.

તેમાં હિંદનો ઝાંખો ખ્યાલ આપી શકતો. કેટલાક માણસોએ તેમાંથી ખોટી કોપીઓ ખરીદી લીધી અને સીનેમા કંપનીઓ પોતાની ફીલમમાં હિંદ વિષે કાંઇક બતાવવા લાગી તેવો જ એક ભાગ 'પાથે' એ બહાર પાડેલી રૂથ રોલાન્ડની 'રૂથ ઓફ્ ધી રેઇન્જ' નામની ફીલમના દશ એપીસોડમાં બતાવાય છે. અત્યારે પરદેશીઓએ પોતાનાં સેટીંગ, એક્ટીંગ, ફોટોગ્રાફી તથા આર્ટ વધાર્યાં છે તેમ તેમણે 'વલ્ગેરીટી' પણ વધારી છે, અને તેઓ પૈસા તેમ મેળવવામાં ડરતા નથી. હિંદમાં આવી ફીલમો આવે છે. સેન્સરબોર્ડ તે તરફ વાંધો લેતી નથી અને સારા હિંદમાં બતાવાય છે. રૂથ રોલાન્ડની ફીલમમાં તેઓ જો હિંદનો ચિતાર આપવા ગયા હોય તો તે તદ્દન 'ભવાડો' કરી બતાવ્યો છે. તેઓનું જ્ઞાન હિંદ વિષે પૂછો તો મોટું શૂન્ય O I રૂથ રોલાન્ડની ફીલમમાં તે ઉપરાંત મંદિરપૂજો બતાવ્યા છે. તેઓના પહેરવેશનું પણ ઠેકાણું નથી. અડધા શીખ દેખાતા મુસલમાન અને અડધા દક્ષીણી તથા કાઠીયાવાડના હજી જાતના લોકોનો સમુદાય બનાવ્યો છે. મંદિરપૂજો તરીકે બતાવવામાં તેઓએ

કપાળમાં ઉભા ત્રણ લીટા બતાવ્યા છે. આ ફીલ્મ હિંદી ભાઇ જુવે તો તેને હસવું આવ્યા વગર કેમ ન રહે ? આતો તો આ એક જ ફીલ્મની વાત કહી, પરંતુ આવી ભવાઇ બતાવવામાં તેઓએ બે ત્રણ ફીલ્મમાં ગાડું ગબડાવ્યું છે.

એક વખતે અમેરીકા ગયા પછી ડોરોથી ડીંગ્સ લખે છે કે "સ્ત્રીઓ પોતાના ચહેરા તેઓના ધણીથી સંતાડવા જે પ્રયત્નો કરતી તે જોઇને મારા જેવી અમેરીકન સ્ત્રીને હસવું આવતું." આ શબ્દો સાંભળી આપણુને ચીઢ કેમ ન ચડે? શરમ રાખવી તે તો હિંદુ સ્ત્રીઓ પોતાની રીત તથા ફરજ સમજે છે. ડોરોથી હજુ બરોબર હિંદુ રિવાજથી વાકેફ નહિં હોય, નહિંતર તે વળી વધારે ખીસીયાણી પડી હોત. 'સતિ સાવિત્રી' નામે ઇટાલીમાં ફીલમ ઉતારી અને તેમાં ઉપરની વાત આવે છે. ત્યાં કોઇ હિંદુ કે હિંદુસ્તાની શીખવાડવા ગયો નથી એટલે સતિ સાવિત્રી પોતાને માથે ઓઢણા વગર મને ધણીને ખભે હાથ મુકીને આવે છે અને સસરાજીને ઉઘાડે માથે પગે લાગે છે. આવી સ્ત્રી સતિ કેમ હોઇ શકે ? આ તો કળીયુગની સતિ અને હિંદની વેશ્યા કરતાં પણ ખરાબ બતાવ્યું. આવી ફીલમો હિંદમાં શા માટે ચલાવવા દેવી જોઇએ ?

પરદેશીઓ હિંદીઓને કેનીબલ્સ કે વલ્ગર્સ તો ધારતા નથી ને ? ને ધારતા હોય તો ડોરોથી તથા તેણીના પતિ રાવેનને હિંદનો જે અનુભવ થયો તે સીનેમા કંપનીના માણસો એ જાણવો જોઇએ. ડોરોથી તથા વાન રાવેન હિંદને પૈસે સુખી થયાં છે અને તે સુખ તે મી. સચેતસિંઘને લીધે જ ! ખરો હિંદી ફીલમના આર્ટને ચાહનાર મી. સચેતસિંઘને તો નહિ જ ભૂલે. મી. સચેતસિંઘને હિંદમાં ચાર વર્ષમાં ઘણો અનુભવ થયો હતો અને તેઓને પરમેશ્વરે લાંબી જીંદગી આપી હોત તો અત્યારે જે બેચાર કંપનીઓ ફીલમો બહાર પાડે છે, અને હિંદમાં નામના મેળવે છે તેના કરતાં મી. સચેતસિંઘ વધારે કામ કરી શકયા હોત પોતાની કળા તેમાં બતાવી શકયા હોત અને ફીલમ ઉદ્યોગનો મજબુત પાયો બાંધી શકયા હોત, પરંતુ તે ધારણા પુરી પાડયા પહેલાં પ્રભુએ તેમને બોલાવી લીધા છે. અસ્તુ !



# જંજીરને ઝણકારે

## રજપુત યુગની એક પ્રણયકથા

લખનાર :–

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

ચિત્રકાર :–



શ્રીયુત એમ વી. ધુરંધર એ. એમ.

( મનુષ્યહૃદય પ્રભુની સર્વથી ઉન્નત કૃતિ છે એ જ બતાવવાનો આ કથાનો હેતુ છે. ઈબ્સનીયન વસ્તુ ધરાવતું એક નાટક જોઈ મારા મન પર તેની એટલી ઊંડી અસર થઇ કે તે પરથી અનેક ફેરફાર સાથે રજપુત યુગની આ કથાનું વસ્તુ ઘડયું છે. લખાણ સ્વતંત્ર જ છે, પણ વસ્તુ ઘડવામાં અન્ય વસ્તુની મદદ લીધી છે. પ્રયાસ કેટલે અંશે સફળ કે નિષ્ફળ નિવડયો છે તે તો પ્રિય વાંચનાર ! તને જ જણાવ—લેખક.)



(૧) શકુન્તલા અને દુષ્યન્ત

(૨) શકુન્તલા અને રાજગીર

(૩) શકુન્તલા

('શાકુન્તલા' તરીકે ડોરોથી ફીંટમ)

# જંજીરનો ઝણકારો

## પ્રકરણ ૧ લું

### છલાયેલાં.

અજયગઢને આરે સોહામણી સંધ્યા ઉગી રહી હતી. કોઇ નિર્દોષ કુમારીકાના હૃદયની મધુર આશા સમા એ સંધ્યાના રંગો એ નગરના મકાનોની હારને ને નગર બહારના વનમાં વૃક્ષપત્રોને સોનેરી રંગથી રંગતા હતા.

અનંત વર્ષો વહેશે, પણ સંધ્યા ને ઉષા તો એ જ। પરમાત્માની પરમ પ્રતિનિધિ પ્રકૃતિ ચીરકાળ સમાનભાવે જાય છે ને આવે છે.

આ એ યુગ હતો જ્યારે મનુષ્યો તલવારની ધાર પર સદૈ। પ્રાણુને બાંધીને ફરતા. જીવનના એક પલ્લામાં મર્યાદા અને ટેક અને બીજા પલ્લામા મૃત્યુ રાખતા. છતાં તે જન્મસિદ્ધ હક્ક સાથે જીવતા, નહિ તો અતિ આનંદથી મૃત્યુને ભેટતા અજયગઢની રજપુત પ્રજા એ રજપુતયુગના આદર્શ સમાન જણાતી હતી.

અજયગઢમાં શૌર્ય ને વીરત્વ સાથે કળા ને સહૃદયતાનો પણ નિવાસ હતો જ. તેના મકાનો કળાનાં નમુનારૂપ હતાં. તેની પ્રજા વીરત્વ ને સહૃદયતાની સ્થૂલ મૂર્તિ સમી જણાતી. ટુંકમાં જીવનને ઉચ્ચ બનાવનાર જે જે ભાવનાઓ માનવજીવનમાં હોવી ઘટે એ સર્વ થોડે કે વધુ અંશે આ નગરમાં જણાતી.

અને એ નગરનો રાજમહાલય શ્વેત સ્ફટિકનો જાણે મીણમાંથી કોતરેલો હોય તેવો જણાતો. તેની છત જાણે ગગનરાજ સાથે દિનરાત પ્રણયગોષ્ટી કરતાં ધરાતી જ ન હોય એવો આભાસ કરાવતી. ઝરૂખામાં અનેક વેળા ઉષાએ કે સન્ધ્યાએ રાજકન્યા વિજયવતી પોતાની દાસી સહિત ઉભેલી જણાતી.

અજયગઢનો રાજા સમરસિંહ વીરત્વ ને ટેકની સાક્ષાત્ મૂર્તિ સમો હતો. આજ બાસઠની વયે પણ તલવાર સાથેની મિત્રાચારી તેણે ઘટાડી ન્હોતી બાર વર્ષ પહેલાં રાજરાણી કલ્યાણવતીના મરણ સમાચારે અજયગઢની પ્રજાના હૃદય રડયાં હતાં. પ્રચંડકાય સમરસિંહે એકાંતમાં નાનાં બાળક પેઠે એ સમયે આંસૂ સાર્યાં હતા.

એ સમયે સમરસિંહને સંતાનમાં પાંચ વર્ષની માત્ર એક જ પુત્રી હતી. આજ બાર વર્ષની ઉષા ને સન્ધ્યા વહ્યા બાદ એ રાજકન્યા વિજયવતી સત્તર વર્ષની હતી

સમરસિંહનું વીરત્વ અને કલ્યાણવતીનું સૌન્દર્ય ઉભયે સપ્રમાણ સંમિશ્રણે વિજયવતીમાં વાસ કર્યો હતો. રજપુતોમાં પડદાનો રિવાજ હોવા છતાં માતૃહીન વિજયવતી તરફના અખૂટ વાત્સલ્યભાવને લીધે સમરસિંહે વિજયવતીને નાનપણથી જ ગમે ત્યાં ફરવા દીધી હતી . રાજમહાલયના ઉદ્યાનમાં જેમ તે સંકોચ વિના ફરતી તેમજ નગરના રસ્તાઓમાં પણ ઘોડા પર સ્વારી કરીને, હાથમાં ભાલો લઇ, પ્રજાજનોની નજરમાં સાક્ષાત્ વીરતાની દેવી સમી જણાતી એ ફરતી.

રાજમહાલયમાં કે તેના ઉદ્યાનમાં તો રાજકુટુંબીઓ કે ઉચ્ચ અધિકારીઓ જ પ્રવેશી શકતા અનેક પ્રકારના વૃક્ષો, લતાઓ ને

નિકુંજો એ ઉદ્યાનમાં કળાપૂર્વક અસ્તિત્વ ધરાવતાં જણાતાં. સ્થળે સ્થળે વિરામને અર્થે આરસનાં આસનો નજરે પડતાં. ઉષાનો ધીર ગંભીર વાયુ કે સન્ધ્યાનો દમતીયાળ પ્રમત્ત વાયુ વૃક્ષપુષ્પોની સુગંધને સંગ્રહી લઇ ઉદાર હસ્તે સારા ય ઉદ્યાનમાં એ સુગંધને વેરતો.

ને આજ—આ સન્ધ્યા સમયે એ ઉદ્યાનના એક આરસના આસન પર એક રજપુત રમણી જાણે મનના કોઇ પ્રબળ ને વેગભર્યો ભાવને અટકાવી રહી હોય, જાણે તેના હૃદયમાં કોઇ પ્રમત્ત વાવાઝોડું, કોઇ મહામન્થન ઉદ્‌ભવ્યું હોય એ ભાવે બેઠેલી જણાતી હતી. મુખ પર વિષાદ ને વિચારની છાયા ક્રમવાર જતી ને આવતી. કોઇ વાર મુખના સૌન્દર્યની રેખાઓ વચ્ચે વિષાદ કોઇ અવર્ણનીય રંગ પુરી એ સૌન્દર્યને દ્વિગુણ કરતો.

સૌમ્યતા ને સપ્રમાણતા એ રમણીના અંગેઅંગે ને મુખ પર તરવરતાં. દેહ પરના શ્વેત ચુંદડી અવયવોના રંગમાં ભળી જઇ શ્વેત પ્રભાવથી કોઇ અનેરી પવિત્રતા જગાડતી. તેને સત્કારવા માટે, તેના પુજારી થવા માટે, એ સૌન્દર્ય ને પવિત્રતાના ઉપાસક થવા માટે માનવહૃદય ઢળી પડતું ને એ હૃદયના શતશત ભાવ એ પવિત્રતાના ચરણ ચૂંમતા.

વધુ સમય નહિ થયો હોય ત્યાં એ રમણીએ ઉદ્યાનની વૃક્ષઘટામાંથી એક રજપુત યુવાનને નીકળતો જોયો. જોતાં જ જાણે અનેક વર્ષથી વિખૂટાં પડેલ પિતાપુત્રી, પતિપત્ની કે બે સખીઓ પાછી મળે ત્યારે જે ઉત્સુકતા ને ઉત્કટતા મનમાં જાગે તે એને હૃદયે જન્મી. તે અર્ધ ઉભી થઇ ને રજપુત યુવાન પાસે આવ્યો કે બોલી "આવી કે પુષ્પા !"

"ચૂપ" તે યુવાને નાકે આંગળી મૂકી કહ્યું "અહીં પુષ્પા નામથી ન બોલાવ. વૃક્ષો પર સણુસણાટ કરી વહેતો વાયુ કદાચ એ ગુપ્ત વાત રાજમહેલમાં પહોંચાડે. પુષ્પસિંહ કહેતી જા."

"લે—બે ત્રણ દહાડે માંડમાંડ મળ્યાં, ત્યાં તો શરૂઆતમાં જ તેં મને ધમકાવવા માંડી. ઠીક, હવે નહિ ભુલું. પણ નવા શા સમાચાર છે ?"

" બંધીવાનને—દાસને પોતાની મુક્તિ સિવાયના સર્વ સમાચાર સરખા જ છે. રમા ! રમાં ! મારૂં હૃદય દિનરાત રડે છે. ક્યાં આપણી જન્મભૂમિ રામગઢ ને ક્યાં આ અજયગઢ ! રે ! કઇ અશુભ ઘડીએ આપણો પરાજય થયો ? અજયગઢના એ ક્રુર—નિષ્ઠુર સેનાપતિએ પોતાની સેના લઇ આપણા નગર પર હલ્લો કર્યો. આપણી સેના લડી ને અંતે જબરી લડત પછી મૃત્યુરૂપે પરાધીનતાની વેદી પર હોમાઇ—આપણે કેદી થયાં—આ અજાણી ભૂમિમાં—શત્રુ વચ્ચે—તેમના અંતરની આપણા પ્રત્યેના વેરભાવની ભડભડ બળતી આગની ધગધગતી આંચ સહેવા અહીં આવ્યાં હજારો અભિશાપ હો એ દુષ્ટ સેનાપતિ—"

"ધીરી પડ, પુષ્પા ! ધીરી પડ ! પ્રકૃતિ, કાળ ને પરમાત્માની મરજીને આધીન થતાં શીખ. આપણી આ દશા માટે રામગઢની પ્રજા ઓછી દોષિત નથી. વિલાસ ને આનંદમાં વીરત્વ ને ટેક વિસાર્યાં, છેક છેલ્લી ઘડીએ—જ્યારે અજયગઢના સેનાપતિએ આક્રમણ કર્યું ત્યારે—જાગૃત થઇ ! ને પરિણામે—"

"એટલે ! એનો અર્થ ? શું અજયગઢની પ્રજા વિલાસમગ્ન નથી ? લે, આવતી કાલે જ જોજે. એ હેવાન સેનાપતિ અંબરે વિજય મેળવ્યો તેના હર્ષમાં અહીંની પ્રજા કેવો ઉત્સવ ઉજવે છે તે ! રે આપણે જીવતેજીવત આપણા શત્રુઓનો વિજયોત્સવ જોવો ! ફ્યડાઓ—ફ્યડાઓ—એમના પ્રત્યેક વિજયનાદથી આપણું હૃદય ફ્યડાઓ ને ચુરેચૂરા થઇ જાઓ ! કઇ આંખે એ ઉત્સવ જોઇશ !"

"હા—હા ! ખરૂં કહ્યું–પુષ્પા ! ખરૂં કહ્યું ! હવે મને યાદ આવ્યું–સંગ્રામમાં હું મારા પિતાની પડખે જ હતી—મારા પિતાના જમણા હાથ પર તલ્વારનો પ્રચંડ ઘા કરનાર એ સેનાપતિ અંબર જ હતો. પણ—

"પણ—હજી યે પણ ? તું શું એમ ધારે છે કે હું આંખો ને હૃદય વગરની છું ? સેનાપતિનું નામ સાંભળતાં ને બોલતાં તારે મુખે શેરડા કાં પડે છે ? કહે કે તારા પિતાથી પણ એ હેવાન શત્રુ તને વધારે પ્રિય છે ?"

"ના–છેક એમ તો નહિ જ—રે ! મારા પિતા ! મને પુત્ર સમા લાડકોડથી ઉછેરનાર ! હા ! મને યાદ છે ! એ પ્રચંડ ઘાથી તે અશ્વ પરથી ઢળી પડયા હું મારા અશ્વ પરથી હેઠે ઉતરી નીચી વળી તેમને તપાસું છું ત્યાં તો દુશ્મનોએ ઘેરીને મને જકડી લીધી ઘાયલ પિતા પર તેઓ વધુ ઘા કરવા જતા હતા ત્યાં એ વીર ને દયાળુ સેનાપતિએ—"

"દયાળુ ! ધન્ય તારી વિવેકબુધ્ધિને ! તારા પિતા પર તલ્વારનો ઘા કરનાર તારે મન દયાળુ ?"

"પણ દુશ્મન સૈનિકો મારા પિતાને મારી જ નાખત. એણે હુકમ કર્યો કે 'ચાલો પાછા વળો. આપણી જીત થઇ. એ તો મર્યો જ સમજો. હવે એના પર ઘા શો કરવો ?"

"ત્યારે એમજ કહે ને કે તારા પિતાને મરેલો સમજી કે તરતમાં મરશે એમ સમજી તેણે વધારે ઘા કરવા ના પાડી. દેશ કલંકિની ! બાળી નાખ ! તારા એ દૂષિત હૃદય ભાવને બાળી નાખ ! તારા દેશને પરાધીન કરનાર શત્રુને 'વીર' ને 'દયાળુ' ન કહે ' યાદ રાખ, પ્રથમ દેશ, પ્રથમ જન્મભુમિ, પ્રથમ 'મા,' પછી આપણે ને આપણી સ્વાર્થભરી ઇચ્છાઓ !"

અપાતા ધન્યવાદ નહિ સાંભળું. હું ભુલી. રે પિતા ! પિતા ! તમે કયાં હશો ? પ્રભુ ! કોઇ અદૃશ્યસાત્રે પણ મારા હૃદયના પ્રશ્નનો જવાબ દે કે મારા એ પ્રિય પિતાને આ જન્મમાં હું કોઇ વાર મળીશ કે નહિ ?"

"પિતા ન મળે તો તેનું વેર લેવાની પ્રતિજ્ઞા કર. શત્રુઓના જૂથ વચ્ચે પણ તારા હૃદયમા જન્મભુમિના ગૌરવનો દીપ જાગતો રાખ ! તુ સ્ત્રી છો, રજપુત સ્ત્રી છો, તારી માએ તને ધાવણમાં વીરત્વ જરૂર પાયું હશે. આજ નહિં તો કાલ–બે દિન પછી–વર્ષે–પાંચ વર્ષે પણ તારા પિતાના મૃત્યુનું વેર લેવાની પ્રતિજ્ઞા કર ને એ અધમ સેનાપતિને તારા હૃદયમહેલની ઉંચી અગાસીએથી નીચે ફેંકી દે"

"હા ! હુ તેમ કરવા યત્ન કરીશ—"

"યત્ન ? પ્રતિજ્ઞા નહિ ? જાતિકલંકિની ! દેશકલંકિની ! તારા જેવી સ્ત્રી ધરાવનાર રામગઢ પરાધીન થવાને જ યોગ્ય છે. હજી તું યત્ન જ કરીશ ?"

"પુષ્પા ! તારાં આ વચનો ભભુકતી જ્વાળા થઇ મારા હૃદયને સ્પર્શતાં જાય છે, પણ કોણ જાણે અંતરમાંનું કોઇક જળ તેને હોલવી નાખે છે"

"વાહરે તારૂં જળ ! બાપને મારનાર ને સ્વદેશને પરતંત્ર બનાવનાર માટેના અભિશાપને બુઝાવનાર એ જ અભિશાપિત તરફનો મોહ ?"

"પુષ્પા ! મને આટલી ન તરછોડ, હું એને ભૂલવા બનતું કરીશ, એને ભુલીશ, એ મુખ એ પ્રચંડ ને સુન્દર દેહ, એ વીરત્વ ! હા ! એ સર્વ ભૂલી જઇશ ! મને થોડો સમય દે, મને વિચારવા દે. હમણાં મારૂં હૃદય રડે છે. મને જવા દે. રાજકુમારી ઉઠી હશે ને મારે

"ઠીક જા, ફરી મળજે. પણ યાદ રાખ કે હું પુરૂષવેષે છું, છતાં તારા જેવી અબળા જ છું, પરંતુ મેં હૃદયમાંથી એક ક્ષણને માટે પણ દેશપ્રેમ વિસાર્યો નથી જન્મભૂમિના ગૌરવની તુલનામાં અન્ય કોઇ સુખની લાલસા કરી નથી."

રમા ઉઠી, લથડતી ચાલી. પુષ્પાએ જોયું કે થોડેક દૂર ગયા બાદ તેણે પાલવ વડે આંસૂ લૂછ્યાં, તે તેને વૃક્ષોની ઘટામાં અદૃશ્ય થતી જોઇ રહી.

તે મનમાંજ ગણગણી. "બિચારી રમા !"

ને તેજ વખતે એ બેઠકની પાછળથી વૃક્ષઘટામાંથી એક પુરૂષનો આકાર નીકળી આવ્યો. તેને જોતા જ પુષ્પા ચમકી ને બોલી ઉઠી 'કોણ કીલ્લેદાર ?"

---

## પ્રકરણ ૨જું

### કિલ્લેદાર

"જી હા–કિલ્લેદાર." કિલ્લેદારે હસીને કહ્યું "મજાનો વેષ ભજવો છો–પણ અજયગઢમાં કંઇ બધા આંધળા નથી વસતા."

પુષ્પા ઝંખવાઇ ગઇ. પોતે પુરૂષવેષમાં સ્ત્રી છે એ ભેદ કિલ્લેદાર જયસિંહે જાણી લીધો એ વિચારે તેનું હૃદય કંપી ઉઠયું. લડાઇમાં–એ પુરૂષવેષે જ લડી હતી ને પુરૂષવેષે જ કેદી થઇ હતી.

"તમારા અજયગઢના પુરૂષો આવા જ ધંધા લઇ બેઠા છે કે ? કોઇની ગુપ્ત વાત સાંભળવી એ જ તેમનું વીરત્વ છે કે ?"

"ને રામગઢની સ્ત્રીઓના એ જ ધંધા કે પુરૂષવેષે પરરાજ્યમાં ફરવું કેમ ?"

પુષ્પા ફરી નિરૂત્તર થઇ ગઇ. તેણે એકવાર કિલ્લેદાર સામે જોયું. રાજા સમરસિંહના પરમ વિશ્વાસુ ને અજયગઢના અજીત કિલ્લાના તકેદાર એ રજપુત વીરની આંખમાં તેને જૂદા જ ભાવ જણાયા. જીતાયેલા દેશની સ્ત્રીઓ દાસી બનવા છતાં પોતાના દેશને છોડાવવાની ચર્ચા કરે એ સાંભળી જીતનાર દેશના વતનીનો પિત્તો ઉકળવો જોઇએ, આંખમાં તેજ ને વૈરભાવ હોવાં જોઇએ, મુખ પર ક્રોધની તસતસતી રેખાઓ ઝળકવી જોઇએ; તેને બદલે અત્યારે કિલ્લેદારના મુખ પર છૂપું સ્મિત ને આંખોમાં કોઇ વિરલ મૃદુભાવ જણાતાં હતાં.

સામું જોઇ તેણે નીચું જોયું–તેને લાગ્યું કે એ રીતે કિલ્લેદારને એક નજરે જોવામા તેણે ભૂલ કરી–તે પરતાઇ. મનમાં ગાંઠ વાળી કે જીવ જાય તો બહેતર, પણ આ વિવેકહીન કિલ્લેદારથી દબાવું તો નહિં જ.

'કાં–ઉત્તર ન મળ્યો ને !" કિલ્લેદારે હસતાં કહ્યુ "અરે ! કાંઇ હોંશીયારી વગર રાજાએ મને એમને એમ કિલ્લેદાર તો નહિ બનાવી દીધો હોય ? હવા વાતને લઇ જતી હોય તો એ હવાને રોકી સેવક એ વાત જાણી લ્યે એવો છે."

શું બોલવુ તે પુષ્પાને સૂઝયું નહિં. આંખે અંધારા આવવા જેવું તેને લાગ્યું. જન્મભૂમિથી દૂર દેશગૌરવને તે પોષી રહી હતી. એ પોષણ પર આજ કોઇ તીવ્ર ઘા, પ્રથમ વાર પડયા જેવું તેને લાગ્યું. તેના મુખમાંથી શબ્દો સરી પડયા "જયસિંહ !"

"ગભરાઓ નહિ–તમારો ભેદ હું કોઇને પણ નહિં જણાવું. ખાત્રી રાખો કે બાગનો પવન પણ એ જાણશે નહિ."

પુષ્પાનો ગભરાટ સ્હેજ ઓછો થયો. કપાળ પર પરસેવાનાં બિન્દુ બાઝયાં હતાં તે એક પવનલહરીથી સ્હેજ હાલ્યાં, અને એ ચલનના સ્પર્શે–ઠંડા પવન સાથેના એ સ્પર્શે–તેના અસ્વસ્થ હૃદયને સ્હેજ સ્વસ્થ બનાવ્યું.

"તમારી કૃપા થઇ." પુષ્પાએ નીચું જોઇ રહીને જ કહ્યું

"જગતમાં વિનિમય એ સનાતન પ્રથા છે. એક વસ્તુ એક કે બીજે સ્વરૂપે આપ્યા વગર બીજી વસ્તુ મળતી નથી."

"એટલે ?"

"એટલે કે મારા માન્યનું મૂલ્ય તમારે ચુકવવાનું છે."

"યુધ્ધમા છનાયેલી કેદી સ્ત્રી પાસે આપવાનું શું હોય ? મારી પાસે ધન નથી."

"પણ ધનથી અધિક કૈંક છે. ગરીબ કે ધનિક પ્રત્યેક સ્ત્રી પાસે એક વસ્તુ તો સમાન હોય છે."

"તે કઇ ?"

"તે હૃદય !—ને એજ હૃદય હું ચાહુ છું. જ્યારથી તમે કેદી થઇ રાજમહેલમાં આવ્યાં ત્યારથી જ મને શંકા હતી કે તમે પુરુષ નહિં, પણ સ્ત્રી છો. એ શંકાએ જ મને આજે છૂપાઇને આ સર્વ વાત સાંભળવા પ્રેર્યો હતો. રજપુત રમણી ! હું તમારા ગુણનો—તમારી વીરતાનો દાસ છું. અજય-ગઢનો અજીત કિલ્લો મેં અભેદ્ય રાખ્યો છે, પણ મારા હૃદયના કિલ્લાને તમે ભેદી જીતી લીધો છે."

પુષ્પા ચમકી ! કોઇએ તલ્વારનો ઝાટકો માર્યો હોત તો એ આટલી ન ચમકત. પુરુષ વેષમાં પોતે સલામત રહી સ્ત્રીત્વ ને શિયળ જાળવી શકશે એ વિચારે તે પકડાયા પહેલાં મગ્ન હતી. અત્યારે તેથી બમણી આશ્ચર્યચકિત થઇ.

"ક્ષમા કરો, આપ શત્રુ છો—પ્રથમ તો મારૂં દેશાભિમાન તમારા તરફ લેશ પણ સમભાવ રાખવા મને ના પાડે છે."

"પ્રણયના બદલામાં ક્રોધ ને તિરસ્કાર અર્પવો તેનું નામ દેશાભિમાન ? દેશાભિમાન મનુષ્યત્વથી પણ વધી જાય છે ?" જયસિંહે પૂછ્યું.

પુષ્પાથી કોણ જાણે કેમ સ્હેજે ઉંચું જોવાઇ ગયું. જયસિંહના મુખ પર રતાશ રમી રહી હતી. એ રતાશ પાછળ તેને રજપુતવીરત્વનાં દર્શન થયાં, પણ......

પણ તે જ વખતે તેના મગજમાં એક વિચાર ઓચિંતો આવ્યો. થોડીક ક્ષણ પહેલા સેનાપતિ અંબર તરફ સમભાવ રાખવા માટે રમાને તેણે તિરસ્કારી હતી. ને હવે ?.

હવે તેને લાગ્યું કે જયસિંહને તિરસ્કારી ચાલ્યા જવું જ યોગ્ય હતું. કદાચ તેનું હૃદય પીગળે, કદાચ દેશપ્રેમ પર હૃદયનો કોઇ ક્ષણિક ભાવ જીત મેળવી જાય—ના—ના—એમ ન જ થાય. પુષ્પાને મન પ્રથમ દેશ, પછી બીજું !

"જવા દ્યો, વધુ વાત કરવાની મારી મરજી નથી." એમ કહી તેણે પગલા ઉપાડયાં.

જયસિંહે માર્ગ રોકયો.

"મારા પ્રશ્નનો ઉત્તર ?"

"ઉત્તર મારો દેશપ્રેમ"

"ને મારા હૃદયનું તમારે મન મૂલ્ય ?"

'એક શત્રુના હૃદયનું જેટલું મૂલ્ય મારે મન હોઇ શકે તેથી લેશ પણ વધારે નહિ"

"એમ ?"

"હા."

"ત્યારે કાલે સવારે તમારો ભેદ ખુલ્યો સમજજો. તમારો દેહ એની સજારૂપે કાલે જ નાશ પામશે ને તે સાથે તમારૂં દેશાભિમાન પણ મૃત્યુ પામ્યું સમજજો."

પુષ્પા કંપી ઉઠી. તેનો દેહ સ્હેજ કંપથી હાલ્યો. ખરેખર ! રાજા સમરસિંહ પાસે ભેદ ખુલે તો ?

તો શું ?

મૃત્યુ ! અનિવાર્ય મૃત્યુ !

અને પછી ?

પછી અનંત અંધકારમાં વિલીનતા ! રમાનો અનંત વિયોગ ! દેશપ્રેમની દયાજનક રાખ !

તેણે વિચાર કર્યો, ફરી વાર વિચાર કર્યો, બે ચાર ક્ષણ મૌન્ય ધારણ કર્યું. કૈંક નિશ્ચય

કર્યો, એ પળમાં જ કોઇક ઠરાવ પર તે આવી ગઇ.

"મારું ચિત્ત અત્યારે ગભરાય છે એટલે હું ના કહી બેઠી. મને વિચાર કરવાનો સમય આપો–માત્ર પંદર દિવસ આપો. તમે રજપુત વીર છો–મારી આટલી વિનંતી કબુલ રાખો. પ્રેમને વિયોગમાં તપીને પરિપકવ થવા દો"

છેલ્લાં વાકયે જયસિંહ આનંદિત થયો. "પ્રેમને વિયોગમાં તપીને પરિપકવ થવા દો !" ત્યારે પુષ્પા પોતાને ચાહે છે ખરી !

"ખુશીથી. જયસિંહ આટલી વિનંતી યે કબુલ ન રાખે તેટલો અધમ નથી."

"ત્યારે હું જાઉં છું. પણ જો જો મારો ભેદ..."

"બેફીકર ! એ ભેદ અને મારૂં શિર એક સાથે બાંધી રાખ્યાં છે—પ્રેમની જંજીરથી."

પુષ્પા ચાલી જયસિંહ તેના દૂર જતા આકાર તરફ જોઇ રહ્યો ને મનમાં સ્હેજ મલકાયો.

---

## પ્રકરણ ૩ જું.

### રાજકુમારી વિજયવતી.

ઉષાના સુવર્ણરંગી કિરણો અજયગઢના રાજમહેલને સ્પર્શતાં જ જડ રાજમહેલ જાણે ચેતનસ્વરૂપે પ્રકાશતો હોય તેમ જણાવા લાગ્યો. એ મહેલના ઝરૂખાઓ કોઇ યૌવનાની શ્વેતરંગી સાડીમાં સોનેરી બુટ્ટાઓ ચમકતા જણાય તેમ ચમકવા લાગ્યા. આશા અને ઉલ્લાસ, ચેતન અને જીવન એ સ્ફટિક મહેલને પથરે પથરે જાગી ઉઠયાં.

અજયગઢની પ્રજા માટે આજ આનંદનો દિવસ હતો. વીર સેનાપતિ અંબરે રામગઢના શત્રુરાજ્યનો પરાજય કર્યો હતો. આજ રાજા સમરસિંહ સેનાપતિને શિરપાવ આપવાના હતા. નગરના ચોકમાં વચ્ચે ઉભા કરેલ શમીયાણામાં ભર પ્રજા વચ્ચે સેનાપતિ અંબરની રાજા કદર કરનાર હતા.

અને એ સમસ્ત પ્રજા કરતાં પણ વધારે હર્ષમાં રાજમહેલની એક વ્યક્તિ હતી. રાજકુમારી વિજયવતી ન્હાનપણથી જ સેનાપતિ તરફ પક્ષપાતી હતી. પોતાનો પિતા એ વીરની સમસ્ત પ્રજા વચ્ચે પ્રશંસા કરશે એ વિચારે તે હર્ષઘેલી જેવી થઇ જતી હતી

એ હર્ષ પાછળ એક અદ્દશ્ય ભાવ છૂપાયો હતો. જ્યારે જ્યારે વિજયવતી સેનાપતિ અંબરને નિહાળતી ત્યારે ત્યારે તેનાથી દીર્ઘ શ્વાસ લેવાઇ જતા, આંખો ઢળી પડતી, અને તે કોઇ ઉંડા વિચારમાં પડી જતી. એ શો ભાવ હશે તે પ્રથમ તો રાજકુમારીને સમજાયું નહિ, પણ ધીરે ધીરે તેને જણાયું કે જગત જેને 'પ્રેમ' ના નામથી ઓળખે છે તે જ એ ભાવ હતો.

વિજયવંત સેનાપતિને યુધ્ધ ા પોષાકમાં, વીરત્વભર્યા ચ્હેરા સહિત, સસ્મિત મુખ સહિત અને વિશાળ દેહ ધારનાર રૂપે નિહાળવા રાજકુમારી આજ આતુર બની રહી હતી.

દાસીઓએ તેની આજ્ઞા મુજબ આજ તેને વહેલી જ ઉઠાડી હતી, રાજકન્યા અતી ઉલ્લાસપૂર્વક હમણાંજ સ્નાનાગારમાં ગઇ હતી.

મહેલના ઝરૂખામાં સૂર્યના સોનેરી કિરણોથી રંગાની હમણાં હમણાંમાં રાજકુમારીની માનિતી થઇ પડેલી દાસી રમા કોઇ ગહન વિચારમાં ઉભી હતી. તેના શ્વેત દેહ પર સૂર્યકિરણોની પથરાતી સોનેરી ઝાંય કોઇ દિવ્ય તેજસ્વી રંગ પ્રગટ કરતી હતી. વાયુની લ્હેરી કવચિત કવચિત્ છાનીમાની આવી તેની શ્વેત ઓઢણીને સ્હેજ લડાવી ચાલી જતી. સારૂંય અજયગઢ આજ હર્ષ ઘેલું હતું, પણ રમા વિચારમાં પડી હતી કે આજનો દિવસ તેને માટે હર્ષનો હતો કે શોકનો ?

પુષ્પાના કાલના ટાણા પછી તેણે સેનાપતિ તરફ ઉત્પન્ન થતા સમભાવને મૂળથી ઉચ્છેદી નાખવાનો નિશ્ચય કર્યો હતો. 'આજ હું વિજયોત્સવમાં નહિ જાઉં. રાજકુમારી કહેશે તો કહીશ કે શરીરે સારૂં નથી.' એવા એવા વિચાર કરતી તે ઝરૂખામાં ઉભી હતી.

એક દીર્ઘ નિશ્વાસ નાખી તેણે ક્ષિતિજ પરથી બહાર નીકળેલા પ્રચંડ તેજસ્વી સૂર્ય પ્રતિ જોયું. ત્યાં તો તેની કલ્પના સતેજ થઇ. સૂર્યના ગોળ આકારમાં તેણે સેનાપતિનું વીરત્વભર્યું અને તેજસ્વી મુખ જોયું. જાણે એ તેજ તેને આમંત્રણ આપતું હોય! જાણે એ આંખો અનેક અબોલ વાતો કરતી હોય! મહાપ્રતાપી મુખ પર જાણે સ્મિતરેખાઓ તરવરતી હોય ને એજ રેખાઓ જાણે તેના હૃદયપટ પર રથ.પીભાવે અંકાઇ જતી હોય!

જે ભાવથી દૂર રહેવા રમાએ નિશ્ચય કર્યો હતો તે બમણા આવેગથી તેના હૃદયને ઘેરવા લાગ્યો. તેણે સૂર્ય સામેથી મુખ ફેરવી લીધું. ઝળઝળીઆં આવી ગયેલ આંખોને એકવાર બે હાથે ઢાંકી દીધી, પણ ત્યાં તો કંઇક અવાજ સંભળાનાં:—

પાછું ફરી તેણે જોયું તો રાજકુમારી વિજયવતી!

તેને જોતાં જ રમાને જણાયું કે એ કંઇક પૂછશે.

જાણે જીવનમાં આજ સૌથી વધારે આનંદનો દિવસ હોય એવો રાજકુમારીનો શણગાર હતો. હમણાં જ સ્નાન કરી આવેલ શ્વેતકાય ષોડશી સ્નિગ્ધકાયે ખીલી રહી હતી. દેહના પ્રતિ અંશમાંથી યુવાની, ઓજસ્વિતા ને સુંદરતા ઝરી પડતાં. ન્હાનપણથી જ વિજયવતી ઘોડા પર ચડતી, શિકારે જતી ને અનેક જાતની રમતગમતો કરતી. આ સર્વને પરિણામે તેની કાયા સુન્દર ને સબળ બની હતી. આજ ઉલ્લાસે એ સૌન્દર્યને સબળતામાં કોઇ નવો જ રંગ પૂર્યો.

શ્વેતરંગી દેહ પર આસમાની રંગની જરીયલ બુટ્ટાવાળી ઓઢણી સૌન્દર્યને શતધા વધારતી. હાથમાં સુન્દર સોનેરી કંકણો સૂર્યના પ્રકાશમાં દ્વિગુણ પ્રકાશી ઉઠતાં. હાથે મઢેલી સોનેરી રેખા જાણે રાજકુમારીના ઉલ્લાસનું સ્થૂલ સ્વરૂપ! લલાટ પાસેથી મોતીની સુન્દર લટ ગુંથી હતી.

આછું સ્મિત વેરતી વિજયવતી રમા તરફ જોઇ રહી. રમાએ પણ બનાવટી સ્મિત કરી જવાબ વાળ્યો.

"કેમ-સૂરજથી કઇ રીસામણાં લીધાં હતાં કે?" તેણે પૂછ્યું. "ના—ના—તાપ સહ્યો ન્હોતો જતો એટલે પળવાર આંખો ઢાંકી દીધી હતી" રમાએ ડરતાં કહ્યું.

"પણ સૂરજ તે ક્યાંય છ.બડે ઢંકાતો હશે?" વિજયવતી હસીને બોલી "પણ, ચાલ તૈયાર થા. આજે આપણે મંડપમાં જવું છે. મારી સાથે રહીશ તો ઓઝલ પડદો નહિ ચાલે. આજે તો સેનાપતિને...હને ખબર છે ને આજે ઉત્સવ છે તે?"

"હા, પણ મારે શરીરે સારૂં નથી. હું આજ નહિ આવું." રમાએ હૃદયના વેગને મહામહેનને અટકાવતાં કહ્યું, કારણ તેનું હૃદય તો ત્યાં જવા માટે ધસી રહ્યું હતું.

'એ ન ચાલે-આવવું જ પડશે—અરે! પણ સમજી-તમારા રામગઢને સેનાપતિ જીતી લાવ્યો ને તમને બંદીવાન બનાવી લાવ્યો એટલે તમે તેના વિજયોત્સવમાં ભાગ કેમ લ્યો-એમ જ ને?"

રમા નિરૂત્તર રહી.

"ગાંડી તે ગાંડી જ. આ જગતમાં દુશ્મન કોણ ને મિત્ર કોણ? સૌ સરખાં જ. હું તને ક્યાં મારી શત્રુ ગણું છું કે દાસી

યે ગણું છું ? મને તો લાગે છે કે તું મારી બ્હેન જ છે.''

"તમારી કૃપા રાજકુમારી ! પણ મને એ વાતની યાદ ન અપાવો. તમે તો મને સગી બ્હેન પેઠે રાખો છો, પણ મારા પિતાને હું ભૂલી શકતી નથી. તે જીવતા હશે કે મરી ગયા હશે એ જ વિચાર મને અસ્થિર કરી નાખે છે." રમાની આંખમાં આંસૂ આવ્યાં.

"રમા ! ધીરી પડ—આંસૂ ન સાર. હું છૂપી રીતે તારા પિતાની શોધ કરાવીશ. તારી મરજી થશે તો તને તારે દેશ મોકલીશ. તને રોતી જોઇ, મારૂં હૈયું છાનું છાનું રડે છે."

"કુમારી ! જગત આખું તમારા જેવું હોય તો ? પણ ના એમ નથી. નિષ્ઠુર માનવો જે ધરતી મહાન જગતપિતા પરમાત્માની છે તે ધરતીના એક નાના શા અંશ માટે લોહીની નદી વહેવડાવે છે, સ્વબાંધવોનાં ગળા કાપે છે, એને તેમનું એ વર્તન જગતમાં વીરતાને નામે ઓળખાય છે."

"એ બાબત પર આપણે પછી વાત કરીશું, ચાલ આસૂ લુછી નાખ. વખત થવા આવ્યો છે. ઉત્સવમાં ચાલ એટલે મન હલકું થશે"

એમ કહી તેણે રમાનો હાથ ખેંચ્યો. રમાએ બીજા હાથની હથેલીથી આંસૂ લુછી નાખ્યાં. રાજકુમારીએ હસતાં હસતાં કહ્યુ "રમા ! તારા વિના મારાથી એક ડગલું આગળ ન ભરાય. મેં તને કહ્યું કે હું તને તારે દેશ મોકલી દઇશ તે ખોટું હોં. મને તો તારા વિના ન ચાલે. તને મોકલી દઉં તો મારી 'રમા' હું ક્યાંથી લાવું ?"

રમા ગંભીર જ હતી. કોઇ અકથ્ય લાગણી તેના હૃદય પર હલ્લો કરી રહી હતી. નિરાશા અને રાજકુમારીના પ્રેમભર્યાં વચનો, સેનાપતિ પ્રતિ હોવો જોઇતો કુદરતી તિરસ્કાર અને તેના પ્રતિ પોતાના હૃદયમાં જન્મેલી કોઇ ગહન વૃત્તિ, એ ઉભય વચ્ચે તેનું હૃદય ઝોલાં ખાતું હતું.

ત્યાં એક દાસી આવી; નમન કર્યું, ને બોલી "રાજકુમારી ! પિતાજીએ કહાવ્યું છે કે શમીયાણામાં ચાલો."

"ચાલ રમા ! વખત થઇ ગયો" કહી રાજકુમારી રમાને અંદર ખેંચી ગઇ

જવું—ન જવું એ ગડમથલમાં રમા હતી, પણ રાજકુમારી છોડે તેમ ન્હોતી. તે મુંગે મોઢે તાબે થઇ. મનમાં સંકલ્પ કર્યો કે જવાથી શું ! એ સેનાપતિને હું નહિ જોઉં; આંખો નીચી જ ઢાળી રાખીશ 'કાન બંધ રાખીશ; હૃદયશૂન્ય થઇ જઇશ.'

અને એ રીતે ગાંઠ વાળી તે વિજયવતી સાથે જવા તત્પર થઇ.

( ચાલુ )






ચિત્રકાર:—શ્રી. લતની, શ્રી નર્મદ અને શ્રી. કોટક

**ધન** તૃષ્ણાનું લાકડું છે. જેમ જેમ રૂપિયા આવતા જાય છે, તેમ તેમ તૃષ્ણા વધતી જાય છે. સહારણપુરના લાલા અયોધ્યાનાથ જ્યાં સુધી નિર્ધન હતા ત્યા સુધી તેમને રૂપીયાની લાલસા ન હતી પરંતુ જ્યારે ચાર પૈસા થઇ ગયા ત્યારે દિનરાત તેમને વધારવાની ચિંતા થઇ. વિચારતા હતા કે કેઇ એવી યુક્તિ નિકળી આવે, જેથી થોડાક દિવસમા લાખો રૂપીયા એકઠા થઇ જાય. એક વખત તેઓ રૂપીયા પૈસાને હાથનો મેલ સમજતા હતા. તે વખતે તેઓ મુર્ખ હતા. પરંતુ હવે પૈસા પૈસાને માટે તેમનો પ્રાણ નિકળતો હતો. હવે તેમની આખો ખુલી ગઇ હતી. સાધુ મહંતોની સેવાને માટે એક વખત તેઓ મોટી શ્રધ્ધા રાખતા હતા. તે સમયે તેઓ નિર્ધન મનુષ્ય હતા. પરંતુ હવે તેને તેઓ સૌથી મોટી ભૂલ સમજવા લાગ્યા હતા. બેંકમાં ચાર પૈસા એકઠા થઇ ગયા હતા, એટલું જ નહિ, તૃષ્ણાની સળગતી જ્વાળાએ તેમના છેલ્લા ગુણોને પણ એવી રીતે ભસ્મ કરી દીધા હતા, જેવી રીતે દાવાનળ વન સાથે ગામોને પણ સળગાવી રાખ કરી દે છે. પરંતુ તેમનું અંતઃકરણ સર્વદા નષ્ટ થઇ નહોતુ ગયું. કોઇ કોઇ સમયે જુની પ્રકૃતિનો ફેરો થઇ જતો હતો, જેવી રીતે યુવાવસ્થાના મ્હોં પર કોઇ કોઇ સમયે બચપણના રૂપરંગો ઝળકવા લાગે છે. પરંતુ એ અવસ્થા ચીરસ્થાયી નહોતી રહેતી. નવા સ્વભાવની સામે જુના વિચારો એવી રીતે દબાઇ જતા હતા, જેવી રીતે વૃધ્ધાવસ્થા યૌવનને પછાડી દે છે. લાલા અયોધ્યા નાથના દ્વાર પર કોઇ સાધુમહંત આવી જતો તો તેમનું મ્હોં ફુલની જેમ ખીલી જતુ હતુ, પરંતુ આદરસત્કારને સમયે તે શ્રધ્ધા નહોતી રહેતી. ચંદ્રગ્રહણ લાગી જતું હતું.

* * * *

( ૨ )

સંધ્યાનો સમય હતો, લાલા અયોધ્યાનાથના દ્વાર પર એક સાધુ આવીને ઉભો, અને એક વિશેષ ગૌરવ સાથે બોલ્યો—"કેમ બાબુ, રાત વિતાડવા માટે સાધુને સ્થાન મળી શકશે?"

સાધુએ હસીને કહ્યું—"બેટા, આજકાલનાં સમયમાં તારા જેવા ભક્ત પુરૂષ કયાંક કયાંક જ રહી ગયા છે. સંસારમાથી તો ધર્મનો ભાવ જ ઉડી ગયો છે."

અયોધ્યાનાથનું હૃદય ખીલી ગયું—પોતાની પ્રશંસાથી. સાધુનું મ્હોં સંતોષની મૂર્તિ હતું; અને આંખો અમૃતના પ્યાલા. લાલા અયોધ્યાનાથના હ્રદયમા ભક્તિભાવ ભરાઇ ગયો. આદર સહિત નમીને કહ્યુ "માથા ને આંખો પર!"



"કેમ બાપુ, રાત વિતાવવા માટે સાધુને સ્થાન મળી શકશે?"

સાધુને મ્હોંએથી સાંભળી તેમને એવું જણાયું જાણે તેમને સ્વર્ગ મળી ગયું હોય. હોઠ સુધી હસવું આવી ગયું, પણ તેને દબાવી બોલ્યા—"મહારાજ! જો સાધુસંતોની સેવા ન કરી તો આ મનુષ્યદેહથી લાભ જ શો?"

સાધુ અંદર પહોંચ્યો. લાલા અયોધ્યાનાથે આદરસત્કારમાં કોઈ વાતની કચાશ ન રાખી. ઉંચા પ્રકારનું ભોજન તૈયાર કરાવ્યું લાલા અયોધ્યાનાથ સાધુઓને આવા સારા અને પુષ્ટિકારક પદાર્થ ખવડાવ-

વાના પક્ષપાતી નહોતા. પરંતુ આ સાધુની વાતોમાં કોણ જાણે કેવી શક્તિ હતી કે તેમના વર્ષોના વિચાર ક્ષણ વારમાં બદલાઇ ગયા, જેવી રીતે ગરમીથી સુકાયેલ પૃથ્વી એક જ દિવસની વર્ષાથી લીલીછમ થઇ જાય છે આ ભક્તિભાવથી સાધુનું હૃદય પ્રસન્ન થઇ ગયું રાતના મોડે સુધી વાર્તા થતી રહી. જ્ઞાન અને ભક્તિના દફતર ખુલી ગયાં, અને અયોધ્યાનાથે પૂછયું "મહારાજ, આપ સાધુ કેમ થયા ?"

સાધુએ હસીને ઉત્તર આપ્યો. "બેટા, વૃધ્ધાવસ્થા આવી ગઇ છે, હવે શું આખી ઉમર ગૃહસ્થીમાં જ ફસાઇ રાખું ? કંઇક હરિભજન પણ તો કરવું જોઇએ. તારી કૃપાથી ઘણા રૂપીયા કમાયો. પાંચ પુત્ર છે, એક કન્યા. હવે રૂપીયા પૈસા બધા વ્હેંચી દીધા છે અને તીર્થયાત્રા કરી રહ્યો છું."

અયોધ્યાનાથે સાધુના મ્હો તરફ જોયું અને પૂછયું તો આપે આપનું બધું બાળકોને દઇ દીધું, કે આપની પાસે પણ કંઇ રાખ્યું છે ?"

સાધુએ ઉત્તર દીધો—"મારા હાથમાં જે લોખંડની લાકડી જુઓ છો, એ અંદરથી પોલી છે. એમાં મેં એકસો મોહરો ભરી રાખી છે. *યાત્રામાં કોઇ કોઇ સમયે ધનની* જરૂર પડી જાય છે.

આમ કહેતાં કહેતાં સાધુને ઉંઘ આવી ગઇ. પરંતુ અયોધ્યાનાથની આંખોમાં ઉંઘ નહોતી તેઓ વારંવાર સતૃષ્ણ નેત્રોથી લાકડી તરફ જોતા, અને મનમાં ને મનમાં કંઇ વિચારતા હતા. અંતઃકરણે ફરી ધડકવું શરૂ કર્યું. લોભના દૃઢ હાથોએ તેમનું ગળું દાબી દીધું અયોધ્યાનાથે કમાન દબાવી. લાકડી ખોલી મોહરો કાઢી અને તેની જગ્યાએ પૈસા ભરી દીધા. પાપનો મંત્ર સિધ્ધ થઇ ગયો

× × × ×

( ૩ )

સવાર થઇ. સાધુ હરદ્વાર જવા માટે તૈયાર થયો. અયોધ્યાનાથનું હૃદય બેસતું જતું હતું. તેમને ડર હતો કે, ક્યાંક સાધુને સંદેહ ન થઇ જાય. આ વિચારથી તેમના ચ્હેરાનો રંગ ઉડી જતો હતો. પરંતુ સાધુને આ ઘટનાની જરા પણ ખબર નહોતી તે હસી હસીને વાતો કરતો હતો અને રાતના આદર સત્કાર માટે વારંવાર ધન્યવાદ દેતો હતો. જતી વખતે અયોધ્યાનાથે કહ્યું. "મહારાજ, મારે ત્યાં સંતાન નથી. આપ ઇશ્વરને પ્રાર્થના કરો અમે પાપી છીએ અમારી પ્રાર્થનાની અસર નથી. આપ મહાત્મા છો. પરમાત્મા આપની વાત સાંભળશે."

સાધુએ ઉત્તર દીધો 'સાંભળશે કે નહિં, તે તો તે જ જાણે પરંતુ તને આશીર્વાદ દઉં છું કે ભગવાન તારે ત્યાં સંતાન દયો."

એમ કહીને સાધુ ચાલ્યો ગયો અયોધ્યાનાથના માથા ઉપરથી ભાર ઉતરી ગયો. તેમને એવું જણાયું, જાણે સાધુના જવા સાથે જ તેમના હૃદય પરથી પત્થર હટી ગયો. તેઓ આ ચોરીના ફળથી બચી શકતા ન હતા, એ તેમનું મન અને મસ્તક અનુભવ કરી રહ્યા હતાં. ચોરીનું પ્રકટ થવું પ્રત્યક્ષ હતું, પણ તેનું ફળ ભવિષ્યના પડદામાં હતું. મનુષ્ય વર્તમાન સમયની સામે ભવિષ્યની પરવા નથી કરતો.

આ તરફ સાધુ હરદ્વાર પહોંચ્યો, તો હૃદય પ્રસન્ન થઇ ગયું. અહિં સાધુસંતોને જોઇને તેને એવી પ્રસન્નતા થઇ જાણે સ્વયં ભગવાનના દર્શન થઇ ગયાં હોય. તેનું મન બ્રહ્માનંદમાં લીન થઇ ગયું. એક કંદોઇને બોલાવી કહ્યું, "હું એક મહાયજ્ઞ કરવા ઇચ્છું છું, જેમાં હરદ્વારના સર્વ સાધુઓને ભોજન કરાવવામાં આવશે. તેમાં બધું મળી ખર્ચ કેટલું થશે ?"

કંદોઇએ અંદાજ કરીને ઉત્તર દીધો, "સાડા સાતસો રૂપીયા.

"એટલામાં બધું થઇ જશે ?"

"ઘણી જ સારી રીતે."

સાધુએ થોડી વાર વિચાર્યું અને ફરી

પુછયું, "તું આનો બંદોબસ્ત કરી શકીશ ?"

"કરી શકીશ."

"તો બધો બંદોબસ્ત તું જ કર. જે ખર્ચ થશે, તે હું આપીશ."

આમ કહેતા કહેતાં તેણે એક ભાવભરી દૃષ્ટિથી પોતાની લાકડી તરફ જોયું.

કદોઇએ જવાબ આપ્યો. "આપ નિશ્ચિત રહો. બધો બંદોબસ્ત થઇ જશે."

બીજે દિવસે યજ્ઞ થયો. હરદ્વાર આખામાં ધૂમ મચી ગઇ લોકો જોતા હતા અને આનંદથી ફરતા હતા. કહેતા હતા, યજ્ઞ ઘણા જોયા છે, પરંતુ આવી ઉદારતા અને ભકિતભાવનાથી રૂપીઆ પાણી જેમ વહાવતો કોઇને નથી જોયો. એવા ધનાઢયોની ત્રુટી નથી જેઓ પાસે મોહરોની થેલીયો છે. તેઓ કોર્ટમાં ફરીયાદી વખતે લાખો લુંટાવી દયે છે, દીકરાના લગ્નમા લાખો ઉડાવી દયે છે; પરંતુ ધર્મને રસ્તે પૈસા ખર્ચ કરતી વખતે તેમનું મન સાંકડું થઇ જાય છે. આ મનુષ્ય છે, જેણે પોતાનો સાચો ધર્મ જાણ્યો છે, અને ધર્મની આગળ પૈસાનું મ્હો નથી જોયું. સાધુનું મગજ આકાશ પર પહોંચી ગયું, અને તેનું હૃદય આનંદથી નાચવા લાગ્યું. સાધુ તો પ્રસન્ન થઇ રહ્યો હતો, પરંતુ પ્રારબ્ધનો પાસો ઉલટો પડી રહ્યો હતો.

\+ + +

(૪)

સાંજ થઇ. સાધુએ પોતાના કમરાનો દરવાજો બંધ કર્યો, અને લાકડીની કમાન દબાવી. તેની અંદર પૈસા જોઇને તેનું હૃદય કંપી ઉઠયું ! તેને એવું જણાવા લાગ્યું જાણે તે કોઇ ભયાનક સ્વપ્ન જોઇ રહ્યો હોય. તેને પોતાની આંખો પર વિશ્વાસ નહોતો થતો. તે ચાહતો હતો કે આ સ્વપ્ન જેટલું જલદી થઇ શકે, પુરું થઇ જાય. પણ આ સ્વપ્ન એવું ન હતું, જેની પાછળ જાગૃતિ આવે છે. તેણે પૈસાને આખો ચોળી ચોળીને જોયા. તેને ખ્યાલ હતો કે હવે જરૂર માગી ભૂલ દૂર થઇ જશે, પરંતુ દરેક પૈસો તે જ પૈસો હતો. સાધુના મ્હોં પર પરસેવાના ટીપાં ઝળકવા લાગ્યાં. કંદોઇનો હિસાબ થોડીવાર પછી દેવો હતો. વિચાર્યું, હવે શું થશે! અપમાનનું ચિત્ર આંખો સામે તરવરી રહ્યું. સાધુ ધ્રુજીને ઉભો થઇ ગયો. અપમાનનો વિચાર અપમાનથી પણ અધિક ભયંકર છે. સાધુમાં તે સહન કરવાની શક્તિ નહોતી. તેણે થોડી વાર સુધી એવી રીતે વિચાર કર્યો જેવી રીતે એક નિરાશ મનુષ્ય સમુદ્રમાં કુદતાં પહેલાં વિચાર કરે છે. પછી દરવાજો બંધ કરી દીધો. સાથે સાથે તેની આશાના દરવાજાઓ પણ બંધ થઇ ગયા. સાધુએ ખાટલાની દોરી કાઢી અને તેને છત સાથે લટકાવી દીધી મોત દરવાજા પર ઉભું હતું. અંતઃકરણે ઉપદેશ દીધો, મરતકે યુકિતઓ બતાવી, પરંતુ નિરાશાએ બધી તરફ અંધારું ફેલાવી દીધું. સાધુનું મ્હોં મૃતના જેવું સફેદ થઇ ગયું. ત્યારે તેણે ખાટલા ઉપર ઉભા રહી દોરીનો આંટો ગળામાં નાખ્યો અને ધ્રુજતા પગોની છેલ્લી ચેષ્ટાથી ખાટલાને ઠોકર મારીને પાડી નાખ્યો. મોત અંદર આવી ગયું !

કેવી આનંદમય સવાર હતી, પરંતુ કોને ખબર હતી કે તેની સાંજ આવી દુઃખમય થશે. થોડા સમય પછી આ ઘટના પવન વેગે ફેલાઇ ગઈ.

* * *

(૫)

સાધુ મરી ગયો. પરંતુ તેનો આશીર્વાદ જીવતો હતો. વર્ષની અંદર જ અયોધ્યાનાથને ઘેર પુત્ર ઉત્પન્ન થયો. મરી ગયેલ આશાઓમાં જીવન આવી ગયું. અયોધ્યાનાથ એવા પ્રસન્ન હતા, જાણે આખા સંસારનું ધન મળી ગયું હોય. અંધારા ઘરમાં પ્રકાશ થઇ

ગયો હતો. તેમના પગો જમીન પર નહોતા પડતા. બાળકનું નામ રાખવાનો ઉત્સવ ઘણી જ ધામધુમથી કરવામાં આવ્યો. તે ઉત્સવને અવસરે એક મોટું નિમંત્રણ કરવામાં આવ્યું. તે દિવસે અઘોધ્યાનાથે આખી ઉમરની કૃપણતાની કસર કાઢી નાખી; રૂપીયા પાણી જેમ વહેવડાવ્યા. બાળકનું નામ દ્વારકાનાથ રાખવામાં આવ્યું. તે ઘણો સુશીલ બાળક હતો. તેની બુધ્ધિ જોઇને આશ્ચર્ય થતું હતું લોકો કહેતા હતા, એ કુળનું નામ વધારશે. અઘોધ્યાનાથ આ સાંભળીને ફુલ્યા નહોતા સમાતા. તેની ચંચળતા જોઇને તેમનો પ્યાર વધતો જતો હતો. આ પ્રમાણે છ વર્ષ વિતી ગયાં. દ્વારકાનાથ સ્કુલમા ભણવા ગયો ત્યાં તેના ગુણોનો વિકાસ થવા લાગ્યો. સોનું કુંદન થઇ ગયું. તે હમેશા પોતાના કલાસમા પહેલો રહેતો હતો અઘોધ્યાનાથ આ જોતા અને પરમાત્માને ધન્યવાદ દેતા હતા.

પરંતુ કોઇ કોઇ સમયે જ્યારે તેમને સાધુની સાથેનો દુર્વ્યવહાર યાદ આવી જતો ત્યારે તેમના હૃદયમાં ભાલા ખુંચી જતા હતા, અને તેમના આત્મામાં એક જાતનો ભય છવાઇ જતો હતો. તેમને હવે રહી રહીને પોતા ઉપર ક્રોધ આવતો હતો. તેઓ ઘણી વાર મનમાં ને મનમાં દુઃખી થતા હતા કે મારી બુધ્ધિ ઉપર કેવો પડદો પડી ગયો કે આવી મુર્ખતા કરી બેઠો. તે ગયેલો સમય તેમને હાથ નહોતો આવવાનો. તેમણે તે મહોરો એક રૂમાલમાં બાંધીને એક પેટીમાં રાખી દીધી, અને નિશ્ચય કર્યો કે તે સાધુને પાછી દઇ દઇશ. તેની તપાસ માટે તેમણે કેટલાક માણસો મોકલ્યા; પરંતુ સાધુનો કયાંય પતો ન મળ્યો. એટલે સુધી કે આ ઘટનાનું અઘોધ્યાનાથને વિસ્મરણ થઇ ગયું. પરંતુ તે મોહરોની પોટલી તો તેમજ પડી રહી.

( ૬ )

દ્વારકાનાથ અઢાર વર્ષનો થઇ ગયો.

વસંતના દિવસો હતા અઘોધ્યાનાથ દ્વારકાનાથ તથા ધર્મપત્ની સાથે અયોધ્યા તરફ રવાના થયા ત્યાં પહોંચ્યા બાદ અઘોધ્યાનાથને એક નવું રહસ્ય જાણવામા આવ્યું. દ્વારકાનાથની પ્રકૃતિ સાધુઓના જેવી હતી. તે દિનરાત સાધુઓની મંડળીમા ફર્યા કરતો હતો. અઘોધ્યાનાથ આ જોઇને બહુ ચીઢાતા હતા; પરંતુ કંઇ નહોતા કરી શકતા. દ્વારકાનાથનું મ્હોં જોઇને તેમનો ક્રોધ તત્કાળ ઉતરી જતો હતો. તેઓ ઘણી વાર વિચારતા હતા, પણ તેમને દ્વારકાનાથની આ પ્રકૃતિનું કારણ સમજવામાં ન હોતુ આવતું.

સંધ્યાનો સમય હતો. દ્વારકાનાથ ઘર તરફ આવતો હતો કે રસ્તામા એક મનુષ્ય રોતો રોતો મળ્યો દ્વારકાનાથે આશ્ચર્યથી પુછ્યુ —"કેમ, શા માટે રૂવો છો ?"

"શુ કહુ, કહેતાં શરમ આવે છે."

"તો પણ"

"વેપારમા નુકશાન થયું છે"

"એ તો એક સાધારણ વાત છે."

આગંતુકે વિચિત્ર ભાવથી દ્વારકાનાથ તરફ જોઇ કહ્યું—"મારે દેવું ચુકાવવું છે. તે મારી ઉપર ફરિયાદી કરવાનો છે."

દ્વારકાનાથ થોડી વાર ચુપ રહ્યા, આ ચુપકી આગંતુકને માટે આશા બની ગઇ, વહેતાં આંસૂ અટકી ગયાં. દ્વારકાનાથે પુછ્યું "કેટલા રૂપીયાથી તમારૂં કામ ચાલી શકશે!"

જ્યારે મનુષ્ય નિરાશ થઇ જાય છે, ત્યારે તેને ડગલે ડગલે આશા દેખાતી જાય છે. આગંતુકને પણ હિંમત આવી. તેણે હિસાબ કરી ઉત્તર દીધો, "મારે માથે ચૌદસો રૂપીયાનું દેવું લગભગ ચઢી ગયું છે."

"ચૌદ સો રૂપીયા ?"

"હા, ચૌદસો રૂપીયા."

દ્વારકાનાથ થોડીવાર ચુપ રહ્યો, પછી સહસા તેણે કહ્યું "ચિન્તા ન કરો, બંદોબસ્ત થઇ જશે."

આગંતુકે પુછ્યું, "પણ તે ક્યાં સુધી ?"

'આજ રાત સુધી, તમારી દુકાન ક્યાં છે?'

"ચોકમાં જે કદોઇની મોટી દુકાન છે, તે મારી જ છે."

દ્વારકાનાથ જલદી ઘેર પહોચ્યોં, તે સમયે તેના હૃદયમાં હલચલ મચી ગઇ હતી, તેનું ચિત્ત વ્યાકુળ હતું. તે ચાહતો હતો કે જેમ બને તેમ જલદી કદોઇનું દુઃખ દૂર કરી દે. તેને કોઇ દિવ્ય શક્તિએ વિશ્વાસ દેવડાવી દીધો હતો કે તેને સહાયતા કરવી એ તેનો ધર્મ હતો. તે એક વિશેષ ભાવ સાથે ઘેર ગયો માતા અને પિતા, બન્ને ક્યાંક બહાર ગયાં હતા. દ્વારકાનાથનો રસ્તો સાફ થઇ ગયો, તેણે નોકર પાસેથી ચાવીઓ લીધી, અને કમરની અંદર ગયો. પણ પેટીમાં



તેણે નોકર પાસેથી ચાવીઓ લીધી અને કમરાની અંદર ગયો.

તાળું લાગ્યું હતું. દ્વારકાનાથની ઉપર ભૂતે સવારી કરી હતી, તેણે પત્થર લઇ પેટી તોડી નાખી. પછી પેટીમાં શોધવા લાગ્યો, નિરાશાએ પગો ફેલાવ્યા, હૃદયે પોતાનું માથું ઉંચુ કર્યું, એકાએક આશાની ચમક દેખાવા લાગી. દ્વારકાનાથના હાથમાં એક રૂમાલ આવી ગયો. તેણે ધ્રુજતે હાથે તેને જલદીથી ખોલ્યો, હૃદય કમળ જેમ ખીલી નીકળ્યું. આ તે જ મોહરો હતી. ગણી, પુરી સો નિકળી. હૃદય પ્રફુલિત થઇ ગયું. તે તેને ખીસામાં રાખી એવી રીતે ભાગ્યો જાણે કોઇ સિપાઇનો કર્મચારી પાછળ લાગ્યો હોય. દ્વારકાનાથે ભલાઈને માટે બુરાઇ કરી. પણ આવી બુરાઇ કરવાવાળાઓની સંખ્યા કેટલી છે?

રાતનો સમય હતો. દ્વારકાનાથ પોતાને ઘેર પાછો આવ્યો. પણ જેવો આવીને બેઠો કે પેટમાં પીડા થવા લાગી. દ્વારકાનાથ સાહસી નવયુવક હતો મોટામાં મોટા કષ્ટમાં પણ તે હિંમત હારતો નહિ. પણ આ પીડા કોણ જાણે કેવી જાતની હતી કે તેના મ્હોંમાથી એક ચીસ નિકળી ગઇ. અયોધ્યાનાથને એવું જણાવા લાગ્યું જાણે કોઇ મોટી વિપત્તિ પડવાની છે. આ આવવાવાળી વિપત્તિનું પુર્વ રૂપ હતું. તેઓ દોડતા ડૉક્ટરની પાસે ગયા; પણ હજી પાછા ન્હોતા આવ્યા કે દ્વારકાનાથે પ્રાણ ત્યાગી દીધો. અયોધ્યાનાથ આ સાંભળતાં જ ચકરી આવવાથી પડી ગયા, અને કેટલાક દિવસો સુધી બિમાર રહ્યા. પણ દ્વારકાનાથને શું થઇ ગયું, તે હજી સુધી તેમની સમજમાં ન આવ્યું. એક દિવસ પેટીમાં કોઇ ચીજને માટે હાથ નાખ્યો તો મોહરવાળો રૂમાલ નહોતો. એકાએક તેમને કેટલાક વર્ષોની ભુલાઇ ગયેલી ઘટના યાદ આવી ગઇ. પણ તે મોહરોનું ચાલ્યું જવું અને દ્વારકાનાથનું અચાનક મરવું, એ બન્ને ઘટનાઓનો શો સંબંધ છે, તેને તેઓ કદી ન સમજી શક્યા ખરેખર તેજ સાધુના પુનર્જન્મનું પ્રત્યક્ષ પ્રમાણ આ દ્વારકાનાથ હતો. (સંપૂર્ણ)



# અધિપતિની નોંધ

## વિવેચનસાહિત્યમાં વિનયભંગ

વિવેચન એ સાહિત્યનું અતિ પવિત્ર અને મહત્વનું અંગ છે. એ જેટલું શુદ્ધ, જેટલું સબળ અને જેટલું ક્ષીરનીરવત્ તેટલું જ તેનું મુલ્ય વધારે.

ગુર્જર સાહિત્યમાં સ્વ. નવલરામ સમા અડગ અને પક્ષપાતહીન વિવેચક પછી રા. રમણભાઇ અને સાક્ષરશ્રી નરસિંહરાવે એ દિશાને અમુક અંશે જાગતી રાખેલી છે. દુર્ભાગ્યે કેટલાક વર્ષ થયા રા. રમણભાઇએ એ પ્રવૃત્તિ મંદ કરી નાખી છે.

હમણાં દશ માસ થયા રા. વિજયરાય કલ્યાણરાયના તંત્રીપદ હેઠળ 'કૌમુદી' નામે વિવેચનના ત્રિમાસિકે જન્મ લીધો છે. 'કૌમુદી' પ્રગટ થવાના ખબર જાણી અમે વિવેચનસાહિત્ય પાછું ખીલી ઉઠશે એમ કલ્પેલું, પણ કમનસીબે "કૌમુદી" એ પોતાના "મનન અને અવલોકન"માં વિવેચનના વેષ હેઠળ પક્ષપાતને પોષ્યો છે, એમ તેના અત્યાર સુધીના અંકો જોયા પછી કહ્યા વિના ચાલતું નથી.

અફસોસ કે 'કૌમુદી' ગોવર્ધન ને દલપત સમા વિદેહી સાક્ષરોને જનસમાજ સમક્ષ નગ્ન જ રૂપમાં રજુ કરી તેમને હલકા પાડવા યત્ન કરે છે, અફસોસ કે સાક્ષરોની ઉજવાતી જયન્તિની નિષ્પક્ષપાત નોંધ લેવાને બદલે એ તેનમાં પોતાના મતનું ડિંડિમ વગાડયા વગર એ રહેતું નથી, અફસોસ કે 'નવચેતન' તરફ તેને જબરી સુગ છે, અફસોસ કે 'સાહિત્ય' જેવા આમ વર્ગને પ્રિય અને સરળ ભાષા શૈલીના હિમાયતી માસિકના આલેખન તેને "ગામડી" જણાય છે, અફસોસ કે પોતે માની લીધેલા વિરોધી માસિકને એ પોતાના સાહિત્યરસ મહાપમાંથી દેશનિકાલ કરે છે, અફસોસ કે અમુક સંસ્થા ને અમુક વ્યકિતનાં હદ બહાર બણગા ફુંકવાની તેને ટેવ પડી ગઇ છે.

"કૌમુદી" ની આવી પક્ષપાતભરી નીતિ તરફ મુંબઇના "પ્રજા મિત્ર" અને કરાંચીના "પારસી સંસાર" સિવાય સૌ પત્રોએ તેમજ સાક્ષરો અને વિવેચકોએ આંખ આડા કાન કર્યા.

ત્યાર બાદ જુન માસના "સાહિત્ય"માં મી. ઉસ્માન ગની "શબનમે" એક લેખ લખી કૌમુદીના ગુણદોષની તપાસ કરી. કોઇ પણ તટસ્થ વાંચનાર કહી શકે એમ છે કે એ લેખમાં કૌમુદીનાં ગુણો બતાવ્યા પછી જ તેના અમુક દોષો તરફ ધ્યાન ખેંચવામાં આવ્યુ છે; છતાં 'સૌરાષ્ટ્ર' પત્રમાં 'કેતુ' નામે એક વિવેચક-ભાઇએ 'સાહિત્યની દુનીયા'ના મથાળા હેઠળ એ લેખના સંબંધમાં લખ્યું કે 'કાંઇક વઢકણા **પણાનો** અને વગર પૈસાની તો યે **સ્વાર્થસાધુ** વકીલાતનો ભાસ કરાવતું રા. ઉસ્માન ગનીનું વિવેચન પ્રગટ થાય તે **'સાહિત્ય'ના ગૌરવને હીણપ આપે છે.'**

અમે રા. 'કેતુ'ને પૂછીએ છીએ કે મી. "શબનમ્"ના લેખમાં વઢકણાપણાનો ભાસ કયાં છે તે કૃપા કરી બતાવશો? મી. "શબનમ્"નું વિવેચન "સ્વાર્થસાધુ" વકીલાત છે તેના પૂરાવા મહેરબાની કરીને રજુ

કરશો ? અમે અત્રે પ્રસંગવશાત્ એ જણાવવાની અમારી ફરજ સમજીએ છીએ કે શ્રી "રાજનમ્" 'નવચેતન' માં જે લેખો લખે છે તે એક પણ પાઇની આશા વિના તેમજ કેવળ નિસ્વાર્થભાવે. અન્ય કોઈ પત્ર કે વ્યક્તિ પાસેથી પૈસા લઇને કે અન્ય પ્રકારનો સ્વાર્થ સાધીને તેમણે લખાણ આપ્યું છે એવું સાબિત કરવાની રા. 'કેતુ'ને શિરે ફરજ લટકી રહી છે એ એમણે ભૂલવું જોઇતું નથી; અને જો એ સાબિત ન કરી શકે તેમ હોય તો એક ગૃહસ્થ અને વિવેચક તરીકે તેમણે "સ્વાર્થસાધુ" શબ્દ પાછો ખેંચી લેવો ઘટે

એ ખરેખર દીલગીરીની વાત છે કે જે "સૌરાષ્ટ્ર" ફર અઠવાડીએ પોતાની કટારોમાં જુલમ સામે માથુ ઉંચુ કરી પ્રજાને જુલમ કે પક્ષપાત ન સહેવાનું પાણી ચડાવે છે તે જ 'સૌરાષ્ટ્ર' પત્રની 'સાહિત્યની દુનીયા' જુલમને પોષનારી, કઠોર વાતાવરણ પ્રસરાવની અને વિવેકવિહીનતાથી ભરપૂર છે. અમારી પાસે તેની સાબિતીઓ છે આ રહી તેમાંની થોડીક.

(૧) વર્ષેક પહેલાં મૃત પત્ની પર એક પતિએ લખેલ એક કરૂણ કાવ્ય વાંચી 'સૌરાષ્ટ્ર' પત્રની 'સાહિત્યની દુનીયા' ના લેખકને રમુજ ઉપજી હતી ! ધન્ય છે અન્યનું દુઃખ જોઇ તેમાંથી હાસ્ય ઉપજાવવાની હૃદયહીનતાને !

(૨) રા. 'બહુરૂપી'એ ત્રણેક માસ પહેલાં 'સાહિત્યની દુનીયા' ના મથાળા હેઠળ લખેલ કે 'શારદા પણ બીજા માસિકોની પેઠે રોફ મારવા નીકળી પડયુ છે' અરે ભાઇ ! માસિકોનો રોફ તો બીચારા માસિક ચલાવનારાઓ જ જાણે છે. બીરાદર ' સચિત્ર માસિક; ચલાવવુ એ કંઇ કલમ ઉઠાવી કાગળ પર ચીતરી મારી ટપાલમાં રાણપુર મોકલી દેવા જેટલુ સ્હેલુ નથી !

(૩) લગભગ એક માસ પહેલા 'સાહિત્યની દુનીયા' ના મથાળા હેઠળ ભાઇ 'કેતુ' 'કુમાર' માસિકના એક અંકના ઇતિહાસના મથાળા હેઠળની લેખમાળાનો એક લેખ ન આવ્યો તે પર ચીતરી મારતાં કહે છે કે 'ઇતિહાસ શું નૈનિતાલના પહાડોમાં ઉડી ગયો ?' શાબાશ છે બિરાદર 'કેતુ' તારી સજ્જનાઇને ! 'કુમાર' માં એ લેખમાળા લખનારના બીચારાના કયાં ભોગ લાગ્યા કે એકાદ માસ માટે એ બીચારા નૈનિતાલ ગયા ? પણ વાહ ભાઇ 'કેતુ !' 'કુમાર' માં 'ઇતિહાસ'ના મથાળા હેઠળ લખવાનો તમારી પાસેથી મોંઘી કિંમત લઈ એ લખનારે 'કોન્ટ્રેક્ટ' કર્યો છે કે શું ?

એ તો થઈ 'સાહિત્યની દુનીયા' ની વાત હવે એક પત્ર તરીકે 'સૌરાષ્ટ્ર' ની નીતિ કેટલી પક્ષપાત ભરેલી છે તે જોઇએ.

શ્રી જુનાણી નામના એક ગૃહસ્થ અમને લખી જણાવે છે કે 'મે રા. કેતુ'એ શ્રી. 'રાજનમ્'ના 'સાહિત્ય' વાળા વિવેચનાત્મક લેખ વિષે જે તોછડાઈભર્યો અભિપ્રાય 'સાહિત્યની દુનીયા' માં જણાવ્યો છે તેનું દલીલપૂર્વક ખંડન કરનાર એક ચર્ચાપત્ર 'સૌરાષ્ટ્ર' ને મોકલેલ તે તેણે છાપ્યું જ નથી, તો તમો એ બાબતમા કાઇ કરી શકો તેમ છો ખરા ?'

વાહ ! ધન્ય છે ! કોઈને 'સ્વાર્થસાધુ' કહેનારનું વિવેચન છાપવું ખરૂં, પણ તેનો દલીલપૂર્વક કોઇ જવાબ આપે તે ન છાપવો ! એટલે આપણે જે 'બુરોક્રેસી' સામે હાલ લડત ચલાવી રહ્યા છીએ તેવા જ પ્રકારની 'બુરોક્રેસી' આપણા સાહિત્યક્ષેત્રમાં (અત્રે યાદ રાખવું ઘટે કે સાહિત્ય એટલે પ્રજા જીવનનું રકત) પ્રબળ સ્વરૂપે પ્રવર્તી રહી છે

અમે દીલગીર છીએ કે અમારે આટલું લખવું પડયું, પણ વિવેચનના અતિ પવિત્ર કાર્યમાં વિનયનો ભંગ અનિષ્ટ જ છે એ વિચારતા લખવું પડયુ છે.



# નવચેતન અને રંગભૂમિ

માસિકપત્ર

પુસ્તક: ૭ મું. અધિપતિ.— ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી અંક: ૬ ઠો

[ સર્વ હક સ્વાધીન. ]


## સપ્ટેમ્બર ૧૯૨૫ના અંકની અનુક્રમણિકા



### લવાજમના વાર્ષિક દર :

| | |
|---|---|
| હિંદના કોઇ પણ ભાગ માટે ... ... ... ... .. | રૂ. ૬—૬—૦ |
| હિંદ બહાર કોઇ પણ ભાગ માટે ... ... ... ... | રૂ. ૭—૮—૦ |
| છુટક નકલ ... ... ... ... ... .. | રૂ. ૦—૧૨—૦ |


ઠેકાણું :—નવચેતન ઑફીસ. નંબર ૧૪ અમરતલા સ્ટ્રીટ, કલકત્તા.

આ માસિક નવચેતન કલકત્તા, માન્ક્સ લેઇન, નં. ૨, ધી ગુર્જર પ્રભાત પ્રીન્ટીંગ પ્રેસમાં ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશીએ આ પત્રના અધિપતિ, ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશીના માટે છાપ્યું અને ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશીએ નં. ૧૪, અમરતલાસ્ટ્રીટ, કલકત્તામાં પ્રગટ કર્યું.




ઑક્ટોબર ૧૯૨૫

# દીવાળીનો ખાસ અંક

આકર્ષક ! સંગીન ! કળાયુક્ત !

## તે વિષે નીચે આપેલી વિગતો વાંચવા ખાસ ભલામણ છે

પ્રિય વાંચનાર ! હવે તો દીવાળી પર લગભગ દરેક સાપ્તાહિક અને માસિક ખાસ અંક કાઢે છે. એટલે 'દીવાળીનો ખાસ અંક' એ નામનું વિશેષ મહત્વ હવે રહ્યું નથી. ગમે તેવા લેખો ભેગા કરી પાંચ પંદર બ્લોકો માગીને કે ભાડે મેળવીને પણ દીવાળી અંક કાઢનારા છે. એટલે આ વર્ષ અમે અંક દળદાર ન બનાવતાં કળાથી ભરપૂર ને સંગીન વિષયોથી ભરેલો બનાવવાની ગોઠવણ કરી છે આ અંક એક સુંદર કળામય આલ્બમ જેવો લાગશે. તેમાં ૧૧૦ પૃષ્ઠ ને ૬૫ ચિત્રો રહેશે, જેમાં ચાર ત્રિરંગી ચિત્રો, જે ખાસ દીવાળી અંક માટે જ દોરાવેલાં છે તે રહેશે. આર્ટપેપર પર ફુલપેજ ચિત્રો કુલે એક ડઝન રહેશે. આ અંક અમને લગભગ રૂા. ૧) ની પડતર કિંમતનો થશે અને ગ્રાહકોને રૂા ০ા હિસાબે મળતા અમે દેખીતું નુકશાન ખેડી રહ્યા છીએ અને આશા રાખીએ છીએ કે અમારા આ સાહસને ઉત્તેજન આપવા અમારા ગ્રાહકો પોતાના મિત્રોને આવતા માસથી ગ્રાહક બનાવશે. આ અંક માટે જરા કે જહેમતની કચાશ નહિ રાખવામાં આવે. જે જે ગ્રાહકોનું લવાજમ આ મહીને પુરૂં થાય છે તેમને આ ખાસ અંક વી. પી. થી મોકલવામાં આવશે તે સ્વીકારી લેવા કૃપા કરવી, છતાં કોઇ સજ્જનને ગ્રાહક તરીકે રહેવાની ઇચ્છા ન હોય તો મહેરબાની કરી અમને તા. ૨૦મી સપ્ટેમ્બર પહેલાં એક કાર્ડથી ખબર આપી અમને વી. પી ના નકામા ખર્ચથી બચાવી આભારી કરશે એવી આશા છે.

છુટક નકલનો રૂા. ૧) રહેશે, જે પડતર કિંમત જેટલો જ કહેવાય છુટક નકલ લેવા ઇચ્છનારે પ્રથમથી જ નામ નોંધાવી રાખવાં, કારણ આ ખાસ અંકની જરૂર પૂરતી જ નકલો નીકળશે.

હવે, તેના ચિત્રો તથા લેખોના ટુંક વિવરણ પર નજર નાખી જાઓ.

# મુખ્ય ચિત્રો

**કવર-ડીઝાઇન :** (ત્રિરંગી) કલાસિધ્ધ ચિત્રકાર શ્રીયુત ધુરંધરે ખાસ દોરેલી આકર્ષક કવર ડીઝાઇન.

**મુખપૃષ્ટ . પનિહારી :** ( ત્રિરંગી ) શ્રીયુત ધુરંધરની સ્કેચ બુકમાનું કળામય ત્રિરંગી આલેખન જે તેમનાં સારાં ચિત્રોની કોટીમા આવે એવું છે.

**બ્રહ્મતેજને ચરણે :** (ત્રિરંગી) કળાના અનન્ય પૂજારી સુયોગ્ય ગુર્જર ચિત્રકાર રા. રવિશંકર રાવલનું એક પૌરાણિક કવ્ય પર દોરેલું ચિત્ર.

**નર્તકી .** ( ત્રિરંગી ) શ્રીયુત એચ મઝુમદાર. કળા અને સૌન્દર્યનાં પરમ ઉપાસક આ મશહૂર બંગ ચિત્રકારે ખાસ 'નવચેતન' માટે જ દોરેલું રેખાએ રેખાએ સૌન્દર્ય પ્રગટાવતું ત્રિરંગી ચિત્ર

**સમરસિંહે કટારી ઉંચી કરી :** શ્રીયુત ધુરંધરે અમારી ચાલુ વાર્તામાંના એક પ્રસંગ પર દોરેલું ચિત્ર.

**સુકેશી અને આરણ્યક :** ( ત્રિરંગી ) રા. રવિશંકર પંડિત. કુશળ નવલિકાલેખક રા. ધૂમકેતુની વાર્તામાના એક પ્રસંગ પર રા. પંડિતે દોરેલું ભાવનામય ચિત્ર

## લેખો, કાવ્યો, વાર્તા, હાસ્ય વિગેરે

**પડદા પડયા :** રા. ન્હાનાલાલ દ. કવિ. ગુર્જર ગીરાના આ સિધ્ધ કવિરત્નની એક અણમૂલ કાવ્યપ્રસાદી, જેને પદે પદે ભક્તિભાવ નીતરી રહ્યો છે.

**વીરપૂજા :** રા. કાન્તિલાલ છ. પંડ્યા. આ અતી વિનયશીલ વિદ્દદ્દરત્નનો વાંચવા યોગ્ય લેખ જે પશ્ચિમની વીરપૂજાના પ્રકાર અને તેને અન્તરગંત ભાવનાઓ રજુ કરે છે.

**શ્રીયુત ધુરંધર અને તેમની કળા :** (સચિત્ર ) રા. રવિશંકર રાવલ. જેને અંતર નિશદિન કળાની ધગશ ધીકતી રહી છે અને સેવાભાવ જેની રગેરગે વહી રહ્યો છે એ પ્રસિધ્ધ ગુજરાતી ચિત્રકાર રા. રાવલે પોતાના ગુરૂ સમા શ્રીયુત ધુરંધરની કળાનો કરાવેલો અતી સુન્દર પરિચય આર્ટ પેપર પર રંગીન શાહીમાં ૧૨ ચિત્રો સહિત ૭ પેજે આ લેખ આ અંકનું મુખ્ય આકર્ષણ જણાશે.

**વાન્ડાઇક—મધ્યકાલીન યુરપનો મશહૂર ચિત્રકાર :** ( સચિત્ર ) રા. ચીમનલાલ મુલજી ભાઇ. સુહારે ખાસ 'નવચેતન' માટે જ તૈયાર કરેલો કળાયુક્ત વિષય, જે અનેક ચિત્રો સાથે ઉંચા કાગળો પર રંગબેરંગી શાહીમાં છપાએલો જોશો.

**પૃથ્વી અને સ્વર્ગ :** ( સચિત્ર ) રા. ધૂમકેતુ. ગુર્જર સાહિત્યના નવલિકાવ્યોમમાં પ્રખર ધૂમકેતુ સમાન આનંસિધ્ધ વાર્તાલેખકની અતી સુન્દર પ્રસાદી તેવા રા. પંક્તિના જ સુન્દર ત્રિરંગી ચિત્ર સાથે

**હાજી ! હાજી !** પ્રૉ. બળવંતરાય ઠાકોરની નાની પ્રોત્સાહક કવિતા.

**નર્તકીને :** ( સચિત્ર ) મી ઉસ્માન ગની "શબનમ" ચિત્રકાર શ્રીયુત મજુમદાર. ખાસ "નવચેતન" માટે જ પ્રસિધ્ધ ઉર્દૂ લેખક "નિયાઝ" ની ભાવનાભરી પ્રસાદીને મી. શબનમે ગુજરાતી ભાષામાં તૈયાર કરી છે.

**કવિની સમાધિ .** રા દેશળજી પરમાર. આર્દ્ર અતી કોમળ હૃદયના કવિની કરુણાગામિની કાવ્યરચના.

**કોરો કાગળ :** ( સચિત્ર ) રા. ઓલીયા જોશી. ચિત્રકાર રા' ફીગસ હાસ્યરસના આ કુશાગ્ર લેખકની ફેફસાને સારી કસરત કરાવનાર વાનગી

**શબલા :** ( સચિત્ર ) રા. કેશવ. હ. શેઠ. ચિત્રકાર રા રાવલ. પવિત્ર ભાવનાભર્યું એક પૌરાણિક પ્રસંગ આલેખતું ભવ્ય કાવ્ય.

**કોકની બ્હેન :** રા. પ્રેમરાય ગૌરીશંકર. જીવનના ગંભીર અને વિષાદમય સત્યો રજુ કરતી એક એકાંકી વિષાદિકા જે કોઇ ભાવી ભવ્ય યુગનું ચિત્ર આલેખે છે.

**સોફોકિલસ અને યોરીપીડીસ :** રા. ચન્દ્રકાન્ત સુતરીઆ પુરાતન ગ્રીસના આ પ્રતિભાશાળી નાટ્યકળાધરોની ટુંક સુરેખ જીવની

**સીનેમા ફીલ્મનો પહેરવેશ :** ( સચિત્ર ) રા. કનૈયાલાલ. હ દેસાઇ. સીનેમાના પહેરવેશ માટે પશ્ચિમવાસી કળાકારો જેગ, જહેમત અને અભ્યાસની વાણુ નથી રાખતા તે આ અનેક ચિત્રો સાથેનો લેખ પુરવાર કરશે.

**એનસાઇક્લોપીડીઆ ડાસીઓકા :** ( સચિત્ર ) રા. મોહનલાલ શેઠ. ચિત્રકાર રા. શરમાળ. હાસ્યરસથી ભરપૂર વાર્તા તેવા જ રમુજી ને યથાર્થ ચિત્રો સાથે.

**દિવાનો .** ( સચિત્ર ) રા. ચગન. ચિત્રકાર રા. શરમાળ. સુરીઝમની એક અતી મસ્ત બયતબાજી.

**અંતરનાં અમી .** રા. વલ્લભજી ભાણજી મ્હેતાના કવિહૃદયે ગુંથેલી કવિત્વની ફોરમ વેરતી ભાવનામાળ .

**કુદરતમસ્ત કવિ :** ( સચિત્ર ) રા હરગોવિંદ પ્રેમશંકરની મસ્ત કાવ્ય પ્રસાદી રા. શરમાળના રમણીય ચિત્ર સાથે.

**જંજીરને ઝણકારે :** ( સચિત્ર ) રા. ચાંપશી. વિ. ઉદેશી. ચિત્રકાર શ્રીયુત ધુરંધર. આ અતિ રસિક વાર્તાનો વધુ હૃદયંગમ ભાગ.

# "ક્રાઉન" માર્કાની ઝાડની છાલની બનાવેલી પેટીઓ

(જેને માટે કલકત્તા ને દીલ્હીના પ્રદર્શનમાં સોનાનાં ચાંદ મળ્યા છે)



૧૦થી ૧૮ ઇંચ લાંબીના દર ઇંચે ૭ આના

૨૦થી ૨૮ " " " " ૯ "

તે સિવાયની જાત માટેના ભાવો પુછાવો.

જો તમારે કરકસર-સ્વચ્છતા, ટકાઉપણું-ચોટદાર ક્વોલીટી-હલકું વજન-એ સૌ એક જ સાથે જોઈતું હોય તો અમારા 'કાઉન' માર્કાની ઝાડની છાલની કપડાં રાખવાની, આભોષણની ચુડી રાખવાની, બંદુક રાખવાની વિગેરે માટેની પેટીઓ ખરીદો.

એસ. એસ. બસુ એન્ડ બ્રધર્સ.
નં૦ ૯૧, રાજા ધીરેન્દ્ર સ્ટ્રીટ,
કલકત્તા.



ચિત્રકાર ]  સ્મૃતિ વિષાદ.  [ રા. જેકીસન માસ્ત્રી




પુસ્તક ૭ મુ | વર્ષ ૪ થું | સપ્ટેમ્બર ૧૯૨૫ | અંક ૬ ઠ્ઠો

# હૃદયતંત્રી હલાવનારાં.

લેખક —"શ્રી કળાપ્રિય"

કોઇ અતિશય ખરચાળ ફીલ્મ બનાવનાર અતિ સુંદર દૃશ્યો અને વૈભવશાળી વસ્તુઓ ચિત્રપટ પર રજુ કરી શકે તે પોતાની કંપનીના પાઠ લેનાર સ્ત્રી પુરુષોને એટલો પગાર આપે કે જગત એ જાણી નવાઇ પામે, પણ જ્યાં સુધી તેણે વાર્તામા હૃદયને હચમચાવનાર રસ મેળવ્યો ન હોય ત્યા સુધી તેનું બહાર પાડેલ ચિત્ર જોવા લોકોની ઠઠ નહિ જ જામવાની



જેકી કુગન નામે બાળકના ચહેરા પર "લાઈટ ઈફેક્સ" નાખી કરૂણાનો ચિતાર દેખાડવામાં આવે છે

ચિત્રપટ સીનેમા ડાયરેક્ટર મી. ગ્રીફીથ જે વૈભવ બતાવે છે તેની અને તેણે ઉત્પન્ન કરેલ પાત્રોમા હૃદયને જકડી લેનાર કરૂણરસભરી કળાની સરખામણી કરો તેના ચિત્રપટમાંના સ્થળો, દૃશ્યો, સુંદર રંગો આદિ આપણને મુગ્ધ કરે છે ખરા, છતાં સ્મૃતિપટ પર સ્થાયીરૂપે અંકાઇ રહેનાર તો વાર્તામાની લાગણીઓ જ હોય છે

ફીલ્મ ઉતારવાના કેમેરામા જબરા ટોળાનાં દૃશ્યો ઉતારવાની કળા હસ્તગત કરવી તે કરતા વાર્તાનો ભેદ અખંડ રાખી લાગણી જાગ્રત કરવી એ વધુ કઠીન છે કેમેરામા ઉતારવાના લડાઇ તથા આગના દેખાવો અને બીજા ભયંકર દૃશ્યો ઉતારતા જે ધીરજ અને કળાની જરૂર પડે છે તે કરતા વધુ ધીરજ અને કળાની જરૂર લાગણીથી હૃદભર્યા હેડ, આંતરવેદનાને સમયે દેખાડવાની સહૃદયતા અને કરૂણરસનાને સમયે લાગણીઓને ત્વરિત ગતિ આપવી એ સર્જમા પડે છે.

ચિત્રપટનો પાછલો ઇતિહાસ તપાસો તે સમયે ઘણાને લાગતું કે સીનેમાની લોકપ્રિયતા અમુક હદ

નહિ તો તે લગભગ કાળા જ દેખાય. "Youth's Endearing Charm" નામે ફીલ્મ જેમા મેરે માઇલ્સ મીન્ટરે એક આધળી માબાપ વગરની છોકરીનો પાઠ ભજવ્યો હતો તેમા તેની આંખો જોઇ શકતી હોય એવી દેખાય તે માટે કેટલે અંશે એ આખો પર પ્રકાશ નાખવો તે શોધવામા કલાકોના કલાકો ગયા હતા. આર્કલેમ્પે તેના કુદરતી ચળકતા ડોળા પર કૃત્રિમ પ્રકાશ નાખ્યો ને તે ડોળા આંખ હોય તેવો ભાસ થયો, આ પરથી સાબિત થાય છે કે પાત્રની કુદરતી બક્ષિસ અને સ્ટુડીઓની યાત્રિ અસગે એ એ બેઉ હૃદયતંત્રી હલાવનાર ફીલ્મોમા અનેરી મિત્રતા સાધે છે.

જેકી કુગન નામે છોકરાના ભાવદર્શક અને કરૂણ ચ્હેરાએ કેટલીક તેને માટે ખાસ લખાયેલ ખર્ચાળુ ફીલ્મો ઉત્પન્ન કરી છે એ ફીલ્મોમાં એ બાળકની બાલપ્રતિભા ચિત્રપટ નિપજાવવામા અમુલ્ય નિવડી છે. તેનો ઘડી ઘડીમા ભાવ બદલતો ચ્હેરો; ખર્ચાળ દૃશ્યો, તેની ફીલ્મમાં મોટા પગારના નામીચ પાત્રો, કુશળ કેમેરામેન અને 'પ્રાઇમ મીનીસ્ટર'ને પણ અદેખાઇ આવે એવો પગાર મેળવતા ડાયરેક્ટરો આ સર્વ એકત્ર થઇ મહત્વના ચિત્રપટો નિપજાવે છે. આવી જબરી જહેમત અને બેસુમાર ખર્ચનો બદલે એ જેકી કુગનનો ચ્હેરો ને હૃદયને હલાવી નાખના કરૂણરસથી નીતરતી તેની આખો વ્યાજ સહિત વાળી આપે છે

ચ્હેરાનો ભાવ ચાતુરીપૂર્વક દેખાડી લાગણીને હચમચાવવાની હવે લગભગ પરિપકવ જેવી થયેલ કળાની સરખામણીમાં ચિત્રપટ માટે પાઠ ભજવતાં આસૂ ખેરવવાની કળા હજી કાચી જ રહી છે. તો પણ લીલીયન ગીશ, મેરી પીકફર્ડ, બ્લાન્ચે સ્વીટ, નોર્મા ટાલમેજ, ફ્રેંગાઇન મેક ડોનાલ્ડ અને અન્ય કેટલાંક પાત્રો ચિત્રપટ માટે પાઠ કરતા ખરેખરાં આંસુ પાડી જનાનું



"Over the hill" નામે ફીલ્મમાં મેરી કાર વૃધ્ધ માતાના પાઠ ભજવે છે

હૃદય બેસવામાં સમર્થ બન્યા છે. તીવ્ર લાગણી અને સુકોમળ હૃદય ધરાવનારાં પાત્રો મરજી પ્રમાણે આંસુ પાડી શકે છે ઓછી લાગણીવાળા પાત્રો માટે બનાવટી રીતે આસુ તૈયાર કરવામા આવે છે ગ્લીસરીન અને વેસલીનથી કેટલીક વાર આંસુઓ બનાવવામાં આવે છે.

યંત્રનો ઉપયોગ કરૂણરસ અથવા ગમગીની પેદા કરનારાં દૃશ્યો ચિત્રપટ પર ઉતારવામાં જ મોટે ભાગે થાય છે. લોકોના ટોળામાંની અમુક વ્યકિતનો ચ્હેરો લાગણીથી ચમકતો દેખાડવો હોય તો કેમેરા તેના પર પ્રબળ ફોકસ નાખી અને ટોળામાંની બાકીની વ્યકિતઓ પર ઝાંખું ફોકસ નાખી અસરકારક પરિણામ લાવી શકે છે. પ્રકાશની અસરથી ચ્હેરા પર કરૂણા, શોક, ક્રોધ આદિની રેખાઓ સ્પષ્ટપણે દેખાડી શકાય છે અને ધારેલું વાતાવરણ ચિત્રપટ પર ઉત્પન્ન કરી શકાય છે. દિવાલની બાજુએ પ્રકાશ નાખી પાડી તેની કૃત્રિમ છાયા ઉત્પન્ન કરી "Moriarty" ની ફીલ્મમાં દેખાડવામાં આવી છે. તે હાવના સ્ટુડીઓમાંના ભય ને કરૂણા જગાવવાની ચાતુરીમાં કુશળ ગણાતા કળાકારોની એક કળા છે. હાથના ચાળાનુ 'ક્લોઝ અપ' લઈ એટલે કે કેમેરાને પાસે લાવી મોટું ચિત્ર પાડી બતાવવામા આવે છે તે પણ એ હાથ ધરાવનારના અંતરમાંની લાગણી બતાવે છે ફ્રેંક મેયો, નોર્મા ટાલમેજ અને રીચર્ડ બાર્થેલમેસ જેવાં પાત્રો આંગળાંને ચાળવાનો જુદો દેખાવ લાગણીથી બોલાતાં વાક્ય જેટલો જ અસરકારક કરી શકે છે.

(સંપૂર્ણ)



ચિત્રકાર ] ગુણવતી મંદિરે [ શ્રીયુત વી. મેસોજી

( પૃષ્ટ ૧૭ )



ચિત્રકાર ] કુંવરી ગીરનાર તરફ જોઇ રહી. [ રા. પંડિત.

# આખર બોલ

**Christina Rossetti ના ગીત પરથી**

લખનાર—પ્રૉ. બળવંતરાય. ક. ઠાકોર

—દ્રુતવિલમ્બિત—

દયિત, આ જીવ જાય જ જ્યાહરે<br>
રુદન ગાન રખે મુજ માટ રે :<br>
કબર રોપ રખે સરુ કે ગુલો,<br>
હરિત ધ્રો બસ છે મુજ માટ રે.<br>
રજનિ ઝાકળમાળ ગુંથી જશે,<br>
ચકલી મુક્તક તે કંઈ પી જશે ;<br>
અનિલ તે વિંખતો ચુંથતો ભલે,<br>
રવિ વળી ચુસતો લુંટતો ભલે :<br>
રજનિ કે ચકલીથી ન રીઝવું,<br>
અનિલ કે રવિથી નથી ખીજવું

ન તડકો નવ ચાંદની જ્યાં હશે,<br>
નહિ ઉષા નવ સાંઝ જયહાં લસે,<br>
અકળ એહ પ્રદેશ પડી વિશે<br>
ન લહું, આ ઉર કૈં સ્મરશે ન વા :<br>
દયિત, તૂં પણ સાંભરશે ન વા.

અકળ દેશ વિશે જીવ જાય રે,<br>
દયિત, શૂં તુજને ય કથૂં અરે,<br>
અવસ્થા જ તમામ કથ્યું ખરે, :<br>
પ્રણયને પણ મૌન અસહ્ય રે :<br>
દયિત, આખર બોલ વદૂં ભલા—<br>
દયિત, જો સ્મરવી, સ્મરજે ભલા :<br>
અગર જો ભુલવી, ભુલજે ભલા.

—————

# નવું નવું.

અનુવાદ કરનારઃ—રા. રા. પુન્ડરિક.

### ટેબલ-આલમારી

ઇગ્લાંડમાં આજકાલ નવી જાતનું એક ટેબલ બનાવવામાં આવ્યું છે—ઉપર ગોળ હોય છે, પરતુ નીચેની બાજુએ ચતુષ્કોણ બનાવેલ છે. નીચે



જુદી જુદી જાતનાં ખાના હોય છે. તે ખાનાઓમાં પુસ્તકો અને નાના મોટા જુદી જુદી જાતના દૈનિક, સાપ્તાહિક, પાક્ષિક અને માસિક પત્રાદિ સારી રીતે રાખી શકાય છે. આવા ટેબલો સાધારણત મોટી મોટી લાઇબ્રેરીને માટે વધારે સગવડભરેલા છે. ઘણા માણસો વાચવા બેસે તોપણ ચોપડી લઇ આવવા માટે કોઇને ઉઠવું પડતુ નથી. ટેબલ પર બેઠાબેઠા જ્યારે જે પુસ્તક અથવા પત્રિકાની જરૂર હોય તે હાથ લબાવતાં જ મળી આવે છે

### રેલવે લાઇન ઉપર થઇને જતી સ્ટીમર.

જર્મની દુનીયાને પુરેપુરં છળી રહ્યું છે. તે



ન કરી શકે એવું એક પણ કામ નથી આટલા દિવસ સુધી સ્ટીમર પાણી ઉપર થઇને ચાલતી, પરંતુ આજે જર્મનીને પ્રતાપે સ્ટીમર માટી ઉપર પણ ચાલવા માંડી છે! આ તરફ પાણી, પેલી તરફ પણ પાણી, વચ્ચે ઘણી જમીન આવી ગઈ છે. મુસાફરી કરનારાઓને ઉતરવું ચઢવું ઘણુંજ અગવડ ભરેલું છે, પણ જર્મન વૈજ્ઞાનિકોએ કમર કસીને કહ્યુ–'ઉભા રહો, અમે એ અગવડ દૂર કરી દઇશું.' તેઓ આજે મનુષ્યો અને માલથી ભરેલ સ્ટીમરને તેજ જમીન ઉપર રેલવે લાઇન બનાવી તે ઉપર ચલાવી બીજા જલાશયમાં ઉતારી મુકે છે. જર્મનો નેપોલીયનના સાચા શિષ્યો થેઇ શકયા છે એમ જણાય છે. 'અસંભવ' શબ્દને તેઓ પોતાના દેશમાંથી હાંકી કાઢયા વગર છોડવાના નથી.



### લાકડાનો ઘોડો કુદકા મારતો ચાલે છે.

છોકરાંઓને રમવા માટે આ લાકડાનો ઘોડો તૈયાર કરવામાં આવ્યો છે એ ખરં, પણ તેની સામેનું પૈડું એવી રીતે બનાવવામાં આવ્યું છે, કે ચલાવનાં યંત્ર તે ઘોડો અને ઘોડેસ્વાર બન્ને કુદતા ચાલવા માંડે છે.

## વિમાનવિહારીઓ માટે હલકું નાવ

આકાશમાં ભ્રમણ કરતાં કરતા અકસ્માત્ વિમાનનું કોઇ સંચાકામ બગડી જતાં, વિમાનવિહારી મોટી મુશ્કેલીમાં પડી જાય છે. તે સમયે જ્યારે તેને ફરજીયાત નીચે ઉતરવું પડે છે ત્યારે જો તે દેખે કે ચારે તરફ માત્ર પાણી જ છે તો તેનુ મૃત્યુ અનિવાર્ય છે. આ અપમૃત્યુના હાથમાથી બચવા માટે એક જાતનુ હલકું નાવ તૈયાર કરવામાં આવ્યું છે. વિમાનવિહારીઓ આ નાવને સગવડભરેલી રીતે એરોપ્લેન સાથે બાંધીને લઇ



જાઇ શકે છે અને જરૂર પડતાં તેનો ઉપયોગ કરી શકે છે. સમુદ્ર ઉપર પણ એ નાવમાં બેસી નિર્ભય રીતે કાંઠા સુધી જઇ શકાય છે.

## વિજળીની બત્તીનો શેડ

વિલાયતમાં આજકાલ વિજળીની બત્તીનો શેડ જુદી જુદી જાતનો અદ્ભુત આકારનો તૈયાર થાય છે અંદર બત્તી બળી રહી હોય છે અને બહાર જુઓ તો એમ જણાય કે જાણે એક હંસ ઉડી



રહ્યું છે. જુદી જુદી જાતના પશુ અને પક્ષીના આકારની નકલ કરી તૈયાર કરવામાં આવે છે, તે કારણે તેનુ વેચાણ ઘણા મોટા પ્રમાણમાં થાય છે

## બુટની દોરીમાં ફોટો

પ્રેમીનો ફોટો ફ્રેમમાં રાખી ભીંત ઉપર અથવા ટેબલ ઉપર કે ફોટાની આલ્બમમાં



આટલા દિવસ શોભા પામતો. કોઇ કોઈ સ્ત્રી શોખથી લૉકેટમાં એ રાખતી, પરંતુ પાશ્ચાત્ય સભ્યતાના પ્રધાન કેન્દ્ર પેરીસ શહેરે આજે સર્વ કરતાં ચઢીને પ્રેમીને રમણીના પગના બુટ ઉપર જ મૂકી દીધો છે! દોરી બાંધવાની જગ્યાએ એક ફ્રેમ રહે છે. તેમાં મરજી મુજબ ફોટો રાખી શકાય છે, અને બહાર પણ કાઢી શકાય છે.




ચિત્રકાર :—રા 'શરમાળ'

ઉપર્યુક્ત શિર્ષક વાચી તમે મુઝ્વમાં હસશો કે 'સ્વર્ગની સીડી' નો સ્વ. પહીયાર-જીનો ઈજારો વળી ક્યારે પચાવી પાડયો! 'યોગ વાશિષ્ટ' કે 'શ્રીમદ્ ભાગવત્' જેવા આધ્યાત્મિક અને ગમ્ભીર પણ શુષ્ક વિષયની વાયેજ કરનારો મહંત કે મૌલાના વળી કેદી બન્યો! પણ મારો સામો પ્રશ્ન એ છે કે, ભયાનક અને રૌદ્ર રસનો લેખક શાન્તરસમાં ચંચુપાત ન કરી શકે? પરમાત્માએ મનુષ્યને અમૂક પ્રકારની શકિત આપી છે, માટે તેને વળગી રહી તેને જ કેળવવી એવો કયો કાયદો છે! આધ્યાત્મિક વિષયો પ્રશ્નોત્તરી માંજ ઘણે ભાગે નિર્ણિત થયેલા હોય છે, એટલે આ શંકાનું નિવારણ પણ મારી મેળે હું કરવા ધારૂં છું.

વિષયના પ્રારમ્ભે ગણપતિનું શ્લોકથી આવ્હાન કરવાની પ્રાચીન રીતિને બદલે, હું તો મારી પોતાની શૈલીએ, 'શ્રી ગણેશાય નમઃ' કરી આગળ વધવા માંડું છું.

ઘણા વર્ષ મોરની—નાનપણની વાત છે. અમારી નિશાળમાં નવા કસરત માસ્તર નિમાણા. દંડ-મુગદળ શિખવવામાં તેના જેવા નિપુણ ઉસ્તાદ અમે અગાઉ જોયેલ નહીં. એકરોજ અમને ખબર પડી કે ઉસ્તાદ બીજાને વ્યાયામ શિખવવામાં કુશળ, પણ જાતે કસરત કરવામાં તદ્દન ઠોઠ હતા. સમાન્તર લાકડાના બે દાંડા [ Parallel Bars ] ઉપર ઉભા રહી ગુલાંટ કેમ ખાવી, એ અમને સમજાવવા જતાં, ઉસ્તાદ પોતે જ સમતોલપણું ખોઈ બેઠા; અને પાચ ફુટની ઉંચાઈએથી પટકાતાં, તેનો પગ ભાંગી ગયો; હું બહુ તો તેનો પગ ન ભાંગ્યો, પણ તેના કેટલાક ચેલાઓએ તેને ઝીલી લેતાં, ઉસ્તાદનું ફકત ઠીંકું છોલાણું. તોપણ નોકરીમાંથી તેને બરતરફ કરવામાં આવ્યો. કેટલાક વિદ્યાર્થીઓને દયા આવવાથી, તેને દંડ પીલતાં, મુગદળ ફેરવતાં, અને સમાન્તર દાંડા ઉપર ગુલાંટ ખાતાં બરાબર શિખવ્યું; અને

ઉસ્તાદને પાછી એક બીજે સ્થળે નોકરી મળી. આ વખતે વળી તે બીજી રીતે નિષ્ફળ નિવડયો. ભણવું અને ભણાવવું એ અલગજ વિદ્યા છે ઉસ્તાદ પોતાને જાતે કસરત કરતાં આવડી, એટલે તે કળા બીજાને શિખવવાનું વિસરી ગયો; જેથી ત્યાંથી પણ રૂખસદ મળી.

તેના મિત્રો તેને માટે કોઇ સારી જગ્યાની શોધમાં હતા, એટલામાં સુભાગ્યે સરકારી થાણાની સ્થાપના થઇ. સરકારને ઘોડેસ્વારો કેળવવા માટે એક શિક્ષકની જરૂર હઇ, તેને તે જગ્યા મળી, બાપદાદે પણ ઘોડા ઉપર પલાંણુ નાખેલ નહીં હોવાથી, સવારોને કાંઇ પણ છે જ નહીં; તમારા પોતાનામાં દૃઢ શ્રધ્ધા રાખતાં શીખો, એટલે થયું." મેદાનમાં સવારો રૂબરૂ આટલી બધી બડાઇ દર્શાવતા છતાં, પોતાનો ભેદ કળાઇ જશે એમ તેને વારંવાર ભીતિ રહેતી એટલે એક રોજ પોતાના ઓળખીતા એક ફેરીવાળાનું ટાયડું મંગાવી, ઝાલર ટાણે તેને દોરીને ગામથી દૂર અધોક માઇલ લઇ ગયો. સૂર્યાસ્ત થઇ ગયેલ, અને આસપાસ નજર કરતા કોઇ માણસ જોવામા ન આવ્યા, એટલે એક વાંકળાના ઢોળા ઉપર ચડી, ઘોડાની પીઠ બરાબર પોતાના પગની સમાન્તર રાખી, ઘોડાની દશબાર વખત



હજી પેંગડામાં પગ પૂરાપાધરા નહીં ગયા હોય ત્યાં તો—

કેળવવામાં પડાકે ને પડાકે તે સમ્પૂર્ણ રીતે સફળ થયો. પોતે ધરતી ઉપર મેદાનની વચ્ચમાં દરરોજ મક્કમપણે ઉભો રહી, સોટીને ઇશારે લાલ પીળી આંખે, 'રાઇટ-લેફ્ટ' એમ હુકમ આપતે, છાતી કાઢી, ઘોડે ચડતા સવારોને રોજ રોજ શિખામણ દેતો કે, "જુઓ, જુવાનો! ઘોડેસ્વારીમાં બીજું પીઠ થાબડી, તેના કાનમાં બાપો બાપો અને 'અચબચ'ના બે ચાર મંત્રો ફુંકી, પ્રભુનું નામ લઇ, પડતા આખડતા, છેવટ તે ઉપર સવાર થઇ, હજી પેંગડામાં પગ પૂરાપાધરા નહીં ગયા હોય ત્યાં તો હરામજાદું હણહણુ કરતું, ચારે પગે થનગનાટ કરતું, ઉસ્તાદને ઉપાડી, આડે માર્ગે અવાવરૂ કુવા તરફ દોડયું.

તેનાજ હાથે કેળવાયેલા કેટલાક સવારો તેની મદદે ન દોડયા હોત તો, ઉસ્તાદના સોયે વરસ ત્યાંજ પુરાં થઇ જાત. વાત તો જેટલી લંબાવવા ધારીએ તેટલી લંબાવી શકાય; પણ આ જમાનામાં ટુંકે પતાવવામાં માલ હઇ, તાત્પર્ય એ છે કે જે શખ્શ વિશે આપણે વાત કરી, તે ભલે અધમુઆ ઘોડા ઉપર પણ ચડી શકતા નહોતા, કે બન્દુકનો ઘોડો પણ ચડાવી કે પાડી જાણતા નહોતા, એટલા માટેજ અત્યારે રાજ્યના પોલિસ ખાતાના બાહોશ વડા તરીકે નામચીન થઇ ગયેલ છે. આ તો વાત થઇ, પણ તમારી નજર આગળ બનતા આવા દાખલા ક્યાં ઓછા છે! વેપારી કોલેજમા ભણીભણીને પોપટીયા પંડીતના કરતા, વગર ભણેલા આપણા દલાલ ભાઇઓ અને મેમણ ભાઇઓને તે ધંધામાં કેવા છક્કા પંજા મળે છે! માટે આ વાત ધ્યાનમાં રાખીને જીંદગીની શરૂઆત કરવી જોઇએ. જીવન સાફલ્યની સીડીનું આ પ્રથમ પગથીયું છે.

તમામ શાસ્ત્રકારો અને પુરાણવેત્તાઓ એમજ બોધે છે કે, 'ખંત—એજ જીવન સાફલ્યની સીડીનું બીજું પગથીયું છે!' હું તેમાં સંમત નથી; મારો અભિપ્રાય તેથી ઉલ્ટો છે. આપણામાં એક એવી કહેવત પ્રચલિત છે કે 'ભૂલ્યા ત્યાંથી ફરીને ગણો.' કૉપી બૂકમાં આ વાક્ય જાડા મોટા કીત્તાથી આપણે ઘણી વાર ઘુંટયું હશે. આ સિદ્ધાન્ત પણ અર્થ વગરનો છે. તેને બદલે એમ કહેવું જોઇએ કે, 'ભૂલ્યા-ત્યાંથી બીજું ભણો' એક બાબતમાં એકવાર યત્ન કર્યો છતાં ઇશ્વર કૃપા ન થઇ, તો પછી તે બાબત પડતી મૂકવી જોઇએ, અને બીજીજ દિશામાં ઝુકાવવું જોઇએ. લ્યો! એક ઉદાહરણથી સ્ફોટ કરૂં :—

કિશોરાવસ્થામાં ગામડાની એક નિશાળે અમે ભણતા હતા. પલાખાં પૂછાતી વખતે, જો 'છગડે નવડે-ઓગણસાઠ' અમારાથી બોલાઇ જવાતું તો ચોબગલા અંગરખાવાળા અમારા મહેતાજી, અમારા ઉપર ધસારો કરી, કાનની બુટ ઝાલી, કાળા પાટીયા સામે લઇ જતા; પછી પાટીયા ઉપર ચાક વતી મોટા અક્ષરે 'ભૂલ્યા ત્યાંથી ફરીને ગણો' એમ લખીને તે વાક્યનું રહસ્ય અમારે ગળે ઉતારતા, અમારા અંગુઠા પકડાવી, 'એકડે એક'થી છેક 'સાતડે મીંડે-સીત્તેર' લગીના પાડા દસવાર અમારી પાસે બોલાવે, ત્યારે જ તેને સંતોષ થતો; એવા મક્કમ અને કડક સ્વભાવના તે હતા. મહેતાજી પોતે કદી પણ નિરૂદ્યમી બેસતા જ નહી. નિશાળ પૂરી થઇ કે પોતે ટ્રેનિંગ કૉલેજની પ્રવેશક પરિક્ષા માટે મીઠા રાગથી વાંચ્યા કરતા, અને ડોકું હલાવી ગોખ્યે રાખતા. દર વર્ષે પે તે પરિક્ષા દેવા કોલેજમાં જતા, અને દર વર્ષે કોરા ધાકોડ જેવા પાછા ફરતા. પરિક્ષામાં નાપાસ થયાનો મેસો આવે, તેજ ઘડીએ કાળા પાટીયાં પાસે જઇ, તે ઉપર 'ભૂલ્યા ત્યાંથી ફરીને ગણો'—એમ લખી, એક એક શબ્દનું રહસ્ય અગ્યાર બાર વાર મનમાં ઉતારતે, પાટીયા પ્રત્યે સ્વગત એવો અભિનય કરતા કે, અમને તે ઘડીએ એમજ લાગતું કે હવે પરિક્ષકનો દવાવો આવે, તોપણ તેનો ભાર નથી કે મહેતાજીને નાપાસ કરે! મહેતાજી આપડાની કાઠી કમજોર, અને પ્રકૃતિ ગુસ્સા જ્હોત જેવી હોવાથી, વાત વાતમાં તાવથી પટકાઇ જતા. ભલું થજો જ્વરેન્દ્ર મહારાજનું કે તેના પ્રતાપે કોઇ કોઇ વાર લાગલાગટ બબે ત્રણ ત્રણ દિવસ આમલીના ઝાડ ઉપર ચઢી પેટ ભરીને કાતરા ખાવાની અમને છુટી મળતી. તાવમાંથી ઉઠતાં, ચ્હેરો ભલે ભૂતંભડકામણો હોય, અને પગો ભલે એકી બેકી રમતા હોય, તોપણ શકિત એવી કે પાછા એના એ પુસ્તક અને એનું એ મસ્તક હલન. દીરા એકથી વધુ વાર ધોવે ગયાનું આપણે વાંચ્યું કે સાંભળ્યું નથી;

પણ અમારો આ હીરો ત્રણ ત્રણવાર ધોયે જઇ આવ્યો તોપણ કશો કંટાળો નહીં, અને ફરી ફેરા માટે તૈયાર ને તૈયાર જ! ચાર વખતનાં પ્રયાસ બાદ મહેતાજી આખરે પસાર થયા; અને ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થવાની છુટ મળતાં, એક બચકીમાં પોતની ઘરવખરી બાંધીને હર્ષભેર શહેરમાં ગયા.

શહેરમાં મહેતાજીનો એક પિતરાઇ ભાઇ મહેતો છે. મહેતાજી જ્યારે 'વિદ્યા વિહિન: પશુ:' વાળા શ્લોકમાં અડગ શ્રધ્ધા ધરાવતા હતા, ત્યારે મફતનું ખાઇ મસીદે સુઇ રહેવા વાળા તેના પિતરાઇ, 'ભણે તે ભિક્ષુક અને ન ભણે તે નૃપતિ' ના સુત્રમાં અવલ માનીતતા ધરાવતા હતા. મહેતાજીએ પોતાને સ્વહસ્તે આછો પાતળો રોટલો ટીપી, ચાર ટંકનું એક ટંકમાં રોડવી, મહામહેનતે રૂપીઆ એકસોની મુડી ભેગી કરેલી, તે વાત તેના પિતરાઇ ભાઈની જાણમાં હતી; જેથી વગર પરસેવે મહેતાજીનું દાળદર ફીટાડવા તેના ભાઇએ રસ્તા બતાવવા માંડયા. મહેતાજીને વખતે વખતે બગીચે ફરવા લઇ જાય, અને ત્યા એકના સહસ્ત્ર ગણા દામ પેદા કરવાની યોજનાની વાત કરે. એક વાર તો જલેબી ને ભજીયાનાં પડીકાં બંધાવી મહેતાજીને નદીએ ફરવા લઇ ગયા. નારતો કરતે કરતે તેના પિતરાઇએ વાત છેડી કે, "જો ડરબીની લોટરીમાં એક સો રૂપીયા રોકો, તો દશ દશ રૂપીયાની કુલ દશ ટીકીટ તમને મળે. પેલું ઇનામ પચાસ હઝારનું, બીજું પચીસનું એમ ઉત્તરોત્તર દશે ટીકીટો ઉપર જો ઇનામ લાગે તો કુલ એક લાખ રૂપીઆ તમને મળે તેમ છે."

"પણ બધી ટીકીટ આપણનેજ લાગે એવાં આપણા ગરીબનાં નસીબ કયાંથી હોય!" મહેતાજીએ શંકા કરી.

"છટ–છટ, ગરીબી શું લખાવીને અવતર્યા છીએ! નસીબ શું વેચી ખાધાં છે! પચીસ કે પચાસ કે સોના ઇનામની હું દરકાર કરતોજ નથી. પહેલાં એક બે ઇનામ આવે, તો પણ બેડા પાર છે. જેમ લોહ ચુમ્બકથી ગમે તેવી લોખંડની વસ્તુ ખેંચાઇ આવે, તેમ મારી ગણતરી એવી આબાદ છે કે પહેલું કે બીજું ઇનામ તમને મળવામાં ફેર પડે તો મારી મુચ્છ મુંડાવી નાખું." મહેતાજી બાપડાને એટલું પણ ભાન ન રહ્યું કે તેના પિતરાઇ બિનમુછીયા હતા.

"શું કહો છો!" મહેતાજીના મોઢામાં અમી છુટયું.

"હા. આ કાંઇ તમારા પોથી માહેલાં વેંગણુ જેવો વિષય નથી. આ લાઇનમાં તો મારો ખાસ અભ્યાસ અને અનુભવ છે. ઘોડાના માપ અને વજન ઉપરથી, તથા તેના જોકી ઉપરથી, હું ગણતરી કરીને ચોક્કસ ભવિષ્ય ભાખી આપું કે, કયા ઘોડાની કાનસુરી પહેલી આવશે, અને કયો ઘોડો પાછળ પડી જશે." મહેતાજી સન્મુખ વેળુના પટ્ટમાં નાનું સરીખડું મેદાન બતાવી, સાત કાંકરી દાવ જેવી રમત તેના પિતરાઇએ આબાદ ખડી કરી.

"તો પછી, આપણે એક બે ટીકીટ લઇએ તો ન ચાલે!" મહેતાજીને ભવિષ્યે ભ્રનવ્યા.

"ના. ના દશ ઘોડા શરતમાં ઉતરે એટલે દશ ટીકીટની ચોપડી ખરીદવાથીજ ફાયદો છે આ ગણીતનો વિષય છે; તેમાં મીન કે મેખ થાયજ નહીં. જેવા તેવાને તો હું આ ચાવી બતાવતો પણ નથી. તમને જોતજોતામાં પોણો લાખ રૂપીઆ મળે તેમાં હું રાજી છું અને મારો પ્રભુ પણ રાજી છે; મને તો તમારે ફકત તેમાથી દશ ટકા કમિશન આપવાનું છે."

મહેતાજીનું મગજ તે વખતે ચગડોળે ચઢયું, અને તેની જમણી આંખ તેજ વખતે ફરકી, એટલે ચાર વર્ષની સતત મહેનતને

પરિણામે ભેળી કરેલી પુંજી, કે જે પોતાની કેડે વાંસળીમાં બાંધી હતી, તે ત્યાંને ત્યાં ઠાલવીને પોતાના પિતરાઇ ભાઇને સુપ્રત કરી દીધી. કારતક મહીને કણબીને ડહાપણ આવે છે તેમ સમય જતાં મહેતાજીને આ કૃત્ય માટે ભારે પશ્ચાતાપ થયો. કોલેજમા ફી ભરવાની મુદત આવતાં, એક ફુટી કોડી પણ પોતા પાસે ન રહી. વીશીવાળો પણ ઉઘરાણી કરવા લાગ્યો. હવે કરવું શું ! ફી ન ભરવાથી કોલેજમાંથી તેને હાંકી કાઢયો તે તો ઠીક, પણ વીશીવાળો આંગ ઉપર ટાંગ ભાંગવાની ધમકી આપતો હતો તેનું કેમ !



'લ્યો ! તમારો તાર'

અત્યારે અફીણ ઘોળીને પીવા જેટલા પણ પૈસા પોતાની ગંઠમાં નહોતા; તેમ ધરતી પણ પોતાને મારગ દેતી નહોતી; જેથી વીશીવાળાની ખાલી ઓરડીનું બારણું અટકાવી બારોટીએ લટકતી રસી પોતાના ગળામાં પરોવીને, ખાટલા ઉપર ચડવા જાય છે, ત્યાં 'હયો! તમારો તાર,' કહેતો ટપાલવાળો બારણું ભડાક દેતે ઉઘાડીને દાખલ થયો.

આ તો જેમ સ્મશાનમાં સત્યવાદી હરિશ્ચન્દ્ર તારામતિની ગરદન ઉપર ફરશીનો ઘા કરવા જતાં, વશિષ્ટ વિશ્વામિત્રાદિ ઋષિમુનીઓ 'ધન-ધન!' નો આશિર્વાદ દેતા, કુસુમની વૃષ્ટિ કરતા, આકાશમાંથી ઉતરી પડે, તેમ ગળે ફાંસો ખાવા તૈયાર થયેલા મહેતાજીની વ્હારે, અફીણને વખતે જ કેમ જાણે શ્રી હરી ધાયા હોય! એમ જ બન્યું. આવા કરુણ-રસના દૃશ્ય રંગભૂમિ ઉપર જ શોભે. આપણે અત્યારે કાંઇ નાટક લખવા બેઠા નથી વિષયાન્તર થતાં, વાતનો સ.ર હું પોતે પણ વિસરી ગયો છું. મને તો લાગે છે કે મહેતાજીના મગજમા પ્રથમથી જ ભુંસો ભર્યો હતો, એટલે મગજ કેળવવાની મહેનતમા ચાર ચાર વરસ ગાળવા કરતાં, તેનું ગળું સુરીલું હતું તો પોતાનો કંઠ કેળવીને જો કોઇ નાટકશાળાના નોકરીએ રહ્યા હોત તો, આજે ખારસા ગમેંદ ત્રણમેંદનો પગાર સુખેથી કમાઇ ખાત.

જીંદગીમા ઉપર ચડવાના બીજાં કયાં કયાં મોટાં પગથીયાં છે તે હવે આપણે બતાવીએ. આટલું તો તમે પણ કબૂલ કરશો કે—તારકાની બુધ્ધિએ ચાલવા કરતાં, પોતાની આત્મશકિત ઉપર મુસ્તાક રહી, યોગ્યાયોગ્યનો તોલ કરી જે વિચાર પરિપક્વ બને, તેને તત્કાળ ગતિમાં મૂકવાની તીવ્રતા—એ સીડીના વળાંકનું મુખ્ય પગથીઉ છે. આ સિધ્ધાન્તની પુષ્ટિમાં તમે કહો તેટલા દાખલા મારી આંગળીને વેઢે ગણાવી શકું તેમ છું.

મુંબઇમાં લાભશંકર નામક તીક્ષ્ણ અને ચંચળ વૃત્તિના એક યુવકના સમાગમમાં હું આવેલ છઉં. ડીગ્રી કાંઇ વિશ્વવિદ્યાલયના જતરડામાં ખેંચાવાથી જ મળી શકે તેવું કાંઇ છે જ નહીં. અંગ્રેજી માસિકોના આગલા પાછલા જાહેરખબરનાં પાનાં ઉથલાવશો તો તે તમને દીવા જેવું દેખાઇ આવશે કે, વિલાયત અમેરીકામાં એવી અનેક સંસ્થાઓ છે, જે તમે ધારો તે ધંધા માટે, કેવળ પત્રવ્યવહારથી, પાંચ દિવસમાં પૂરેપૂરા પાવરધા કરી, 'ક-ખ-ગ' થી માંડી 'હ-ળ-ક્ષ-જ્ઞ' લગી જેવું ઇચ્છો તેવું પુંછડું અલ્પ દામે વળગાડી આપે છે દેશી કરતાં આવી વિદેશી ઉપાધિથી અલંકૃત થયેલા આપણા લાભશંકર ધંધાની શોધમા હતા. એક રોજ રસ્તે હાથમાં બેગ લઇ, ઉભી ફલાંગે જતા લાભશંકર ભાઇ, ભડાક દેતે મારી છાતી સાથે અફળાયા. પાછો પડતાં મેં પુછ્યું કે, "કયા ચાલ્યા!" તેણે જવાબ વાળ્યો કે, "લંકા,"

"શું, સોનું લેવા!" મેં પૂછ્યું.

"એના જેવું જ તો. કપ શીયા-કોકો જેવી વનસ્પતિમાંથી આપણે ત્યાં ઘી બને છે. પણ હવે તો ખનીજમાંથી ઘી કાઢવાની શોધ થઇ છે. સમુદ્રના કાદામાંથી ઘૃત બનાવવાનું કારખાનું ખુદ મનારની ખાડીના કાંઠા ઉપર ઉભું કરવામાં આવ્યું છે. તે માલ ચાલુ કરવાની એજંસી માટે જાહેરખબર પ્રસિધ્ધ થઇ છે. માટે સીધો સિલોન જાઉં છું."

"પત્રવ્યવહારથી નહીં ચાલે!" મેં સૂચવ્યું.

"અલા માણસ! પત્રવ્યવહાર તો ઘણુંય નવરા નકામાઓએ કર્યો હશે; પણ તેમના કાગળો પોંચે, તે પહેલાં હું રૂબરૂ ત્યાં જઇને કામ કાઢી આવીશ."

વાત પણ ખરી. લાભશંકરની કામ કરવાની સુધરેલી શૈલી સાચેજ સફળ નિવડી. અઠવાડીયામાં તો હિન્દુસ્થાન માટે સોલ

એજંસી લઈને એ ભાઈથી પાછા ફર્યા. માસિક પાંચસોનો પગાર ઉપરાંત કમિશન અને ઓફિસ ખર્ચ જુદું. માલ ખપાવવા માટે, લોકોને શીશામાં ઉતારવાની જાદુઈ કળા તો જાણે લાભશંકરના બાપની જ હતી; એટલે થોડા રોજમાં દૈનિક અને સાપ્તાહિક પત્રોના આખાં પાનાં રોકવામાં આવ્યાં! અને નીચે મુજબ આર્ય પ્રજા જોગ સચિત્ર સંદેશો, રતાંધળા પણ અંધારે વાંચી શકે એવા પાકા કાળા વ્હાણ જેવાં બીબાંથી પ્રસિદ્ધ થયો :—

જયસ્વરાજ

આર્ય પ્રજા જોગ

**શ્રી રામનો સંદેશો**

" લંકાઈ ઘૃત વાપરો—
અને તમારો જન્મ સિદ્ધ હક્ક છે

રાવણનો સંહાર કરવા જતાં, લંકાનો સમુદ્ર ઓળંગતી વખતે, કામધેનુને શ્રીરામના ચરણ—સ્પર્શ થતાં, ને સમુદ્રને તળીયે તેનો ઉદ્ધાર થયો, તે પવિત્ર સ્થળના તળીયામાંથી મહા-મહેનતે મન્થન કરી નીપજાવી કાઢેલ

શુદ્ધ **કામધેનુ-ઘૃત** સોજું

સનાતની અને ધર્મચુસ્ત આર્યબન્ધુઓને ઘેર બેઠા લંકાજીનો

સુન્દર અને સ્વાદિષ્ઠ આસ્વાદ

પેટ ન ભરાય તો પૈસા પાછા. માલ સદાય તાજેને તાજો, ખોરો થવાની બીલકુલ બ્હીક નથી.

અમારો મુદ્રાલેખ— સત્યં પરં ધી મહી

નોટ— નકલી માલથી ચેતજો. અમારો "કામધેનુ" માર્કો ખાસ જોજો.

મહાત્માજીના સંદેશા કરતાં સચિત્ર સંદેશાની લોકો ઉપર એવી સચોટ અસર

અને 'કામધેનુ ઘૃત' માટે ઓફિસ ઉપર એવા દરોડા પડવા લાગ્યા કે, કેવળ કમિશનમાંજ લાભશંકર ભાઈનાં છૈયાં છોકરાં ત્રણ પેઢી લગી ખાય એવી લંકેશની તેના પર કૃપા ફળી છે. જીવન–સાફલ્યની એજ સાચી સીડી !

લાભશંકરભાઈની વાત જ્યાં ત્યાં અને જેને તેને કરવા જેવી નથી ; કારણ વખતે હંસની ચાલ ચાલવા જતાં, આપણી પોતાની ચાલ ભૂલી જવાય. સાન્ટાક્રુઝમાં અમારી પડોશમાં રહેતા, મિ૦ લટારશંકર પાસે એક વાર આ વાત ભૂલેચૂકે મારાથી થઈ ગઈ. મિ૦ લટાર શંકરે મુંબઈ યુનિવર્સીટીની બી. એ. ની માનદ પદવી હજી એક વરસ પહેલાંજ મેળવી હતી. અભ્યાસ સાથે સાહિત્યની સેવા પણ કર્યે જતા. ભાષજ્ઞાન માટે પરિષદે તેની સારી કદર કરી હતી. કુટુંબની ઉપાધિ વધતાં, એમ. એ. નો વિચાર પડતો મેલી, નોકરી માટે ચારે બાજુ ફાફાં મારવા લાગ્યા. કેળવણી ખાતામાં અરજી કરતાં—'હાલ જગ્યા નથી'–એવો જવાબ મળ્યો, રોજીંદા પત્રની ઓફિસમાં ઉમેદવાર થતા—'અનુભવ વગરના માટે નકામા'—એવો ઉત્તર વાળ્યો. મોતીનાં દાણા જેવા અક્ષર લખી જાણતા છતાં બેન્કમાંથી તો—'બી. એ. થયા તો કાવડા ભણો'—એમ રોકડી સલાહ મળી. કયાંઈ પણ પાટો ન બાઝતાં, કંટાળીને આખર રેંટીયે વળગ્યા, અને સમ્પૂર્ણ ખાદીમય બની ગયા. લાભશંકરના સિતારાની વાત કરતાં-'હમ્બઇ-ખરૂં ! ઇ-ખરૂં' એટલોજ બોલ ભાષાજ્ઞાનના ભંડોળમાંથી લટારશંકર બહાર કાઢતા. અમુક સમય વ્યતિત થયા બાદ એક રોજ મિ૦ લટારશંકર મને રસ્તે અચાનક સામા મળ્યા. તેણે શુધ્ધ ખાદીનું પેરણ, ચાર નંબરનું હાથે કાંતેલ સુતરનું મજેનું ધોતીયું, અને ખાદીની ટોપી, એ પ્રમાણે વેશ ધારણ કર્યો હતો: ઉપરાંત કમરે ખાદીની બગલ થેલી લટકાવી હતી. મેં પૂછ્યું,

"કેમનાં!" તેણે જવાબ વાળ્યો કે, "જેસલ મીર." "જેસલમીરના રણમાં શું છે!"

"જેસલમેર યુનિવર્સિટી માટે એક 'રાજસ્થાની પ્રોફેસરની જગ્યા પૂરવાની છે," તેણે કીધું, "તાજા બી. એ. થયેલા યુવક જેની દ્વિતીય ભાષા ગુજરાતી હશે, અને જેણે સાહિત્ય પરિષદ્ તરફથી ભાષાની શોધખોળ માટે કાંઈપણ ચંદ્રક મેળવ્યો હશે, તેને ખાસ પસંદગી દેવામાં આવશે'—એવી જાહેર ખબર છાપામાં વાંચતાં મેં વિગત વાર અરજ મારા તમામ પ્રમાણપત્રોની નકલો સમેત ગઈ કાલેજ ટપાલમાં રવાના કરી દીધેલ છે. હવે પ્રિન્સીપાલના મોઢા મોઢ થવા માટે આજેજ જેસલમેર ઉપડી જાઉં છું માસિક રૂ. ૩૦૦ નો પગાર, ઉપરાંત રહેવાનું મફત મકાન, અને પ્રતિ વર્ષ રૂ ૨૫નો વધારો–આવી સુન્દર તક શા માટે જતી કરવી !"

ખરેખર તેજ રાત્રે ગુજરાત મેલમાં મિ૦ લટારશંકર ઉપડી, વળતે રોજ રજપૂતાના માલ્વા મેલ મારફત સાંઝરે મારવાડ જંકશન ઉતરી, ત્યાંથી ભદ્રેશ્વર–બીકાનેર રેલ્વે પકડી મધરાતે રણુમા સ્ટેશન આવ્યું ત્યાં ઉતરી પડયા સ્ટેશનમાંજ રાતવાસો કરી, પ્રભાતના પ્રહરથી આજુબાજુના નેસડા તરફ ખુબ આંટા માર્યા, ત્યારે મધ્યાન્હકાળે એક ઉંટ માંડમાંડ ભાડે મળ્યું. ઉષ્ણ રશ્મિ કાંઈક ટાઢા પડયા એટલે ઉંટ ઉપર સ્વાર થઈ હચમચતા ચાલ્યા ને, બરડા અને કમરનાં અસ્થિ પૂરેપૂરાં સીધા સટ થઈ ગયાં, અને બરાબર પોણો મણ જેટલો રેતીનો લેપ તેના અંગ ઉપર વળગી પડયો, ત્યારે જ ચોથે રોજ જેસલમીરનાં દર્શન થયાં. સીધે સીધા કાલેજમાં જઇ હેડ કલાર્કને મળ્યા; અને પોતે રાજસ્થાની ભાષાના પ્રોફેસરની પદવી માટે ઉમેદવાર છે એમ જાહેર કર્યું. 'દીલગીર છું, એ જગ્યા લગભગ પૂરાઈ ગઈ



એટલે ઉંટ ઉપર સ્વાર થઇ હચમચતા ચાલ્યા

લાગે છે; તો પણ જરા અત્રે થોભો, હમણાં ચોક્કસ જણાવું છું.' કહી હેડ કલાર્ક પરભાર્યો પ્રિન્સિપાલની ઓફિસમાં ગયો

"સાહેબ! આપણે જે જગ્યા માટે મુંબઇના પત્રોમાં જાહેર ખબર છપાવી છે, તેને માટે કોઇ અરજી ટપાલમાં આપ સાહેબને મળી છે ખરી! પમંરોજ ટપાલનું એક પરબીડીયું આપ સાહેબને મોકલાવ્યું, તે એજ જગ્યા માટેનું છે કે કોઇ બીજું!" હેડ કલાર્કે સાહેબ પાસે વાત છેડી.

"હા—આજ પરબીડીયું." પ્રિન્સીપાલ સિગરેટનો ધુમાડો હવામાં ઉડાડવા લાગ્યા, "અરજદાર છે—મુંબઇ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ; સન્તકુન્જના રહીશ, મિ૦ લટારશંકર બી. એ. જુઓની! આ રહ્યા તેમના સર્ટિફીકેટો. પોતે ફર્સ્ટ કલાસમાં પસાર થયા છે, 'ગુજરાતીને રાજસ્થાની સાથે નિકટ સમ્બન્ધ'--એ લેખ માટે સાહિત્યપરિષદ તરફથી તેમને રૂપેરી ચન્દ્રક પણ મળ્યો લાગે છે. તમારી પાસે કોઇ બીજી અરજી આજે ટપાલમાં આવી છે!"

"જી ના. સાહેબ" હેડ કલાર્કે કીધું.

"તો પછી પછી મિ૦ લટારશંકરથી લાયક બીજો કયો ઉમેદવાર હોઇ શકે! આપણને જેવા જોઇતા હતા તેવાજ માણસ મળી આવે છે, એટલે મેં તો મારો નિશ્ચય ગઇ કાલેજ કરી નાખ્યો છે, અને દીવાન સાહેબની પરવાનગી મેળવી, અરજન્ટ તારથી મેં તો ગઇ કાલેજ તેમને જણાવ્યું છે કે, તેમની અરજી મંજુર કરી છે, માટે સત્વર

રવાના થવું; તેમને રેલ્વે ભાડું ડબલ ફર્સ્ટ કલાસ, રાજ તરફથી મળશે; ખાસ કીસ્સા તરીકે વધુમાં વધુ દશ દિવસ લગી રાહ જોવામા આવશે." પ્રિન્સીપાલે અરજદારની આખી અરજી પુનઃ વાચી અને લેખકના અક્ષર વિશે તો ખાસ પ્રસંશા કરી.

'ત્યારે, સાહેબ! બહાર ગામથી એક ઉમેદવાર અત્યારે આંહી આવ્યા છે, તેનું કેમ!" કલાર્કે પુછ્યું.

"બહારગામથી? કયાંથી?"

"છેક મુંબઇથી—ઉંટ ઉપર બેસીને આવેલ છે; અને આ જગ્યા માટે પોતે બધી રીતે લાયક હોવાનું કહે છે, અને આપને રૂબરૂ મળવા ચાહે છે."

"એવા નવરાઓને મળવાની મને અત્યારે ફુરસદ નથી. મોઢું કેવું છે?"

"સાહેબ! મોઢું તો લોટ ફાકે છે. ખાદીનું પેરણુ અને ટોપી ધૂળધૂળ ભર્યાં છે."

"આવા લબાડ લોકો આંહી લગી શા માટે ખુવાર થાય છે! અને આપણું માથું શા માટે ખાય છે! રાજસ્થાની પ્રોફેસરનું આવું મૌંકલું ચાલે! બીલ્કુલ નહીં;" સાહેબે ટેબલ પર પરબીડીયું પછાડી જરા ધૂળ ખંખેરી, "આપણુને શ્રીયુત લટારશંકર જેવા સાક્ષર ગ્રેજ્યુએટ મળી ચૂક્યા છે, તો પછી આ મુંબઇગરાને લીલું નાળીએર આપો. મિ. લટારશંકર માટે આપણે દશ દિવસ લગી રાહ જોઇ શકીશું. મને તો ઉલટી એવી બીતિ રહે છે કે એવા પંડીત આપણા રેતાળ પ્રદેશમાં આવશે કે કેમ! ત્યારની વાત ત્યારે. એવા ભાષ્ય વિશારદ જો આ જગ્યા સ્વીકારવા તૈયાર થશે તો ડબલ ફર્સ્ટ કલાસ ભાડું રાજ્યને બીલકુલ ભારે પડે તેમ નથી. બસ, જાઓ! એ મુંબઇવાળાને રોકડું પરખાવી દો!"

"વારૂ—સાહેબ." કહી હેડ કલાર્ક નમીને જવા લાગ્યો.

"આઇ સે! તમે શું કહ્યું! એણે ખાદીની ટોપી પહેરી છે!" સાહેબે કલાર્કને હાક મારી પાછા બોલાવ્યા.

"જી. હા. સાહેબ! અને ખાદીનું પેરણુ પણ ખરૂં."

"ત્યારે તો જરૂર એ કોઇ અસહકારી અગર રાજદ્રોહી ભાષણ કરનારો હોવો જોઇએ! એવા ચળવળીઆને આપણા રાજ્યની હદમાં કોણે પ્રવેશવા દીધો? તમે હમણાંને હમણાં પોલિસ ખાતાનાં વડાને સંદેશો કહેવડાવો, અને જલ્દી તેને સ્વાધીન કરો."

પરિણામ એ આવ્યું કે બાપડા લટાર શંકર ઉલમાથી ચુલમાં જઇ પડયા. પોલિસે તેની સાત પેઢી સુધીના નામ–ઠામ નાત–જાતના સવાલોની પૂછપરછ, તેના મ્હેરાના નિશાનની પૂરતી નોંધ અને તેના જમણા અંગુઠાની બારીક છાપ લીધા બાદ, હથીયાર બંધ પેરા હેઠળ જેસલમેરની હદપાર કોણ જાણે કેવી ઓખી જગ્યાએ છોડી દેવામાં આવ્યો કે, જેમ મોગલ શહેનશાહ હુમાયુ સીંધ જતાં મારવાડના રણમા ભૂલો પડયો, તેમ બિચારો લટારશંકર પણ આ રેતાળ પ્રદેશમાં અટવાઇ ગયો. આ વેરાન વિકટ મુલકમાં ધૂળ ધાલતે ધાલતે મહા મુશ્કેલીએ અને વીસક દિવસે રણમાં એક રેલ્વે સ્ટેશન હાથ આવ્યું, ત્યારે જ હીમખીમ ઘર ભેગો થઇ શકયો. સાન્ટાક્રુઝ પોંચ્યા ત્યારે જેસલમેરનો તાર વાંચ્યો. પણ મુદત કયારનીયે પૂરી થઇ જવાથી જગ્યા પૂરાઇ ગઇ હતી.

તમે કુદરતી રીતે પ્રશ્ન કરશો કે આ તો છોટા લોકની વાત થઇ; મોટા લોકનું શું? સાસૂન, પિટીટ, બાટલીવાળા, તાતા આદિ ખાનદાન શ્રીમાન કુટુમ્બોના વંશજો આજે મહેલ અને મોટરમાં મ્હાલે છે, તે વિજયની

ચાવી કઇ? એ પારસી, ભાટીયા, કપોળ આદિ કરોડપતિ શેઠીઆઓને પૂછશો તો તે વિના આંચકે કહેશે કે તેમના વડવા કદી પણ રૂપીયાના ગાંસડા પોટલા બાંધીને મુંબઇ બેટમાં ઉતર્યા નહોતા. એ તો 'મે' મારવાડરો બનીયો બંબઇ શહેરમેં આયો, ધાસલેટરી" ફેરી કરકે પિંજરાપોળમેં સોયો'—નેમ એ મહાપુરૂષો ખભે માત્ર દોરી લોટા લટકાવીનેજ આવેલ હતા; અને કેવળ જાત–મહેનત, આત્મ–બળથી સીડીના હેઠલા પડથારથી કવિની ભાષામાં–ધીરે ધીરે અતી અતી ધીરે, ત્હોય ત્હેનાથી ધીરે, અગર ગામની બોલીમાં –અધરણીનાં પગલાં ભરતે ભરતે, પણ મક્કમ પણે, આજે શિખર ઉપર એ ખાનદાન કુટુમ્બો પોંચી ગયાં છે. પણ સંસારમાં ઝીંપલાવતા આપણા નવયુવાનોને–પગના પણી ઉતાર્યો વગર, હાઇડ્રૉલિક કે ઇલેક્ટ્રિક લિફ્ટ જેવી કરામતના જ્ઞાનના અભાવે, બોંય તળીએથી કેવળ ઠેકડો મારી, પરભાયું–રાજા બાઇ ટાવરની ટોચે પોચવું છે, તેનું કેમ!

પણ, જવા દયોની—એ મોટે ખાંચરેની વાત! અતી ધનસંચયમાં લાભ શો છે! આટલું ચોક્કસ નોંધી રાખજો કે, 'તમારી જરની કોથળી જે પ્રમાણમાં મોટી થશે, તેજ પ્રમાણમાં તમારી જરૂરની કોથળી સંકુચિત થશે. મુંબઇના શેઠીયાની આધુનિક સ્થિતિ કેવી છે! બહારગામથી તમે પહેલીજ વાર આ નગરીમાં પગ મૂક્યો હોય, અને વાલકેશ્વર મલબાર કે ખંબાલા હિલ ઉપર તમે ફરવા નિકળ્યા હો, અરે રસ્તા ઉપરથી એકાદ બંગલાના કમ્પાઉન્ડ સોંસરવી દૃષ્ટિ કરો; તો નન્દનવન જેવું ઉદ્યાન અને તાજ મહાલ જેવી ચકચકાટ મારતી મ્હેલાત જોઇને, તમે એમજ ગાવા બેસી જશો કે—

'જુદી તારીફ હયે, હમ જીસને પરસ્તાં દેખા!
હમન ઇસ મ્હેલમેં, કુલ એશકા સામાં દેખા.

અને જેમ ઇરાની શાયર હાફિઝ શિરાઝની કાચની પુતળી જેવી રમણીના ઉપર શીદા થઇ, બોખારા ને સમરકન્દ સમર્પણ કરવા તૈયાર થઇ ગયો, તેમ ઉદ્યાનમાં ગોઠવેલી આરસવાળી 'મેડોનાની' મનહર મૂર્તિ ઉપર મુગ્ધ બની ગુંજામાં જો ગુર્જરાત હોય તો આખો ગુર્જરાષ્ટ્ર પ્રાન્ત ત્યાંને ત્યાં તે પુતળીને અર્પણ કરવા તત્પર થઇ જાઓ. કમ્પાઉન્ડના થાંભલામાં આરસપહાણની ચોરસીમાં કોતરેલ નામો વાંચીને તો તમને એમજ લાગ્યા કરે કે–'કૈલાસ–ભવન'–જાણે હિમાલય ઉપરથી અત્રે ઉતરી પડેલ હોયની! અને ભુવનમાં વિહરતાં ભવ્ય પ્રાણીઓ શિવ અને પાર્વતી જેવા લાલ ગલોલાવાળાં હશે! અને નકી કૈલાસનું સુખ માણતા હશે! 'અમૃત–અવાસ' –માં વસનાર તો સદા અમૃતનુંજ પાન કરી નિરોગી કાયાવાળા હશે! 'નિવૃત્તિ–નિવાસ' કે 'શાન્ત–સદનમાં' વિરાજતા મહાત્માઓ તો બુધ્ધ અને મહાવીરના કરતાં પણ અધીક શાન્તિ અને નિવૃતિમાં નિમગ્ન હશે! પણ ભૂલ ખાતા! પીળું એટલું બધું સોનું ન માની લેતા!

આવા અનેરા મીઠા મધુરા નામવાળા એકાદ બંગલા બહાર પેરો ભરતા દારપાલ ભૈયાજીની રજા મેળવી અંદર તો જાઓ! અને શેઠની સાચી હાલત તો તપાસો! મુખની લ્હેરની તમારી કલ્પનાવાળા આપણા શેઠ સાહેબ તો—સવારના પોરમાં ચડેલ મગજે લાલ ઘોલા જેવી આંખો ચોળતે ચોળતે, સ્નાનગૃહ નજીકના આરસના મંજનગૃહમાં પૂરી સાઠ મિનિટ પૂરતું બળ અજમાવ્યા છતાં દમદોલ પેઠે હાથ ધોઇ નાખી, ન્હાનો ગોટ લઇ, માન્ચેસ્ટર કે અમેરીકાના બંધ બજારના ભાવ પૂરતી છાપામાં ઉપરઉપર નજર ફેંકી, શરૂ બજારના ઉઘડતા ભાવ દલાલોના શ્રીમુખે વિજળિક યંત્ર દ્વારા સાંભળી, પાટલા નંખાતાં–રસોયા પર

ધુંવાફુંવા કરતે કરતે અર્ધીક રોટલી ખાધી ન ખાધી, ને મોઢું લુછતા, પાન બીડી ગલોફામાં ઓળવતા, દશ વાગ્યામાં તો—એ ચાલ્યા સરસરાટ હાફિસે. જાણે કોઇ અવધાનની ક્રિયામાં મશગુલ હોય તેમ, એક હાથે કાન ઉપર ટેલીફોનનું ભુંગળું, મુખ ઉપર બીજું ભુંગળું, અને છુટા હાથમાં નોંધ પોથીમાં ટપકાવવા લેખણ અને 'હાં—એલાવ! ભરૂચ ભાંગ્યું; બંગાલ બ્હેંકયું—અરર! શું—કે! તાતા દબાણો!' આવાં જઇ પડે, બંગલાના સોફા ઉપર. વાળુનું પૂછાવતાં, 'આજે માથું ચઢયું છે. ભટ! ફકત ખારી લાવજો!' આ પ્રમાણે જીવન વ્યતિત કરતા આપણા શેઠીયાઓ શું સુખી છે! કયાં છે તેને ત્યાં આનંદને અવકાશ! કયાં છે તેનામાં મનની મોજ!!

શેઠીયાની વાત શું કરવી! અમારા એક શ્રીમાન શેઠીયા મિત્ર, દર આતવારે હિલ પર પોતાને બંગલે મોજ કરવા અમને બોલાવતા. શેઠ પોતે પવન ખાઇ જીવતા;



શરૂ બજારના ઉધડતા ભાવ દલાલોના શ્રીમુખે વિજ્‌ળિક યંત્ર દ્વારા સાંભળી, પાટલા ન ખાતાં—રમોયા પર ધુવાફુંવા કરતે કરતે—

આવાં વેણ કવણે ઉચ્ચારતા, શ્રવણ કરતા, બપોરના બગાસાં આવતાં ચ્હાના મીઠા ઘુંટડા સાથે ચેવડાના બે દાણા ફાકને, કાગળોમાં સહી કરતે કરતે, બદહજમી કે કબજીયતનો કોપ ગરીબ બાપડા નોકરો ઉપર ઉતારતા, ચારના ધંધા થતા વાંત—મોટર ચાલી સીધીસટ સીવરી! પેટ ભરીને 'લીધા—ખાધા' કરતે કરાવતે છેક ગળા લગી આવી રહેતા. સંધ્યાકાળે એટલે તેમને ત્યાં આહારમાં—અરબ્બી સમુદ્રનો મીઠો મધુરો વાયરો ખાવાનો, અને આનન્દમાં સુંવાળા સોફા ઉપર આળોટવાનું મળતું. જેથી નજીકની કોઇ હોટેલમાં ગાંઠના ગોપીચંદ કરીને પછી જ શેઠજીને બંગલે આ આનન્દનો અનુપમ લ્હાવો લેવા હાજર થઇ જતા.

મોહમયીના આવા મહાપુરૂષના મહેલમાં ઠામવાસણ સોના રૂપાનાં હોય; કોઠીઓ

જ્ઞાતિઓનો પ્રશ્ન થશે. કન્યાવેવાર સબંધી વિચાર બૃહદ્ ગુજરાતના વાસીઓમાં થયા પણ છે. અને પોતાના વતનમાં જેઓના વેવાર શિથિલ થઇ ગયા હતા તેવા ગુજરાતીઓએ, પોતાની જ નાતના, પણ ગુજરાતની બહાર વસતા, જુદા જુદા વિભાગના કુટુંબોમાં આવો વહેવાર શરૂ પણ કર્યો છે. ખાનદેશના ગુજરાતી વણીકો દક્ષિણ હૈદ્રાબાદમાં કન્યાની લેવડ દેવડ કરે છે. આ રીતે થોડો ઘણો તોડ તો તેઓ કાઢે છે. પરંતુ નાતના, અને કન્યા વહેવારના, પ્રાચીન વિચારો આપણામાં બહુ જડ ઘાલીને બેઠા છે. તે નીકળતાં વાર ઘણી લાગે છે, અને તેમાંયે વતનની નાત તરફથી કાંઇક આશા અને કાંઇક ધમકી મળતાં, આ લોકો ઠંડા થઇ જાય છે અને પરિણામે તેઓને સહેવું પડે છે.

યોગ્ય પુરૂષને તથા કન્યાને યથાયોગ્ય જોડ જે સમાજમાં મળી શકે, તેજ સુવ્યવસ્થિત કહેવાય. આવી વ્યવસ્થા બૃહદ્ ગુજરાતના અનુકુળ સ્થળોમાં થઇ શકે તે માટે ઉદાર મતવાદી ગુજરાતીઓએ યત્ન કરવા જોઇયે. ગુજરાતમા ગુંચવાઇ ગયેલા જ્ઞાતિના પ્રશ્નોનો ઉકેલ બૃહદ્ ગુજરાતના વાસીઓ પણ આણી શકે. તેઓ ચાર વર્ણોનો જ આદર્શ રાખે તો તેમનો આ મૂખ્ય પ્રશ્ન બહુ સરળ બની જાય. બહાર વસવાટ કરનારા સ્વભાવે ઈી મતવાન તો હોય છે જ. તેઓ પોતાની આ હીંમત સામાજીક બાબતોમાં ચલાવે, વતનની નાતનો ડર સતત્ રાખ્યા ના કરે, અને ઉંડા ધાર્મિક વિચારોને અનુસરીને પેટા નાતો—ગુજરાત બહાર વસતી પેટા નાતો—અરસપરસ લગ્ન વેવાર શરૂ કરે તો તેમને પોતાને લાભ થાય તે સાથે, તેઓ ગુજરાતમાં જ રહેલા ગુજરાતીઓને :પણ સુંદર દાખલો બેસાડી શકે.

સામાજીક પ્રશ્નોમાંથી નાતના પ્રશ્નનો કાંઇક ઉકેલ થાય તો પછી બીજા પ્રશ્નો તો બહુ થોડી મુદતમાં ઉકલે છતાંયે તેમને પણ અત્યારે અવગણવા જોઇયે નહી. દૂર વસતા ગુજરાતીઓનાં બાળકોને ગુજરાતી ભાષાનું પ્રાથમિક જ્ઞાન મળે તેવી વ્યવસ્થા બની શકે તેટલે સ્થળે થવી જોઇયે. દીલ્હી, કલકત્તા, કરાંચી, વગેરે સ્થળોએ, પ્રાથમિક ગુજરાતી શાળાઓ છે જ. પરંતુ જ્યા પાંચ પચીસ ગુજરાતી બાળકો હોય તેવે સર્વ સ્થળે આવી યોજના હોવી જ જોઇએ. કેટલાએક શ્રીમતો પોતાના બાળકને માટે ઘરમાં શિક્ષક રાખે છે. તેઓએ બીજા ગુજરાતી બાળકોને આ શિક્ષકનો લાભ આપવો જ જોઇયે. માતૃભાષાનું સારૂં શિક્ષણ મળતાં પોતાના પ્રાંત પ્રત્યે પ્રેમ, બાળકમાં જાગૃત રહેશે. વળી ગુજરાતી પુસ્તકોનાં લોકોપયોગ માટે સંગ્રહવાળાં પુસ્તકાલયની વ્યવસ્થા પણ દરેક સ્થળે હોવી જોઇયે. સાહિત્ય જ માતૃપ્રાંત સાથે દૂર વસતી વ્યક્તિઓને સંકળાયલી રાખશે.

કન્યા લેવડદેવડના પ્રશ્નનો ઉકેલ થાય તો પછી બાળલગ્ન તો બૃહદ્ ગુજરાતમાં નહી રહે. છતાંયે તેઓએ આ પ્રશ્ન સતત્ નજર આગળ રાખવો જોઇયે, અને બનતાં સુધી સોળ વર્ષની વય પહેલાં કન્યાનાં લગ્ન કરવાં ના જોઇયે, તેમજ કજોડા પણ થવા દેવાં ના જોઇયે.

બાકીના પ્રશ્નો તો દેશના સામાજીક પ્રશ્નો સાથે સામાન્ય રહેશે. એટલે એ સબંધી ખાસ જુદા વિચારની જરૂર ઉભી થતી નથી.

આ આખાયે પ્રશ્ન સબધી એક સુચના કરવાની છે. હીંદ બહારના સસ્થાનોમાં વસનારાનાં, હક્ક જાળવવા માટે અત્રે સંસ્થાઓ કાઢવામાં આવેલી છે. તેજ પ્રમાણે બૃહદ્ ગુજરાતના ગુજરાતીઓ સાથે સબંધ જાળવવા માટે એકાદ સંસ્થાની કે મંડળની જરૂર છે. કોઇ હાલનું ચાલુ મંડળ પણ આ પ્રવૃત્તિ ઉપાડી લે તોયે બસ છે. મુંબાઇમાં સ્થપાયેલું "શ્રી ગુજરાત મંડળ" આ કાર્યને માટે મને યોગ્ય જણાય છે. ગુજરાત બહારના ગુજરાતીઓની જેટલી સંસ્થાઓ હોય તેની નોંધ આ મંડળમાં રાખવાની અનુકુળતા થાય, તો મને ખાત્રી છે કે બૃહદ્ ગુજરાતના વાસીઓના પ્રશ્ન તરફ આ મંડળ ધ્યાન આપશે ગુજરાત બહારના જે જે ગામમાં મંડળો હોય તેમણે આ સબંધી પત્ર વ્યવહાર મારી સાથે (ગોરધન મેન્સન, ભટ્ટવાડી ગીરગામ મુંબઇ) કરવાની હું વિનંતિ કરૂં છું. અને ગુજરાત મંડળ સમક્ષ, જરૂર જણાતાં આ પ્રશ્ન હું મૂકીશ. આ રીતે બૃહદ્ ગુજરાત માતૃપ્રાંત સાથે વિશેષ સંબંધમાં આવશે

બૃહદ્ ગુજરાતના વાસીઓ ! તમે ગુજરાતના હીર રૂપ છો. તમારામાં ગુજરાતને શ્રધ્ધા છે. તમારી પાસેથી ગુજરાત બહુ મેળવવાની આશા રાખે છે. સંસ્થાનોએ ઇગ્લંડને મજબુત કર્યુ છે. સંસ્થાનોયે ઇગ્લંડને વિજયપર્યે દોર્યું છે. તમે યે ગુજરાતનાં સંસ્થાનરૂપ છો. તમે ગુજરાતને સમૃધ્ધ કરી શકો છો તમે ગુજરાતના વિચારોમાં વિશાળતા આણી શકો છો. ગુજરાતમાં દૂર દૂરની સંસ્કૃતિઓ પૂરી શકો છો. બ્રહ્મદેશ, બંગાળ, અને તેલંગણની સંસ્કૃતિઓનાં સંગમ ગુર્જર સંસ્કૃતિ સાથે કરી શકો તેવાં તમે જ છો. માટે સાવધાન થાઓ. અને પ્રગતિને પંથે.



# સંદેશ

લેખક:—સ્વ. કાન્ત.

( હસ્તલિખિત માસિક "બન્ધુ" માંથી )

આવો, અંદર આવો, વ્હાલાં વાસમાં!
સન્દેશો શો લાવ્યાં, વ્હાલાં બ્હેન જો!
કોમળ શીતળ મધુર સુધા વરસાવતાં,
નેહ ભરેલાં નમ્ર મનોહર નેન જો,
આવો, આવો, આવો અમ આવાસમાં.

હૃદય સરો સહજીવન સમજી પોષજો,
જનસેવાનો ધરજો શાશ્વત ધર્મ જો;
પુણ્ય પિતાના પ્રગટ પુરાતન પન્થમાં,
સ્નિગ્ધ પરસ્પર કરજો કેવળ કર્મ જો.
આવો, અંદર આવો, વ્હાલા વાસમાં.





# એકોઽહં બહુસ્યામ્

રચનાર :—રા. રા. "દિવાના"

—ગઝલ—

નેત્રની ઝોળી લઇ જાગવું સદા અલ્લેક હું,
છો તું ધુત્કારે છતાં છોડું ન મારી ટેક હું.

જો મળે તું એક તો પરવા નથી કુલ ખલ્કની,
એક બાજુ છે જગત ને એક બાજુ એક હું.

જારણી કહેતામાં ચમકી તો સતી તું મહાસતી,
શબ્દ ત્હારો, ભાવ મ્હારો કેમ ભુલું છેક હું ?

દોષવાળી આંખ દેખે તેંજ તે કીધી સનમ !
દીઠી તુજને તે દિવસથી છું ભૂલ્યો વિવેક હું.

જોય તું બીજા ઝૂરે ઉભા ઉંબર ત્હારા ઉપર,
પણ 'દિવાનો' તો કહે છું એક તેજ અનેક હું.





# શંકા સમાધાન

———.o.———

રચનાર :—શા, શા. "બુલબુલ."

—ગઝલ—

"હું" અને "તું"ને પૂછી જો એક કે અનેક છે?
ભેદ વાત અભેદમાં એ કઇ તરહનો ટેક છે?

ભાનભૂલો ભાન ભૂલી તેજમાં અંજાઇને–
ઇશ્કની મકતબ મહીં ભૂલે વચન એ છેક છે.

ભાવ ને શબ્દો જૂદા કુહે તું જ તે ભૂલી ન જા,
ભાવમાં ડૂબી તરી જા, તો પછી સહુ એક છે.

ફેંક ઝોળી, ફાડ કફની, દે સદાના અલ્ વિદા,
દેખશે ત્યારે સહુ ભાપા તણો અતિરેક છે.

પ્રેમ હોયે શીખવો શીખી લે 'બુલબુલ' પાસ તું,
સૌ પર ફિદા, કો પર નહિ ; પણ જગ્ત કહેશે નેક છે.






# આશાનું રૂદન.

લખનાર.—શ્રી. 'ધૂમકેતુ'

(૧)

સમય ભયંકર હતો: પણ મનુષ્યો વધારે ભયંકર હતા. વિશ્વાસનું વાતાવરણ છાના ખંજરોથી ભર્યું હતું, ને આજે જે મિત્ર હોય તે કાલે શત્રુ થાય એવી મનોદશા સહજ હતી. ભયંકર પરિવર્તનના સપાટાથી આખો પ્રાંત છવાઇ ગયો હતો: ને કોઇનું નામ કે મિલ્કત સલામત રહી શકે તેવું હતું નહિ. ઇ. સ. ૧૮૫૭નો બળવો પૂર જોરમાં હતો ત્યારે કાનપુર પાસે સેનાપત નામે એક ન્હાના ગામમાં બે મોટા ધોરી બળદના ગાડામાં બેસીને એક દિવસ. એક બાઇ આવી: સાંજનો વખત હતો ને ભૂરી ભૂખરી ધુસટમાં આખું ગામ છવાઇ ગયું હતું: સીમમાંથી ગાડાંઓ પાછાં વળતાં હતાં, ને પોતાનાં બચ્ચાંને મળવા ધણ અધીરૂં બની દોડી રહ્યું હતું.

આ પવિત્ર ધૂળની ડમરીમાં સેનાપતનાં ન્હાનાં ન્હાનાં ઘરો આછાં ને આછાં દેખાતાં હતાં: પોતાના અંગને જેમ બને તેમ વધારે ને ઢાંકીને પેલી બાઇએ ગાડામાંથી ઉતરી, એક સાદા પણ સ્વચ્છ ને સુંદર મકાનમાં પ્રવેશ કર્યો.

સેનાપતના વાતાવરણમાં આ મહત્ત્વનો ફેરફાર હતો. એના આવ્યા પછી ગામમાં એક પ્રકારની ચર્ચા ઉત્પન્ન થઇ હતી. યુદ્ધની કથા રમ્ય છે ને ગામડામાં તે વધારે રમ્ય લાગે છે: કંપનીસરકાર સામે જે જે પુરષો ઉતર્યા તે સૌને એક પ્રકારની પૂજાથી જાણ્યે અજાણ્યે સૌ વંદન કરતા હતા. એમ ચર્ચા થતી હતી કે આ બાઇનો એકનો એક અઢાર-વર્ષનો જુવાન પુત્ર લડાઇમાં ઉતર્યો છે: ને તેના બળ પાસે ઘણા ઘણા સુનંદા યૂરોપીઅનો પાણી ભરી રહ્યા છે!

એ વીરપુરુષની માતા તરીકે આ બાઇનું નામ અનેક જુવાન હૃદયોને આકર્ષી રહ્યું હતું.

આ બાઇના વિશાળ મકાનમાં એક સુંદર વાડી હતી: તેમાં જ્યારે કોસ હંકાતો ત્યારે તેના 'ઢૂઉઉઢૂઉઉ' અવાજથી આખી વાડીમાં રમ્ય મધુરતા જામતી હતી: આ વાડીમાં કેટલાંક ફાલતુ મકાનો હતાં, ને તે સૌમાં જતા આવતા લશ્કરી અમલદારો ને સિપાઇઓ આરામ લેતા. બાઇ એ સૌને માનભેર પોષી રહી હતી: ને તેનો પુત્ર એ સૌ

સામે લડી રહ્યો હતો !–આ બે વિરોધી ઘટનાઓ વચ્ચે સેનાપત્તના બધા જુવાનીઆઓ ને વૃધ્ધો કંઇ કંઇ અનુમાનો ને વાગ્યુધ્ધ ચલાવી રહ્યા હતા !

આમાં શું ભેદ છે તે કોઇને ખબર ન હતી. પરંતુ ૧૮૫૭ના બળવાનો અગ્નિનો સમય આવ્યો ગયો ને ઢંઢેરાના આછા આછા ત્યાગાગી શબ્દોથી અનેક હથિઆરો ને જુવાન ચ્હેરાઓ નમ્ર બની શિર ઝુકાવી રહ્યા હતા, ત્યારે પણ સેનાપત્તનો આ કોયડો અણઉકેલ્યો હતો. પેલી બાઇ–હજી પોતાની વાડીમાં અનેક લશ્કરી અમલદારોને પોતાની ઉદાર મહેમાનગીરીથી સંતોષ આપી રહી હતી !

લશ્કરી અમલદારોના આભારભર્યા ચ્હેરાઓ વચ્ચે એક તરસી આંખ વારંવાર આંટા ફેરા કરતી હતી : સેનાપત્તમાં આ વાડી એનમૂન ગણાતી : તેની હરિયાળી જમીનમા ગુલાબનાં ઝૂંડ થતાં ને કહેવાતું કે મોગલ જમાનામાં અત્તરે ગુલાબની ખુશબો ભરી ભભક આ વાડીમાંથી છૂટતી ! આ જમીન પર એક તરસી આંખ તલસી રહી હતી. અને તે સેનાપત્તના પોલીસ પટેલ હરદયાલની ચકોર આંખ હતી. લશ્કરી અમલદારોની સરાભરા કરવા તે વારંવાર આવતો, ત્યારથી આ જમીન એની આંખમાં ખૂચી હતી : આ જમીનમાં ખારસી રસદાર કેરીની જેમ દરેક જગ્યાએ રસની સેર ફૂટતી હતી.

એક દિવસ અચાનક, કામ પ્રસંગે વાડીમાં આવતાં હરદયાલની નજર સામે ની મેડીમાની એક ખુલ્લી બારી પર પડી : તે દિવસથી એની આંખમાં એકને બદલે બે ઝેર ભર્યાં છે. તે દિવસે છૂટાં ઝુલ્ફામાં એક વીરત્વ ભર્યો ચ્હેરો તેણે જોયો : જાણે આદર્શયુદ્ધની અધિષ્ઠાત્રી દેવી હોય એટલું તેજ. તે દિવસથી હરદયાલ વારંવાર વાડીના પેલા નમળા વૃધ્ધ કોશીઆ પાસે પણ ઉભો રહે છે ને તેની પાસે અનેક વાતો કાઢી એક વાતની સાંકળ જોડવા યત્ન કરે છે !

( ૨ )

"જયમલ્લ રઘુનાથસિંહ !"

હરદયાલ આ નામની માળા જપે છે : ચારે તરફથી હુકમ છૂટ્યા છે કે આ જુવાન જેલમાંથી નાસી છૂટ્યો છે. તેને પકડનારને ઇનામ મળશે. તે પડ્યો પડ્યો વિચાર કરતો હતો તેટલામાં એને અચાનક કાંઇક નજરે પડ્યું: એની કલ્પનાની આંખ સામે પેલી વાડી ને પેલી બાઇ બન્ને આકર્ષક બની ઉભાં હતાં !

તેને લાગ્યું કે પોતે હવે જયમલ્લ રઘુનાથસિંહને પકડી પાડશે : એના મનમાં કીર્તિ, મહત્ત્વાકાંક્ષા ને મોહ ત્રણેની વચ્ચે તુમુલ યુધ્ધ જામ્યું.

લક્ષ્મીબાઇ સેનાપત્તમાં આવી ત્યારથી જ એક વાત ઉડી રહી હતી કે એનો છોકરો બળવા ખોરામાં છે : હમણાં હમણામાં લક્ષ્મીબાઇ બીમાર હતા ને તેથી કોઇ એને મળી શકતું નથી. થોડા દિવસ પહેલાજ પોલીસ અફસરો, આ ઉડતા સમાચારનું તાત્પર્ય લેવા, લક્ષ્મી બાઇને મળવા ઇચ્છતા હતા, પણ તે બીમાર હોવાથી મળી ન શક્યા.

પોલીસ અફસરમાંના દરેકના મોંમાં હજી લક્ષ્મીબાઇનું અનાજ હતું, એટલે ઉપકારના એટલા બોજાથી શાંત બની તેઓ ચાલ્યા ગયા. પણ આજે હરદયાલને વિચાર કરતાં કરતાં આ વાતમાં કાંઇક ભેદ લાગ્યો. ને તેને ઘડી ભર લાગ્યું કે લક્ષ્મીબાઇની વાડીમાં જ જયમલ્લ ગુપ્ત રૂપે રહ્યો છે ! હરદયાળની કલ્પનાની આંખ સામે લક્ષ્મીબાઇની તેજસ્વી મૂર્તિ ખડી થઇ : પોતે જો જયમલ્લને શોધી કાઢશે તો નોકરીમાં દર ડગલે કીર્તિ એને વરમાળ પહેરાવશે ! પણ હજી હરદયાળના હૃદયમાં આ મહત્ત્વાકાંક્ષાથી પણ વધારે આશાભર્યું એક સ્થાન છે! એ વિચાર કરે છે કે જયમલ્લને શોધી કાઢતાં

લક્ષ્મીબાઇ નમે ખરાં?...અને તેના અંતઃકરણમાંથી અવાજ આવે છેઃ 'હા!'

લક્ષ્મીબાઇમાં તેજ, ધીરજ ને સાહસ એ ત્રણે ગુણોનું સુંદર મીલન થયું હતું. મૂળ તો તેના પતિ સાથે એ બિહારમાં રહેતી હતીઃ અને તેની મોટી બેન સેનાપત્તમાં ને આસપાસનાં એક બે ગામમાં થોડી જમીનની માલીક હતી. આ બેનને કાંઇ સંતાન ન હતું. એટલે તેના મનમાં લક્ષ્મીબાઇના પુત્રને દત્તક લેવાની ઇચ્છા હતી. તે દરમ્યાન અંધાધુંધી પ્રવર્તી રહી.

લક્ષ્મીબાઇ આ વખતે અનાથ થઇ પડયાં. તેનો પતિ સાધારણ માણસ હતોઃ ને સાધારણ માણસની માફક જ મરી ગયો. પણ લક્ષ્મીબાઇનું જીવનસર્વસ્વ એના પુત્રમાં હતું: જયમલ્લની કાંતિમાં અનેરું તેજ હતું: ને લક્ષ્મીબાઇ તેને માતાના વ્હાલ ઉપરાંત, પ્રેમના દર્દથી ભરેલ હૃદયે ચ્હાતી: એ કિસ્સો એવો હતો કે જ્યાં પતિની શક્તિ કે સ્નેહની ખામીને લીધે સ્ત્રી પોતનાજ પુત્રને બમણા પ્યારથી ચાહતી હોય!

લક્ષ્મીબાઇનો પતિ સાધારણ રીતે રોગી ને અશક્ત માણસ હતોઃ અને લક્ષ્મી બાઇમાં શ્રધ્ધા કરતાં તેજ વધારે હતુંઃ એટલે તેનો બધો પ્યાર, વ્હાલભર્યો માતાના હૃદયથી પતિદેવની પૂજા કરવાને બદલે, અત્યંત દર્દમય અવસ્થામાં હોય તેમ પુત્ર તરફ ઢળ્યો! એ પ્યારમાં કટકા થઇ જાય તેવું અનેરું બળ ઉતરી આવ્યું! અને તેથી લક્ષ્મીબાઇ જયમલ્લના જીવનના દરેક પ્રશ્નમાં, પોતાનું જીવન ઓતપ્રોત કરીને જ રહેતી!

પણ ૫૭ના બળવામાં કેટ જુવાન હૈયો સરકારની ધુંસરી ત્રોડવા હોમાઇ રહ્યા હતા! એ એક એવો પ્રસંગ હતો કે જ્યારે મનુષ્ય અદ્રશ્ય ભાવિ માટે વર્તમાનને હોમી પોતાના સાહસ ને દુઃખ પર અટ્ટહાસ્ય કરતો ઉભો રહે છે! એમાં જયમલ્લ જેવું તેજ કેમ છાનું રહે? લક્ષ્મીબાઇને લાગ્યું કે ગમે તેટલા પ્રયત્ન છતાં જયમલ્લ અંતે જશે જ અને પછી જ્યારે લક્ષ્મીબાઇ બિહારમાંથી કાનપુર તરફ પોતાની બેનને મળવા નીકળ્યાં, ત્યારે રસ્તામાંથી જ જયમલ્લે રજા પણ લીધી! લક્ષ્મીબાઇની બધી સમજાવટ અફળ થઇ! મા અને દીકરો બન્ને રસ્તામાં રોયાં ને જૂદાં પડયાં! ત્યાર પછી હવે જયમલ્લ સેનાપત્તમાં જ પાછો આવવાનો હતો—જો પાછા વળવાનો પ્રસંગ આવે તો.

લક્ષ્મીબાઇ સેનાપત્તમાં પહોંચ્યાં ત્યારે તેની મોટી બેન પણ બીમાર હતાંઃ તે ત્યારપછી થોડા દિવસમાં જ મૃત્યુ પામ્યાં!

હવે પછી લક્ષ્મીબાઇએ પોતાના પુત્રનું હિત સાચવવા ઘણા ઘણા અમલદારોને સાચવી રાજભક્તિ દેખાડી! આખા ગામમાં ઉડતી વાત હતી કે તેનો પુત્ર બળવાખોરો સાથે છે, પણ લક્ષ્મીબાઇને એ પૂછવા જેટલી ધૃષ્ટતા કોઇએ કરી ન હતીઃ પછી એમ પણ કહેવાયું કે લક્ષ્મીબાઇને કાંઇ સંતાન નથી! શું સત્ય છે તે કોઇ જાણતું નહિ.

( ૩ )

જે દિવસે હરદયાળને અચાનક એમ થયું કે જયમલ્લ કદાચ લક્ષ્મીબાઇને ત્યાં હોય, તે દિવસે જ એ વાતની ખાસ તપાસ કરવા માટે એક મંડળી આવી પહોંચી હતી! જયમલ્લ ક્યાં છે એ કોઇને ખબર ન હતી, પણ લક્ષ્મીબાઇ માંદાં છે માટે જયમલ્લ ત્યાં હોય એમ ઘણાએ અનુમાન કર્યું હતું!

બરાબર રાત્રિના આઠ થયા હતાઃ ને ન્હાનું ગામ તો આઠ બજતાં અરધું શાંત થઇ જાય છે. લક્ષ્મીબાઇના મકાનના દરવાજા પર એ સમયે પાંચ સ્વારો આવી પહોંચ્યાઃ ને હરદયાળ પણ થોડીવારમાં આવ્યો. સૌ મળી મકાન ઉઘડાવી અંદર ગયા. અંદર એક વિશાળ ચોક હતો ને તેમાં ગુલાબના અનેક છોડ ફુલવિનાના ઉભા હતા! એક

ન્હાનો સરખો બગીચો મુખ્ય મકાનની ચારે તરફ હતો. અંદર એક વિશાળ ખંડમાં લક્ષ્મીબાઈ હિંચકા પર સૂતી હતી: તે સૌને આવતા દેખી બેઠી થઇ ને સામેના ઢોલીઆ પર બેસવા સૌને ઇશારત કરી એક બે ચાકર ને એક બાઇ ત્યાં ઉભાં હતાં: ને એક ખુણમાંથી એરંડીઆ તેલનો દીવો આછો પ્રકાશ આપી રહ્યો હતો!

લક્ષ્મીબાઇ માંદી ન હતી, પણ એના ચ્હેરામાં અકથ્ય દુઃખોના અક્ષરો સ્પષ્ટ હતા: જો કે ચિંતાની ફિક્કાશ માંદગી જેવી હતી, પણ તે વારંવાર ચિંતાને દાબી સૌની સાથે વાતો કરતી હતી.

અને તેણે અરધી પોણી કલાક સૌ સાથે વાતો કરી, પણ બહાર જરા ખખડાટ થતો કે કુતરું ભસતું, પવનથી ઝાડનાં પાન ચાલતાં, કે સાંકળ ખખડતી કે તરતજ લક્ષ્મીબાઇના ચ્હેરામાં ગભરાટની છાયા પસાર થઇ જતી: આવેલ મંડળીમાં એ વૃદ્ધ તદ્દન જ અપરિચિત હતો. બાકી બીજા બધા લક્ષ્મીબાઇની મીજમાની ઘણી વખત ચાખી ગયેલ હતા. તે વૃદ્ધ માણસ—તદ્દન શાંતિથી--લક્ષ્મીબાઇની, દરેક હીલચાલ તપાસી રહ્યો હતો. જરાક ખખડાટ થતાં લક્ષ્મીબાઇ ચીકી પડી જતી હતી; તે તરતજ એકાદ સવાલ પૂછી પોતાની મનોવ્યથા છૂપાવી દેતી હતી.

'કેટલા થયા?' લક્ષ્મીબાઇએ અચાનક પૂછ્યું: એ પૂછતાં પૂછ્યું, પણ પેલા વૃધ્ધે જોયું કે લક્ષ્મીબાઇના આખા અંગમાં ધ્રૂજારી આવી ગઇ: તેના હૃદયમાં કોઇ મહાવ્યથા હતી:

'ન્હાનાં બા! નવ 'થયા:' અને આ જવાબ સાંભળતાં જ લક્ષ્મીબાઇ વધારે ચીકી પડી ગઇ

અંતે સૌને લાગ્યું કે લક્ષ્મીબાઇની માંદગી સાચી છે: ને જયમલ્લ ક્યાંય છૂપાયો નથી. સૌ ઉઠયા ને તે સાથે ઉઠી: પગથીઆં નીચે વળાવી પાછી ફરી. ને તેણે એકદમ પલંગ પર પડતું મૂક્યું.

'કેટલા થયા? ગોદાવરી! ... કેટલા થયા?'

'ન્હાનાં બા! આઠ છે. ધીરજ મૂકી દેશો!'

તે જ વખતે હરદયાલ પાછો દેખાયો. લક્ષ્મીબાઇની આંખમાં એટલું દર્દ હતું કે તેની સામે જોતાં જ હરદયાલ ચૂપ થઇ ગયો. પણ તેને પેલા વૃદ્ધના શબ્દો યાદ આવ્યા: 'લક્ષ્મીબાઇ પોતાના જીવનસર્વસ્વ જેવા કોઇ પ્રિયતમની રાહ જૂએ છે! એનાં દર્દમાં સ્નેહનું અકથ્ય દુઃખ છે!

ને તેણે બોલવાની હિમ્મત કરી: 'લક્ષ્મીબાઇ! હું પાછો આવ્યો છું. તમારે કાંઇ કહેવું છે?'

પેલી મંડળી બહાર નીકળ્યા પછી તરતજ પેલા વૃધ્ધે સૌને કહ્યું હતું કે લક્ષ્મીબાઇ ગમે તેમ પણ કોઇની રાહ જૂએ છે! તે તેનામાં પ્રિયતમને મળવાની ધગશ હોય તેવું, લાગણીમય છાનું દર્દ છે! પણ તેના મિત્રો લક્ષ્મીબાઇને વધારે સતાવવા રાજી ન હતા, એટલે ને સૌ વૃદ્ધના શબ્દો સાંભળી હસી પડયા ને પછી તે મંડળી તરતજ રવાના થઇ ગઇ!

પણ હરદયાલની આંખમાં ઝેર હતું. તે પાછો ફર્યો ને તરતજ પેલા વૃદ્ધના શબ્દોની સચ્ચાઇ સમજાણી. દરેક ગુલાબ પરથી ફુલ ઉપડી ગયાં હતાં: તાજા ધૂપની સુગંધ પ્રસરી રહી: ને ઘીના દીવા બહાર કોડીઆંમાં બળતા હતા: લક્ષ્મીનો કોઇ ગુપ્ત સ્નેહી આજે આવવાનો લાગે છે! આ વિચારથી જ હરદયાલનું મગજ ભ્રમાઇ ગયું હતું.

હરદયાળનો સવાલ સાંભળતાં જ લક્ષ્મી સ્વસ્થ બની ગઇ. પણ હરદયાળ એક પગલું આગળ વધ્યો:

'લક્ષ્મીબાઇ! કોણ આવનાર છે કહો તો ખરાં?' અને તે મીઠું હસ્યો.

પણ તેની હિમ્મત ને શબ્દ બધાં ચાલ્યાં ગયાં. લક્ષ્મીબાઇની આંખ ફરી હતી: ન જોયેલું તેજ ને ન અનુભવેલું દુઃખ તેમાં હતાં.

"હરદયાલ! આમ આવ ભાઇ! જરા આંહી આવ." હરદયાળને લાગ્યું કે પોતાના સવાલથી કોઇ નવીન સત્ય બહાર પડે તેમ છે.

અને હરદયાલ અંદર ગયો. લક્ષ્મીબાઇએ એક ચીઠી તેના હાથમાં મૂકી દીધી. ચીઠીમાં માત્ર ચાર પાંચ શબ્દો હતા.

'ત્રણ દિવસ પછી: નવ કે દશ વાગે રાત્રે. તે દિવસે ન અવાય તો માતા! છેલ્લા પ્રણામ પછી મળવાની આશા સ્વર્ગમાં.' હરદયાલે ચીઠી વાંચી ત્યાં સુધી લક્ષ્મીબાઇ તેની સામે જોઇ રહી.

'કેમ? હરદયાલ! હવે તું શું કહે છે? ત્હારામાં હું વિશ્વાસ મૂકી શકું કે?'

એજ વખતે બારણે ખખડાટ થયો

"હરદયાલ! ભાઇ! એને બચાવ. ત્હારે જોઇએ તો આ વાડી લઇ લે"

'હું હજી કાંઇ સમજ્યો નથી'–હરદયાલ ખોટું બોલ્યો, કારણ કે હરદયાલને ત્રણ વાતનો મોહ થયો હતો જયમલ્લ વિનાની લક્ષ્મીનો, પુત્ર વિનાની લક્ષ્મીબાઇનો: ને નોકરીની કીર્તિનો: તે પોતાના મનમાં વિચાર ગોઠવતો હતો, કે ત્રણે કામ કેમ પાર પડે! પણ માત્ર પવનથી જ સાંકળ ચાલી હતી.

'ત્યારે આજે ત્રીજો દિવસ છે!'

'હા. પણ બોલ, તું વિશ્વાસઘાત નહિ કરે?'

'કોણ હું? ના ના મ્હારી ખાત્રી રાખો. સુખેથી નિરાંત કરો' અને એટલું બોલી હરદયાલ ચાલ્યો. એને જોઇતા સમાચાર મળી ગયા હતા, જયમલ્લ હોય તો લક્ષ્મી વશ થાય નહિ: ને લક્ષ્મી વિનાની એકલી વાડીમાં હરદયાલને મોહ ન હતો: તે પોતાના વિચારો ગોઠવતો ચાલ્યો ગયો.

( ૪ )

રાત્રિના નવ કે સાડા નવ થયા હશે.

અને તે વખતે એક સિપાઇ સેનાપત્તની સીમમાં એકલો ચાલી રહ્યો હતો: થાકથી એનું શરીર લેવાઇ ગયું હતું. ને તે ભૂખથી થાકી ગયો હતો: એનાં જૂના પગરખાંમાંથી વારંવાર ધૂળના ગોટા ઉડતા હતા, ને ચંદ્રમાની રોશનીમાં, દુઃખની વરાળ જેવા, વેરાઇ જતા હતા. તેણે અંતે એક લાંબી દ્રષ્ટિ કરી, ને સેનાપત્તના ઝાડવાં જોઇ છૂટકારાનો દમ ખેંચ્યો: 'હાશ! અંતે આવ્યું ખરું!'

અને એના શબ્દો પણ એકાંતમાં મોટા બની રહ્યા. અને સેનાપત્તની ધૂળવાળી શેરીઓમાં થોડીક ડમરી ઉડી: એકાદ કુતરું છેટે ભસ્યુ: બીજાએ દૂરથી એને જવાબ આપ્યો: કોઇ ત્રીજાએ તાલ પૂરાવ્યો. ને પાછું સર્વ શાંત થઇ ગયું. પેલાં ધૂળવાળાં જૂનાં પગરખાં ઘસાતાં આગળ ચાલ્યાં: ને બરાબર લક્ષ્મીબાઇના ઘર પાસે અટક્યાં: એક જાગી ઉઠેલું પક્ષી કાંઇક લવી ગયું, બારણાં પર ત્રણ ટકારા પડ્યા; ને જરાક બારણું ચાલ્યું.

લક્ષ્મીબાઇ અંદર રાહ જોતી જ બેઠી હતી. એકદમ અંદરથી દોડી: તેણે બારણું ખોલી નાંખ્યું. હવે છેલ્લી ઘડીએ એની ધીરજ ખૂટી પડી:

'આવ! બેટા! જયમલ્લ આવ્યો કે?...' તે પેલા થાકેલા સિપાઇ તરફ એકદમ દોડી ગઇ.

એ જ વખતે એક કરડો ચ્હેરો સામે દેખાયો:

'લક્ષ્મીબાઇ !'—હરદયાલ પાસે-સામે ઉભો રહીને બોલ્યોઃ'

'બચાવ ! એને બચાવ !–હરદયાલ ! આ વાડી-ઘર બધું ત્હારું. જા લઇ જા.'

'બાઇ સાહેબ !' પેલો થાકેલો સિપાઇ બોલ્યો : લક્ષ્મીબાઇ એકદમ પાછી હટી ગઇ.' "હેં ! ત્યારે જયમલ્લ ક્યાં ? નથી આવ્યો ?'

'બાઇ સાહેબ ! એ હવે આવશે–આવતા હશે પ્રથમ આવત પણ-પણ-' સિપાઇ વધારે બોલી શક્યો નહિ. લક્ષ્મીબાઇ નીચે પડી ગઇ હતી.

હરદયાલ ચાલતો થઇ ગયોઃ લક્ષ્મીબાઇને તેના વિષે કાંઇ પણ શંકા આવી નહિ. એવી અધીરી આશામાં જરાક પણ શંકા આવી શકે તેમ હતું નહિ, ને વળી હરદયાળે વિશ્વાસ રાખવાનું વચન તો આપ્યું હતું. એને પણ વાડીનો મોહ નહિ થાય ? લક્ષ્મીબાઇ એમ આશ્વાસન લઇ રહી હતી.

એ ગમે તેમ થાય, લક્ષ્મીબાઇ, પછી પોતાના જયમલ્લની રાહ જોતી બેઠી.

પણ તેને લાગ્યું કે વખત બહુ જાય છે. પાન ચાલે છે : બારણું ખખડે છે : અરે ! કુતરું ભસે છે, પણ બધું નકામું ! કોઇ આવતું નથી.

અને તે પોતે છેક બારણા પાસે બહાર ડોકાતી ઉભી.

લક્ષ્મીબાઇને જરાક અશાંતિની જરુર છે, પણ રાત્રિ વધારે ને વધારે નિઃશબ્દ થાય છે.

ઘરની પાસે ગોદાવરીને ઉભી રાખી તે બહાર નીકળી. તેને લાગ્યું કે ગામ બહાર ધર્મશાળા છે, ત્યાંથી વધારે ખબર પડશે, રાત્રિના ચાર બજ્યા સુધી રાહ જોઇ . અરે ! આજે ક્યાંય અવાજ પણ નથી : મુંગા તારા પણ બોલતા નથી : ચંદ્રને પણ છાનું છાનું ચાલવાની ટેવ પડી ગઇ છે ! પવને પણ શાંત છે !

અને હાશ ! અંતે છેક દૂર દૂર માણસ આવે છે : તે પાસે પાસે આવે છે : છેક પાસે આવે છે. બસ ! જયમલ્લ !"'લક્ષ્મી હર્ષમાં કૂદી-દોડી.

સામેથી એક ખેડૂત આવતો હતો 'ભાઇ ! સેનાપત્તનો રસ્તો આ ?'

'હા હા. ભાઇ, તું ક્યાંથી આવે છે ? ત્હારી પાછળ કોઇ આવે છે ? મ્હારા જય–અરે ! કોઇ ત્હારી પાછળ આવે છે ?....'

'ના કોઇ નથી આવતું.'

મુસાફર ચાલ્યો : તારા ફિક્કા પડવા લાગ્યાઃ ચંદ્રનું તેજ હરાયું ' પૂર્વના આકાશમાં હૃદયના જખ્મ જેવો રાતો રંગ આવવા લાગ્યો

અને લક્ષ્મી નિરાશ થઇ પાછી વળી. તે પોતાની મેડી પર ચડી ગઇ :

* * * *

તે બારીમાંથી બહાર લાંબી નજર કરતી બેઠી : બહાર કાંઇ દેખાતું નથી, પણ તે શાંત બેઠી જોયા કરે છે. અને તે અચાનક જ એકદમ ઉઠી : તેની દૃષ્ટિ બહાર હતી : 'અહા ! આવ્યો કે ?....'

અને બીજી જ ક્ષણે તે અટકી પડી : 'હાય ! હરદયાલ ! તું છો કે ? ત્હને વાડી-ઘર ઓછાં પડયાં ?

બરાબર તેજ વખતે સેનાપત્તની દૂરની સીમમાં જયમલ્લનું શરીર હરદયાલની બંદુકથી વિંધાઇને નીચે પડી ગયું. આ દૃશ્ય જાણે બનતું હોય તેવું લક્ષ્મીબાઇએ કલ્પનામાં જોયું ને તે તરતજ જમીન પર સૂઇ ગઇ:

સવારે પેલો સિપાઇ પ્રભાતીઆંનો બેસુરો રાગ ગાય છે ને ગોદાવરી દુઃખનું બોઝરણું લઇ મેડી પર ચડે છે :

'નાનાં બા! ગાય દોઉં છું: તમે આવો છો કે?' પણ લક્ષ્મીનાં પોપચાં પર ભાર છે: ને થોડાક વાળ માત્ર પવનથી ચાલી રહ્યા છે।

ગોદાવરી લક્ષ્મીને ધીમે હલાવે છે: 'ન્હાનાંબા' અને તે એકદમ ચીસ પાડી નીચે બેસી જાય છેઃ લક્ષ્મીના ઠંડા શરીરમાં મૃત્યુની શાંતિ ને નિરાશાનાં છાનાં આંસુ ભર્યાં છે।

* * * *

હરદયાલના વિશ્વાસઘાતની ખબર એના અંતઃકરણને, લક્ષ્મીને, ને જયમલ્લને ત્રણને છે. લોકોને કાંઇ ખબર નથી. હજી કયારેક કયારેક એ ત્રણે જણાં રાત્રે મળે છે: ને હરદયાલ મા દીકરાના અવાજથી ધ્રૂજતો પથારીમાંથી બેઠો થઇ બૂમ પાડે છે: 'હવે નહિ કરું! હવે નહિ કરું!'

ડૉકટર કહે છે એ મગજની નબળાઇ છેઃ પણ માત્ર હરદયાલ આ મનની નબળાઇ જાણે છે. એની આશા—વાડીની તૃષા—એટલાજ છાના સ્વરથી રૂએ છે! એની તાકાત નથી કે વાડી સામે નજર કરેઃ નજર કરતાં જ પેલો પ્રસંગ આબેહૂબ ખડો થાય છે!

( સંપૂર્ણ. )



# જીવન જ્યોતિ

લેખકઃ—શા. વલ્લભજી ભાણજી મ્હેતા.

કર્પુર ધવલ મુખી શંકર ગણાવા
અને યદુકુલમણિ! તારું મુખ શ્યામ કાં?
દેવનાં વદન તો હિમ જેવાં શ્વેત હોય છે ને?
"હા! હા! પણ જેના માતપિતા કંસના કારાગૃહમાં
હોય ત્યારે દીકરાનું મુખ તો શ્યામજ હોય.
પણ મેં મારા માબાપને બંદીખાનામાંથી મુકત કર્યાં
ત્યારે હું શ્યામસુંદર કહેવાયો.
તેમજ ભારતવાસીઓ! જ્યારે તમારી હિન્દ મૈયા
પરતંત્રતાની શૃંખલામાં જકડાઇ હોય ત્યારે તમને
પરદેશીઓ કાળા આદમી-શ્યામમુખા કહે તો શું ખોટું?
તમે તમારી જન્મભૂમિ માતાને સ્વતંત્ર બનાવશો
ત્યારે તમે પણ મારી પેઠે શ્યામસુંદર કહેવાશો."




# સ્ત્રી

લખનાર :—મી ઉસ્માન ગની "શબનમ્."

( ઉર્દૂ સાક્ષર-શિરોમણિ હઝરત "નિયાઝ" ફતેહપુરીની એક અતિ લોકપ્રિય કૃતિ પરથી  આ પ્રકારનો એક સુન્દર લેખ રા. ખટુલાલભાઇ ઉમરવાડીઆની હૃદયસ્પર્શી લેખિનીથી લખાયલો "ગુજરાત"માં પ્રકટ થયો હતો. મારો ઇરાદો હતો કે 'નિયાઝ'ની આથી પણ વધુ સુન્દર કૃતિ "એક નવ કીને—" ગુજરાતી સાહિત્યરસિકો આગળ રજુ કરૂં. પરંતુ માગ નિયાઝ-ઘેલા મિત્ર અબ્દુલ ગની દાદાભાઇની પસંદગી પ્રસ્તુત લેખ ઉપર એટલા કારણે ઉતરી કે તેથી કરીને ગુજરાતના ઉર્દૂ-ઘેલા સાક્ષરોને એમ બતાવી શકાય કે ઉર્દૂ સાહિત્યમાં તો આ "દેવી" નું સ્થાન ગુજરાતી-સાહિત્ય કરતાં યે ઉન્નત અને ઉચ્ચ છે આવી સુન્દર અને હૃદયસ્પર્શી કૃતિઓ ઉર્દૂમાં એક નહિ, પણ અનેક પડેલી છે, અને તે બધી આપણી ગુર્જર-ગીરાની સેવામાં ધીરે ધીરે નજર કરવાનો મારો ઉદ્દેશ છે, ગુજરાતના મુસ્લીમ લેખકો, કવિઓ અને ટીકાકારોના મુકુટરૂપ માન મિત્ર રા "મુનાદી" ના શબ્દોમાં રહેલું સત્ય પુરવાર કરવાનો કે "આપણને ગુજરાતીમાંથી લેવા પુરતું ઘણું થોડું છે, આપવા પુરતુ બહુ છે" મૂળ લેખ "સ્રી" એટલો બધો સુન્દર છે, કે તેની લઝ્ઝતથી ઉર્દૂ જાણનારાઓજ વાકિફ છે, અને મૂળ સુન્દરતા અને ભાવો જાળવી રાખવા મેં ઘણી મહેનત કરી છે, છતાં કહેવું પડશે કે ગુજરાતી ભાષાની અપૂર્ણતાને લીધે જોઇએ એટલો સફળ થઇ શક્યો નથી—"શબનમ્." )

આ પ્હેલાં કેટલી યે વાર ઇરાદો કર્યો હતો કે પરમાત્માની આ સર્વોત્તમ અને ઉત્કૃષ્ટ કૃતિ સંબંધી કંઈ લખું. જ્યારે જ્યારે આવો વિચાર આવતો, ત્યારે ત્યારે હૃદય એક પ્રકારની લઝ્ઝત અને મિઠાશ અનુભવતું. પરંતુ કંઇ પણ લખવાની હિમ્મત થતી નહિ. અને લખું પણ શું ? ઘણાજ મજબુત ઇરાદા અને પાકા નિશ્ચય સાથે ટેબલ આગળ આવ્યો, પરંતુ ઇરાદો બળહીન, નિશ્ચય ચૈતન્યહીન અને મસ્તક સૃજનશકિતહીન પુરવાર થયાં. કલાકો પસાર થઈ ગયા કે હુ સામે ટાંગેલા ચિત્રને નિહાળી રહ્યો છુ, અને મારી મનોવૃતિઓ અને મનોભાવનાઓને મસ્તકમાં ચિત્રવત્ કર્યે જાઉં છું. પરંતુ લેખિની લીધી, અને હાથ કપવા લાગ્યો, ઉઠયો; આમથી તેમ આંટા માર્યા; બેઠો; અને પછી સર્વે ફેંકી દઈ, એક દીર્ઘ નિઃશ્વાસ નાખી ખુરશી પર પડયો

× — — —

અનેક દિવસો પસાર થઈ ગયા છે. અને હું એજ વિચારવમળમાં ઘેરાયલો રહ્યો છું કે આખર આ 'સૌન્દર્ય.' અને 'પ્રેમ,' જેની અસરની વ્યાખ્યા અમારા સિધ્ધ અને અસિધ્ધ મનોરથોમાં એક દીર્ઘ નિઃશ્વાસ યા હૃદયસ્પર્શી 'હાય'થી વધુ નથી, એ શા કારણે આટલે દરજ્જે અમારા જ્ઞાનતંતુઓ ઉપર સ્વામિત્વ ભોગવે છે! પરંતુ એ સિવાય કશું પણ સમજાયું નહિ કે તે સ્વામિત્વ ભોગવે છે, અને તેણે તે સ્વામિત્વ ભોગવવું જોઇએ.

× + × —

ઘણીજ શિઘ્ર જાતિઓ હો કે ઘણીજ જંગલી, પણ જ્યારે પુરુષ સ્વર્ગીય પ્રેમ, વાસ્તવિક આનંદ અને નૈસર્ગિક સુખની શોધમાં હોય છે. ત્યારે તે સર્વે હંમેશા 'સ્રી' નાજ કોમળ અને દૈવિ અસ્તિત્વમાં તેને દેખાય છે. પરંતુ તે પ્હેલાં શું તે શોધ

માટે અમુક દલીલો કાયમ કરે છે ? ના. ત્યારે, જે કંઈ પણ સ્પષ્ટ કારણ વિના અમને પોતા પ્રતિ આકર્ષી લે ; જે અજાણપણે અને અસ્પષ્ટ રીતે અમારામાં શોષણ–શક્તિ ઉત્પન્ન કરી દે, જે અદ્રષ્ટ અને અપરિચિત પ્રકારે ન સમજી શકાય એવી લાગણીઓથી અમને કંપાયમાન કરી દે, જે નિર્વિવાદ અને નિ:સંશય રીતે સર્વાંશે અને સંપૂર્ણ દયા અને અનુકંપા હોય, એવી ગૂઢ અને ગહન વસ્તુનું વર્ણન શું કોઇ લખી શકશે ? તે થાકી જશે, પોતાને લાચાર અને અશક્ત જાહિર કરશે, અને જો કે તેના નિર્ણય તો એજ આવશે કે સ્ત્રી એક અદ્ભુત છે,—મુર્તિમંત, એક આશ્વાસન છે, સાકાર ; એક જાદુ છે,—સુસ્પષ્ટ ; એક જ્યોતિ છે, સ્થૂલ, તો પણ તેને પ્રશ્ન કરો કે શા માટે ? અને પછી તેને આશ્ચર્યમાં ડુબી જવા માટે એકલો છોડી દો.

ફરી જ્યારે પરમાત્માની સૃષ્ટિના આ અત્યંત સુન્દર, સુકુમાર અને સંપૂર્ણ કળાના નમુના રૂપ આ કૃતિને મારા લેખનું શિર્ષક બનાવેલ છે, તો તેનો એનો અર્થ નથી કે હું દાખલા અને દલીલોથી તેનું આમ હોવું સિદ્ધ કરીશ. કારણ સુર્યનો દરરોજ સવારે ઉદય થાય છે, અને તેના અસ્ત થવાની જાહિરાત માટે કોઇ દલીલની આવશ્યકતા નથી ; ચંદ્ર શીતળ છે, અને તે તમામ વાદવિવાદથી વેગળો છે. સવાર થાય છે, ત્યારે પક્ષિઓને કોઇ સમજાવતું નથી કે તમારે મીઠાં અને સુરીલાં ગીત ગાવાં જોઇએ. પરંતુ, હા, સૌન્દર્ય–દેવિની હુઝુરમાં પોતાની નિર્માલ્યતા અને તુચ્છતાનો સ્વીકાર કરવો એ મારો મૂળ ઉદ્દેશ છે.

એક જાત અગ્નિને પૂજે છે, સૂર્યની આગળ પોતાનું શિર નમાવે છે. સંભવિત છે કે ધર્મની દ્રષ્ટિમાં આનો અટકાવ કરવામાં આવ્યો હોય. પરંતુ મારા મતાનુસાર તે અતિ દીન અને નમ્ર પ્રાર્થના, પ્રકાશન છે, જેનાથી આભાર દર્શાવવા માટે વધુ સારી અને ઉચ્ચ નીતિ બીજી કોઈ નથી. આ કારણસર આ લેખમાં વાચકને ન તો તર્કશાસ્ત્રના વાદવિવાદ મળશે, અને ન માનસશાસ્ત્રના. કારણ સ્ત્રીના જ્ઞાનતંતુઓની રચના, અથવા તેના મસ્તકની યોજનાનું વર્ણન કરવું, એ તેનું અપમાન કરવા સમાન છે. આ તો પ્રેમનો ઉન્માદ છે ; દીન પ્રાર્થનાઓ છે ; નમ્ર વિનંતીઓ છે ; તુચ્છતા અને અલ્પતાનો ચોખ્ખો સ્વીકાર છે. તેના દરબારમાં તેની અવકૃપા અમારા માટે ખાસ અનુગ્રહ ; તેની બેદરકારી અમારા માટે ખાસ કાળજી ; તેનું વિસ્મરણ પણ અમારા માટે એક પ્રકારનું જીવતદાન, અને છેવટમાં તેનું માત્ર 'સ્ત્રી' હોવું અમારી સર્વ શક્તિઓને તેના પોતાના પક્ષમાં કરી લેવા પુરતું અને અમને અમારામાં ન રહેવા દેવા પુરતું છે !

રાત્રિના એકાંત ભરેલા સન્નાટામાં મેં વારંવાર ચાહ્યુ કે હું "સૌન્દર્ય" ને 'સ્ત્રી'થી જુદું જોઇ શકું, કોઇ એવી રીતિ તેને પૃથક્ પૃથક્ જોઇ શકવાથી કલ્પી શકું. પરંતુ એ સિવાય કશું સમજી શકાયું નહિ કે 'સ્ત્રીત્વ' એજ નામ છે, સૌન્દર્યનું ; અને જે વસ્તુ જગતમાં સૌન્દર્ય અને કળાના ઉત્તમોત્તમ નમુના તરીકે અસ્તિત્વ ધરાવે છે તે સ્ત્રીત્વથી અલગ નથી. એટલે શુધી કે હું અંતિમ વિચાર–મગ્નતામાં પ્રત્યેક અણુ રેણુમાં તેને જ નીરખી જોઉં છું. કદાચ તમે મને દિવાનો ગણશો, અગર હું તમને એમ બતાવું કે માત્ર એક કળી શા કારણ વધુ ગમે છે ? પુષ્પની સુગંધ શા માટે મસ્ત કરી દે છે ? સૂર્યાસ્ત પછીની રંગ બેરંગીઓ હૃદયમાં શાને ઘર કરી લે છે ? આ નીલવર્ણી આકાશ શાને મનોહર લાગે છે ? લહરોની વક્રતા શાને મોહ પમાડે છે ? વાંકી વળેલી વેલી શા માટે આકર્ષક લાગે છે ? પૂર્ણ–ચંદ્ર કરતાં નવ–ચંદ્રમાં વિશેષ મોહિની શા કારણે છે ? એક સીધી પગવાટ કરતાં વાંકીચૂકી પગવાટ વધારે સુન્દર કેમ લાગે છે ? કોઇ વહી જતા ઝરામાં ઠેકાણે ઠેકાણે પડેલા વળો અને વાંકને હું કલાકો સુધી અનિમિષ દ્રષ્ટિએ જોયા કરૂં છું. ગાડી સડકના વાંક આગળ વળે છે તો મારી દ્રષ્ટિ માટે ત્યાં અત્યંત આકર્ષણ હોય છે. એક અતિ વાંકા વળેલા પુલ ઉપરથી પસાર થતી રેલ્વે–ટ્રેનમાં જ્યારે વક્ર પથ થાય છે, ત્યારે તો હું ફુલ્યો ફુલ્યો ફરૂં છું. આ બધું શું છે ? આહા ! તમે માનશો નહિ, પરંતુ સત્ય તો એ છે કે જગતમાં જો કોઇ વસ્તુ હૃદયને બેચેન બનાવી દેનાર છે તો તે 'સ્ત્રીત્વ' સિવાય અન્ય નથી ! અને જ્યારે આ જગતમાં કોઇ સ્થૂળ વા સૂક્ષ્મ સુન્દર વસ્તુને જોઇ મારૂં હૃદય કોમળ લાગણીઓથી ધબકવા લાગે છે, ત્યારે હું એક ખાસ પ્રકારનું 'સ્ત્રીત્વ' અનુભવું છું.

આ વિષયમાં મેં સંપૂર્ણ રીતે મનન કર્યું હતું કે શું એક સ્ત્રી એટલા માટેજ આકર્ષણીય લાગે છે કે તેનાં અવયવો સુડોલ, તેની આંખો 'નર્ગિસ' સમાન, તેનો રંગ બિલ્લોરી, તેની કમર નાઝુક, ને તેનો કેશકલાપ કાળી નાગિની જેવો છે? સંભવિત છે કે આ સર્વે બાબતો તેનામાં આકર્ષણ ઉત્પન્ન કરી દેતી હોય, પરંતુ હું તો એટલુંજ સમજી શક્યો છું કે તે સ્ત્રી છે, અને કંઇ પણ સબબ કે દલીલ વિના તે સર્વે કંઇ છે મેં એનો પણ વિચાર કર્યો હતો કે કદાચ તે માનસશાસ્ત્રાનુસાર અમારી કોમળ ઉર્મિઓને એટલા કારણસર ઉત્તેજીત કરે છે કે અમને જોઇને તે કુદરતી રીતે છુપાઇ જાય છે, શરીર સંકોચી લે છે, આંખો નીચી કરી લે છે, અને સાથેજ તેનામાં ખાસ પ્રકારના ગર્વ અને સંતોષ છે; પરતુ વાસ્તવિક રીતે તો તે મને આ આ સિધ્ધાંતથી યે ઉન્નત, તર્કશાસ્ત્ર અને કલ્પના-શાસ્ત્રના આ અપૂર્ણ નિયમોથી યે દિવ્ય દેખાઇ '

સદીઓ પસાર થઈ ગઈ, કાળ વહી ગયા, અને આ ભેદ અપ્રકટ અને અગમ્યજ રહ્યો.

* * * *

એક રાતે અઝીઝ અને તેની પત્નિ બન્ને દિવાન-ખાનામાં બેઠા હતાં. હું સાંભળી રહ્યો હતો તેણીએ પાનદાન માંગ્યું; અઝીઝે તેણીના તરફ તે સરકાવી દીધું. તેણીએ ખોલ્યુ, જોયુ, અને ફરી બંધ કરી એમને એમ મૂકી દીધુ અઝીઝે પૂછ્યુ "પાન કેમ ન લીધું ?"

ઉત્તર મળ્યો. "પાન એકજ હતુ. પછી તમારે માટે શું રહેત !"

જાણે મારી દૃષ્ટિ પરથી એક અગમ્ય પર્દો ઉંચકાઇ ગયો હોયને, એમ મને લાગ્યુ મારી અજબ જેવી સ્થિતિ થઇ રહી તેણીની આ ફિરસ્તાઇ અદાએ અને સ્વર્ગીય પ્રેમથી ભરેલા લહેજાએ મારી રૂહને કંપાયમાન કરી દીધી. અને હું તે સમયે વાતાવરણમાં,—પ્રકૃતિદેવીના પ્રત્યેક અણુંમાં પ્રેમ અને દર્દની બેચેની અનુભવવા લાગ્યો

એક બીજું ચિત્ર. અર્ધરાત્રિ ઢળી ગઇ છે પરતુ એક રમણિ નાઝુક દિલની, જરીક અંધકાર અને ડરથી કંપી ઉઠનારી, રાત્રિના આ એકાંત અને સન્નાટામાં ચુપચાપ બેઠેલી ઘણીજ ઉત્સુકતાથી કોઇના આવવાની રાહ જોઈ રહી છે. . મનમાં ને મનમાં 'ગુસ્સે' થઇ રહી છે. પણ જ્યાં સામેથી 'કોઇ' અંદર દાખલ થાય છે, ત્યાંજ તે સર્વે શિકાયતો અને શિકાઓ ભૂલી જાય છે, અને માર્ગ–પ્રતિક્ષાની આ છેલ્લી હદ પછી દર્શનના આનંદ અને ઉલ્લાસમાં મગ્ન બની જાય છે. પતિને રોષ–મિશ્રિત પ્રેમ–સ્પર્શ આપે છે:

"પણ તે શા માટે ખાઇ ન લીધુ ?"

અને તે પછી? હુરો અને ફિરસ્તાઓને દુર્લભ એવી પ્રેમ–ચેષ્ટાઓ અને પ્રેમ–ગોષ્ઠિઓ '

* . * * *

દુનિયામાં આથી વધીને મનુષ્યત્વનો ખરો પાઠ આપનાર, આથી વધીને સ્વર્ગીય પ્રેમ શીખવનાર, આથી વધીને દૈવિ દ્રશ્યની ઝાંખી કરાવનાર અગર કઇ છે, તો તે આજ છે

આ પ્રેમનો મૂક આવાઝ ! આહ ! ફિરસ્તાઓ પણ આ દૈવિ સંગીતના કોમળ સુરોથી મસ્ત થઇ જઈ ભાન ભલે છે આ નિર્મળ લાગણી અને અમીભરેલી નઝર ! આહ ! એવુ લાગે છે, જાણે તે ઝીલી લેવા માટે આખું દેવલોક તડપી રહ્યું છે બાળક બેચેન થઇ રોઇ રહ્યું છે. માતા પોતાના હૃદય સાથે તેને ચાંપીને, છાતીથી દાબી દાબીને, કોમળ મુખ ચુમી–ચુમીને, પોતાની સર્વે પ્રેમ–ઉર્મિઓ વડે તેને છાનું રાખવા ઇચ્છે છે સ્નેહની સંપૂર્ણતા અને વાત્સલ્યની પરાકાષ્ટા અહિંજ દ્રષ્ટિગોચર થશે માતા બાળકને ઝુલાવી રહી છે, પોતાના આત્માની સંપૂર્ણ એકાગ્રતા અને નિર્દોષતા સાથે મીઠા હાલરડાં ગાઇ રહી છે ધીમા અને કોમળ હાથ વડે તેને થાબડી રહી છે આહ ! તમે ભલે ન જોઈ શકતા હો, પણ હું તો તે વખતે જોઉં છુ કે આખી સૃષ્ટિ સૂઇ જવા તલસી રહી છે, જગતનુ પ્રત્યેક રજકણ નિદ્રાગ્રસ્તતા અનુભવી રહ્યુ છે. હવે, હવે, અમે મોટા થઇ દયા અને સ્નેહની આ દેવિને ભૂલી ગયા છીએ, એટલે સુધી કે એક નાનકડા બાળકને રોતુ જોઇ ઘણી મહેનતથી માની શકીયે છીએ કે અમે પણ કદી આમ રોયા હઇશું ' પરંતુ યાદ રાખો કે આ સત્ય બનાવો છે; અમારા હૃદય–પટ પરથી ભલે ભૂંસાઈ જાય, પણ આ વિશ્રમ ડગતું વાતાવરણ અને તેનું અણુંએ અણું સાક્ષી છે. આકાશ અને પૃથ્વીના સફાઓ તેના વર્ણનોથી માલામાલ છે; હુરો તેના સંગીત ગાઇ ગાઇને 'અદન'માં મીઠી ખામોશી ફેલાવી રહી છે. શું તમે ભૂલી ગયા કે તમારી ઉમરની દરેક

દરેક પળ અને ઘડીમા કેટલી કેટલી નૂરાની શાન્તિઓ અને તૃપ્તિઓ છુપાયલી છે, કેટલી કેટલી પવિત્ર અને સ્નેહભરી ઉર્મિઓ ન્યોછાવર થઇ છે? શું તમે અનુગ્રહ અને અનુકંપાઓનું કંઇ પણ મૂલ્ય કરતા નથી? ત્યારે આવો અને મારી આંખો વડે જુઓ! આકાશ અને પાતાળ કંપી રહ્યાં છે; સ્વર્ગમંડળ ધ્રુજી રહ્યું છે; આખું જગત ડોલી રહ્યું છે!

અય કૃતઘ્ની અને નિમકહરામ કીડા! તને ચગદી નાખવા માટે કોઇ બહાનાની જરૂર નથી. પરંતુ તે હૃદય, જેને તું તારી અધમતા અને અમાનુષિતાથી ઘાયલ કરી ચુકયો છે, હજી પણ શ્રાપ આપવા ના પાડે છે. તે હોઠ, જે તારી ક્રુરતા, તારી પજવણી અને તારા ત્રાસના લીધે મૂક-રૂદનથી કંપી રહ્યા છે, હજી પણ આસ્માની ફિરસ્તાઓ પાસેથી જન્નતની બંધી યે નેઅમતો અને રહમતો ફકત તારેજ માટે માંગી રહ્યા છે!

અમારી સ્નેહ-ઉર્મિઓ કેટલેક દરજ્જે અપૂર્ણ છે અમારી મનોવૃત્તિઓ અને મનોભાવનાઓને વશ કરી લેવાનુ ભલે કઇ કઠિન ન હોય, પરતુ આસુઓનુ નીકળી આવવુ એ સ્નેહથી છલકાઇ જતી આખો માટે વશ બહારની વાત છે. જગત જાણે છે કે સ્રી સંકટો સહન કરવા અને મુસીબતોનો મુકાબલો કરવાને તેજ સમયથી ટેવાયલી છે, જ્યારથી તે એક નારાવત બાળક જણે છે. તેની સબરની સાબીતી એથી વધુ શુ હોઇ શકે છે કે મહેનત અને મજુરીથી હાથમાં પડેલાં છાલાઓને પણ તે પોતાના પતિથી છુપાવે છે. મહેનત અને મજુરી કરે છે, અને તેનો કંઇ પણ બદલો ચાહતી નથી. પરંતુ કદી કદી પતિની બેદરકારી, બેપરવાઇ અને સખ્તાઇથી હૃદયમાં મોટો આઘાત અનુભવી તેનું રડી દેવું, એક છાનું આંસુ આસ્તીન અગર દામનમાં ટપકાવી દેવું એ પુરાવો છે તેના નિશ્ચલ અને અવિનાશી પ્રેમનો પરંતુ પુરૂષને તેની ખબર નથી. જેમ સ્રી પોતાની મનોવૃત્તિઓને ખામોશીની સાથે હમેશને માટે દફનાવી શકે છે, તેમ એક પ્રબળ તફાનને,-જે તેના હૃદયમાં ઘેરાયું ઉછળી રહ્યું છે,-માત્ર એક આંસુમાં રૂપાંતર કરી ખાઇ શકે છે, સમાવી શકે છે. પરંતુ કેટલા છે, જે આ આંસુની વિશાળતા, આ સંક્ષિપ્ત અને લઘુ સમૂદ્રની વાસ્તવિક વિસ્તૃતતા અને ગહનતાથી વાકેફ હશે?

પ્રેમ,—જેને માટે સૃષ્ટિ ગર્વ કરી શકે છે,- એક એવું હૃદય શોધી લે છે, જે જરા જેટલી ઠેસ વડે તૂટી જનારૂં હોય; એવી આંખોમાં રહેવા ચાહે છે, જે જરા જેટલી ચોટ વડે આંસુઓથી છલકાઇ જનારી હોય; ત્યારે અય પુરૂષો! તમારા વજ્ર જેવા હૃદયોની કઠોરતા માટે અફસોસ કરો; તમારી આંખોની શુષ્કતા માટે આંસુ વરસાવો; કારણ પ્રેમ, જ્યારે શાંત અને એકાંત રાત્રિઓમાં તમારાં દ્વાર ખડખડાવે છે, કોઇ વિશ્રાંતિનું સ્થાન શોધે છે, ત્યારે અય પુરૂષ! તું પોતાના ગેમ અને અભિમાનના નશામાં ગાફિલ અને નિદ્રાધીન પડેલો હોય છે અને સ્રી, જે તને પંખો નાંખી રહી છે; જે હળી હળી પોતાના બાળકને ઉંઘાડી રહી છે, તે પ્રેમ દ્વાર ખોલી દે છે, અને તેને પોતાના હૃદય-મંદિરમાં છુપાવી લે છે. બાળક રડે છે, તેણી પ્રેમનું પરિવર્તન કરી, પોતાના હોઠ વડે તે પ્રેમ-ધારા બાળકના હૃદયમાં રેડે છે; બાળક સુઇ જાય છે!

કંટાળા અને જેહમત ભરેલી જિન્દગીથી કંટાળીને, થાકીને અમે ઊંઘી જઇએ છીએ. તેણી પ્રેમ વડે અમારા થાકને શોષી લે છે: અમે સચેતનતા અનુભવવા લાગીએ છીએ. [શા માટે' અમારી આત્મિક પીડાઓ આત્મિક આશ્વાસન ઇચ્છે છે એક ફિરસ્તાઇ અનુગ્રહ અને અનુકંપા શોધે છે, અને છેવટે આ બધી અપ્રકટ અને અગમ્ય ઉત્સુકતાએ તે દિશા તરફ ખેંચાઇ જાય છે, જે તરફ ખેંચાઇ જવું જોઇએ. કારણ, સ્રી એક આત્મસ્વરૂપ છે,—સ્પર્શનીય; નૂરાનિયત છે.—વાસ્ચાતુર્યમય: જ્યોતિ છે,-જેનો અમે સ્પર્શ કરી શકીએ છીએ: સુગંધી છે, જેનાથી અમે વાર્તાલાપ કરી શકીએ છીએ: મિઠાશ છે,—જે હાથથી ચાખી શકાય છે.—સંગીત છે, જે સાંભળી શકાય છે!

(સંપૂર્ણ)





કીંગ્સ કોલેજ ચેપલ—કેમ્બ્રીજ.

# ઇંગ્લાંડનું કેમ્બ્રીજ કે ભારતનું કાશી ?

લેખક :—રા. દોલતસિંહ વર્મા

## ( ૧ ) કેમ્બ્રીજ

ઇંગ્લાંડના કેમ્બ્રીજશાયર નામક પ્રગણામાં સુંદર કેમ્બ્રીજ શહેર, આઉસી ( Ouse ) નદીના ફાંટા-કેમ ( Cam ) ના કીનારા ઉપર આવેલું છે. સમુદ્રની સપાટીથી લગભગ ૪૦ થી ૫૦ ફીટ ઉપર, અને સુમારે ૪૦૦૦૦ ની વસ્તીવાળું, આ જગવિખ્યાત કેમ્બ્રીજ શેહેર છે. એનો વિસ્તાર આશરે ૩૨૩૩ એકર છે. આનું નામ કેમ્બ્રીજ કેમ પડયું તે માટે બે કથન છે, પ્રથમ Cante brig એટલે Cante ઉપરનો પુલ bridge, બીજું Cam નદી ઉપરનો પુલ bridge,- એ જરા આપણને વિશેષ સરળ લાગશે. આ સ્થળે ઇંગ્લાંડના રાજા વીલીઅમ ધી કોંકરરે એક કીલ્લો-બાંધ્યો હતો, અને તે કીલ્લાના આજુબાજુના વિસ્તારમાં ૬૦ વર્ષમાં આ નામ વધારે પ્રસિધ્ધીમાં આવ્યું. કેમ્બ્રીજ યુનીવરસીટી—ઓકસફર્ડની માફક બ્રીટીશ મહારાજ્યમાં મુખ્ય દરજ્જો ભોગવે છે.

ઇ. સ. ૧૨૦૦ની સાલની આસપાસ કેમ્બ્રીજ ધર્મગુરૂઓના અભ્યાસી મથક તરીકે હતું. ૧૨૩૧માં ત્રીજા હેનરી રાજાએ એક હુકમનામું બહાર પાડી કેમ્બ્રીજની વ્યવસ્થાની કુલ મુખત્યારી ઇલી (Ely)ના મોટા પાદરીને સોંપી. વચ્ચે વચ્ચે યુનીવરસીટી અને શેહેરી-સત્તા માટે, અનેક ધાર્મિક ઝઘડાઓ થયા છે, શેહેર અને યુનીવરસીટીની સત્તાના કજીઆ એટલે સુધી ચાલ્યા કે, "શેહેર અને ઝભ્ભો" Town & Gown એ નામે



આ લેખના લખનાર રા. દોલતસિંહ વર્મા.

આપી હતી, પરંતુ એ લડાઇ ખતમ થવા બાદ કેમ્બ્રીજ, Common wealth પ્રજાકીય તંત્રની સામે ઓક્ષફર્ડ માફક કોઇ પણ ગંભીર ટક્કર લીધા વગર નમ્યું હતું.

**પીટર હાઉસ Peter house પછીનો કેમ્બ્રીજની કોલેજોનો ઇતિહાસ; અને સ્થળ વર્ણન.**

શેહેરનો મુખ્ય રસ્તો જે દક્ષીણ થી ઉત્તર તરફ સીધો અને નદીના સમાન અંતરે અને થોડે છેટથી જાય છે તે તેમજ બીજા અનુક્રમે નીચે મુજબ ઓળખાય છે:—

Trumpington Street- ટ્રંપીંગટન સ્ટ્રીટ, Kings Parade કીંગ્સ પરેડ, Trinity Street ટ્રીનીટી સ્ટ્રીટ St. John's Street-સેંટ જૉન સ્ટ્રીટ, અને Bridge Street- બ્રીજ સ્ટ્રીટ. ઘણી ખરી કૉલેજો આ રસ્તાની બેઉ બાજુએ અને રસ્તા ને નદીની વચ્ચે છે.

કેટલાંક બંડ પણ થયા. તાજ સાથે કેમ્બ્રીજ યુનીવરસીટીનો સંબંધ ઓકસફર્ડ જેવો કોઇ વાર પણ ઘાટો ( Intimate ) થયો નથી. ત્રીજા હેનરી રાજાએ શહેરને કીલ્લેબંધી કરીને એ દરવાનથી સુરક્ષિત રાખેલ, પણ તેને બંડખોર ઉમરાવોએ બાળી નાંખ્યા. પહેલા એ સ્ટુઅર્ટ રાજાએ અને પહેલા એ જ્યોર્જ રાજાઓએ કેમ્બ્રીજ યુનીવરસીટી સાથેનો સંબંધ વધારે સારો રાખ્યો હતો, એટલે સુધી કે ત્યાંની કોલેજોએ Civil War વખતે પોતાની પ્લેટો ગળાવીને રાજા ચાર્લ્સ મારેના બખતર બનાવવાના ઉપયોગ માટે

સેંટ જૉન કૉલેજ, ટ્રીનીટી હૉલ, કલેર કૉલેજ, કીંગ્સ કૉલેજ, ક્વીન્સ કૉલેજ વગેરેની પછીત ( Backs ) નદી તરફ પડે છે, અને નદી ઉપરથી સુંદર નાનકડા પુલો ઉપર થઇને સામે કીનારે જવાય છે, જ્યાં બગીચા અને રમવાનાં મેદાન છે. ઉપર જણાવેલ જુથમાં (Group) ક્રાઇસ્ટ કૉલેજનો સમાસ થતો નથી, તે પૂર્વ તરફ વધારે છેટે સેંટ એંડરૂઝ સ્ટ્રીટમાં આવેલી છે. કલેર કૉલેજ નદીની લગોલગ ટ્રીનીટી હૉલની દક્ષિણે છે. કોરપસ કૉલેજ ટ્રંપીંગટન સ્ટ્રીટની પૂર્વ દિશાએ છે. ડઉનીંગ કૉલેજ શહેરના દક્ષીણ ભાગમાં

આવેલી છે. ઇમેન્યુઅલ કૉલેજ, સેંટ એંડ્રૂઝ સ્ટ્રીટના મુખડા ઉપરજ છે. કીઅ ( Caius ) કૉલેજ, ટ્રીનીટી સ્ટ્રીટના પશ્ચિમ ભાગ ઉપર આવેલી છે. જીસસ કૉલેજ; બધી કૉલેજોથી તદ્દન વિભક્ત અને North East ઇશાન ખુણામાં છે. કીંગ્સ કૉલેજનો મુખડો, કીંગ્સ પરેડ રસ્તાની પશ્ચિમ બાજુએ આવેલો છે. મોડલીન ( Magdalene ) કૉલેજ કેમ નદીના પશ્ચિમ કીનારા ઉપર ગ્રેટ બ્રીજની પાસે આવેલી છે. પ્રીમ્બ્રોક કૉલેજ, ટ્રમ્પીંગટન સ્ટ્રીટની પૂર્વ દીશાએ ઉભી છે. સેંટ પીટર્સ કૉલેજ, ટ્રમ્પીંગટન



ક્વીન્સ કૉલેજ બ્રીજ

સ્ટ્રીટની પશ્ચિમ બાજુએ અને પીમ્બ્રોક કૉલેજની લગભગ સામે આવેલ છે. ક્વીન્સ કૉલેજ, નદીની દક્ષિણ દીશાએ છે અને તેના મકાનનો કેટલોક ભાગ તો નદીમાંજ બાંધેલો છે. સેંટ કેથેરાઇન કૉલેજ, ટ્રમ્પીંગટન સ્ટ્રીટની પશ્ચિમે છે. સેંટ જોન કૉલેજ, નદી ઉપરના કૉલેજના જુથની ઉત્તરે આવેલી છે. સેલ્વીન કૉલેજ નદીની પશ્ચિમે સીજ વીક એવેન્યુ પાસે છે. સીડની કૉલેજ, સીડની સ્ટ્રીટના મુખડા ઉપરજ છે. ટ્રીનીટી કૉલેજનો મુખ્ય ભાગ ટ્રીનીટી સ્ટ્રીટ ઉપર પડે છે, અને કેમ્બ્રીજની કૉલેજોમાં એ સઉથી મોટામાં મોટી છે, તેમજ ઓકસફર્ડની કોઇ પણ કૉલેજ કરતાં મોટી છે.

### કેમ્બ્રીજ યુનીવરસીટી.

યુનીવરસીટીનું મુખ્ય મકાન ગ્રેટ સેંટ મેરીનું મોટું દેવળ છે, જેમાં મોટા પ્રસિધ્ધ વિદ્વાનોનાં પુતળાં છે તેમજ કેટલાકોની કબરો પણ ત્યાંજ આવેલી છે, કે જે ઉપરના ટુંકા પણ ભાવયુકત લેખોથી, તે મૃત પ્રાણીઓની કીર્તિ અમર થઇ છે. યુનીવરસીટીના વ્યાખ્યાતાઓ એ દેવળમાં બોધ આપે છે.

સેનેહ હાઉસ જે સને ૧૭૩૦ માં બાંધવામાં આવેલ તે ગ્રેટ સેંટ મેરીના મકાનની સામે આવેલું છે. યુનીવરસીટીના પુસ્તકાલયનું ભવ્ય ગૃહ આ મકાનોની નજદીક ચતુષ્કોણમાં છે અને કેટલેક ભાગે કીંગ્સ કૉલેજનું જુનું મેદાન પણ રોકે છે. આ લાઇબ્રેરીને આખા યુનાઇટેડ કીંગડમમાં પ્રસિધ્ધ થતા દરેક પુસ્તકની એક નકલ મેળવવાનો હક્ક કોપી રાઇટ એકટ Copy right actની રૂએ મળેલ છે જ્યારે આખા ભારતવર્ષમાં એવું કોઇ પણ પ્રજાકીય સંપ્રહસ્થાન કે પુસ્તકાલય નથી કે જેને આખા હીંદમાં છપાઇ પ્રસિધ્ધ થતા પુસ્તકની નકલ હકની રૂએ મળતી હોય.



સેંટ જોન કૉલેજ.

ફીટ્ઝ વીલીઅમ સંગ્રહસ્થાન, સન ૧૮૩૬માં વાઇ કાઉન્ટ ફીટ્ઝ વીલીઅમ તરફથી મળેલ વારસા દ્વારાએ સને ૧૮૩૭થી શરૂ કરવામાં આવ્યું. તેમાં સાહિત્યસંગ્રહ, પુરાતન હુન્નરકળા, ચિત્રકળા, સીક્કાઓ, કોતરકામો વગેરે અનેક પ્રકારની પુરાણી ચીજોનો સારો સંગ્રહ રાખવામાં આવેલ છે. એનું મકાન મોટા મુખ્ય રસ્તા ઉપર ભવ્ય બાંધકામથી ઉભું છે અને કેમ્બ્રીજના

આકર્ષણમાંનું મુખ્ય એક છે. પીટ પ્રેસ, વીલીયમ પીટના સ્મરણાર્થે ઉભો કરવામાં આવેલ અને તેમાં યુનીવરસીટી તરફથી પ્રસિધ્ધ થતા સાહિત્યો વિગેરે છાપવામાં આવે છે.

ઉપરાંત સેલ્વીન–ડીવીનીટી સ્કુલ, મેડીકલ સ્કુલ, વનસ્પતિ શાસ્ત્રનું સંગ્રહાલય, ખનીજ સંગ્રહસ્થાન, ઇજનેરી લેબોરેટરી, ખગોળ લેબોરેટરી, લૉ લાઇબ્રેરી, વેધશાળા, વનસ્પતિ શાસ્ત્ર શીખવવા માટેનો બગીચો, કલબરૂમ, ડીબેટીંગ હૉલ વિગેરે, અનેક મકાનો મળીને



કયુસ કાલેજ અને સીનેટ હાઉસ

કેમ્બ્રીજ યુનીવરસીટીનો જુથ સંપૂર્ણ થાય છે. કેમ્બ્રીજ યુનીવરસીટીએ અગ્રેજી જાણનાર દુનિઆ માટે અનેક મોટા વિદ્વાનો તેમજ જગવિખ્યાત મહાન પુરૂષો પેદા કર્યો છે.

પ્રિય વાંચક ! ખરેખર તને આશ્ચર્ય થશે કે આટલા બધા જુદાં જુદાં મકાનો અને તેની અંદરના સંપૂર્ણ સાહિત્યોના સંગ્રહ પાછળ કેટલું દ્રવ્ય વાપરવામાં આવ્યું હશે. બ્રીટીશ પ્રજા જેમ એક અગ્ર Sporting nation છે, તેવીજ રીતે વિજ્ઞાન અને સાહિત્યની પરમ ભકત છે, અરે તે માટે મરી ફીટે છે એમ કહું તો કાંઇ ખોટું નહીં જ કહેવાય ઉપર્યુકત કાલેજો તેમજ યુનીવરસીટીને લગતાં અનેક મકાન જેમ રાજ્યની મદદથી તેમજ ભિન્નભિન્ન પ્રજાજનોએ પોતાના દ્રવ્ય સંગ્રહમાંથી, કોઇક પોતાના હયાતિ સમયે તો કોઇક મૃત્યુપત્રથી અર્પણ કરી, આ યુનીવરસીટીનું નામ જગ પ્રસિધ્ધ ને અમર કરવામાં પોતાના દેશની ખરેખરી સેવા બજાવી છે. એવી ભાવના આપણા ભારતવર્ષમાં હજી સંપૂર્ણતયા ઉદ્ભવી નથી. આ દેશમાં પણ અનેક લક્ષાધિશો તેમજ કોટયાધિશો છે, પરંતુ આંગળીને વેઢે ગણાય તેટલાએજ પોતાના દ્રવ્યોપાર્જનનું સાર્થક કર્યું છે, તે હવે પછીના કાશીના વર્ણનમાં પૂર્ણતયા આવી ખીશુ.

કેમ્બ્રીજ શેહેરની મુખ્ય વસ્તીમાં કાલેજો, અને સ્કુલોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ તેમના શીક્ષકો–પ્રોફેસરો તેમજ કાલેજોને લગતા જુદા જુદા દરજ્જાના નોકરો વગેરે છે, તેમજ વિદ્યાર્થીઓ માટેના બોડીંગ હાઉસો, રેસ્ટોરાં, હોટેલો વગેરે પણ છે, અને તે વસ્તી માટેની જીવનસામગ્રી, ખાધખોરાકી, સ્ટેશનરી, પુસ્તકો, કપડાંલતાં વગેરેના દુકાનદારોમાં સમાઇ જાય છે. એ શેહેરની સામાન્ય ભાવના જ વિદ્યામય રહે છે. રસ્તે આવતાં જતાં મોટે ભાગે ઉઘાડે માથે ફરતા વિદ્યાર્થીઓ, કે ઝભ્ભો પેહેરીને સંચારતા તેમના અધ્યાપકો તમને નજરે પડશે. વાહનોમાં ઓમનીબસો, તેમજ મોટર ટેક્ષીઓ મુખ્ય ભાગ ભજવે છે. વિદ્યાર્થીઓની રહેણીકહેણી હીલચાલ વગેરે ઉપર કેમ્બ્રીજમાં સારી દેખરેખ રખાય છે. અત્રે અભ્યાસ માટે આવતા વિદ્યાર્થીઓને યુનીવરસીટી તરફથી પરવાનો મેળવેલા ગૃહમાં (Licensed boarding houses) રહેવાની ફરજ નાંખેલી છે, અને દરેક વિદ્યાર્થી પાસેથી અઠવાડીક દર શું લેવો, તેમજ આ રહેવાશ-ગૃહોમાં તેમને માટે શું સરસામાન ફરનીચર વગેરે પુરાં પાડવાં તેના પણ ચોક્કસ નિયમો, યુનીવરસીટીના અધિકારીઓએ ઠેરવી રાખેલા છે. આ વ્યવસ્થાથી અત્રે રહેતા યુવક વિદ્યાર્થીઓને જેમ અનેક સારી સગવડો મળે છે, તેમ તેમની રહેણીકહેણી ઉપર પણ એ



કીંગ એડવર્ડ ટાવર ટ્રીનીટી કોલેજ—કેમ્બ્રીજ.

પ્રકારનો નૈતિક અંકુશ રહે છે, તેથી આ આકર્પણીય અને અનેક લાલચોથી ભરપુર દેશમાં, અહીં રહી અભ્યાસ કરતો વિદ્યાર્થી વિશેપ સુરક્ષિત છે, જ્યારે લંડન એડીનબરો, વગેરે સ્થળોએ અભ્યાસ કરતો વિદ્યાર્થી નિરંકુશ—આ ખસા ગોધા જેવો બની જવાનો બહુ ભય રહે છે. કેમ્બ્રીજમાં ભાપાશાસ્ત્ર, રસાયન, વનસ્પતિશાસ્ત્ર, ભુગોળ અને ખગોળશાસ્ત્ર, વૈદક, ઇજનેરી, ગણીત, કાયદાનું જ્ઞાન, વ્યાપારી કેળવણી વિગેરે વિગેરે ખાસ વિપયોનો અભ્યાસ કરવા માટેની પણ સંપૂર્ણ ગોઠવણો છે. ઉપરાંત દરેક કોલેજને અંગે રમતગમતો જેવી કે ક્રીકેટ, લૉનટેનીસ, ફુટબોલ, હૉકી, બોટીંગ વગેરે, અંગ કેળવવા માટેની પણ ખાસ સગવડ અને વ્યવસ્થા રાખેલી છે. હીંદી વિદ્યાર્થીઓ માટે કેમ્બ્રીજમાં જ્યારે હજી પણ કાંઇક માન અને પ્રેમ રહેલાં છે, ત્યારે ઓક્ષફર્ડ-લંડન આદિ



કેમ્બ્રીજના ફીટઝવીલીયમ મ્યુઝીઅમમાંનો એક નામુનો.

ઘણોની કોલેજોમાં કે ડાકટરી અભ્યાસ માટેની હોસ્પીટલ-કોલેજોમાં હવે તે માન-મરતબો હીંદી વિદ્યાર્થીઓએ પોતે જાતે પોતાના લક્ષણોથી ગુમાવેલ છે.

કેમ્બ્રીજ અને ઓક્ષફર્ડની જગવિખ્યાત બોટરેસ કે જે જોવા માટે બધી અંગ્રેજ પ્રજા ગાંડી જેવી બની જાય છે, તે માટેની તૈયારીઓ ૭ ૭ મહીના પહેલાં કેમ્બ્રીજમાં કરવામાં આવે છે અને જે જે વિદ્યાર્થીઓ હલેસાં મારવામાં કુશળ અને શારીરિક બળમાં ઉત્તમ હોય તેમાંથી ખાસ ચુંટી કાઢેલાઓનેજ આ શરતમાં ભાગ લેવા દેવામાં આવે છે. બોટરેસનો દિવસ લંડન અને તેની આસપાસનાં પરાંઓમાં ખાસ તહેવાર તરીકે મનાય છે, અને ઘણું ખરા બધા શહેરી તેમજ ગામડીઆ-શું જુવાન કે શું વૃધ્ધ-શું પુરૂષ કે શું સ્ત્રી સહુ કોઇ સારા લુગડાં પહેરીને બપોરના બાર વાગ્યા થીજ થેમ્સ નદીના કીનારાની એક બાજુ કે જ્યાંથી બોટો પસાર થાય છે તે ઉપર જલદીથી સારી જગ્યા મેળવવા દોડાદોડી કરી મુકે છે. કોઇ ટ્રેનમાં તો કોઇ અંડરગ્રાઉન્ડ રેલ્વેમાં કોઇ ટેક્ષીમાં-તો કોઇ ઓમનીબસમાં તો વળી કેટલાક નદી ઉપર બોટો, સ્ટીમલોંચો, અને ફેરીબોટો વગેરેમાં પણ, જેને જેમ ફાવે તેમ તથા પોતાને જેવા ખીસા ખાલી કરવા હોય તેવી રીતે આ આખી દુનિઆના પ્રસિધ્ધ



'કેમ્બ્રીજ'ની 'બોટ-રેસ' માટેની 'પ્રેકટીસ.'

મેળામાં રસપૂર્વક ભાગ લેવા ઉતરી પડે છે.

વળી કેટલાક આનંદી યુવકો અવનવા વેષ ધારણ કરીને, કોઇ ઓક્ષફર્ડ માટે તો કોઇ કેમ્બ્રીજ માટેનાં ગાન મોટે સાદે લલકારતા નદી કીનારા ઉપર દૃષ્ટિગોચર થાય છે. સહુ કોઇ જે પક્ષ પોતે ધારણ કર્યો હોય તેને લગતા રંગના નાના મોટા વાવટા હાથમાં પકડીને હલાવતા ફરે છે તેમજ ઘણા ખરાઓ કેમ્બ્રીજ અને ઓક્ષફર્ડના ચિન્હરૂપ ભ્રાતી વાવટીઓ કોટના બટનહોલમાં રાખી મૂકે છે—એવા નાના મોટા વાવટા વાવટીઓ વગેરે છેક પટનીબ્રીજના પુલથી તે મોર્ટલેકના હેમરસ્મીથ પુલ સુધી હજારોની સંખ્યામા વેચના ફેરીઆઓ નજરે પડે છે.' એવી રીતે અનેક પ્રકારના આનંદમા ગેલ કરતા લોકો બરાબર સાડા ત્રણ વાગતાંમાં તો કીડી પણ ન સંચરી શકે એવા ટોળામા નદીના બેઉ કીનારા રોકીને ઉભરાઇ જાય છે. કોઇ ઉભા તો કોઇ બેઠા, કોઇ ખુરશી ઉપર તો કોઇ બાંક ઉપર તો કેટલાક નદી કીનારે આવેલા મકાનોની બારીઓમાં ટોળાબંધ દૃષ્ટિગોચર થાય છે. બોટો છુટવાનો સમય થતાંજ, 'એ આવી' 'કેમ્બ્રીજ પહેલો—ઓકસફર્ડ જીત્યો' વગેરે, પોકારતા એવા તો આ બોટની શરતમા તન્મય થઇ જાય છે કે એ સમયે આજુબાજુ શું થાય છે તેનું પણ ભાન કોઇને રહેતુ નથી. લગભગ આશરે અરધા કલાકના અરસાની અંદરજ એ શરત પુરી થાય છે. ને બોટો તેના પહોંચવાના સ્થળે પહોંચતા વેંતજ એક તોપ છુટે છે, જે શરત પુરી થવાના ચિન્હરૂપ છે અને નદી કીનારાના બેચાર મુખ્ય સ્થળોએ ઓકસફર્ડ વા કેમ્બ્રીજ જે જીત્યું હોય તેના રંગનો વાવટો ત્યાં ખાસ ઉભી કરેલી વાવટાકાઠી ઉપર તરતજ ચડાવવામાં આવે છે, જેથી નદી કીનારે ઉભેલ સર્વે લોકો શરતના પરિણામથી જાણીતા થાય છે. લડાઇ બાદ હાલમાં તો હવે બોટરેસની બરાબર નોંધ રાખવા માટે, શરત શરૂ થવા પૂર્વેજ, ઉપર હવામાં બેચાર "એરોપ્લેન" પણ ઉડતાં રહે છે.

આ બોટ-શરતોના સંબંધમાં વિચાર કરતાં જણાય છે કે આખી અગ્રેજ પ્રજા નૌકા ખેડવામાં હમેશાં હુશીઆર અને તત્પર



થેમ્સ નદીના બેઉ કાંઠાનો દેખાવ

રહે તેને ખાસ ઉત્તેજન આપવા માટે આ યોજના છે, એમ મારી માન્યતા છે. જળગામી વાહનો ચલાવવાં, બાંધવાં અને તેની સારી સુધડ-વ્યવસ્થા રાખવાનો ખાસ હુન્નર આ પ્રજાએ જેટલો ખીલાવ્યો છે, તેટલો કોઇએ પણ ખીલાવ્યો નથી. એજ કારણે સમુદ્ર ઉપરની તેની સત્તા વિશેષ લક્ષણીય છે. જ્યારે આપણા દેશની પ્રાચીન નૌકાકળા અસ્ત થતી જાય છે. જે કાંઇ નુજ પ્રયત્નો થયા છે અને થાય છે તેમાંના ઘણા ખરા આ નૌકાવિદ્યાને લગતા બારીક અભ્યાસ, તેમજ તેની વ્યવસ્થા સંબંધીની અપૂર્ણતાને કારણે મોટે ભાગે નિષ્ફળ ગયેલ છે, અને હજી પણ નિષ્ફળજ જશે; જ્યાં સુધી આપણા યુવકોને નૌકાશાસ્ત્રનું સંપૂર્ણ જ્ઞાન આપવા ખાસ Naval Schools નૌકાશાળાઓ; અને Marine Colleges પ્રજા તરફની વ્યવસ્થાથી કાઢવામાં નહી આવે, અને સ્ટીમરો બાંધવા તેમ જ તેનો સમારકામ કરવાનાં કારખાનાં આપણા પોતાનાં ઉભાં કરવામાં ન આવે ત્યાં સુધી ભારતનો નવિન નૌકાઉદ્યોગ Shipping Industry કોઇ પણ રીતે ફતેહમંદ થાય એ આશા આકાશકુસમવત્ જ જાણવી, એ મારો તો દૃઢ નિશ્ચય, મારા એ ધંધાને લગત અનેક વર્ષના જાતિઅનુભવથી બંધાઇ ચુકયો છે.

(આ લેખનો બાકીનો ભાગ જેમાં કાશી અને તેના શિક્ષણને લગતું વર્ણન આવે છે તે અનેક ઉપયોગી ચિત્રો સહિત આવતા અંકમાં આપવામાં આવશે.)



# રા' દયાસ

## કિંવા

## અપમાનનો બદલો.

લેખક:—શા. તારાચંદ પોપટલાલ અડાલજા.

### ચંદ્રવદના.

"હવે તો હું થાકી. કોણ જાણે ગીરનાર ક્યારે આવશે ?" અવાજમાં કોમળતા હતી છતાં કંટાળો ધ્વનિ હતો. એ ધ્વનિમાં પણ ઉદાસીનો રણકાર ગાજી રહ્યો હતો.

"બસ એટલામાંજ થાકી ગયા ? કુંવરીબા ! હજી તો પ્રભાસપાટણ જવું છે. આમ અત્યારથી કંટાળી જશો તો સંઘ દૂર કેમ પહોંચાશે ?"

કુંવરી જરા હસ્યાં. ઓષ્ઠના ગાલ ઉપર અંગુલી પ્રદાન કરતાં તે બોલ્યાં. "બસ બસ. બટકબોલી ! નાને મ્હોડે મોટી વાતો કરતાં કોણે શીખવ્યું ?"

દાસી ખાસીયાણી પડી ગઈ. તેને ફાળ પડી કે રખેને કુંવરી રીસાય એમ !

એકાએક રથ ઉભો રહ્યો. બળદની ડોકમાં લટકતી ઘુઘરમાળમાંથી નિકળતો મધુર નાદ અને રથના ચક્રમાં પરોવેલા ઝાંઝનો કર્ણપ્રિય સંગીતધ્વનિ એકાએક અટકી પડ્યાં.

દાસીએ રથમાંથી ડોકું બહાર કાઢ્યું. કુંવરી પણ ઉત્સુક બની.

"હો ! આ તો ગીરનાર આવી લાગ્યો. દૂર હોવા છતાં જાણે તે આ રહ્યો એમ લાગે છે"

કુંવરીએ કમળદંડ સમાન કોમળ હાથે આસમાની રંગનો રેશમી પડદો ઉંચો કર્યો. સામે ગગનચુંબી શિખરો અને પવિત્ર દેવાલયોથી અલંકૃત થયેલો ગીરનાર ઉગતા સૂર્યના સોનેરી કિરણોથી દિવ્ય કાન્તિ ધરી ઉભો હતો !

કુંવરીના મુખ ઉપર તત્કાળ પ્રસન્નતા છવાઈ. દાસીનો હાથ ખેંચી તેને પોતાના પડખામાં ખેંચતાં તે બોલી, "જો, જો, ગીરનારનું વર્ણન વાંચતાં અને સાંભળતાં હતાં તેના કરતાં પણ તેનું સૌંદર્ય ચઢી જાય તેવું છે. અમૃતસમી વિવિધ વનસ્પતિ રૂપી લીલો વાઘો પહેરીને, મધુર શીતળ જળના ઝરણારૂપી માળાઓ ગળામાં ધારણ કરીને, પવિત્ર મંદિરો અને દેરાસરો રૂપી મણિમુગટ પોતાને મસ્તકે ધારણ કરીને કોઈ દેવ પૃથ્વીનો ઉદ્ધાર કરવા આવ્યા હોય અને પોતાના સ્વર્ગસદન તરફ દૃષ્ટિપાત કરીને વાદળ સાથે વાતો કરી રહ્યા હોય એવો જ આ ગીરનાર દેખાય છે"

"ખરૂં છે કુંવરીબા ! રાજમાતા કહેતાં હતાં તેવીજ તેની શોભા અહીંથી તો જણાય છે. પરંતુ આપણામાં કહેવત છે કે 'ડુંગર દૂરથી રળીયામણા' તેવું તો ન હોય ?"

"ગાંડી રે ગાંડી! આ કંઇ બીજા ડુંગર જેવો નહિં. આ તો ગીરીરાજ! પ્રભુ દત્તાત્રય અને ગુરૂ ગોરખનાથના પવિત્ર પગલાંથી પુનિત થયેલો, અનેક રૂખીમુનીઓના નિવાસસ્થાનથી પવિત્ર બનેલો, સંતમહંતના આશ્રમસ્થાનરૂપ નિવડેલો આ ગીરનાર એવો રળીયામણો છે કે એની જેટલી પ્રસંશા કરીયે તેટલી ઓછી. મને તો જાણે અહીં બેઠાં બેઠાંજ તેને જોયા કરૂં એવું થાય છે!"

**કુંવરી ગીરનાર તરફ મીટ માંડી જોઇ રહી.** થોડે દૂર વૃક્ષની ઘનઘોર ઘટા પાછળ એક ઘોડેસ્વાર એ કુંવરી તરફ સ્થિર નેત્રે જોઇ રહ્યો હતો, સૌંદર્યની એ મૂર્તિનાં દર્શન અનિમેષ દ્રષ્ટિથી કરી રહ્યો હતો, સૌંદર્યનો એ પુજારી કુંવરીના અનુપમ લાવણ્યનું સૌંદર્યપાન કરી રહ્યો હતો.

આસ્માની રંગના પડદામાથી તરી આવતું એ કાંતિમાન વદન જાણે વાદળામાથી ચંદ્ર ચમકી રહ્યો હેય તેવું દીપી ઉઠતું હતું. ધોળે દિવસે ચંદ્ર રમણ કરી રહ્યો હેય તેવી ભ્રાંતિ કરાવતુ હતું.

સ્વાર વિચારમા પડયો કે "સૂર્ય નારાયણના દર્શન થયા છતા ચંદ્ર હજી પૃથ્વી ઉપર પોતાનો પ્રકાશ આપી રહ્યો છે કે શું? આ ચંદ્રવદના કોણ હશે? વનદેવી કે સ્વર્ગસદનની કોઇ અપ્સરા? પરંતુ તેની સાથે આવડો મોટો કાફલો છે તે કયાનો હશે? નકકી કોઇ યાત્રાળુનો સંઘ લાગે છે. આ ચંદ્રવદના એ સંઘની કોઇ અધિષ્ટાત્રી તો ન હોય?..."

સ્વારની વિચારમાળા પુરી થાય તે પહેલાંજ કુંવરીએ પોતાનું મ્હોં રથમાં લઇ પડદો પાડયો. આસ્માની પડદા રૂપી વાદળાંએ કુંવરીના સુંદર મુખ રૂપી ચંદ્રને આચ્છાદિત કરી નાંખ્યો. સ્વાર એક નિઃશ્વાસ નાખી ત્યાંથી ચાલ્યો ગયો.

### સોમનાથને શરણે.

અણહિલવાડના ચાવડા રાજા સામંતસિંહે પોતાની લીલાદેવી નામની બ્હેન કલ્યાણના ભૂવડ રાજાની ચોથી પેઢીએ થયેલા ભુવનાદિત્યના મોટા પુત્ર રાજના રૂપગુણથી આકર્ષાઇને તેની સાથે પરણાવી. લીલાદેવી પ્રસુતવેદનાથી મરણ પામી, પરંતુ તેના ગર્ભસ્થાનમાં કુંવર હતો તેને કાઢી લેવામાં આવ્યો. તે મૂળ નક્ષત્રમાં આવ્યો તેથી તેનું નામ પાડયું મૂળરાજ.

મૂળરાજે મામાને મારી તેની ગાદી પચાવી અને સોલંકી વંશની આણ વર્તાવી. શિવનો અનન્ય ભક્ત, સિધ્ધપુરમાં રૂદ્રમાળાની શરૂઆત કરાવનાર, સોરઠના ગ્રહરીપુને નમાવનાર, અને યુકિત પ્રયુકિતથી પોતાની રાજ્યસત્તાનો વિસ્તાર કરનાર સોલંકી વંશનો મુળ પુરૂષ એજ મૂળરાજ સોલંકી.

તેણે ઇ. સ. ૯૪૨થી ૯૯૭ સુધી રાજ્ય કર્યું. તેના પુત્ર ચાંમુડ (ઇ. સ. ૯૯૭થી ૧૦૧૦) ને ત્રણ પુત્રો હતા—વલ્લભરાજ, દુર્લભરાજ અને નાગરાજ. કામને વશ થઇ ચાંમુડે પોતાની બ્હેન ચચિણી (વાચિણી) દેવી સાથે ભોગ કર્યો. આ પાપનું પ્રાયશ્ચિત કરવા તે કાશીની યાત્રા કરવા નિકળ્યો ત્યારે માર્ગમા માળવાના રાજાએ તેની પાસેથી છત્ર ચંમર અને બીજાં રાજચિન્હ ખુંચાવી લીધા. ચાંમુડ યાત્રા કરીને પાછો આવ્યો, પોતાના પુત્ર વલ્લભરાજને ઉશ્કેરી માળવા ઉપર ચડાઇ કરવા મોકલ્યો. વલ્લભ માર્ગમાં જ શિતળાનો ભોગ બન્યો, ચામુંડ આ કારી ઘાથી હતાશ થઇ દુર્લભરાજને ગાદીએ બેસાડી પાપ નિવારણાર્થે શુકલતિર્થ જઇ વસ્યો.

મારવાડના રાજા મહેંદ્રની બ્હેન દુર્લભદેવી ના સ્વયંવરમાં અંગરાજ, કાશીરાજ, અવંતીશ, ચેદીરાજ કુરૂરાજ, હૂણાધિપ, મથુરેશ, વિંધ્યદેશાધિપ, અંધ્રરાજ વિગેરે હોવા છતાં કુંવરીએ દુર્લભસેનની પસંદગી કરવાથી મહેન્દ્રે તેઓનાં લગ્ન કરી આપ્યાં, અને પોતની બીજી બ્હેન (લક્ષ્મી) નાગરાજ સાથે પરણાવી

ત્યાંથી પાછા આવતાં ઉપર જણાવેલા રાજાઓ સાથે યુધ્ધ થયું, છતાં તેઓને હરાવી વિજયવાન થઇ દુર્લભરાજ પોતાના રાજ્યમાં આવ્યો.

દુર્લભ* શીવભકત હતો, પાર્વતીપતિનો ઉપાસક હતો એટલે તેણે પોતાના કુટુંબ પરિવારને સોમનાથ ( પ્રભાસપાટણ ) ની યાત્રાએ મોકલવા પ્રબંધ કર્યો રાણી દુર્લભદેવી, લક્ષ્મી, અને અન્ય સ્ત્રિયો તથા કુંવરીયો રાજવંશી ઠાઠથી યાત્રાર્થે નિકળી પડી.

ઘુઘરવેલોની ઘણેણાટી, બળદોની ઘંટમાળના ઘંટનાદ, અશ્વોનો હણેણાટ અને અંગરક્ષકો તથા રાજસેવકોની ધમાલનો કલબલાટ વાતાવરણને ગજાવી મુકતો. વટેમાર્ગુઓ આ દ્રશ્ય જોઇ સ્થંભી જતા અને કુતુહલપૂર્વક આ યાત્રાળુઓ કાફલાને જોઇ રહેતા.

ખાનપાન અને શ્રમનિવારણ માટે થોડે થોડે અંતરે મુકામ નાંખવામાં આવતો. મુકામ પડયો કે ત્યાં નાનું ગામડું વસી ગયું હોય તેવો દેખાવ થઇ રહેતો.

સોમનાથ પાટણ આવ્યું અને સર્વના મનમાં નવો ઉલ્લાસ આવ્યો.

"મોટી બ્હેન, આજે આ બધો શ્રમ સફળ થયો. ભોળા શંભુની કૃપા કે આમ નિર્વિઘ્ને મુસાફરી પુરી થઇ." લક્ષ્મીએ પ્રસન્નતા દર્શાવી.

"હા, અને આજે એ સર્વેશ્વર સોમનાથનાં દર્શન કરીને કાયાનું કલ્યાણ કરશું. આજે તો જીવનની ધન્ય પળ લક્ષ્મી ! ધરાઇ ધરાઇને દર્શન કરી લેજે. ફરીફરીને આવો સુયોગ પ્રાપ્ત થતો નથી." દુર્લભદેવી સોમનાથનાં દર્શન માટે અધીરી બની.

"મા, પણ ગીરનાર ક્યારે આવશે ? ગીરનારનાં આપ ખુબ વખાણ કરતાં હતાં. જોઉં તો ખરી કે તે કેવો છે ?" રાજકુંવરીના વચનોમાં અધીરાઇ સ્પષ્ટ જણાતી હતી.

"હજી વાર છે, બેટા ! સોમનાથથી પાછાં વળતી વખતે ગીરનાર જવાનું છે." દુર્લભદેવી એ સમાધાન કર્યું. પ્રથમ પ્રકરણમાં જોઇ ગયા તેજ આ કુંવરી.

અંતે એ ભોળાનાથનાં દર્શન થયાં. સોમનાથનું+ ભવ્ય શીવલીંગ, તેના ઉપરનો પુષ્પોનો ઢગ, પવિત્ર જળાધારી, સુવર્ણદીપકમાં બળતા ઝગમગતા ઘીના દીવા, પવિત્ર શ્લોકો ઉચ્ચારતા બ્રાહ્મણો તરફથી યથાવિધિ કરવામાં આવતી પૂજા, શીવભકતોના બમબોળા, હરહર શંકર, પાર્વતીપતયે નમઃના જયનાદ, ગગનચુંબી શીખરવાળું સુંદર શિવાલય, શિવાલયને અભિષેક કરતા સમુદ્રની ગંભીર ગર્જના. આ સર્વ જોતા સાંભળતા રાણી અને તેના પરિવારના આનંદની અવધિ થઇ સર્વને આજે પોતાના જીવનની સાર્થકતા થયેલ જણાઇ.

÷ ÷ ÷ ÷

સોમનાથનાં દર્શન કરી, સમુદ્રસ્નાનથી પવિત્ર થઇ, પ્રભાસતીર્થનું અવલોકન કરીને સંઘ ત્યાંથી પાછો ફર્યો અને ગીરનારના પંથે પળ્યો.

ગીરનારથી થોડે દૂર આવી સંઘે પડાવ નાંખ્યો. રથને ઉભો રહેલો જોઇ કુંવરીએ પડદો ઉઘાડી બહાર નજર કરી. સામેજ થોડે દૂર ગીરનાર દેખાયો અને તે પ્રસન્ન થઇ.

### ફસાયા ! પણ છુટયા !

વાદળથી વાતો કરતા ગીરનાર ઉપર ચઢી; ગૌમુખ ગંગા, ભરતવન, સીતાવન, ગોરખમઢી,

*તેનાં દુર્લભરાજ તેમજ દુર્લભસેન એ બે નામો મળી આવે છે.

+ સોમનાથના વર્ણન માટે જુઓ 'એક હાથે તાળી' વાળી વાર્તા નવચેતન દીવાળી અંક-નવેમ્બર ૧૯૨૪ પૃષ્ટ ૧૨૫

દત્તાત્રય પગલાં, કમંડળકુંડ ભીમકુંડ, હાથીપગલાં વિગેરે પવિત્ર સ્થળનાં દર્શન કરી સંઘ નીચે ઉતરી આવ્યો અને શ્રમ નિવારણ કરીને તેઓ કુચ કરવાની તૈયારીમાં પડયા.

સારથીઓએ રથને બળદ જોડી તૈયાર કર્યો, અંગરક્ષકો પોતાના અશ્વ સાથે તત્પર બન્યા, સૌ પોતપોતાના કામથી પરવારી, સરસામાન વ્યવસ્થિત ગોઠવી કુચ કરવા માટે તૈયાર થયા. સંઘ ઉપડું ઉપડું થઇ રહ્યો

પરંતુ સ્ત્રીવર્ગ પોતપોતાના વાહને મા બેસે તે પહેલાં તો કાંઇ ચમત્કાર થયો હોય તેમ સૌ કોઇ સ્થંભી ગયા. એક ઘોડેસ્વાર સંઘને મોખરે આવી માર્ગ અટકાવી ઉભે.

"ખબરદાર ! જો એક ડગલું પણ આગળ વધ્યા છો તો."

અંગરક્ષકો ચમકયા. એ સત્તાસૂચક સ્વરથી તેઓ કમ્પી ઉઠયા. સૌ કોઇ વિચારમાં પડયા કે "આ કોણ હશે ?"

રાજમાતાએ આજ્ઞા કરી, "જોઇ શું રહ્યા છો ?" અને અંગરક્ષકો સાવધ બન્યા. માર્ગ રોકનાર શત્રુને ત્યાં જ પુરો કરી નાંખવા તેઓ તત્પર બન્યા

"તમારી તરવારને મ્યાન કરો. ખબરદાર જો એક ડગલું પણ આગળ વધ્યા છો તો. મારા એક જ ઇશારે મારા અસંખ્ય સૈનિકો તીડની માફક ઉભરાઇ નીકળશે અને તમારા આખા સંઘનો જોતજોતામાં સંહાર થઇ જશે "

રાણી સાથે એક કામદાર હતો. જાતે વાણીઓ એટલે ડહાપણથી કામ લેવામાં કુશળ હતો. બને હાથે પગે લાગતો તે ઘોડેસ્વાર પાસે આવ્યો અને બોલ્યો, "પ્રભુ, આપ કોણ છો અને અમારો શો ગુન્હો છે તે જણાવશો ?"

"આખું સોરઠ જેને નમે છે તે સોરઠનો ધણી: જ રાં'દયાસ. ગીરનાર મારી હકુમતમાં છે અને તેની યાત્રાએ આવનાર પાસે રાજ્યનો કર લેવો થાય છે. તે કર ચુકવ્યા વિના તમારાથી અહીંથી નહિ ખસી શકાય."

"એજ ને." કામદાર હડે પેટે બોલ્યો, "આપનો કર ચુકવવામાં અમને વાંધો નથી. કહો કેટલું નાણું થાય ?"

"નાણાંની નહિ આ. મને પૈસાની પરવા નથી. મારે તો તમારી સાથે આ રાજકુંવરી છે તે જોઇએ. તેની મારી સાથે લગ્ન કરી આપો તો જ તમને અહીંથી જવાની રજા મળશે "

આખા સંઘમાં ખળભળાટ જાગ્યો. સોલંકી કુંવરીના આ રીતે—આવી રીતે લગ્ન ? તેમને મરવા જેવું થયું.

અંગરક્ષકો અધિરા બન્યા, "હવે કે મારવું એવા વિચાર ઉપર આવી ગયા.

પરંતુ કામદારે આંખના ઇશારાથી બધાને શાંત પાડયા સ્વસ્થ ચિત્તે તે સ્ત્રીમંડળ પાસે ગયો, ધીરે સાદે વાતચીત કરી, સંઘ સાથે પ્રતાપગઢના કેટલાક શાણા માણસો હતા તેમની પણ સલાહ લીધી અને શું કરવું તેનો નિશ્ચય કર્યો.

સ્વસ્થ ચિત્તે કામદાર સંઘને મોખરે આવ્યો અને બંને હાથ જોડી બોલ્યો, "કૃપાળુ નૃપતિ ! આપનો જય હો ! સોરઠના શીરતાજ અમારી રાજકુંવરીનું પાણી ગ્રહણ કરે એ અમારા ધન્ય ભાગ્ય ધન્ય ઘડી ! રાજમાતા પણ એ સાંભળી અત્યંત હર્ષ પામ્યાં છે"...

"ત્યારે હમણાંજ તૈયારી કરો" રાં'દયાસ અધીરો બન્યો.

"તૈયારી કરવામાં શી હરકત હોય અન્નદાતા ! પરંતુ એક અરજ છે "

"શી ?"

"એજ કે અમે આપની ઇચ્છાનો સ્વીકાર કર્યો તેમ આપ અમારી એક માગણી સ્વીકારો."

"ખુશીથી. કહો શું જોઇએ ?"

"એક જ અરજ. અણહિલપુર પાટણના સોલંકીરાજાની કુંવરી આવી રીતે ધામધુમ વગર, છુપી રીતે, રાજ્ય તરફથી સારો કર કરિયાવર પામ્યા વિના પરણી જાય એમાં અમારૂં નાક કપાઇ જાય. એમાં અમારૂં એકલાનું જ નહિં, પરંતુ રાજ્યનું પણ અપમાન થાય"

'એટલે તમારી શી ઇચ્છા છે ?'

"બીજી શી હોય અન્નદાતા! અમારૂ નામ નિકળે અને સોલંકીઓની કીર્તિ વધે એ માટે અમે પાટણ જઇ યથાવિધિ લગ્ન સમારંભ કરીને મોટા રજવાડાને શોભે તેવી ધામધુમ સાથે કુંવરીને શણગારીને અને અસંખ્ય ગાડા ભરીને દાયજો અને સેવામાં રહેનાર દાસદાસીઓ સાથે અમે આજથી બરાબર એક મહિને કુંવરીને લઇ આપને સામા પરણાવવા આવશું, જેથી જગમાં આપની અને અમારી વાહવાહ બોલાય"

"અને એ મુદતે ન આવ્યા તો?"

"તો આપનો જોડો અને આ ગરીબનું માથું. આવી બાબતમાં વળી વાયદો કદી થાય ખરો?"

દયાસને ગળે આ વાત ઉતરી ગઇ આમ કુંવરીનું હરણ કરીને અપકીર્તિ વ્હોરવી તેના કરતાં ધામધુમ સાથે કુંવરીને સામા પરણાવવા આવે તો શું ખોટું? તેથી તો એની કીર્તિ ઉલટી ચોમેર પ્રસરે! તેણે એ શર્તનો સ્વીકાર કર્યો.

સંઘ ઉપડ્યો. રાણીના મનમાં અનેક સંકલ્પવિકલ્પ થતા હતા, કુંવરી તો ઉંડા વિચારમાં ઉતરી પડી હતી. કામદરનાં ખોળીયામાં જાણે જીવજ ન્હોતો. બધા વિચારવમળમાં ગોથાં ખાતાં પાટણ તરફ ધસતા હતા.

* * * *

ગીરનાર પાસે રથના પડદામાંથી કુંવરીના મુખચંદ્રનું નિરીક્ષણ કરનાર તે આજ મોડે સ્વાર રા' દયાસ. કુંવરીના સૌંદર્યથી તે ઘેલો બન્યો હતો સંઘ પાટણ તરફ ઉપડવાની તૈયારી કરે ત્યારે એકાએક સંઘને અટકાવી કુંવરીની માંગણી કરવાનો. તેણે તેજ ઘડીયે નિશ્ચય કર્યો હતો.

* * * *

રાજકુંવરીનાં યથાવિધિ લગ્ન અને દાયજો સાથે મેળવવાનું વચન મળતા તે હર્ષઘેલો બન્યો તેના મગજમાં એ ચંદ્રવદના અને તેની સાથે થવાના લગ્નનાજ વિચારો હતા.

લગ્નની ધામધુમ.

અનેક સંકલ્પવિકલ્પ કરતાં રાણી દુર્ભાગી યાત્રાળુઓના સંઘ સાથે પાટણ પહોંચી અને સર્વ હકિકત પોતાના પતિને જણાવી. રા'દયાસની માગણી સાંભળી તેના કોપનો પાર ન રહ્યા પોતાના કુટુંબનું અપમાન થયેલું જોઇ તેનો કોપાગ્નિ સળગી ઉઠ્યો. કામદારની યુક્તિ જોઇ રાજા તેના ઉપર પ્રસન્ન થયો, પરંતુ કુંવરીના લગ્નની વાત નીકળતાં તે ધુંવાંફુંવાં બન્યો. "મારી પુત્રી એ ચુડાસમા સાથે? અને તે પણ આવી રીતે કમાવીને? તો તો સોલંકી કુળ લાજે. એ કદી નહિં બને. હજી તો યાત્રાળુઓને રંજાડનાર એના દાદા ગ્રહરિપુને મારા પ્રતાપી પિતામહ મુળરાજે યુધ્ધમાં ચખાડેલો સ્વાદ ભુલાયો નથી એટલામાં એને પાછી આ ધુન ચડી છે તો ભલે એ પણ જુએ કે આ સોલંકી સિંહને છેડવાથી કેવાં કડવાં ફળ ચાખવાં પડે છે! રણભુમિમાં એ રોળાશે ત્યારે જ તેને સાન આવશે."

રાણીએ બળતામાં ઘી હોમ્યું, "મારી એ ફુલ જેવી કુંવરીને એ વિવેકહીન દયાસ

સાથે કદી નહિ વરાવું. ભલે એ સોરઠનો રાજા છે તેથી શું થયું ?"

કામદારે જોયું કે દાવાનળ હમણા સળગી ઉઠશે સમયસૂચકતા વાપરીને તેણે એ ક્રોધ અને શાંત પાડવાનો યત્ન કર્યો, "ગઉ-બ્રાહ્મણપ્રતિપાળ! આપ શા માટે ઉદ્વેગ ધારણ કરો છો? આપની અપકીર્તિ થાય એવું કામ અમારા હાથે કદી નજ થાય એ બાબત આપ નિશ્ચિંત રહો."

"ત્યારે શું એની શેહમાં દબાઇને પુત્રી એને આપવી ?"

"રાજાધિરાજ, પ્રભુ કરશે તો સૌ સારા વાનાં થશે. લાકડી તુટે નહિં અને સાપ મરે નહિં એવું થાય તો કેમ?" કામદારના મુખ ઉપર શાંતિ હતી તેના અંતરના ઉંડાણમાં કંઇ નવિન વિચારો ચાલતા હોય તેમ દુર્લભરાજને લાગ્યું.

"પણ એમ કેવી રીતે બની શકે? મને તો માત્ર બેજ માર્ગ દેખાય છે કાં તો તેની સાથે યુધ્ધ કરીને તેણે કરેલા મારા કુટુંબના અપમાનનો બદલો લેવો અથવા તો તેની ઇચ્છાને માન આપી મારી પુત્રી તેની સાથે પરણાવવી"

"એ બધું બનશે મહારાજ! મેં તેનો પણ રસ્તો શોધી રાખ્યો છે"

કામદારે પાટણનરેશના કાનમાં કંઇ વાત કરી. રાજા પ્રસન્ન થયો. તેના મુખ ઉપરનો ક્રોધ અને ચિંતા દૂર થયા. આ ફેરફાર જોઇને રાણી આશ્ચર્યચકિત બની.

+ × ÷ ×

રાજનગર વામનસ્થળ—વંથળીમાં આજે ધામધુમ થઇ રહી છે. ઘેરઘેર રંગના સાથીઆ પુરાય છે, શેરીયે શેરીયે આસોપાલવના તોરણો બંધાય છે, ચૌટે ચૌટે દુકાનોને શણગાર સજાવાય છે, ઠેરઠેર મંગળ ગીતો ગવાય છે, જ્યાં ત્યાં ઢોલ, ત્રાંસા, શરણાઇ વિગેરે વાજાંના મધુર નાદ સંભળાય છે, લોકો કહે છે 'આજ તો અમારા ગામધણીના લગ્નનો મંગળ દિવસ છે!'

વંથળીનો રાજમહેલ તો આજે અજબ આનંદ ઉત્સવમાં ગરકી રહ્યો છે. કિન્નરી સમ કોકિલ કંઠથી મંગળ લગ્નગીતો લલકારતી લલીત લલનાઓ—ખવાસણો અને વડારણો હાસભરી આખા રાજમહેલમાં ઘુમતી વાતાવરણને ગજાવી મૂકે છે. બંદીજનો સ્તુતિગાનથી રાજાનું મહત્વ વધારતા સાથે સાથે પોતાનો સ્વાર્થ પણ સાધવાનો યત્ન આદરી રહ્યા છે. ભાટચારણો દાન મેળવવાની આશામાં પોતાની પાસેનો યશગાનનો ભંડાર હરવખત રાજમહેલ પાસે તીડની માફક ઉભરાય છે આજે નાના બાળકથી માંડીને વૃધ્ધ પર્યંત સૌના મુખ ઉપર વંથળી નરેશનું નામ રમી રહ્યું છે.

સોરઠધણી રા'દયાસના આજે લગ્ન થવાના છે. પાટણનરેશ દુર્લભરાજ પોતાની કુંવરીને મોટા દાયજા સાથે દયાસને પરણવા માટે સામી મોકલે છે! દયાસ આજે હર્ષ પ્રફુલ્લ બની છુટે હાથે દ્રવ્ય વેરી રહ્યો છે!

સાંજ પડવા આવી અને સ્વારો ખબર લાવ્યા કે પાટણનો રસાલો આવી પહોંચ્યો! જોતજોતામાં ખબર ફેલાયા કે રાજકન્યાની સાથે અનેક દાસદાસીઓ તથા દાયજાથી ભરેલા પાયસો ગાડાં આવે છે. અને તેનું રક્ષણ કરવા માટે સૈનિકોની એક ટુકડી પણ સાથે છે!

પ્રજા હર્ષ ઘેલી બની, રા' દયાસ એ કુંવરી—પોતાના હૃદયમાં રમી રહેલી એ સૌંદર્યમૂર્તિ—ચંદ્રવદનાના દર્શન અને પ્રેમપાન માટે અધિરો બન્યો, સામૈયું કરવાની તૈયારી ચાલી રહી.

### રંગમાં ભંગ—લગ્નમાં વિઘ્ન

વાજતેગાજતે સામૈયું થયું, રસાલાનો રાજરીતને શોભે તેવો સત્કાર થયો અને

વંથળીના પ્રવેશદ્વારમાં રસાલાએ ધામધુમ સાથે પ્રવેશ કર્યો.

પ્રવેશદ્વારનો રક્ષક દરવાન આંખે અપંગ હતો. અંધ હોવાથી તે આ ધામધુમ જોવા અશક્ત હતો, પરંતુ તેના કાન સરવા હતા. એટલે દરેક હિલચાલ ઉપર તેનું લક્ષ રહેતું. તેના કાન અને બુધ્ધિ વધારે સતેજ બનાવીને ઈશ્વરે અંધાપાનો બદલો વાળી આપ્યો હતો. રથ દરવાજામાં આવ્યો ત્યાં સુધી તો તે સ્વસ્થ હતો, પરંતુ જેવા દાયજાના ગાડાં આવવા લાગ્યાં કે તે અધીરો બન્યો. પહેલે ગાડેજ તેને શંકા પડી છતાં તે આકરો ન થયો. બીજું, ત્રીજું એમ કરતાં પચ્ચીસ એક પાંચ હજાર ગાડા દરવાજામાંથી અંદર ગયાં કે તે ચાંકી ઉઠયો, "સાવધાન! આ ગાડાઓમાં ભરેલો ભાર સુકુમાર કન્યાઓનો નથી, પરંતુ લઠ્ઠ માણસોનો છે એમ મારો અંતરાત્મા જણાવે છે, તેમાં દાયજો નથી પરંતુ દુશ્મનો છે એવી મને શંકા થાય છે."

દયાસના માણસો આ અંધ દરવાનના ભ્રમ ઉપર હસ્યા. એક સરદાર તો તેને ધમકાવવા મંડી પડયો, "કાકા તમારી પણ ડાગળી ચસકી છે કે શું? આપણી નવી રાણીની સાથે આવેલી દાસીઓ બધી આ ગાડામાં બેઠી છે. સ્ત્રીને પુરુષ બનાવી દેવાની આવી કળા કયાંથી શીખ્યા? 'સાઠે બુધ્ધિ નાઠી' કહેવાય છે તે ખરુંજ છે. ખબરદાર, નવી રાણીનું અપમાન થશે તો આપણા રા' ધણીએ ધાલીને તેલ કઢાવશે."

"એ તો જે થવાનું હશે તે થશે મને તો જે લાગે છે તે કહું છું. જુવાન માણસો આ ગાડાના અવાજથી તમને નથી લાગતું કે તેમાં દાસીઓ નહિં પણ લઠ્ઠ જુવાનો હોવા જોઈયે? ભલા માણસ આ આંધળાનું કહેવું માનો અને કોઈ વડારણને બોલાવીને ગાડામાં તપાસ તો કરાવી જુઓ."

સરદાર સમજ્યો. ગાડાંનો અવાજ કંઈ જુદુંજ સૂચન કરતો હતો. તેણે એક વડારણને બોલાવીને ગાડાંઓ તપાસવાનો હુકમ કર્યો.

પરંતુ આ શું? ગાડાઓની બંને બાજૂએ ચાલતા રક્ષક સૈનિકોએ વડારણને અટકાવી. વડારણ ગાડાને સ્પર્શ કરે તે પહેલાંજ રક્ષકોની ટોળીના સરદારે બૂમ પાડી, "જુવાનો આ આંધળાએ તમને પારખી લીધા છે માટે સત્વર મેદાને આવો અને મૂર્ખાઓની ખાત્રી કરી આપો કે તમે ચુડી પહેરનારી સ્ત્રીઓ નથી પરંતુ તરવારથી દાવ ખેલનારા રણશુરા મર્દો છો!"

ટપોટપ કરતા દરેક ગાડામાંથી શસ્ત્રોથી સુસજ્જ બનેલા ચાલ્લીસ ચાર યુવાનો નીકળી પડયા અને પ્રવેશદ્વારની અંદર વ્યુહ ગોઠવી પોતાના સરદારની આજ્ઞાની રાહ જોતા ઉભા રહ્યા.

એ રસાલાનો સરદાર દયાસની ભાવિ નવી રાણી પાટણની રાજકુંવરીની વેલ પાસે આવ્યો અને પોતાને હાથેજ પડદો ઉંચકી કોઇ લુંટારો પોતાના શીકારને ઘસડી કાઢે તેમ વેલમાં બેઠેલી સુંદર વસ્ત્રાલંકારથી શણગારેલી એક કન્યાને બહાર ખેંચી કાઢી અને તેનો ઘુંઘટ ખોલીને દયાસના માણસોને ઉદ્દેશીને તે બોલ્યો, "કયા છે? કયાં છે તમારો રા' દયાસ? તેને જોવા દો કે તેને માટે પાટણનરેશે પોતાની રાજકુંવરી નહિં, પરંતુ હલકા કુળની એક કન્યા મોકલી છે, એ તેને લાયકનીજ ભેટ છે."

"જોયું? હું કહેતો હતો તેજ વાત નિકળી ને? મારી તો ખાત્રીજ હતી કે આમાં કંઈ દગો છે!" અંધ દરવાનથી બોલ્યા વિના ન રહેવાયું.

"અને એ દગાનો પહેલો ભોગ તું જ થયો!" એમ કહેતાંજ પાટણના એક સૈનિકે એ

અંધ દરવાનનું માથું ધડથી જૂદું કરી નાંખ્યું.

દરવાનો દેહ પડતાંજ હોહા થઇ રહી. લગ્નના આનંદને ઠેકાણે કોલાહલ જવાળાઓ ભભુકવા લાગી. પટ્ટણીઓએ દગો દીધો છે એની ખાત્રી થતાંજ લગ્નના આનંદ ઉડી ગયો, રંગમાં ભંગ પડયો, સૌના મગજમાં વેરની ધુન રમી રહી.

વંથળી રડયું

'ખબરદાર !' સોરઠી સરદાર ત્રાડુકયો. 'આ ઉધ્ધતાઇનો બદલો એ ખુનીના શીરચ્છેદથીજ લવાશે. અમારા રંગના અપમાનનો જવાબ અમારી સમશેરોજ લેશે."

"પહેલાં તો સોરઠીઓના મસ્તક ધડથી જૂદાં થઇ જશે. કયાં છે તમારા રાજવી રાંઢવાસ? તેને કહી દો કે પોતાના જીવ વ્હાલો હોય તો અમારા સોલંકી રાજ્ય કુલભૂરાજનું સ્વામિત્વ સ્વીકારે અને રાજનગર વંથળી છોડી ચાલ્યો જાય."

"નહિં તો ?"

"નહિં તો તેના દાદા ગ્રહરીપુને અમારા પ્રતાપી મૂળરાજે નમાવ્યો હતો તેવી રીતે તેને પણ માનભંગ થઇને સોલંકી રાજ્યનું શરણ સ્વીકારવું પડશે."

"એ સમય જૂદો હતો. યાત્રાળુઓને આપેલા ત્રાસના પાપથી તેના પુન્ય બળનો ક્ષય થયો હતો."

"અને હમણે કરેલા અમારા રાજ્ય કુટુંબની સ્ત્રીઓના અપમાનને લીધે તેનું પુન્ય પરવારી ચુકું છે." મોલકી સરદારે આ ટંટાનું મૂળ જણાવી દીધું.

"ગમે તેમ હોય પરંતુ એ અમારો અજાણતા છે. અમે જીવતા છીએ ત્યાં સુધી તમારૂં કંઇ વળવાનું નથી. સોરઠી શૂરવીરો ! ઘેરી લો આ પટ્ટણીઓને ! ખબરદાર કોઇ પ્હોળી બહાર જવા ન પામે !

સોરઠી શૂરવીરો પ્રવેશદ્વાર તરફ ધસ્યા, પરંતુ એ દ્વાર તો પટ્ટણીઓએ રોકી લીધું હતું. સોરઠીઓ તેઓને ઘેરી લે તે પહેલાં તો પટ્ટણીઓએ સામો હુમલો કર્યો અને સામસામી ઝપાઝપી શરૂ થઇ. લોહીતરસી તરવારોથી બન્ને પક્ષના માણસો ટપોટપ ભૂમિ ઉપર ઢળવા લાગ્યા. જય સોમનાથ, જયભવાની, મારો, કાપોની બૂમોથી વાતાવરણ ગાજી રહ્યું.

પરંતુ આ સ્થિતિ લાંબો વખત ટકી નહિં. વંથળીમાં તો આજે લગ્નોત્સવ ઉજવવાનો હતો; રાજ્યના સામંતો, શુરવીરો, સૈનિકો સૌ કોઇ રંગરાગ ઉડાવવામાં મશગુલ બન્યા હતા. આજે તો શસ્ત્રાસ્ત્રની નહિં, પરંતુ સૌંદર્યની પુજા થવાની હતી. રાજવંશી લગ્નના આનંદવિલાસમાં વીરશ્રી વિસારે પડી હતી !

આ પરિસ્થિતિનો લાભ પટ્ટણીઓએ પુરેપુરો લીધો. બીજો પ્રસંગ હોત તો સોરઠીઓ એક પણ પટ્ટણીને જીવતો જવા ન દેત, પરંતુ આજે તેઓ અસાવધ હતા, યુધ્ધ માટે તૈયારી કરવાનો વખત ન્હોતો, નિઃશસ્ત્ર દશામાં ટક્કર ઝીલવાની આશા વ્યર્થ હતી. મરતા સુધી રાજપ્રજાના રક્ષણ માટે શૂરાઓ સંગ્રામમાં ઝઝુમ્યા, પરંતુ એ પ્રયાસ નિષ્ફળ નિવડયો.

પટ્ટણીઓએ વંથળી કબજે કર્યું, પ્રજાજનોમાં રોકકળ થઇ રહી, ઘરબાર, ધનદોલત, માલમીલકત જ્યાંની ત્યાંજ રહેવા દઇને પોતાનો જીવ બચાવવા માટે જેને જેમ ફાવ્યું તેમ સૌ નાશભાગ કરવા લાગ્યા. પટ્ટણી સૈનિકોએ લુંટફાટ શરૂ કરી. આખા વંથળીમાં કાળો કેર વર્તાયો.

( આ વાર્તાનો બાકીનો અતિ રસિક ભાગ આવતા અંકમાં )



ચિત્રકાર ] કન્યાનો ઘુંઘટ ખોલીને— [ રા. પંડિત.

( પૃષ્ઠ ૭૨ )

અંધ દરવાનનું માથું ધડથી જૂદું કરી નાંખ્યું.

દરવાનો દેહ પડતાંજ હોહા થઇ રહી. લગ્ન આનંદને ઠેકાણે કોલાહલ જવાળાઓ ભભુકવા લાગી. પટ્ટણીઓએ દગો દીધો છે એની ખાત્રી થતાંજ લગ્નનો આનંદ ઉડી ગયો, રંગમાં ભંગ પડયો, સૌના મગજમાં વેરની ધુન રમી રહી.

## વંથળી પડયું

'ખબરદાર!' સોરઠી સરદાર ત્રાડુક્યો. 'આ દરવાનના બદલો એ ખુનીના શીરચ્છેદથીજ લેવાશે. અમારા રંગના અપમાનનો જવાબ અમારી સમશેરોજ લેશે."

"પહેલાં તો સોરઠીઓના મસ્તક ધડથી જૂદાં થઇ જશે. કયાં છે તમારો રાજવી રા'દીવાસ? તેને કહી દો કે પોતાનો જીવ વહાલો હોય તો અમારા સોલંકી રાજકુલ ભરાજનું સ્વામિત્વ સ્વીકારે અને રાજ્યપર વંથળી છોડી ચાલ્યો જાય."

"નહિં તો?"

"નહિં તો તેના દાદા ગ્રહરીપુને અમારા પ્રતાપી મૂળરાજે નમાવ્યો હતો તેવી રીતે તેને પણ માનભંગ થઇને રાજગાદી સ્વતંત્ર્ય ગુમાવવું સ્વીકારવું પડશે."

"એ સમય જૂદો હતો. બ્રાહ્મણોને આપેલા ત્રાસના પાપથી તેના પુણ્ય બળનો ક્ષય થયો હતો."

"અને હવસે કરેલા અમારા રાજ્યકુટુંબની સ્ત્રીઓના અપમાનને લીધે તેનું પુણ્ય પરવારી ચૂકું છે." મેલકી સરદારે આ ટંટાનું મૂળ જણાવી દીધું.

"ગમે તેમ હોય પરંતુ એ અમારો અસંવાદ છે. અમે જીવતા છીએ ત્યાં સુધી તમારૂં કંઇ વળવાનું નથી. સોરઠી શૂરવીરો! ઘેરી લ્યો આ પટ્ટણીઓને! ખબરદાર કોઇ બહાર જવા ન પામે!

સોરઠી શૂરવીરો પ્રવેશદ્વાર તરફ ધસ્યા પરંતુ એ દ્વાર તો પટ્ટણીઓએ રોકી લીધું હતું. સોરઠીઓ તેઓને ઘેરી લે તે પહેલા તો પટ્ટણીઓએ સામો હુમલો કર્યો અને સામસામી ઝપાઝપી શરૂ થઇ. લોહીતરસી તરવારોથી બને પક્ષના માણસો ટપોટપ ભૂમિ ઉપર ઢળવા લાગ્યા. જય સોમનાથ, જયભવાની, મારો, કાપોની બૂમોથી વાતાવરણ ગાજી રહ્યું.

પરંતુ આ સ્થિતિ લાંબો વખત ટકી નહિં. વંથળીમાં તો આજે લગ્નોત્સવ ઉજવવાનો હતો; રાજ્યના સામંતો, શુરવીરો, સૈનિકો સૌ કોઇ રંગરાગ ઉડાવવામાં મશગુલ બન્યા હતા. આજે તો શસ્ત્રોની નહિં પરંતુ સૌંદર્યની પુજા થવાની હતી રાજવંશી લગ્નના આનંદવિલાસમાં વીરશ્રી વિસારે પડી હતી।

આ પરિસ્થિતિનો લાભ પટ્ટણીઓએ પુરેપુરો લીધો. બીજો પ્રસંગ હોત તો સોરઠીયાઓ એક પણ પટ્ટણીને જીવતો જવા ન દેત, પરંતુ આજે તેઓ અસાવધ હતા, યુધ્ધ માટે તૈયારી કરવાનો વખત નહોતો, નિઃશસ્ત્ર દશામાં ટક્કર ઝીલવાની આશા વ્યર્થ હતી. મરતા સુધી રાજાપ્રજાના રક્ષણ માટે શૂરાઓ સંગ્રામમાં ઝઝુમ્યા, પરંતુ એ પ્રયાસ નિષ્ફળ નિવડયો.

પટ્ટણીઓએ વંથળી કબજે કર્યું, પ્રજાજનોમાં રોકકળ થઇ રહી, ઘરબાર, ધનદોલત, માલમીલ્કત જ્યાંની ત્યાંજ રહેવા દઇને પોતાનો જીવ બચાવવા માટે જેને જેમ ફાવ્યું તેમ સૌ નાશભાગ કરવા લાગ્યા. પટણી સૈનિકોએ લુંટફાટ શરૂ કરી, આખા વંથળીના કબ્જો કેર વર્તાવ્યો.

( આ વાર્તાનો બાકીનો અતિ રસિક ભાગ આવતા અંકમાં )




લેખક :—રા. પ્રાણજીવન દેસાઇ,

[ પૂજ્ય શેઠ હાજીમહમદના વ્યકિતત્વ વિષે જુદા જુદા દ્રષ્ટિબિંદુથી ઘણુ લખાયુ છે. છતા હજી ઘણું યે લખી શકાય તેમ છે. તેમાં તરંગની પરંપરાથી સાચ્ચુ ખોટું પણ ખૂબ લખાયુ છે કેટલાકોએ માત્ર લખવાની હોંશથી જ પ્રેરાઇને લખ્યું હશે. તે ભલે ' પણ તેમા વળી સખ્ત ખોટુ લખાય તે તો ન જ ખમાય ! સાહિત્યના એક અંકમા એક ભાઇએ ભૂલોથી ભરપૂર લેખ લખ્યો હતો, તેનો રદિયો ભાઇ સાદીકે આપેલો વળી મરહુમના કેટલાક મિત્રો સ્વ શેઠ મ્હારી સ્હામે આમ બોલેલા, ને આમ કરતા, વિ૦ કેટલીક સાવ ખોટી વાતો કહેવાની શેખાઇ કરતા પણ અટકતા નથી તે ખેદકારક ગણાય કેટલાક પત્રોના તંત્રી ખાતામા રીપોર્ટર તરીકે કામ કરેલા એક ભાઇએ મ્હને કહયુ કે "સ્વ. હાજી મ્હારી સ્હામે રોએલા" આ ભાઇની વાતનો મ્હે તદ્દન ઇનકાર કરી સમજાવેલુ કે આવી વાતોથી "ત્હમારી મ્હોટાઇના પાયા ચણાતા હશે?" મરહુમને સાવ ખોટો અન્યાય કરો છો તેણે કહેલુ કે તે બનાવ મ્હારા ને તેમના એકલાની વચ્ચે બનેલ છે, એટલે આજે એનો કોઇ સાક્ષી જડે તેમ નથી. મ્હોટાઇ મેળવવા કેટલાંક માણસો આટલી હદે ધૃષ્ટતા કરવાને પણ ચૂકતા નથી. હુ જાણુ છુ કે સ્વ હાજીનો સ્નેહાળ આત્મા બધાને એટલે સુધી અપનાવતો કે બધા આમ જ માનતા કે સ્વ હાજી મ્હારી સાથે જેટલા ખુલ્લા દિલના છે તેટલા બીજા સાથે ભાગ્યે જ હશે ' હુ એમ પણ જાણુ છુ કે વિધાતાએ એમના જીવનમાં વેરેલી આકરી કમોટીઓથી દુ ખમા તે રીઢા થઇ ગયા હતા આટલી પ્રસ્તાવના કરવાનુ મ્હારૂ નમ્ર તાત્પર્ય એટલુ જ કે, આવી કોઇ જાતની ભૂલ મ્હારા સબધમા નહિ બનશે તેમની સાથે ૧૯૧૯માં જોડાયા પછી હજી સુધી તેમના કુટુંબ સાથે જ છુ. તેમની હૈયાતીમાં સાથે રહીને જે જે સુલભ પ્રસંગો નિરખવાનો અવસર મળેલો તેના મધુર સ્મરણોમાથી કેટલાંક અહીં લખીશ. શૈલી જોરદાર ને આકર્ષક ભલે ન હોય પણ અંતરના ભાવભરી અને તદ્દન સાચી તો ખરીજ ! ]

એક કલાકાર, લેખક, કે કવિના અવસાન પછી બુધ્ધિના શિખર ઉપરથી બિચારા જગતને નિહાળનારા અનેક લેખકો દયાહીણ રીતે તેના જીવનનું પૃથુકકરણ કરે છે. તેના જીવનમાં ગુંથાયલી અજ્ઞેય લાગણીઓ શોધી મર્મસ્પર્શી સત્યોથી સર્જે છે, ને જગત સમક્ષ મૂકે છે. અહીં પોતાની કલા પૂરી કરે છે, સાથે ફરજ પણ પૂરી થઇ માને છે. તેવું પૃથક્કરણ મ્હારાથી નહિ બને. હું તો એમને મ્હારા પિતા સમા મુરબ્બી માન તો, તેવાજ પૂજ્ય ભાવે હજી નિહાળું છું. હું તો સાદા સત્ય પ્રસગો મુકીશ તેમાં સ્વ. શેઠની મનોવૃત્તિ, કૌટુંબિક પરિસ્થિતિ અને ઉદાર સ્નેહભાવ નીતરતો જણાશે.

આજના સાહિત્યક્ષેત્રના ઉજ્જવળ તારક સમા ઝળહળતા રા મુનશીની પ્રથમ મુલાકાત કયારે થઇ તે મને યાદ નથી, પણ પૂર્વ અવસ્થામા રા. મુનશી જ્યારે નરોતમ મોરારજીની ચાલમાં ન્હાની ઓરડીમાં રહેતા ત્યારે પ્રુફ લેવા દેવા જવાનું કામ મ્હારૂં હતું. તેમાં સાથે ચીઠ્ઠી પણ હોય રા. મુનશી ઉપર સ્વ હાજીમહમદના ભાવ

એવો કે રા મુનશી શાક સમારતા બેઠા હોય તેય પડતું મુકીને પ્રુફ પહેલાં સુધારી આપે. લેખક પાસેથી કામ લેવાની એમની કુશળતા અને અસીમ સદ્‌ભાવભર્યા એમના પ્રભાવમાંથી કોઇ ભાગ્યેજ છટકી શકે: રા. મસ્તફકીરને શેઠ પાસે મોકલનાર હુંજ હતો: હિંદુસ્તાન પ્રેસ ઉપર એક દિવસે રા. મસ્તફકીરે મને આતુરતાથી વીસમીસદીના માલેકની મુલાકાતની ગોઠવણ માટે પુછ્યું–"કે કોઇના ભલામણ પત્ર કે ચિઠ્ઠીની જરૂર છે કે કેમ ?" મ્હેં સમજાવેલું કે ત્હમે એક જ વખત જાઓ. પછી તો ત્હમે હમેશ જશો. એક મુરબ્બી જેવા સાદા ને પ્રેમાળ છે. તે સમયે રા. મસ્તફકીરને પોતામા અમૂક નૈસર્ગિક શકિત હોવાનું યે ભાન નહોતું. પહેલી મુલાકાતમાં જ શેઠે ઉત્સાહ પ્રેરીને 'સ્હામે પાર કેમ જવાય' વિ૦ મૌલિક શકિત ખીલવતા લેખો લખાવેલા, તેના પછી ક્યાંહા સુધી ચલાવ્યા તે રા. મસ્તફકીરે હાજી મહમદ સ્મારક ગ્રંથમાં સવિસ્તર પ્રસંગો ટાંકીને લખેલ છે, ને આજે રા. મસ્તફકીર એક ગીની લઇને એક ટુંકી વાર્તા લખે છે. છતા તેની માગણી તો સતત્ ચાલુ આવ્યા જ કરે છે. રા. બાલ રા. શયદા. રા જાગીરદર રા મુકત, રા. પરમાર વિ. ઘણા લેખકોને બહાર આણ્યા હતા. ટુકમાં કહું તો વીસમી સદી માટે એક ચોકસ લખનારો વર્ગ કોઇ પણ મંડળ ને સંસદ વિના ઉભો કર્યો હતો. લેખકો સાથે એમનો પક્ષપાતભર્યો સ્નેહભાવ દર્શાવનારો એક પ્રસંગ ટાંકું રા. બાલ નોજ ટાંકીશ: રા. બાલ મૃદુ ભાવભર્યો કલ્પનાના ભાવમય તરંગોમાં વિહરનો કૈંક કલ્પનાસૃષ્ટિ ઘડતો ને તોડી પાડનો, ન્યુ હાઇસ્કૂલમાં અભ્યાસ કરતો, એક ૧૪ વર્ષની કુમળી વયનો આશા ઉલ્લાસભર્યો છોકરો હતો. પહેલા તે બિહતાં બિહતાં આવેલો ત્યારે શેઠ ઘરે નહોતા. એક કોય ઉપ ચુપચૂપ બેઠો રહ્યો. જ્યારે સ્વ શેઠ બહારથી થાકેલા આવેલા ત્યારે રા. બાલ ઉપરાં બીજા મિત્રો પણ વાટ જોતા બેઠા હત આરંભમાંજ રા. બાલને પુછતાં તેણે 'મ્હાર કાવ્યો પ્રગટ કરવા માટે આપવા આવ્યો છુ આવું કૈક ટૂંકું કહ્યું. બીજા મિત્રો એકા કલાકમાં ચાલ્યા ગયા પછી રા. બાલના કાવ્યે તપાસતાં સ્વ શેઠે જોયું કે માશુકની લટમાંથી મહાકાવ્ય ઉકેલી શકે એવી શકિત ભર્યો પ્રેમી છે. તરત તેજ સમયે તેનું કાચું-લખાણ સુધારવા બેઠા. સાથે સાથે સાગર ને કલાપીના પુસ્તકોમાંથી તેને કેટલુંક સમજાવી ગયા. અહીં યાસીન જમવાનું ટેબલ ઉપર તૈયાર હોવાનું બે વખત તો કહી ગયો હતો, છતાં મન ઠરે ત્યાં લગી સમજાવતા રહ્યાં, આમ ભાવનાશીલ ને સંસ્કારી યુવકોના જીવનવિકાસ માટે બનતું કરતા, વળી તેના કાવ્યને સારાં ચિત્ર અને બ્લોક કરી સ્થાન દઇ પ્રેરતા. રા. બાલનું વીસમીસદીના જાનેવારી ૧૯૧૭ના અંકમાં આવેલ કાવ્યને ચિત્ર ઘણાએ જોયું હશે, તેમાં સાક્ષરોના કાવ્ય શણગારવા જેટલીજ મ્હેનત રા. બાલના ચિત્ર પાછળ લીધેલી જણાશે. આવી રીતે ઉત્સાહ પ્રેરી નાદે ચઢાવતાં. આમ ન્હાના છોકરાંથી માંડી રા નરસિંહરાવ જેવા વયોવૃધ્ધ સાક્ષર પાસેથી પણ કામ મેળવતા. વીસમીસદીના એપ્રીલ ૧૯૧૭ ના અંકમાં "સાળુ" કરી આવેલી રા. નરસિંહરાવની વાર્તા પણ મેળવેલી. તે પછી રા. નરસિંહરાવે બીજા કોઇ માસિકમા કયાંય પણ વાર્તા લખી હોય એમ મ્હારી જાણમાં નથી.

સ્વ શેઠની કળા બુધ્ધિ અજબ ને વિરલ હતી. ચિત્રોની કલ્પના ચૂંટવામાં પારંગત હતા કલા પાછળ નાણાંનો વ્યય આંખ મીંચીને કરેલો એ એમની લાક્ષણી ને

ચિત્રસંગ્રહ જોવાની તક મળી હોય તે બધા જાણે છે. રા ધુરંધર રા માની રા મુલર એમનો સબંધ વીસમી સદી પહેલાંનો પુરાણો હતો. રા. ધુરંધર કીર્તિ, પદવી ને લક્ષ્મી ત્રણેને સિધ્ધ કરી બેઠેલા વધુ આકાક્ષા વિના એકાંત પ્રકૃતિના પોતાની દુન્યામાંથી ભાગ્યેજ બહારના જગતમાં ડેકયું કરવા અવકાશ મેળવે તેવા છે. તેને પણ રીઝવીને સદી મારે ચિત્રો તૈયાર કરાવતા. વળી સ્વ. શેઠે પોતાની કલા બુધ્ધિથી પોતાની દેખરેખ હેઠળ યોગ્ય સુચના આપી "ઓમર ખય્યામ"ના કેટલાંક ચિત્રો તૈયાર કરાવેલ ૧૯૧૫ ના આર્ટ એકઝીબીશનમાં ખુબ દખણાયાં હતાં એ બેનમુન વૉટર કલર ચિત્રો જાણીતા મીલ માલેક સર ફાઝલભાઇ કરીમભાઇએ રૂા. ૩૨૦૦ ની રકમથી પોતાના સંગ્રહ માટે ખરીદી લીધાં હતાં. તે પછી ટાઇમ્સ ઑફ ઇન્ડીઆએ પોતાના વારસીક એન્યુઅલ માટે માંગણી કરેલી ને તેમાંનાં ૭ ચિત્રો પ્રગટ કરેલાં તેથી તેની કોપી ઉપરાત બીજી આવૃતિઓનો યથોચ્ય ઉઠાવ થયો હતો. રા. રાવળ. રા. ગોરતકરે. રા. દતાત્રય તેઓના જ પ્રેરક બળથી ઉગી નીકળેલા તારાઓ છે, તેમાં રાવળ આજે ગૂજરાતને આંગણે કળા વેરતો એક બીનહરીફ કલાકાર છે રા. ગોરક્ષકરને તાતા પબ્લીસીટીમાં મુખ્ય ચિત્રકારની જગ્યા રૂા ૩૫૦ ના પગારે મળી હતી. રા ગોરક્ષકરને શેઠ ફકત મહીને રૂપીઆ પંદરનો પગાર આપતા ને, રા. દતાત્રેયને ફકત રૂપીઆ દશનો પગાર મળતો. તેટલી રકમમાં તેઓ અનેક ચિત્રો રાજી ખુશીથી કરી આપતા, કેમકે ચિત્રકારો સાથે તેમનો સંબંધ ફકત ચિત્ર પૂરતોજ નહોતો, પણ ચિત્રકારોના જીવનમાં કંઇ મુશ્કેલીઓ ઉભી થતી ત્યારે પોતાના પુત્રો સમા ગણીને તે વિદારતા, એક બે મુલાકાતમાંજ તેને અપનાવી લઇને તેની આસપાસના પ્રતિકુળ સંજોગો સમજી લેતા. તેમનું દુઃખ એ પોતાનું કરી લેતા, એમના જીવનમાં આમ અપૂર્વ મિઠાશ હતી. રા. રાવળનું ગોલ્ડ મેડલ ચિત્ર સર ફાઝલભાઇને વેચાવી આપ્યું હતું, તેવીજ રીતે રા. ગોરક્ષકર ને રા. દતાત્રેયના ચિત્રો પણ વેચાવી આપીને બીજી રીતે સહાય કરતા.

રા રાવળને ત્યાં તેમના મુંબઇ નિવાસ દરમ્યાન કાંદાવાડીના મકાનમા ઘણું કરીને પહેલવ્હેલો હું એમની સાથે જ ગયેલો. ત્યારે રા. રાવલ તેમની સાથેના ભાઇઓ સાથે ઉઘાડા શરીરે પાતળી સળેકડી જેવા ઉભા હતા શેઠ મળ્યો, પણ હિંદુધર્મને જાણનારા શેઠે પોતાના બૂટની દોરી છોડી બૂટ બ્હાર ઉતારીને ન્હાની શી ટીપાઇ ઉપર બેસી ચિત્ર સંગ્રહે સમજણ આપી પાછું કસ્કારે લેસ ગોત્યુ ને પણ નક્કિ કરી લીધું. શેઠ મુરબ્બી હતા છતા તમનામા મ્હોટાઇ કે દંભ નહોતો અતડ પણાથી મ્હોટાઇના પાયા ચણવાની એમની રીત નહોતી. સામાની લાગણીને હમેશા બરાબર માન આપતા.

હવે તો મ્હારી પોતાની સાથેના પ્રસંગ નોધું છું. એક મોડી રાતના મ્હને છાતીમાં સખ્ત દુઃખાવો થયો હતો. મ્હારા ભાઇને મેં શેઠને ત્યાં મોકલ્યો. મ્હને હજી નોકરીમાં રહેવાને ઝાઝો વખત થયો ન હતો. હું તેમનો એક ન્હાના પગારનો સાધારણ નોકર હતો. છતા રાતોરાત. ડૉકટર ભદ્રા મારફતે ગોઠવણ કરી ઇન્જેકશન કરાવેલું. બીજે દિવસે ઘર બહાર નહિ જવાની ચેતવણી આપેલી, પણ ઇન્જેકશન પછી મ્હને સારૂં હોવાને કારણે હું ગયો, ત્યારે મ્હારી ધૂળ કાઢી નાખી ને તે દિવસે કયાંય બહાર ન મોકલ્યો. એવી તેમની નોકર પ્રત્યે ચાહના હતી. ત્યારે મ્હારી આંખે ખુબ ખીલ હતા, અને હજી છે. પણ તેના માટે પહેલવ્હેલી કાળજીપૂર્વક દવા કરાવનાર શેઠ પોતેજ હતા.

મ્હને ડાકટર કરંજીઆ પાસે તેડી ગયા. ત્યાં દાંત લેવરાવી ચશ્માનો નંબર પણ લેવરાવ્યો ને તુરત ચશ્મા પણ અપાવી દીધા. તેઓ રહેતા તે મકાન દુરસ્ત કરાવવું હતું. ત્યારે બાજુના મકાનમાંજ થોડા મહીના માટે જગા ભાડે રાખી હતી. તે પણ ત્રીજે માળ ને આ પણ ત્રીજે માળ હતો. આ ઘરની અગાસીની પાળ ઉપરથી સામા ઘરમાં જવા એક લાંબુ પાટીયું ગટર ઉપરથી અધ્ધર ગોઠવવામાં આવ્યું હતું. સામી બારીએ તેનો ટેકા હતો. આમ સરસામાન લઇ જવા માટે વ્હેવાર સળંગ થતો હતો પણ તે અધ્ધર પાટીયાંના જોખમભરેલા માર્ગે મ્હને આવજા કરવાની રજા નહોતી. તેમના પુત્રો જાય તેની કંઇ ચિંતા નહિં, પણ હું તો પારકું ધન ગણાઉં ને? જો કે હું જતો આવતો, પણ તેમની ચેતવણીની સ્હામે થઇને. આવી તો તેમની મારા પર મમતા હતી તેમનો બબરચી, યાસીન કંઇક ભોળો, કંઇક ગાંડો ખુદાના ઘરનો માણસ હતો જાતે કાકણી મુસલમાન હતો. એક આંખ એણે કાંઇ પણ પરાક્રમ કર્યા વિના ખોઇ હતી. એના ચક્રમપણાનો એક પ્રસંગ કંઇક રમુજી હોવાથી અહીં નોંધું છું. યાસીન એક દિવસ વરસાદ પહેલા ગાજતા વાદળાના ધડાકા સાભળીને કેસરી સિંહ સમો ગાંડો બની ગયેલો, ને અગાસીની જમીન ઉપર ધડાકા સાથે આળોટયા કરતો હતો. એ પ્રસંગ ભારે રમુજભર્યો હતો એ ગભરાઇને આળોટતો હતો કે ખુશાલીમા એ હતો કોઇનાથી સમજાયું નથી. એ તો એજ જાણે! છતાં તેને ઠેઠ સુધી નિભાવી રાખ્યો હતો. કેમકે આ ગરીબને બચરવાલ ને તેના ચક્રમપણાને વિચીત્ર ટેવો માટે કોઇકજ રાખે.

અક્ષરીઆ જ્ઞાનમાથી વ્યવહારિક જ્ઞાન માટે લાગણીપૂર્વક ઘડવાની ખુબી જેટલી મેં એમનામાં ભાળી છે તેટલી બીજે કયાંય નહોતી જોઇ. મ્હારી સાથે જ એમને ત્યાં કામ કરતા એક ભાઇ જુઠું બોલવામાં શિરોમણી હતા. એમના જુઠા બોલા સ્વભાવને સુધારવા માટે શેઠે એવો ઝપાટો લગાવેલો, કે, વારે ઘડી તેને ખોટું બોલતા પકડતા જ આવે. પેલા ભાઇ પકડાય ને શરમાઇ જાય, એક દિવસ તેમને દશ બાર ઠેકાણે કામે મોકલેલા. દરેક માણસને કામે મોકલવાની ને કામ રસ્તાના નકશા સાથે ક્રમવાર ગોઠવી આપવાની એમની રીત હતી. તેમાં ત્યાંથી ત્યાં, ત્યાંથી ત્યા એમ લાઇનસર ગોઠવે. વળી અમુક રસ્તે પાછો પોતાને ઠેકાણે મળી જાય. વળી પાછો તે ત્યાં એકાદ બે કામ પડતાં મૂકી આવે, કે ન આવે તો પકડાઇ જાય. પેલા ભાઇને એક દિવસ ગોવીંદજી વસનજીને ત્યાંથી, શ્રીમાન પુરશોતમને ત્યાં, ત્યાંથી રા ધુરંધરને ત્યાં થઇને ગોરક્ષકરને ત્યાં એમ લાઇન દોરી આપેલી પેલા ભાઇ ધુરંધરને ત્યાં ગયેલા નહિં. શેઠને આવીને કહ્યું કે રા ધુરંધર મળ્યા નહિં, શેઠે પુછ્યું કે ઘરમાં કોણ હતું. પેલા કાયમના જનારા એટલે બોલ્યા કે તેમનો ભત્રીજો હતો. હવે રા ધુરંધર પાસે માણસ નહિં આવવાથી તેજ ભત્રીજાને હસ્તે રા ધુરંધરે ચિત્ર શેઠ ઉપર મોકલી દીધેલું. પેલા ભાઇને ચિત્ર બતાવ્યું તેમજ ખોટા બોલવાની ટેવ સુધારવા માટે પાછી તાકીદ કરી, ધમકાવ્યા. આમ ઘણા બનાવો પછી અંતે પેલા ભાઇ ઠીક ઠીક સુધર્યા:

એક રાત્રે આઠ વાગે એક માણસ પોતાના બાપના લખેલાં ૫-૬ પુસ્તકો લઇ આવેલ અને જણાવ્યું કે આ પુસ્તકોની તેની પાસે આ છેલ્લીજ કોપીઓ છે. નાણાંભીડને લઇને વેચી નાખવા માટે આવ્યો છું. તેમજ દુઃખી છું. સ્વ. શેઠને તપાસ કરતાં જણાયું કે તેનાં લાવેલાં બધાં યે પુસ્તકો ઘરની લાય-

ભ્રેરીમાં હતાં, છતાં તેની વ્યવહારિક મુંઝવણુ અનેક લીલી સુકી જોએલો તેમનો આત્મા પારખી શક્યો હતો, તેથી એક પણ પુસ્તક નહિં રાખતાં પોતાની પાસે રૂા. ૫) પાંચની નોટ હતી તે આપી. તેમજ તેને ફરીથી મળવાનું કહેલું. તે મુજબ તેને ક્યાંક નોકરી એ પણ ચડાવી દીધેલો. પણ પેલી પાચની નોટ તો એમના ઘરમાં છેલ્લી પુરાંતની હતી એવા પ્રસંગો એમના જીવનમાં છાના છાના અનેક બન્યા હશે. બીજો એક પ્રસંગ પણ નોંધું છું. એક બપોરે લક્ષ્મી આર્ટમાથી અમ્હેં સાથે બહાર નીકળી ઘર તરફ આવતા હતા. ત્યાં રસ્તામાં એક તદ્દન અંપગ માણુસ મળ્યો. ખીસામાં હાથ નાંખી તે માણુસને હું નહિં દેખું તેમ એક રૂપીયો આપે છે એ મ્હારી કલ્પનામાં નહોતું, પણ પેલાના હાથમાંથી સરીને જમીન ઉપર પડયો ત્યારે કૌતુહલપૂર્વક મેં દૃષ્ટિ ફેરવી કે રૂપીયો દેખાયો. પછી એમ ટ્રામ પાસે આવ્યા. ગુંજામા હાથ નાખ્યો તો ટ્રામ માટે બે આના પણુ ન મળે! છેવટે અમે ચાલીને ઘેર આવેલા તે મ્હને યાદ છે. ત્યારે મ્હને લાગ્યું કે, સ્વ. હાજીના જીવનમાં સાચ્ચી દયા ને માનવતા ગુંથાયેલી છે. વળી સ્વ. શેઠને કુદરતમાં અજબ શ્રદ્ધા પડાઇ ગઇ હતી અને અનેક મુશ્કેલી ભર્યા પ્રસંગમાં છેલ્લી પળે કામ સાંગોપાંગ ઉતર્યાના અનેક દાખલા બનેલા છે. એક માણુસ સાથે હુંડીપાંડીનો વ્હેવાર આરંભેલો. તેમનુ નામ શેઠ નાનજીભાઇ મુલજી. ત્હેની રૂા૦ બસોની હુંડી પાકતી હતી. મોડામાં મોડી પાંચ વાગે તો ભરવી જ જોઇએ. તે દિવસે બપોરના બે વાગ્યા સુધી વી પી. ની રાહ જોઇ. વી. પી. માં ફકત પાંચ જ રૂપીયા આવેલા આ માણુસ સાથેનો સંબંધ સાચવવા જેવો હતો એટલે ચારે તરફ દોડાદોડી કરાવી કોઇ ઉપર ચીઠી તો કોઇ ઉપર ટેલીફોનમાં ગોઠવણુ હતી, પણ ક્યાંય પતો નં લાગ્યો. એમજ લાગતું હતું કે આજે તો ન જ ભરાશે.

ત્યાં અનાયાસે લગભગ છેલ્લી મીનીટે એક ગૃહસ્થ આવ્યા કે, જેના ખીસામા પાંચ રૂપિઆ ભાગ્યેજ રહેતા હોય, છતાં આજે તેના ખીસામાં સંજોગવશ કોઇકના રૂપીયા ૧૦૦૦ હજાર હતા. તેની સાથે વાત કરતાં તેણે હજારની એકજ નોટ હતી તે આપી. તે લઇને હું હુંડી ભરવાને દોડયો. પેલા વેપારીએ કહ્યું કે હુંડીના નાણાં ભરવાને બદલે બીજી બે માસની હુંડી આપી જાવ. તે મુજબ વ્યાજ તથા બીજી હુંડી હું આપી આવેલો. આમ આશા ને નિરાશા તો એમના જીવનમાં નિત્ય ગાજતા હતા છતા શ્રદ્ધાના પ્રબળ સપાટે તેને હારતા. વળી શેઠમાં પ્રસગ જોઇને વર્તવાની એક બીજી પણ ટેવ હતી. એક દિવસે મ્હને એક કામે મોકલેલો ત્યાથી હુ આવતો હતો કામ તાકીદનું હતુ ને હું પણ વ્હેલો આટોપી આવેલો. મ્હારી પાછળ એક બીજો માણુસ પણુ દાદરો ચડતો હતો. શેઠે જોવા મ્હને તેમજ પેલા ભાઇને જોયા કે મ્હારી ઉપર એકદમ કારણુ વિના ખુબ ગુસ્સે થઇ ઉતરી પડયા! જાણે માત્ર મારવાનુંજ બાકી રાખેલું હોય, મ્હને લાગ્યું કે હું તરતજ આવ્યો છું છતાં આમ શા માટે? પણુ પાછળથી મ્હને સમજાયું કે પેલા મારી પાછળ આવેલા ભાઇ એક કાગળના વેપારીના માણુસ હતા. તેની પાસેથી કાગળ લેવાનો સોદો કરેલો, પણ માલની ડીલીવરી નાંણાં આપીને લેવાની તરતમાં સવડ નહોતી. પેલા ભાઇ રોજ ડીલીવરી માટે દબાણુ કરતા કંટાળ્યા હતા. આજે તેણે માણુસને તડફડ કરવા માટે મોકલ્યો હતો. કાગળના ભાવ પણુ લડાઇને લઇને વધતાંજ જતા હતા. એટલે સોદો કેનસલ કરવાથી નુકશાન થાય તેમ હતું. મ્હારી ઉપર એટલા

માટે ગુસ્સે થયલા કે જેથી તે પ્રભાવવશ થઇને દબાઇ જાય. તે મુજબજ થયું. પેલા ભાઇ હમણાં શેઠને ગુસ્સે જોઇ જે ગરબડ કરવાના હતા તે બીજા પ્રસંગ માટે મુલતવી રાખી નમ્રતાપૂર્વક વાત કરી ચાલતા થયા. પેલાના ગયા પછી મ્હને સમજાવેલું અને ખોટું નહિ લગાડવા માટે કહેલું, તેમજ બધી વાત કરેલી.

સ્વ શેઠની પ્રમાણીકતા ને પવિત્રતાનો પણ એક પ્રસંગ અહીં નોંધું છું. એક માણસ જેનું નામ હું પછી લખીશ તે પોતાના એક ચોક્કસ કામ બાબત મ્હારી મારફત શેઠ પાસે પાચ હજાર રૂપીયા રોકડા લઇ આવેલ કે આ કામ માટે ત્હમે ઘટતી ભલામણ રો, પછી ભલે તે કામ ન થાય. ઠ ધારત તો તેના પાંચ હજાર લઇ શકત, છેવટે ખોટું પણ કહી શકત કે તમારા ાટે ભલામણ કરેલી તેથી આટલુ થયું. પણ ેમણે એ રકમમાથી એક પાઇ પણ ાખી નહિં. વળી તે પાંચ હજાર ે માર્ગે ખર્ચવા માંગ.ા હતા તે માર્ગે ખર્ચાવ્યા વિના તેમનું બનતું કામ બીજી ભલામણથીજ કરી આપ્યું. તે માણસ ઠ મનોરદાસ નારણદાસ નાળીએરવાલા. આજે પણ તે ગૃહસ્થ તેમને માન સાથે યાદ રે છે. સ્વ શેઠના મરણ બાદ પેલા શેઠે મોટી રકમ તેમના પૂત્ર ભાઇ ગુલામહુસેન લાંબા વખત સુધી વગર વ્યાજે આપેલી તેમની ખાનદાની!

એક મ્હોટા સાક્ષરે એક લેખ ચોક્કસ જવાડા બાબતમાં અંગત ટીકા સાથે લખેલ ામાં કાપકૂપ કરવાની પરવાનગી નહોતી આપી. ફક્ત સ્વ. રણજીતરામ ભાઇ કાપકૂપ કરે તો વાંધો નહિં એમ જણાવેલું. શેઠને તેમાં ચોક્કસ કાપકૂપ કરવાની જરૂર જણાઇ ને સ્વ. રણજીતરામ ભાઇ હસ્તે કાપકૂપ કરાવેલ. તે છપાઇ ગયાં પછી કોઇ પ્રસંગે રા. રણજીતરામ ભાઇ બોલેલા કે મેં એ કાપકૂપ કેમ કરી આપી તે આજે પણ હું સ્હમજી શકતો નથી. આમ સ્વ. શેઠની વ્યકિતત્વભરી પ્રતિભા ખુબ ઘૂપી અસર કરતી. તેમનાથી છૂટા થવા પહેલા જાદુ જણાય તેમ નહોતું. આમ કામ લેવાની મિઠાસ ભરી રીતમાં તેઓ પારંગત હતા :

સ્વ. હાજી મંહમંદ શેઠનું જીવન પણ પવિત્ર હતું. કોઇ જાતનું બીડીનું પણ તેમને વ્યસન નહોતું. એક મહાત્માને તેઓ ખુબ ભક્તિ ભાવે પૂજતા ને નિત્ય જતા. તે મહાત્માનું નામ સૈયદ અબદુલરહેમ ન સાહેબ. સન ૧૯૧૭ માં ૧૫૦ વાંની વયે તેણે દેહ છોડયો તેની સમાધી આજે મુંબઇમાં ઉમરખાડી તરફ આવેલી છે સન્ધુ સતો ઉપર પણ ખુબ ભાવ હતો. સૂરીઝમ ( વેદાત ) નો વિષય પણ જીવનમા ઉતંર્ગો હતે. દરરોજ બરાબર નિયમસર નમાઝ પડતા. આમ એમના જીવનમા ધર્મભાવ હતો. સંસારના વિકટ સંકટો તેથી તેમને હળવા લાગતાં હશે, તેથી જ એમનું આઘાત ખમવાનું સામર્થ્ય જબરૂં હતું. અગાઉ તેઓ વેપાર કરતા તેમાં તેમના એક જૂના મિત્ર ને આસજને મ્હોટી રકમનો ફટકો મારેલ, છતા છેવટ લગી ધીરજથી સહન કરી તેની સાથે ઠેઠ સુધી મિત્રતાજ જાળવી રાખી મન મ્હોટું રાખેલું. એટલું જ નહિં, પણ તેના કામમા અંતઃકરણથી મદદ કરતાં રહેલાં. પ્રભુના ન્યાયે આ ગૃહસ્થની સ્થિતી આજે નાદારીમાં જવાથી બહુજ ખરાબ છે. લાખોની મિલકત ખલાસ થઇ ગઇ છે. સ્વ શેઠને સગા, મિત્રો, તથા અજાણ્યા દરેક સાથે એમની ભલાઇ સાચ્ચા અંતઃકરણની હતી. પોતાની બહોળી લાગવગનો ઉપયોગ યોગ્ય માગે કરતા. તેનો પણ એક દાખલો લખીશ. એમના એક મિત્રની દીકરી સાથે કોઇક દુર્ભાગી પળે એક નોકરે કંઇક અડપલું

કરેલું, દીકરીની ફરીઆદથી ને ભાઇએ ગુસ્સાના આવેશમાં નોકરને માર માર્યો. સંજોગવશ બીજે દિવસે પેલો નોકર ગરી ગયો. પેલા ભાઇ ગભરાયા ત્યારે શેઠે બધાં કામ પડતાં મૂકી બનતી મદદ પેલા મિત્રને કરી હતી. તેમજ સાથે સાથે મરનારના કુટુંબ માટે પણ ગોઠવણ કરવાનું તે ભૂલ્યા નહોતા. સ્વ. શેઠના અવસાન પછી વિકટ પ્રસંગ આવી પડતાં એમના કોઇક મિત્રો તેમના જીવનમાં પૂરેલી સુવાસ યાદ કરીને જીવનમાં વિતતા પ્રસંગોમાં અકથ્ય લાગણીથી હજી ઘણીવાર એમ બોલી જાય છે કે સ્વ. હાજી હોત તો આજે મ્હારે માટે આમ કરત : મને યાદ છે કે ડાકટર ભદ્દા જ્યારે ડાકટર પટેલથી જુદા પડેલા, અને પોતાનું જુદું દવાખાનું ગોઠવતા હતા ત્યારે તેને દરેક રીતે સંપૂર્ણ મદદ આપેલી.

સ્વ. શેઠની કામ કરવાની ને લેવાની જે ઝડપ હતી તેવીજ ચલવામાં પણ ઝડપ હતી. કેટલાકને તેમની સાથે ચલવું નહિ, પણ દોડવું જ પડતું આપ કહું તો કૈં ખોટું નથી. ઝડપથી ચાલતા એમ નહિ પણ તેમની ગતી જ ઉતાવળી હતી. મ્હોટામાં મ્હોટું કામ તો ટ્રામમા જ આટોપતાં, અનુવાદ કરવા માટે રાતના નવ વાગ્યા પછી મોડે સુધી બેસતા. બાકી લગભગ છેલ્લા દિવસોમાં તો દિવસનો મુખ્ય ભાગ એમના મિત્રોનો ડાયરો જમાવવામાં પસાર થતો.

એક સમયે એક માસીક પત્રના તંત્રીએ પોતાની ગરીબાઇ ગણી વીસમીસદી મફત મોકલવા માટે માંગણી કરેલી, કે તુરત તેને કોપી ચાલુ કરવામાં આવી હતી. એક પ્રસંગે કોપી નહિ મળવાથી પેલા તંત્રીએ સખ્ત ભાષામાં ફરીઆદ કરેલી તે ભાષા ખુબ કડક હતી છતા શેઠે સ્ટાફને એવી સુચના આપી કે એને કોપી મળવીજ જોઇએ. કરી શકે તેમાં ગેરવ્યાજબી નથી. પછી પેલા તંત્રીશ્રી થોડા દિવસે મુંબઇમ[ાં] મળવા આવેલા તે વખતે બીજા પણ પાં[ચ] છ જણા આવેલા. બધાએ નવા હતા. શે[ઠ] કોઇને ઓળખતા નહોતા. બધા સાથે વા[ત] કરવા પછી પેલા તંત્રીએ મુંબઇમાં આવ્યે છુ તે માત્ર મળવાજ આવ્યો છું કરી બોલ્યા, પણ "કોપી મળી કે"? આ પૂછ્યા પછી તરત જ મુંબઇમાં તમારે કાંઇ મ્હારા જેવું કામ હોય તો જણાવશો એમ કહયું. પેલા ભાઇએ ત્યાંને ત્યાં જ તોછડા પત્ર માટે માફી માંગેલી મ્હને હજી સાંભરે છે. એક પ્રસંગે વીસમીસદી ઑફીસમાં એક મુસલમાન ગૃહસ્થ મોટરમાં બેસીને ગ્રાહક તરીકે નામ નોંધાવવા માટે આવેલા ત્યાર પછી કાળબળે આઠ દશ મહીનામા જ ને ગૃહસ્થ સટ્ટામાં પાયમાલ થઇ ગયા, ત્યારે તેજ ગૃહસ્થ એક રાત્રે વીસમીસદીના જુના અંકો વેચવાને ને જે કંઇ મળે તે લેવા આવેલા. શેઠે તેની પાસેથી અંકો નહિ લેતાં નાણાંની નજીવી રકમની મદદ કરેલી ને તેનું નામ વીસમીસદીના કોમ્પલીમેન્ટરી ( મફત ) લીસ્ટમાં ઉમેરવા કહયુ હતું. આમ શેઠના મરણ સમયે મફત કોપી મેળવનાર મિત્રોની સંખ્યા ૩૫૦ ની ઉપર હતી એક દિવસે હું શેઠની સાથે વીસમીસદીના નવા અંકનો થોકડો લઇને છાપખાનામાંથી આવતો હતો. નાગદેવી સ્ટ્રીટ પાસે એક અઉદ વર્ષની વયનો છોકરો મળ્યો: તેણે કોપીઓ જોઇને વેચાતી માંગી, મેં શેઠ સ્હામે જોઇ બાર આના લઇને પ્રત આપી પણ તે છોકરો બોલ્યો "આવું માસીક કોઇ પણ નથી" શેઠને આ છોકરા માટે ખુબ માન થયું. પોતાનો ખોટ ખાઇને પણ માસિક ચલાવવાનો પ્રયાસ સફળ લાગ્યો. પણ તેજ પ્રસંગ એક વખત ટાંકીને બોલેલા કે "પેલા બાળકના જેટલી

માટે ગુસ્સે થયલા કે જેથી તે પ્રભાવવશ થઇને દબાઇ જાય. તે મુજબજ થયું. પેલા ભાઇ હમણા શેઠને ગુસ્સે જોઇ જે ગરબડ કરવાના હતા તે બીજા પ્રસંગ માટે મુલતવી રાખી નમ્રતાપુર્વક વાત કરી ચાલતા થયા. પેલાના ગયા પછી મ્હને સમજાવેલું અને ખોટું નહિ લગાડવા માટે કહેલું, તેમજ બધી વાત કરેલી.

સ્વ શેઠની પ્રમાણીકતા ને પવિત્રતાનો પણ એક પ્રસંગ અહીં નોંધું છું. એક માણસ જેનું નામ હું પછી લખીશ તે પોતાના એક ચોક્કસ કામ બાબત મ્હારી મારફત શેઠ પાસે પાચ હજાર રૂપીયા રોકડા લઇ આવેલ કે આ કામ માટે તમે ઘટતી ભલામણ કરો, પછી ભલે તે કામ ન થાય. શેઠ ધારત તો તેના પાચ હજાર લઇ શકત, ને છેવટે ખોટું પણ કહી શકત કે તમારા માટે ભલામણ કરેલી તેથી આટલું થયું. પણ તેમણે એ રકમમાથી એક પાઇ પણ રાખી નહિં. વળી તે પાંચ હજાર જે માર્ગે ખર્ચવા માગતા હતા તે માર્ગે ખર્ચાવ્યા વિના તેમનું બનતું કામ બીજી ભલામણથીજ કરી આપ્યું. તે માણસ શેઠ મનોરદાસ નારણદાસ નાળીએરવાલા. આજે પણ તે ગૃહસ્થ તેમને માન સાથે યાદ કરે છે. સ્વ શેઠના મરણ બાદ પેલા શેઠે મ્હોટી રકમ તેમના પૂત્ર ભાઇ ગુલામહુસેન ને લાંબા વખત સુધી વગર વ્યાજે આપેલી તે તેમની ખાનદાની !

એક મ્હોટા સાક્ષરે એક લેખ ચોક્કસ રજવાડા બાબતમાં અંગત ટીકા સાથે લખેલ તેમાં કાપકૂપ કરવાની પરવાનગી નહોતી આપી. ફક્ત સ્વ. રણજીતરામ ભાઇ કાપકૂપ કરે તો વાંધો નહિં એમ જણાવેલું. શેઠને તેમાં ચોક્કસ કાપકૂપ કરવાની જરૂર જણાઇ ને સ્વ. રણજીતરામ ભાઇ હસ્તે કાપકૂપ કરાવેલ. તે છપાઇ ગયા પછી કોઇ પ્રસંગે રા. રણજીતરામ ભાઇ બોલેલા કે મેં એ કાપકૂપ કેમ કરી આપી તે આજે પણ હું સમજી શકતો નથી. આમ સ્વ. શેઠની વ્યકિતત્વભરી પ્રતિભા ખુબ છૂપી અસર કરતી. તેમનાથી છૂટા થવા પહેલાં જાદુ જણાય તેમ નહેતું. આમ કામ લેવાની મિઠાસ ભરી રીતમાં તેઓ પારંગત હતા :

સ્વ. હાજી મહમદ શેઠનું જીવન પણ પવિત્ર હતું. કોઇ જાતનું બીડીનું પણ તેમને વ્યસન નહોતું. એક મહાત્માને તેઓ ખુબ ભક્તિ ભાવે પૂજતા ને નિત્ય જતા. તે મહાત્માનું નામ સૈયદ અબ્દુલરહેમાન સાહેબ. સન ૧૯૧૭ માં ૧૫૦ વર્ષની વયે તેણે દેહ છોડયો. તેના સમાધી આજે મુંબઇમાં ઉમરખાડી તરફ આવેલી છે સન્ધુ સતો ઉપર પણ ખુબ ભાવ હતો. સૂફીઝમ ( વેદાંત ) નો વિષય પણ જીવનમાં ઉતર્યો હતે. દરરોજ બરાબર નિયમસર નમાઝ પઢતા. આમ એમના જીવનમા ધર્મભાવ હતો. સંસારના વિકટ સંકટો તેથી તેમને હળવા લાગતાં હશે, તેથી જ એમનું આઘાત ખમવાનું સામર્થ્ય જબરું હતું. અગાઉ તેઓ વેપાર કરતા તેમાં તેમના એક જૂના મિત્ર ને આસજને મ્હોટી રકમનો ફટકો મારેલ, છતા છેવટ લગી ધીરજથી સહન કરી તેની સાથે ઠેઠ સુધી મિત્રતાજ જાળવી રાખી મન મહોટું રાખેલું. એટલું જ નહિં, પણ તેના કામમા અંતઃકરણથી મદદ કરતાં રહેલા. પ્રભુના ન્યાયે આ ગૃહસ્થની સ્થિતી આજે નાદારીમાં જવાથી બહુજ ખરાબ છે. લાખોની મિલકત ખલાસ થઇ ગઇ છે. સ્વ શેઠને સગા, મિત્રો, તથા અજાણ્યા દરેક સાથે એમની ભલાઇ સાચ્ચા અંતઃકરણની હતી. પોતાની બહોળી લાગવગનો ઉપયોગ યોગ્ય માર્ગે કરતા. તેનો પણ એક દાખલો લખીશ. એમના એક મિત્રની દીકરી સાથે કોઇક દુર્ભાગી પળે એક નોકરે કંઇક અડપલું

સમકાલીન ટીકાકારો ભલે અનુવાદક કહે! પણ કલા ને સૌન્દર્યનો એ સાચ્ચો પૂજક હતો. યુરોપનું સાહિત્ય પેઢીએ પેઢીએ ઘડાયું ને આપણું? - તેમજ થશે છતાં કે જડપથી, છતાં તેની સાથે સામ્ય કરી શકાય તેમ નથી કેટલાક મૌલિક બળથી લખતા ગણાતા સાક્ષરો મૂળે મૌલિક નથી તે તો હવે ખુલ્લું પડતું જાય છે; કુદરત આમ એક વાર પોતાનો પડદો ઉચકે છે! અનુવાદથી પશ્ચિમના લેખકોની કળા આપણે સમજી ને જીરવી શકીયે ત્યાર પછી જ મૌલિક બળના પાયા રચાશે ને તેમ થયુ પણ છે ખરૂં.

મિત્રો અને લેખકો પ્રાયે તે પક્ષપાત ભર્યો ઉદાર હતા, તેઓના દુઃખથી એમનું હૃદય વિહ્વળ થઇ ઉઠતું. તેઓની આન્તરિક પરિસ્થિતિ જાણી ભાવભર્યા શબ્દ ને શાન્તિથી તેઓને ઉત્સાહ પ્રેરતા, કોઇની રસતૃષા ને કોઇની પ્રેમ-તૃષા છીપવતા. સદી પાછળના એમના મનોરથની એકેક લહરી આપ મુગ્ધ કરી દે તેવી હતી. ઉગતા લે પાસે આજના તંત્રીઓ જેવા પ્રિ સાચવતાં અતડા રહેતા નહોતા. સા ભેખ ધરનારને તેના જીવન સમયે લે નથી ઓળખી શકતા, ત્યારે તો કોઇ તેને પીછાની શકે છે, તેઓ આત્મા નર પોતાના ધર્મને પાળે છે તે જીને છે!

આટલી ધગશ, આટલો પ્રેમ, આટ આવેશ, ને ઉમંગ આજના કોઇ કાર્યકર્તા હોય તો "જાય છે તેની જગ્યા કો ન પુરાતી" આમ આજે આપણને રોવું ન પડે એવો ઉમંગી કોઇ હોત તો અ દેવસુલભ ઉત્સાહથી ઉછળતા અનેક લેખ કવિઓ, ને કળાકારોની વજ્રકાય સ અજેય સે। ગુર્જર સાહિત્ય દેવીને આંગ ખડી હોત

( સંપૂર્ણ.

---

# નોંધી લ્યો !

## 'નવચેતન' ઓફીસનું નવું શીરનામું.

---

તા. ૧લી એપ્રીલ ૧૯૨૫થી સર્વ પત્રવ્યવહાર 'નવચેતન ઑફીસ, નંબર ૧૪ અમરતલા સ્ટ્રીટ, કલકત્તા' એ શીરનામે કરવો.




લેખક—રા. રા. "શયદા."

—ગઝલ—

મીઠી નજર જોતી નથી કાતિલ નજર ક્યારે થશે ?
હું જુલ્મ ચાહું છું, કહો મારા ઉપર ક્યારે થશે ?

બેઉ સંભાળીશ, પણ એ તો જરા મુજને કહો ;
દર્દે સર ક્યારે થશે ? દર્દે જીગર ક્યારે થશે ?

એકજ કરો છો આપ મુજ બદનામ તેથી શું થયું ?
હુ ચાહુ છું બદનામ મારૂં દરબદર ક્યારે થશે ?

હશ્રનુ મેદાન જોવાની મને ખાહેશ છે ;
બોલો તમારી આંખમાં એવી અસર ક્યારે થશે ?

એશ ને આરામનું જે સ્થાન તે દુનિયા નથી ;
ઓ બેકદર 'શયદા' તને તેની કદર ક્યારે થશે ?






લેખક :—રા. છોટાલાલ જાગીરદાર.

ચિત્રકાર—રા. ફાંકડો

( ગયા અંકથી ચાલુ )

"દેવાકાકા જેવા જડ માણસને હાથે વારેવારે અપમાન પામી માનભંગ થયા કરતા એવા માણસની સેવા જ ના જોઇએ એમ વિચારી હેર કટીંગ સલુનના કીસ્સા પછી તેજ રાતે મ્હેં એને નાળિએર આપી દીધું. એને રાખ્યા પછી મ્હારી સ્થિતિ પેલા પઠાણ અને ભૈયાઓથી રક્ષાતા શેઠીઆઓ જેવી નાજુક થઇ પડી હતી. તલમાં તસુ ઓછું પડતાં એજ પઠાણ અને ભૈયાજી રક્ષકને બદલે ભક્ષકમાં ફેરવાઇ જતાં વાર નથી લગાડતા! અરે! એવું પરરક્ષિત જીવન જીવવામાં યે શો રસ! એમ વિચારી મ્હારા 'ડીટેકટીવ' જીવનને રસમય કરવાના શુભ આશયથી મ્હેં દેવાકાકાને એડવાન્સમાં આપેલા રૂપિઆ યે જતા કરી એને પેંડા પકડાવ્યો!

'એક મહિનાની નોટીસનો પગાર આપવો પડશે!' મ્હોટે અવાજે એણે મ્હને ધમકાવવા માંડ્યો.

'તે નહિ મળે' હું પણ મક્કમપણે બોલ્યો.

'હું જોઇ લઇશ.'

'ભસતા કુતરા કરડતા નથી!'

તે બાંય ચ્હડાવી મ્હારા તરફ ધસી આવ્યો. હું તૈયાર જ હતો.

'Hands off! નહિ તો મુવાજ જાણજો!! કાકાના કપાળની સ્હામે વિદ્યુત ત્વરાએ રીવોલવર તાંકી મ્હેં બૂમ મારી. કાકા સ્તબ્ધ થઇ ગયા મ્હારા જેવા 'મવાલી ડીટેકટીવ' પાસેથી એણે આટલી સ્ફુર્તિની આશા નહિ રાખેલી!

બસ તે દિવસથી મ્હને એ ભૂતનો ભય છૂટ્યો!

કાકાને છોડી હું સીધો મી. સોરાબજી અડાજણીઆ પાસે પહોંચ્યો. પેલા ઉઠાવગીરના હાથની ચિઠ્ઠી મળ્યાં પછી મ્હને લાગ્યું કે એ બાબત રસ લેવા જેવી છે. મી. અડાજણીઆ જેવા નીખાલસ ગૃહસ્થ મ્હારી સેવા સ્વિકારવાની હા પાડે તો એમનું કામ મ્હારા હિસાબે અને જોખમે ઉકેલી આપવાની મ્હને ઉત્કંઠા થઇ આવી. તે ઉઠાવગીર હાલ આટલામાંજ હોવો જોઇએ એમ મી. અડાજણીઆના મત સાથે હું મળતો થતો હતો.

'તમારા જેવા જુવાન માણસને સાહસ બહુ પસંદ હોય છે એ હું સમજી શકું છું.

પણ મ્હારી ફરજ સમજી હું તમને ચેતાવું છું કે તમ્હે કોઇ સામાન્ય ઉઠાવગીરને કાયદાની ચુંગાલમાં લાવવાનું બીડું ઝડપવાની આશામાં આ કામ માથે લેવા માંગતા હો તો તેમાં તમારી મ્હોટી ભૂલ થાય છે.' મી. સોરાબજીએ માયાળુ રીતે મ્હને ચેતવણી આપી.

"હજી હું મ્હારી જોખમદારી પૂરેપૂરી સ્હમજું છું. હું જાણું છું કે હું એક અસાધારણ હિમ્મતવાળા ઉઠાવગીર સાથ સામનો કરવાનું સાહસ કરૂં છું, હું જાણુંછું કે મ્હારામાં એક બાહોશ ડીટેકટીવની બુદ્ધિમત્તાની ખામી છે, છતાં આપના માયાકુળ આશ્રય તેમજ સૂચનાઓથી તથા હિંદુ ગુપ્તચરોના અધિષ્ઠાતા દેવ શ્રી હનુમાનજીની કૃપાપ્રસાદિથી મ્હેં આપનું કામ મફત તો મફત પણ ઉકેલી આપવાનો નિશ્ચય કીધો છે." મ્હેં દૃઢતાથી ઉત્તર આપ્યો

'ફત્તેહ કરો! દાદાર અહુરમઝદ તમારી નેક બર લાવો!' તે ભલા પારસી ગૃહસ્થે આશિર્વાદ સાર્યા.

'આમીન! આપની પાસે મ્હારે બે ત્રણ માંગણી કરવાની છે. હું મ્હારૂં કામ શરૂ કરૂં તે પહેલાં આપ તે સ્વિકારશો એમ મ્હને આશા છે'

'બેસ્ચીતજ,'

'પ્રથમ તો મ્હને આપના બંગલામા થોડા દિવસ રહેવાની પરવાનગી આપવી પડશે, નહિ આમંત્રણ આપવું પડશે. ખાસ ચિઠ્ઠીથી એક મિત્ર તરીકે આજેજ કોઇ મેલાવડામાં ઓળખાણ પડી હોય એમ ચતુરાઇ વાપરીને આપના પ્રાઇવેટ સેક્રેટરી મારફત સ્હમજ્યા!

'સ્હમજ્યો! એમ કરીશ.'

'બીજું આપની ખાનગી જીંદગી સંબંધી જ્યારે જ્યારે હું આપને સવાલ પુછું ત્યારે ત્યારે તેના સાચા જવાબ આપવા પડશે.'

'મી. ડીટેકટીવ!'

'અલબત એ હું કબુલું છું કે એવી નાજુક બાબનો વારેવારે ઉકેલી હું આપને નાહક તકલીફ આપીશ નહિ. પણ એટલું તો ખરૂં કે આપના કેસમાં આપની કેટલીક ખાનગી બાબતો જાણવાની ખાસ જરૂર છે'.

'ઠીક છે. પછી!'

'બીજુ એ કે અનેક પ્રયોગો પછી મ્હને મ્હારા કેસમાં સફળતા મળે-કદાચ ન યે મળે-તોપણ આપે કશી વાતનો અંદેશો ન રાખતાં હું ઇચ્છું ત્યાં સુધી મ્હને મ્હારા પ્રયોગો કરવા દેવા; એટલુંજ નહિ પણ આપની પાસે-અલબત્ત-પૈસા સિવાયની-જે જે મદદ માંગું તે આપે ચાલુ આપ્યા કરવી.

'યાવત્ ચંદ્ર—

'નહિ રહો! એટલી તો મ્હામાં યે ધીરજ નથી. વધુમાં વધુ દોઢ઼ગી એમાસ. ઓછામાં ઓછો આજથી ચોથો દિવસ!'

'કબુલ.'

'Thank you! ત્યારે કાલે મ્હને આમંત્રણ મળશે એમ આશા છે!'

'હા, હા, જરૂર!

હલકે હૈયે તે ભલા ગૃહસ્થને સાહેબજી કરી હું પાછો ઘર તરફ વળ્યો.

બીજે દિવસે બપોરના બરાબર બાર વાગે એક ધપધપીઓ પારસી-મી. અડાજણીઆનો પ્રાઇવેટ સેક્રેટરી-દોરાબ બેરીસ્ટર સીધો મ્હારા દીવાનખાનામાં આવી હાંફતાં હાંફતાં મ્હારી ખુરસી પર ધપ દઇને બેસી ગયો. તેને જોઇને હું ચોંક્યો. હા! બરાબર તેજ આંખો-મ્હોં-નેજ વાત કરવાની છટા-ફેર માત્ર એટલોજ કે દોરાબ બેરીસ્ટરને કેસરના જેવી મ્હોટી અણીયાળી મૂછો હતી. એટલો ફેર બાદ કરતાં આબાદ તેજ! મીસ આયમાય અડાજણીઆ!

'આય તમે હિંદુ લોકોકી ટો હાઠ જોરીયા બા! સૌલાના ચંદર ગોલેસર તમારૂંજ નામ કે! હું બોલેની? ચલાવી ચલાવીને

મ્હારી બદ્દી દુસ કહારી નાખી. અહીં પૂછીયું, ટહીં પૂછીયું ને પૂછીયું સારે ગામ ટેમે નહિ મલીવા મૌલાના કે નહિ મૅલીયા ચંદર ગોલેસર! બાપ, બાપ, બાપ કંઇ જરઆંતોર નામ છે નામ! હું પુછું આપ સીંહલડીપનું નામ ટમે કહાંહી શોઢી કહારીયું! અને ટે બી મ્હારે નશીબે! હં! ઓસોની તો!"

આ વાચાળ પારસીને જરા 'લટક' આપવાની જરૂર હતી. જાણે રમત કરવા માંગતો હઉં તેમ મ્હેં ખીસામાંથી રીવોલ-વર કહાડી તેને આમ તેમ ઉથલાવી જોઇ પાછી તે ખીસામાં મૂકી હું બોલ્યો :—

'આપણે–છે તે તમ્હે હમણા શું રહ્યું મીસ્ટર!'

આની અસર ધારેલી થઇ, તેને લાગ્યું કે આ 'વાનીઆ' સાથ રમત કરવામાં માલ નથી.

'જી, મ્હારા શેઠ મી. સોરાબજી અડાજનીઆએ આપને વરે આ.ય કાગજ મોકલીયુંચ ને પૂછાવીયુંચ કે આપની કંપનીનો લાભ એવનને કહારે આપસો.'

'નહિ, નહિ, તમ્હે તો કંઇ બીજું પૂછતા હતા ને! મૌલાના ને ચંદર ગોલેસર ને એવું બધું કંઇ!' તેના હાથમાંથી ચિઠ્ઠી લેતાં ડોળા કકડાવીને મ્હેં પૂછ્યું.

'નહિજી! એક્સક્યુઝ મી! આઇ બેગ યોર પાર્ડન!' તે ગગળી ગયો.

ચિઠ્ઠી વાંચી, જાણે કાંઇ અગત્યનું નહિ હોય તેમ મ્હેં એને ઓચિંતા પૂછ્યું, 'તમને બ્હેન છે કે!' એણે એટલીજ ત્વરાથી મ્હને રહામું પૂછ્યું 'કેમ પનવા માંગોચ!'

હવે આ એક ગંભીર ભૂલ હતી. કોઇ અજાણ્યા માણસને આપણે એમ પૂછીએ કે 'તમને બ્હેન છે કે' એટલે તે આપણને તરત જ રહામું એમ જ પૂછે કે 'કેમ પરણવા માંગો છો'! ત્યારે જવાબ શો દેવો? પૂછતાં તો પૂછ્યું, પણ પછી મ્હને લાગ્યું કે એ પ્રશ્ન પૂછવામાં મ્હેં કંઇક ઉતાવળ કરી હતી. એક ડીટેક્ટીવને જેટલી એવી વાતો જાણવાની જરૂર છે તેટલીજ એવી એવી વાતો જાણવામાં ધીરજ કેળવવા-ની યે જરૂર છે. એણે રહામા પુછેલા પ્રશ્નને જબરદસ્ત મશ્કરીના રૂપમાં લઇ હું ખડખડાટ હસી પડયો ને બોલ્યો "ઓહ! મી. દોરાબ! તમ્હે બહુ રમુજી લાગો છો! મ્હારે ને તમારે ખાસ બનશે! જાઓ! શેઠને કહેજો કે આજ રાતના હું જરૂર આવી જઇશ."

એક ધપધપીઆ પારસીને 'રમુજી' કહેવો એટલે શું? એને મન 'સર' નો ખેતાબ પણ એ વિશેષણ આગળ રદ છે! તે ખુશ થતો ગયો, 'કારણ મ્હારા જેવા એક રીવોલ્વર ધરાવનાર 'હારીસર' સાથે તેને સારી દોસ્તી બાઝવાની આશા હતી!

તે રાતના હું મી. અડાજણીઆના બંગલે રહેવા ગયો. તેના વિશાળ દીવાનખાનાના બરાબર મધ્ય ભાગે બીછાવેલા એક બેનમૂન કીંમતી ગાલીચાની આસપાસ ગોઠવેલા એક સુંદર સોફા ઉપર હું તેમજ સોરાબજી તે રાતે મોડે સુધી વાતે બેઠા હતા. દોરાબ પોતાના ઓરડામાં ગયો હતો. ઇધર ઉધરની અનેક વાતો થયા પછી મ્હેં સોરાબજીને ઓચિંતા પૂછ્યું! 'ત્યારે તમારા પ્રાઇવેટ સેક્રેટરી મી. દોરાબને કેટલી બ્હેન છો'

'એ બિચારાને બ્હેન જ નથી. એક હતી, પણ તે બિચારી છેક નાનપણમાં ગુજરી ગઇ.'

'બીજું કોઇ સગું?' મ્હેં પૂછ્યું.

'એક ધરડી ફુઇ છે તે આજે વર્ષો થયાં નવસારી રહે છે. દોરાબ કે એનો ભાઇ મ્હેરાબ ભાગ્યે જ એને મળવા જતા હશે. જો કે નાનપણમાં એ બન્ને ભાઇઓને એ ફુઇએજ ઉછેર્યાં હતાં.'



મ્હારાં વાઇફ મ્હેરાબને પહેલાં બહુ જ ચહાતાં હોય એમ દેખાતાં હતાં.

'એનો ભાઇ–દોરાબનો ભાઈ–એનું નામ શું કહ્યું ! એ કયાં છે ?'

"દોરાબના ભાઇનું નામ મ્હેરાબ ! તે તો આજ વર્ષો થયાં કવેટાના એક સ્ટેશન પર 'યુરપ શોપકીપર' ની દુકાન અને રેસ્ટોરાં ચલાવે છે."

"છેલ્લો એ અહિં કયારે આવેલો ?"

"એને અહીંયાથી ગયાને આજે પાંચ કે છ વર્ષ થયાં હશે. ત્યાર પછી મ્હેં એને અહીં જોયો નથી."

"ફીકર નહિ, એને આપે નજરે તો જોયો હશે, એનો ચ્હેરો—"

"બરાબર દોરાબની બીજી આવૃતિ જોઇ લો. ફરક એટલોજ કે દોરાબને મૂછ છે જ્યારે મ્હેરાબ મૂછ વગરનો અને સોહામણો જવાન છે. આ પાંચ વર્ષ પહેલાંની વાત છે હવે મૂછ ઉગી હોય તો કોણ જાણે ? ખરેખર એ બહુ ખુબસુરત છે. મ્હારાં વાઇફ એને નાનપણમાં બહુ ચાહતાં હતાં." તે નિખાલસ ગૃહસ્થ આમ બોલી હસી પડયો,

'પછી ?' મ્હેં કંઇક ઉત્તેજીત થઇને પૂછયું.

"પછીની વાત બહુ નાજુક છે."

"આપે મ્હને સર્વ વાત કહેવાનું વચન આપ્યું છે !"

'અલબત તે એટલી બધી નાજુક નથી કે હું તમને તે નહિ કહી શકું ! સાંભળો. **મ્હારાં વાઇફ મ્હેરાબને પહેલાં બહુ જ ચહાતાં હોય એમ દેખાતાં હતાં** પણ મ્હારા પૂજય ફાધર ઇન લૅા ને એ બીલકુલ પસંદ નહિ હતું. એ માણસને માટે કોણ જાણે કેમ એમને એટલો બધો તિરસ્કાર હતો કે એમની અજાણમાં યે ભૂલે ચુકે એમની એકની એક વ્હાલી દીકરી એ માણસ સાથે સંસર્ગમાં ન આવે તેની એ ખાસ ચોંપ રાખતા, એટલું જ નહિ પણ એમની હયાતી બાદ પણ એની સાથે એની દીકરી પરણે

નહિ તેને ખાતર એણે ખાસ પોતાના વીલમાં આજ્ઞા ફરમાવી હતી. એ માણસ માટે ડોસાને જેટલો તિરસ્કાર હતો તેટલો જ મ્હારે માટે એમને પ્યાર હતો. પેલો 'બ્લુ-દસ્તાવેજ' તે ડોસાનું વીલ છે તે તમ્હે વાંચ્યું હશે!'

'હા જી.'

'એની રૂએ એમની દીકરી જો મ્હને પરણે તોજ ડોસાની મબલખ દોલત એની દીકરીને મળે-નહિ તો કંઇ જુજનજ મળે એમ હતું.'

'પછી?'

'પણ એવું જબરીનું લગ્ન મ્હને પસંદ નહિ હતું. મીસ આયમાય અને મ્હેરાબની વચ્ચે કાંટા રૂપ થવું હું પસંદ નહિ કરતો હતો. એટલે હું મ્હારી મેળેજ મ્હારાં વૃધ્ધ માયને લઇ કોઇ ન જાણે એમ અમારે અસલ વતન અંકાજણ ચાલ્યો ગયો અહીં તો શોધાશોધ થઇ રહી. આખરે આયમાયે મ્હારો પત્તો મેળવી મ્હારા પર એક પત્ર લખી મ્હને અત્રે આવવાની વિનંતિ કીધી. હું આવ્યો, અને આમ એકાએક ચાલ્યા જવાનો ખુલાસો કીધો. તેણે પણ પોતાનો ખુલાસો કીધો. તેણે કહ્યું કે તેણી મ્હેરાબને ચાહતીજ નહિ હતી. તેણી પણ તેને પોતાના બાવાજી માફક ધિક્કારતાં શીખી હતી. પણ કોણ જાણે કેમ તે બહાર દેખાડતી નહિ. આથી મ્હેરાબને ઉત્તેજન મળતું. તેમ બાવાજી ચ્હીડાતા. આખરે તેણીએ જ્યારે મ્હને ખરા દીલથી ખાત્રી આપી કે તેણી મ્હને ચ્હાય છે, એટલુંજ નહિ પણ એ ફકત મ્હને મ્હારે ખાતરજ ચ્હાય છે. એની સાબીતીમાં એના બાવાજીની બધી દોલત એ ઉદવાડેના આતશબહેરામને સુપરદ કરી દેવાને પણ તૈયાર હતી! મ્હેં એની સખ્તમાં સખ્ત કસોટી કીધી અને મ્હને લાગ્યું કે એ મ્હને મ્હારે ખાતરજ ચ્હાય છે એટલે હું એની સાથે જોડાયો.'

'પછી આપને ત્યાં ચોરી ક્યારે થઇ? મ્હેં પૂછ્યું.'

'લગ્નને બીજે દહાડે!'

'અને તમ્હે કહો છો મ્હેરાબ તે વખતે અહીં નહિ હતો?

'ના નહિ હતો. એને આયમાયને હાથે નિરાશા મળતાં લગ્ન પહેલાં ત્રણ ચાર વર્ષ અગાઉનો એ કવેટા ઉપડી ગયો હતો.'

'ઠીક. આપની શી શી ચીજ ગઇ?'

'એક જોડ હીરાની બેનમૂન સર્પાકૃતિ બ્રેસલેટ. કાલીચરન બાબુ જેવો વિખ્યાત 'ડાયમન્ડ સેટર' કહે છે કે એ બ્રેસલેટના જેવા હીરા એણે કદી પણ જોયા નથી. અને એ બ્રેસલેટ! કોઇ ચીજ હતી. તે વખતે બાવાજીએ એના હીરા પચાસ હજારમાં લીધા હતા આજે તો એ બ્રેસલેટની કીમત ત્રણથી ચાર લાખ અંકાય. એવો જ એક ચંદ્રમણી હાર યાને નેકલેસ હતો. મ્હારાં વાઇફની એ બે પ્યારામાં પ્યારી ચીજો લગ્નને બીજે જ દહાડે ચોરાઇ જતાં મ્હારા વાઇફની ગમગીની નો ખ્યાલ હું તમને શી રીતે આપું!' સોરાબજી કંઇક ગળગળા થઇને બોલ્યા.

'વાર, કાલીકચરન બાબુ મ્હને એ બ્રેસલેટ ને નેકલેસનું આબેહુબ વર્ણન આપી શકશે? હું ધારું છું ત્યાં સુધી તમારી આ ચીજો સલામત છે, કારણ આવી ચીજો બજારમાં શક પેદા કીધા સિવાય વેચાઇ શકાતી નથી.'

'અરે હા રે! કાલેજ આપણે એની પાસે જઇશું.'

આ તેમજ બીજી કેટલીક વાતો કરી અમ્હે ઉઠયા અને પોતપોતાના શયનખંડમાં જઇ સૂતા. હું તો જાગતો જ હતો. આજની વાતોની કડી ગોઠવતાં ગોઠવતાં મ્હને એમજ લાગ્યું કે ચોર મ્હારા હાથમાં જ છે. એનું




અને

ઇ. સ. ની નવમી શતાબ્દિના પૂર્વાર્દ્ધમાં તેની ભારતયાત્રા

લેખકઃ—રા ઠક્કુર નારાયણ વિસનજી.

## ૧ મુસલ્માનોનું સ્તુત્ય સાહસ

આપણા પ્રાચીનતમ ભારતવર્ષ તથા ભારતવર્ષ સાથે પ્રાચીન કાળથી અનેક પ્રકારના સંબંધોની શૃંખલાથી જોડાયલા ચીનદેશના સંબંધમા જે સામગ્રી મુસલ્માનોની લેખિનીથી લખાયલી મળી આવે છે તેમાની સર્વથી પ્રાચીન સામગ્રી અરબી ભાષામાં છે અને તેમાં પણ સુલયમાન નામક એક સૌદાગરે પોતાના વ્યાપારના કારણથી કરાયલા ભારતવર્ષ તથા ચીનના પ્રવાસનો જે વૃત્તાન્ત અરબી ભાષામાં લખી રાખ્યો છે તે એ વિષયના અન્ય સર્વ મુસલ્માની લેખો કરતાં અધિક પ્રાચીન છે, કારણ કે, એ વિષયનો એથી પ્રાચીનતર કોઇ મુસલ્માની લેખ અદ્યાપિ ઉપલબ્ધ થયો નથી અને તેથી એ પ્રવાસ પુસ્તકના લેખકને જ ભારતવર્ષ તથા ચીનનો સર્વથા પ્રથમ મુસલ્માન યાત્રાળુ કિંવા પ્રવાસી માનવામા આવે છે.

"જો વિશ્વની લોકસંખ્યાને દશ ભાગમા વિભકત કરવામાં આવે, તો તેમાથી નવ ભાગ જેટલી લોકસંખ્યાની વૃત્તિ વ્યાપારમાં સંલગ્ન છે એમ જ જણાઇ આવશે !" એવું હજરત મહમ્મદ પયગમ્બર સાહેબનું એક શુભ વચન છે કે જે વચનની વ્યવહારિકતા તે સમયના અરબસ્તાન તથા ઇરાનના મુસલ્માનોમા પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થતી હતી; કારણ કે, 'અસફરો વસીલ તુજ્જફર' અર્થાત્ 'પ્રવાસ સફળતાની કુંચી છે,* એ અરબી સુભાષિતના રહસ્યના સંપૂર્ણ જ્ઞાતા હતા અને તેથી જ તેઓ વ્યાપારના ક્ષેત્રમાં અપૂર્વ ઉન્નતિને મેળવી શકયા હતા. અત્યારના યુગમાં પ્રવાસના કાર્યમા જે સરળતા તથા સુગમતાઓ થયેલી છે તે સર્વ વિખ્યાત છે, પરંતુ આજથી એક હજાર વર્ષ પૂર્વે એક સ્થાનમાથી અન્ય દૂરના સ્થાનમા પ્રવાસ કરવો એ કાર્ય કેટલી સીમા પર્યન્ત કઠિન, કષ્ટદાયક તથા ત્રાસદાયક હોવુ જોઇએ એની કેટલીક કલ્પના માત્ર તે લોકો જ કરી શકે તેમ છે, કે જે સ્થાનમા રેલ્વે તથા મોટર આદિ પ્રવાસ સાધનોનો સર્વથા અભાવ હોય તે સ્થાને મા પ્રવાસ કરવાના પ્રસંગો જેમને પ્રાપ્ત થયેલા છે. ઇતિહાસના જ્ઞાતાઓથી એ વાર્તા તો અજ્ઞાત નથી જ કે આજથી એક હજાર વર્ષ પૂર્વે યૂરોપની ક્રિશ્ચિયન્ જાતિઓ ઘોરતમ્ અંધકાર વડે આવૃત્ત થયેલી હતી અને ત્યા કેવળ મુસલ્માનોની જય ઘોષણા જ નયનગોચર થયા કરતી હતી. એવા સમયમા મુસલ્માનોએ પ્રચંડ પ્રયત્ન તથા સાહસપૂર્વક દૂર દૂરના દેશોમા જે ભ્રમણ કર્યાં હતા તે ભ્રમણના વૃત્તાન્તથી ઇતિહાસના પૃષ્ઠો કોરા નથી. સારાંશ કે, તે સમયના તેમના એ પ્રવાસોના વૃત્તાન્તોની સમીક્ષા કર્યા પછી કોઇ પણ સહૃદય મનુષ્ય તેમની શુધ્ધ હૃદયથી પ્રશંસા કર્યા વિના રહી શકે એ સર્વથા અસંભવનીય છે.

અહીં એ વિશિષ્ટતાથી જાણી લેવાની આવશ્યકતા છે કે મુસલ્માનો સર્વથી પ્રથમ કેવળ વ્યાપાર કિંવા વાણિજ્ય માટે જ દૂરના દેશોમા પહોચ્યા હતા. મુસલ્માનો કેવળ ભૂમિના માગથી જ દૂરના દેશોમા નહોતા ગયા; કિન્તુ દૂર દેશોમા પહોચવા માટે સમુદ્ર માર્ગ કિંવા જળમાર્ગને સ્વીકારવામા પણ તેમણે અલૌકિક નિર્ભયતા દર્શાવી હતી તેઓ ચીનની પૂર્વ સીમા પર્યન્ત પહોંચ્યા હતા અને ત્યા સુધી પહોંચવા માટે કેવળ સ્થળ

* આપણા વ્યવહારશાસ્ત્રવેત્તાઓએ પણ "वाणिज्ये वसति लक्ष्मी." એ વચનથી વ્યાપારની ઉત્કૃષ્ટતાને સ્વીકારેલી છે તેમ જ ચાતુર્ય કિંવા કૌશલ્યની પ્રાપ્તિનાં પાંચ મુખ્ય સાધનોમાં દેશાટન કિંવા પ્રવાસનો સર્વથી અગ્ર ભાગમાં ઉલ્લેખ કરેલો છે. યથા :—

માર્ગથી જ સંતુષ્ટ ન થતાં તેઓ પોતાની વિશાળ નૌકાઓને લઇને ભારતીય સમુદ્રમાં પણ પ્રવાસ કરતા હતા અને અપૂર્વ ધૈર્યથી સમુદ્ર માર્ગથી પણ પોતાની વિક્રય્ય વસ્તુઓ સહિત ચીન દેશની પૂર્વ સીમા પર્યન્ત જઇ પહોંચતા હતા. તેઓ અત્યંત દૂરના સ્થાનોમાં પણ કોઇ પણ પ્રકારના સંકોચ વિના ચાલ્યા જતા હતા અને તે પણ એકલા નહિ કિંતુ સમુદાયબદ્ધ થઇને જતા હતા. અત્યારે પણ મુસલ્માનોમાં સમુદાયબદ્ધ થઇને પ્રવાસ કરવાની પધ્ધતિ કેટલેક અંશે વિદ્યમાન છે; અર્થાત્ જ્યાં રેલ્વે અથવા એવા જ અન્ય પ્રવાસ સાધનોનો અભાવ હોય છે ત્યાં તેઓ સમુદાયના રૂપમાં જ પ્રવાસ કરે છે. વર્ષમાં એકવાર નિયત સમયે મક્કા નામક તીર્થક્ષેત્રની યાત્રા કરવાનો મુસલ્માનોનો નિયમ છે અને એ પ્રસંગે તેઓ સમુદાયબધ્ધ થઇને જ મક્કાની યાત્રા કરે છે * એ યાત્રાને હજ નામથી ઓળખવામાં આવે છે અને યાત્રાળુઓ હાજી નામથી ઓળખાય છે.

### ૨ મુસલ્માન સૌદાગરો

જે મુસલ્માન સોદાગરો વિદેશમાં જતા હતા તેઓ જ પોતાના દેશવાસીઓને અન્ય દેશોની પરિસ્થિતિ તથા નીતિરીતિનો પરિચય કરાવતા હતા; અર્થાત્ સર્વથી પ્રથમ તે મુસલ્માન સૌદાગરોએ જ યાત્રાળુના કર્ત્તવ્યનું યથાર્થ પાલન કર્યું હતુ અને તેમનાં મુખોથી અન્ય દેશોના વૃત્તાન્તો સાંભળીને ઇબ્ન હોકલ, બગદાદી, મસઊદી, અલ્બિરૂની અને ઇબ્નબતૂતા આદિ અનેક વિદ્વાનો વિદેશયાત્રા માટે કટિબધ્ધ થઇ ગયા હતા; માત્ર એટલું જ નહિ, પણ તેમણે પોતાના આયુષ્યનો અધિક ભાગ+ પ્રવાસમાં જ વીતાડયો હતો, કેવળ પ્રવાસના કારણથી જ અસંખ્ય કષ્ટોને સહ્યાં હતાં, ભૂગોળ તથા ઇતિહાસ આદિની વિશેષ રૂપથી વૃધ્ધિ કરી હતી અને પોતાની એ વિદેશ યાત્રા તથા વિદેશ વિવરણાત્મક ગ્રંથરચનાથી તેઓ પોતાની જાતિની તથા પોતાના દેશની નિઃસીમ સેવા કરીને ઇતિહાસમાં પોતાનાં નામોને અમર કરી ગયા હતા. વળી એ ઘટના શું ઇતિહાસવેત્તાઓથી અજ્ઞાત છે કે ભારતવર્ષમાંથી અનેક વસ્તુઓ કાબુલ તથા કંધારના માર્ગથી પશ્ચિમના સર્વ દેશોમાં જતી હતી ? નિઃસંદેહ તે વસ્તુઓને જોઇને જ મહમુદ ગઝનવીના ધનલોલુપ હૃદયમાં ભારતવર્ષની લક્ષ્મીને લુંટવાના લોભનો ઉદય થયો હતો અને તે લોભના પરિણામે ભારતવર્ષ પર અનેક આક્રમણો કરીને પોતાની ધન તૃષ્ણાને તૃપ્ત કરી હતી. અસ્તુ, આવા પ્રકારની ઘટનાઓથી સ્પષ્ટ દેખાઇ આવે છે કે તે સમય મુસલ્માન સૌદાગરો કેવળ સૌદાગરી અથવા વ્યાપારમાંજ કુશળ હતા એમ નહોતું; કિન્તુ પોતાના પ્રવાસી તરીકેના કર્ત્તવ્યને પાળવામાં પણ તેઓ તેટલાજ કુશળ હતા. મુસલ્માનોની મુસાફિર કિંવા પ્રવાસી તરીકેની યોગ્યતાનું ઉર્દુભાષાના સુવિખ્યાત કવિવર હાલીએ પોતાના 'મુસદ્દસે હાલી' નામક

---

* "देशाटनं पंडितमित्रता च, वारांगना राजसभा प्रवेश : ।
अनेकशास्त्रार्थ विलोकनं च, चातुर्यमूलानि भवंति पंच " ॥

અર્થાત્ "દેશાટન કિંવા પ્રવાસ, પંડિતજનોની મિત્રતા, વારાગના, રાજસભામાં પ્રવેશ અને અનેક શાસ્ત્રોના અર્થનુ અવલોકન એ પાંચ વસ્તુઓ ચાતુર્યનાં મૂલરૂપ થઇ પડે છે."

\+ ભારતવર્ષમાં પણ જ્યારે રેલ્વે આદિ પ્રવાસનાં સાધનો નહોતાં તે સમયમાં તીર્થયાત્રા માટે યાત્રાળુઓ એકલા નહિ, કિન્તુ સમુદાયબધ્ધ થઇને જ નીકળતા હતા અને યાત્રાળુઓનો તે સમુદાય **સંઘ** નામથી તથા તે સંઘનો અગ્રેસર પુરુષ **સંઘવાહી** નામથી ઓળખાતો હતો. અદ્યાપિ એ સંઘપધ્ધતિ અલ્પસ્વલ્પ પરિમાણમાં વિદ્યમાન છે સંઘવાહી શબ્દનું રૂપાન્તર સંઘવી થયેલુ છે

કાવ્યગ્રંથમાં જે મનોહર શાબ્દિક ચિત્ર આલેખ્યું છે તેને અહીં ગુર્જર પાઠક તથા પાઠિકાઓની જાણ માટે ઊતારી લેવામાં આવ્યું છે અને તે આ પ્રમાણે :—

"સદા ઉન્કો મરગૂબ સયરો સફર થા;
હરેક અર્ઝે આલમમેં ઉન્કા ગુજર થા;
તમામ ઉન્કા છાના હુવા બેહરોબર થા;
જો લંકામેં ડેરા તો બર્બરમેં ઘર થા;
વો ગિનતે થે યકસાં વતન ઔર સફર કો;
ઘર આપના સમઝતે થે હર દશ્તોદરકો
"જહાંકો હય યાદ ઉન્કી રફતાર અબતક;
કે નક્શે કદમ હયૅ નમૂદાર અબતક;
મલાયામેં હયૅ ઉન્કે આસાર અબતક;
ઉન્હેં રો રહા હય મલેબાર અબતક;
હિમાલાકો હયૅ વાકેઆત ઉન્કે અઝબર;
નિશાં ઉન્કા બાકી હયૅ જિબ્રાલ્ટર પર!"

અર્થાત્ "મુસલ્માનોને પ્રવાસ સર્વદા એટલી સીમા પર્યન્ત પ્રિય હતો કે તે પ્રવાસપ્રિયતાના પરિણામે પૃથ્વીના પ્રત્યેક ખંડમાં તેમનો પ્રવેશ થયો હતો. તેમણે પ્રત્યેક સમુદ્ર તથા પ્રત્યેક દેશની ભૂમિ પોતાના ચરણ તળેથી કાઢી નાંખ્યાં હતાં; તેમનો તંબૂ લંકામાં હોય તો ઘર નીલનદીના તીર પ્રાન્તમાં વસેલા બર્બર નામક નગરમાં હોય એવી તેમની સ્થિતિ હતી* તેઓ પોતાની જન્મભૂમિમાંના નિવાસ તથા પ્રવાસને સમાન જ માનતા હતા અને પ્રત્યેક અરણ્ય તથા પર્વતને તેઓ પોતાના ગૃહ તરીકેજ સ્વીકારી લેતા હતા. તેમની ગતિનું વિશ્વને અદ્યાપિ સ્મરણ છે; તેમનાં ચરણચિન્હો અદ્યાપિ વર્ત્તમાન છે; મલાયા નામક દ્વીપકલ્પમાં તેમની નિશાનીઓ અત્યારે પણ જોવામાં આવે છે; મલબાર દેશ અદ્યાપિ તેમના નામથી અશ્રુપાત કરી રહ્યો છે, અને તેમનાં કાર્યો અદ્યાપિ હિમાલયના જિવ્હાગ્રભાગમાં વિરાજી રહ્યાં છે અને જિબ્રાલ્ટરમાં પણ અદ્યાપિ તેમનાં સ્મૃતિચિન્હો વિપુલ પરિમાણમાં અવશિષ્ટ છે" ઇત્યાદિ.

સારાંશ કે, મુસલ્માનો જ્યા સુધી વ્યાપારાર્થે અનેક દેશોમા ભ્રમણ કરતા રહ્યા હતા ત્યા સુધી વ્યાપાર અકુધા તેમના જ અધિકારમા રહ્યો હતો અને લક્ષ્મી તેમના ગૃહની દાસી થઇ રહી હતી; પરંતુ જ્યારથી મુસલમાનોના હસ્તમાથી વ્યાપાર સરી ગયો અને યૂરોપવાસીઓએ વિશ્વના વ્યાપારને સર્વથા અધિકૃત કિંવા હસ્તગત કરી લીધો ત્યારથી મુસલમાનોની અવસ્થા કેટલી સીમાપર્યન્ત શોચનીય થઇ પડી છે એ સર્વવિશ્રુત હોવાથી એના અધિક વિવેચનની આવશ્યકતા છે જ નહિ.

## સુલયમાન સૌદાગર અને તેનું પ્રવાસ પુસ્તક.

જેમને ભારતવર્ષની યાત્રાના સૌભાગ્ય દર્શક પ્રસગો પ્રાપ્ત થયા હતા તેવા અનેક ગ્રીક, ચીના તથા ફ્રેંચ યાત્રાળુઓ કિંવા પ્રવાસીઓની લેખિનીથી લખાયલાં ભારતીય પ્રવાસ પુસ્તકો મળી આવ્યાં છે અને તે પ્રવાસપુસ્તકો દ્વારા પ્રાચીન ભારતવર્ષ

* બર્બર મિસર દેશનું એક નગર છે અને તે આફ્રિકાના ઉત્તર વિભાગમાં આવેલું છે. એ સ્થાનમાથી મુસલ્માનો લંકા પર્યન્ત પ્રવાસ કરતા હતા અને તેથી લંકામા તેમના એ પ્રવાસના પ્રમાણ સ્વરૂપ અરબોની નસલ અત્યારે પણ વિદ્યમાન છે.

વિષયક અનેક ઉપર્યુક્ત કથાઓ જેવી રીતે આપણા જાણવામાં આવી શકી છે તેવીજ રીતે અનેક મુસલ્માન પ્રવાસીઓનાં પ્રવાસ પુસ્તકો દ્વારા પણ તેમના સમયના ભારત વર્ષની સ્થિતિને કેટલેક અંશે જાણી શકવાના ભાગ્યને આપણે પ્રાપ્ત કરી શકયા છીએ, એ સર્વથા નિર્વિવાદ છે મસઊદી, અલ્બિરૂની અને ઇબ્ન બતૂતા આદિ મુસલ્માન ભારત પ્રવાસીઓનાં નામો એ વિષયમાં જો કે અગ્રસ્થાને વિરાજે છે, તથાપિ મુસલ્માન પ્રવાસીઓની લેખિનીથી લખાયલાં પ્રવાસ પુસ્તકોમાં જે પુસ્તક સર્વથી પ્રાચીન મનાય છે તે સુલયમાન નામક એક સોદાગરની લેખિનીથી લખાયલું પુસ્તક છે એ સુલયમાને ાપારાર્થે કેવળ ભારતવર્ષમાં જ ભ્રમણ ર્યું નહોતું, કિન્તુ ચીન દેશમાં પણ એકથી ાશેષ વાર પ્રવાસ કર્યો હતો.

મહોદય ઇલિયટે અંગ્રેજી ભાષામાં History of India as Told v its own Historians" નામક તિહાસગ્રંથ મુસલ્માનો દ્વારા સંકલિત ામગ્રીના આધારે લખ્યો છે અને મહોદય ાસન્ સાહેબે જેનું સંપાદન કર્યું છે તે સ્પષ્ટ ભાગાત્મક પ્રતિહાસ ગ્રંથના પ્રથમ ભાગના પ્રારંભમાં જ સુલયમાન સૌદાગરના પ્રવાસ પુસ્તકને જ સર્વથી પ્રાચીન માનવામાં આવ્યું છે તેમજ ફ્રેંચ ડૉક્ટર લીઓને પણ એ સૌદાગરને જ ભારતવર્ષના સર્વથી પ્રથમ મુસલ્માન પ્રવાસી તરીકે ઓળખાવેલો છે;† માત્ર એટલું જ નહિ, પણ ડૉક્ટર લીઓનના મત અનુસાર યુરોપમાં ચીનના સંબંધમાં અત્યાર સુધીમાં જેટલાં પુસ્તકો પ્રકાશિત થયાં છે તે સર્વમાં સુલયમાન સોદાગરનું પ્રવાસપુસ્તક સર્વથી પ્રથમ છે. સારાંશ કે, ભારતવર્ષ તથા ચીન દેશના આદિ મુસલ્માન પ્રવાસી તરીકે સુલયમાન સૌદાગરને જ સ્વીકારવો પડે છે; કારણ કે, તેનાથી પૂર્વે ભારતવર્ષ તથા ચીન દેશમાં પ્રવાસ કરી ગયેલા કોઇ અન્ય મુસલ્માન પ્રવાસીનું પ્રવાસ પુસ્તક અદ્યાપિ ઉપલબ્ધ થયું નથી.

સુલયમાન સૌદાગર મૂળ ફારસ અથવા ઇરાન નામક દેશનો નિવાસી હતો; પરંતુ તેનો સમસ્ત વ્યવસાય બસરા નગરમાં હોવાથી એવું અનુમાન કરી શકાય છે કે તે વ્યવસાયના કારણથી પોતાની જન્મભૂમિને ત્યાગીને બસરા નગરમાં સ્થાયી ભાવથી વસી ગયેલો હોવો જોઇએ. તે કાળમાં વ્યાપારનાં સૂત્રો વિશેષ પરિમાણમાં મુસલ્માનોના હસ્તમા હતાં અને મુસલ્માન સૌદાગરોની મધ્યસ્થતાથી જ ભારતવર્ષ તથા ચીનની અનેક વસ્તુઓ સમસ્ત યુરોપ તથા આફ્રિકામાં પહોંચતી હતી વ્યાપારના નિમિત્તથી અર્થાત્ મુસલ્માન સૌદાગરોને દૂર દૂરના દેશોમાં પ્રવાસ કરવાના પ્રસંગો વારંવાર પ્રાપ્ત થતા હતા અને એ સૌદાગરી કિંવા વ્યાપારના નિમિત્તથી જ સુલયમાન સૌદાગરે પણ અનેકવાર ભારત વર્ષમાં પ્રવાસ કર્યો હતો. સુલયમાનના પોતાના લેખથી આપણે સ્પષ્ટ રૂપથી જાણી શકીએ છીએ કે ભારતવર્ષ સાથે તેનો સંબંધ દીર્ઘકાળ પર્યન્ત રહ્યો હતો.

( સ્થળસંકોચને લીધે આ ઉપયોગી લેખનો બહુ થોડો ભાગ આ અંકમાં આપી શકાયો છે. આવતા અંકમાં વધુ પૃષ્ઠો અપાશે.)

† ડૉક્ટર લીઓને પોતાનો એ ગ્રંથ ફ્રેંચ ભાષામાં લખ્યો છે અને તેનો ઉર્દૂ ભાષામાં સૈયદ અલી બિલગ્રામીએ ' તમદુન અરબ ' નામથી અનુવાદ કરેલો છે